# ગુજરાતી સાહિત્ય પરિષદ

## ૨૦મું સંમેલન

તા. ૨૩, ૨૪ અને ૨૫ ઑક્ટોબર ૧૯૫૯, અમદાવાદ

# હેવાલ




પ્રકાશક
સ્વાગત સમિતિ, ૨૦મું સંમેલન
ગુજરાતી સાહિત્ય પરિષદ
અમદાવાદ

પ્રકાશક
જેઠાલાલ જી. ગાંધી
મંત્રી, સ્વાગત સમિતિ, ૨૦મું સંમેલન
ગુજરાતી સાહિત્ય પરિષદ
C/O ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ–૧



કિંમત રૂપિયા સાત




મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪

# અનુક્રમણિકા

## ખંડ-૧ સંમેલનની કાર્યવાહી પૃ. ૧-૪૩



## ખંડ-૨ ભાષણો પૃ. ૧-૧૪૧

## ખંડ-૩ નિબંધો પૃ. ૧૪૩-૩૪૦

### ૧. સાહિત્ય વિભાગ :



### ૨. ઈતિહાસ-પુરાતત્ત્વ વિભાગ :

## ખંડ–૪ નિબંધોના સંક્ષેપ પૃ. ૧–૨૮

### ૧. સાહિત્ય વિભાગ :

૪. વિજ્ઞાન વિભાગ :



૫. પત્રકારત્વ વિભાગ :

# ગુજરાતી સાહિત્ય પરિષદ

૨૮મું સંમેલન

# હેવાલ

ખંડ ૧ : સંમેલનની કાર્યવહી

# પૂર્વભૂમિકા

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૯મું સંમેલન ૧૯૫૫ના ઑક્ટોબરમાં નડિયાદ મુકામે મળ્યું તેની તરત અગાઉ ગુજરાતભરના સોએક જેટલા અગ્રણી સાહિત્યકારોએ પરિષદપ્રવૃત્તિઓ સ્થગિત થઈ ગયા જેવી, નિષ્પ્રાણ, બની ગઈ હતી અને પરિષદનું બંધારણ લોકશાસનની પ્રણાલિકાઓને અનુરૂપ નહીં હોવાથી ગુજ-રાતી પ્રજાના વાઙ્મય-પુરુષાર્થ સાથે પરિષદનો સંબંધ જળવાતો નહોતો એની સામે વિરોધ નોંધાવ્યો હતો, જેને પરિણામે નડિયાદ અધિવેશનના વરાયેલા પ્રમુખ અને પરિષદના મુખ્ય સૂત્રધાર શ્રી. કનૈયાલાલ મુનશીએ વિરોધ પ્રદર્શિત કરનારા સાહિત્યકારોના સાત જેટલા પ્રતિનિધિઓ સાથે ચર્ચાવિચારણા કરીને પરિષદનું બંધારણ સુધારવા માટે તેર પરિષદસભ્યોની એક સમિતિ નિયુક્ત કરી હતી. તે સમયના બંધારણ પ્રમાણે મધ્યસ્થ સમિતિ માન્ય રાખે તો જ બંધારણમાં સુધારો થઈ શકે એમ હતું એટલે ઉપર્યુક્ત સમિતિએ સર્વાનુમતે તૈયાર કરેલો બંધારણનો નવો ખરડો પરિષદની મધ્યસ્થ સમિતિની મુંબઈમાં મળેલી બેઠક સમક્ષ રજૂ થયો હતો અને સારી એવી ચર્ચાવિચારણાને અંતે થોડાક ફેરફારસહિત , તે માન્ય રાખવામાં આવ્યો હતો. આ સુધારેલા બંધારણનો અમલ કરવા અને તે પ્રમાણે નવી ચૂંટણીઓ કરવા માટે વચગાળાના સમય માટે પરિષદપ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીએ ત્રણ સભ્યોની એક "ઈમર્જન્સી કમિટી"ની નિમણૂક કરી હતી. નોંધપાત્ર વાત એ હતી કે જૂની મધ્યસ્થ સમિતિના એકેએક સભ્યે એ જ બેઠકમાં પોતાના સભ્યપદનું પ્રમુખશ્રી સિવાય રાજીનામું આપી દીધું હતું, જેનો ત્યાં ને ત્યાં સ્વીકાર પણ થયો હતો!

પરિષદ આ રીતે " ઈમર્જન્સી કમિટી " દ્વારા પોતાનું સાતત્ય જાળવી રહી હતી તે ગાળામાં પરિષદપ્રમુખ શ્રી. મુનશીની દોરવણી હેઠળ તેણે નવું બંધારણ રજિસ્ટર કરાવી લીધું હતું, પરિષદની ઑફિસ મુંબઈથી ખસેડીને અમદાવાદમાં આણી હતી, અને પરિષદની નવી મધ્યસ્થ સમિતિની ચૂંટણી પણ કરી હતી. કમિટીએ ૨૦મા અધિવેશનની તૈયારી પણ ઉપાડી લીધી હતી અને પરિષદપ્રમુખની ચૂંટણી માટે પણ વ્યવસ્થા કરી હતી.

પરિષદનું ૨૦મું સંમેલન ભરવાની જવાબદારી આ નવી મધ્યસ્થ સમિતિની હોવાથી તેની રચના થતાં સુધીમાં જે સમય અનિવાર્યપણે વીત્યો તે દરમિયાન અધિવેશન માટે નિર્ણાયક તજવીજ થઈ શકે તેમ નહોતી. આમ કર-વામાં ચારેક વર્ષનો ગાળો વીતી ગયો હતો. પરિષદની નવી મધ્યસ્થ સમિતિની તા. ૨૫–૧–'૫૯ની બેઠક મળી ત્યારે એની સમક્ષ અધિવેશન માટે મુંબઈની વિલેપારલે સાહિત્ય સભાનું અને અમદાવાદની ગુજરાત વિદ્યાસભાનું એમ બે

આમંત્રણો રજૂ થયાં હતાં. મધ્યસ્થ સમિતિએ સમગ્રતાએ વિચાર કરીને ૨૦મા સંમેલન માટે ગુજરાત વિદ્યાસભાનું આમંત્રણ સ્વીકારવાનો નિર્ણય સર્વાનુમતે કર્યો અને ૧૯૫૯ના મે માસના પ્રથમ પખવાડિયામાં અમદાવાદમાં અધિવેશન ભરવાનું ઠરાવી સંમેલન અંગેની પૂર્વતૈયારીઓ કરવાનું ગુજરાત વિદ્યાસભાને લખી જણાવવાનું ઠરાવ્યું. પરંતુ ગુજરાત વિદ્યાસભા તરફથી જ્યારે એમ જણાવવામાં આવ્યું કે અધિવેશન ભરવા માટે મે માસ કરતાં ઑકટોબર માસ અધિક અનુકૂળ પડશે ત્યારે પરિષદે ૧૯૫૯ના ઑકટોબર માસમાં અધિવેશન ભરવાનું ઠરાવ્યું.

સન ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદનું પહેલું અધિવેશન અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદે મળ્યું હતું. તે પછી છઠ્ઠું અધિવેશન બીજી વાર પણ અમદાવાદમાં જ ૧૯૨૦ની સાલમાં સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપદે મળ્યું હતું. ત્યાર પછી ૧૯૩૬માં પરિષદનું બારમું સંમેલન મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે પ્રેમાભાઈ હૉલમાં મળ્યું હતું. આ પછી તેવીસ વર્ષે ચોથી વાર પરિષદનું વીસમું સંમેલન ગુજરાત વિદ્યાસભાના આમંત્રણથી અમદાવાદમાં ભરવાનું નક્કી થયું. આ ૨૦મા સંમેલનના પ્રમુખપદે આચાર્યશ્રી દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરની વરણી થઈ હતી.

ગુજરાત વિદ્યાસભાએ અધિવેશનની તૈયારીઓ ચાલુ કરી દેવા માટે ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ અને અમદાવાદ મ્યુ. કોર્પોરેશનના મેયર શ્રી. ચીનુભાઈ ચીમનલાલના પ્રમુખપદે એક સ્થાનિક કારોબારી મંડળની રચના કરી હતી, જેણે પ્રારંભિક તૈયારીઓ પછી તા. ૨૩–૨–'૫૯ને રોજ સ્વાગતમંડળની પહેલી સભા મેળવી હતી. આ સ્વાગતમંડળે નીચે મુજબની સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિની રચના કરી હતી :

પ્રમુખ : શ્રી ચીનુભાઈ ચીમનલાલ
ઉપપ્રમુખો : શ્રી સરલાદેવી સારાભાઈ
શ્રી શારદાબહેન મહેતા
શ્રી તનુમતીબહેન ચીનુભાઈ
શ્રી ચૂનીલાલ વર્ધમાન શાહ
શ્રી ગૌરીશંકર જોશી 'ધૂમકેતુ'
શ્રી રસિકલાલ છો. પરીખ
શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ
શ્રી રવિશંકર મ. રાવળ
શ્રી ચંદ્રકાંત છો. ગાંધી
શ્રી ફિરોઝ કા. દાવર

કોશાધ્યક્ષો : શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ
શ્રી સુરોત્તમ હઠીસિંગ
શ્રી નવનીતલાલ સાકરલાલ શોધન

મંત્રીઓ : શ્રી ઝીણાભાઈ દેસાઈ
શ્રી ઉમાશંકર જોશી
શ્રી જેઠાલાલ ગાંધી
શ્રી યશવંત શુક્લ

સભ્યો : શ્રી ગટુલાલ ગો. ધ્રુ
શ્રી વિનોદિની નીલકંઠ
શ્રી ઇન્દુમતીબહેન ચીમનલાલ
શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈ
શ્રી મદનમોહન મંગળદાસ
શ્રી બચુભાઈ રાવત
શ્રી જયંતી દલાલ
શ્રી કે. એમ. કાંટાવાલા
શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી
શ્રી કપિલરાય મહેતા
શ્રી સવિતાબહેન ત્રિવેદી
શ્રી પુરુષોત્તમ માવળંકર
શ્રી દામુભાઈ શુક્લ
શ્રી હીરાલાલ કાપડિયા
શ્રી દેવેન્દ્ર દીક્ષિત
શ્રી લાલભાઈ ચીમનલાલ

તે ઉપરાંત સંમેલનનાં જુદાં જુદાં કાર્યો પાર પાડવા માટે નીચે પ્રમાણે સમિતિઓ નિમાઈ હતી :

**નિબંધ સમિતિ :**

શ્રી ઉમાશંકર જે. જોશી
શ્રી ભોગીલાલ જ. સાંડેસરા
શ્રી ઠાકોરલાલ શ્રી. ઠાકોર
શ્રી વિનોદિનીબહેન નીલકંઠ
શ્રી પ્રો. ફિરોઝ કા. દાવર
શ્રી સુસ્મિતાબહેન મેઢ
શ્રી નગીનદાસ ના. પારેખ
શ્રી યશવંત પ્રા. શુક્લ
શ્રી ચૂનીલાલ વ. શાહ
શ્રી ઝીણાભાઈ ર. દેસાઈ
શ્રી પ્રાણજીવન વિ. પાઠક
શ્રી મધુસૂદન પારેખ (મંત્રી)

આમંત્રણો રજૂ થયાં હતાં. મધ્યસ્થ સમિતિએ સમગ્રતાએ વિચાર કરીને ૨૦મા સંમેલન માટે ગુજરાત વિદ્યાસભાનું આમંત્રણ સ્વીકારવાનો નિર્ણય સર્વાનુમતે કર્યો અને ૧૯૫૯ના મે માસના પ્રથમ પખવાડિયામાં અમદાવાદમાં અધિવેશન ભરવાનું ઠરાવી સંમેલન અંગેની પૂર્વતૈયારીઓ કરવાનું ગુજરાત વિદ્યાસભાને લખી જણાવવાનું ઠરાવ્યું. પરંતુ ગુજરાત વિદ્યાસભા તરફથી જ્યારે એમ જણાવવામાં આવ્યું કે અધિવેશન ભરવા માટે મે માસ કરતાં ઑક્ટોબર માસ અધિક અનુકૂળ પડશે ત્યારે પરિષદે ૧૯૫૯ના ઑક્ટોબર માસમાં અધિવેશન ભરવાનું ઠરાવ્યું.

સન ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદનું પહેલું અધિવેશન અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદે મળ્યું હતું. તે પછી છઠ્ઠું અધિવેશન બીજી વાર પણ અમદાવાદમાં જ ૧૯૨૦ની સાલમાં સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપદે મળ્યું હતું. ત્યાર પછી ૧૯૩૬માં પરિષદનું બારમું સંમેલન મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે પ્રેમાભાઈ હૉલમાં મળ્યું હતું. આ પછી તેવીસ વર્ષે ચોથી વાર પરિષદનું વીસમું સંમેલન ગુજરાત વિદ્યાસભાના આમંત્રણથી અમદાવાદમાં ભરવાનું નક્કી થયું. આ ૨૦મા સંમેલનના પ્રમુખપદે આચાર્યશ્રી દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરની વરણી થઈ હતી.

ગુજરાત વિદ્યાસભાએ અધિવેશનની તૈયારીઓ ચાલુ કરી દેવા માટે ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ અને અમદાવાદ મ્યુ. કોર્પોરેશનના મેયર શ્રી. ચીનુભાઈ ચીમનલાલના પ્રમુખપદે એક સ્થાનિક કારોબારી મંડળની રચના કરી હતી, જેણે પ્રારંભિક તૈયારીઓ પછી તા. ૨૩–૨–'૫૯ને રોજ સ્વાગતમંડળની પહેલી સભા મેળવી હતી. આ સ્વાગતમંડળે નીચે મુજબની સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિની રચના કરી હતી :

પ્રમુખ : શ્રી ચીનુભાઈ ચીમનલાલ
ઉપપ્રમુખો : શ્રી સરલાદેવી સારાભાઈ
શ્રી શારદાબહેન મહેતા
શ્રી તનુમતીબહેન ચીનુભાઈ
શ્રી ચૂનીલાલ વર્ધમાન શાહ
શ્રી ગૌરીશંકર જોશી 'ધૂમકેતુ'
શ્રી રસિકલાલ છો. પરીખ
શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ
શ્રી રવિશંકર મ. રાવળ
શ્રી ચંદ્રકાંત છો. ગાંધી
શ્રી ફિરોઝ કા. દાવર

કોશાધ્યક્ષો : શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ
શ્રી સુરોત્તમ હઠીસિંગ
શ્રી નવનીતલાલ સાકરલાલ શોધન

મંત્રીઓ : શ્રી ઝીણાભાઈ દેસાઈ
શ્રી ઉમાશંકર જોશી
શ્રી જેઠાલાલ ગાંધી
શ્રી યશવંત શુક્લ

સભ્યો : શ્રી ગટુલાલ ગો. ધ્રુ
શ્રી વિનોદિની નીલકંઠ
શ્રી ઈન્દુમતીબહેન ચીમનલાલ
શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈ
શ્રી મદનમોહન મંગળદાસ
શ્રી બચુભાઈ રાવત
શ્રી જયંતી દલાલ
શ્રી કે. એમ. કાંટાવાલા
શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી
શ્રી કપિલરાય મહેતા
શ્રી સવિતાબહેન ત્રિવેદી
શ્રી પુરુષોત્તમ માવળંકર
શ્રી દામુભાઈ શુક્લ
શ્રી હીરાલાલ કાપડિયા
શ્રી દેવેન્દ્ર દીક્ષિત
શ્રી લાલભાઈ ચીમનલાલ

તે ઉપરાંત સંમેલનનાં જુદાં જુદાં કાર્યો પાર પાડવા માટે નીચે પ્રમાણે સમિતિઓ નિમાઈ હતી :

**નિબંધ સમિતિ :**

શ્રી ઉમાશંકર જે. જોશી
શ્રી ભોગીલાલ જ. સાંડેસરા
શ્રી ઠાકોરલાલ શ્રી. ઠાકોર
શ્રી વિનોદિનીબહેન નીલકંઠ
શ્રી પ્રો. ફિરોઝ કા. દાવર
શ્રી સુસ્મિતાબહેન મેઢ
શ્રી નગીનદાસ ના. પારેખ
શ્રી યશવંત પ્રા. શુક્લ
શ્રી ચૂનીલાલ વ. શાહ
શ્રી ઝીણાભાઈ ર. દેસાઈ
શ્રી પ્રાણજીવન વિ. પાઠક
શ્રી મધુસૂદન પારેખ (મંત્રી)

ભંડોળ સમિતિ :

શ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસ
શ્રી નવનીતલાલ સાકરલાલ શોધન
શ્રી પ્રભુદાસ બા. પટવારી
શ્રી પુષ્પાબહેન કાંતિલાલ
શ્રી સુરોત્તમભાઈ હઠીસિંગ
શ્રી ગિરધરલાલ દામોદરદાસ
શ્રી વિઠ્ઠલભાઈ પુ. અમીન
શ્રી ચંદ્રકાંત મો. જગાભાઈ
શ્રી જેઠાલાલ જે. ગાંધી (મંત્રી)

ઉતારા સમિતિ :

શ્રી મોતીલાલ શર્મા
શ્રી કૃષ્ણચંદ્ર રામચંદ્ર સંત
શ્રી ડૉ. પુષ્પેન્દ્રભાઈ ભટ્ટ
શ્રી રમણીકલાલ જ. દલાલ
શ્રી વિદ્યાબહેન ધ્રુ
ડૉ. રમેશ ન. દેસાઈ
શ્રી ભીખુભાઈ પંડયા
શ્રી ચૈતન્યબહેન દિવેટિયા
શ્રી પરમાનંદ દવે
શ્રી જિતેન્દ્ર જેટલી (મંત્રી)

ભોજનવ્યવસ્થા સમિતિ :

શ્રી ગંગાબહેન બાલાભાઈ ઝવેરી
શ્રી પદ્માબહેન ફડિયા
શ્રી જ્યોત્સ્નાબહેન જોશી
શ્રી જયવતીબહેન ન. દેસાઈ
શ્રી રવીન્દ્રભાઈ રાવજીભાઈ પટેલ
શ્રી શાંતિલાલ જીવણલાલ ગાંધી
શ્રી મનુભાઈ જોધાણી
શ્રી વીણાબહેન અમીન
શ્રી રંજનબહેન દલાલ
શ્રી જેઠાલાલ જી. ગાંધી (મંત્રી)

રંજન કાર્યક્રમ સમિતિ :

શ્રી જયશંકરભાઈ ભોજક
શ્રી સુસ્મિતાબહેન મેઢ
શ્રી અરુણભાઈ ઠાકોર
શ્રી વીરબાળાબહેન નાગરવાડિયા
શ્રી મૃણાલિનીબહેન સારાભાઈ
શ્રી અનસૂયાબહેન ચોકસી
શ્રી દ્રુમનબહેન દીવાનજી
શ્રી પ્રિયબાળાબહેન શાહ (મંત્રી)
શ્રી રમાબહેન ત્રિવેદી (મંત્રી)

કાર્યક્રમ, સભાવ્યવસ્થા તથા શણગાર સમિતિ :

શ્રી રવિશંકર મ. રાવળ
શ્રી ઈન્દુમતીબહેન મહેતા
શ્રી પુરુષોત્તમ ગ. માવળંકર
શ્રી જેઠાલાલ ગાંધી
શ્રી નિરંજનભાઈ ભગત
શ્રી બચુભાઈ પો. રાવત
શ્રી બળવંતરાય જી. ભટ્ટ
શ્રી યશવંત પ્રા. શુકલ
શ્રી સોમાભાઈ શાહ
શ્રી બાલમુકુંદ દવે
શ્રી પીતાંબરભાઈ પટેલ (મંત્રી)

**પ્રચાર અને પ્રકાશન સમિતિ :**

શ્રી કપિલરાય મ. મહેતા
શ્રી કકલભાઈ ર. કોઠારી
શ્રી રમણલાલ છો. શેઠ
શ્રી ચીમનભાઈ સોમાભાઈ પટેલ
શ્રી રમણલાલ ર. કોઠારી
શ્રી નિરુભાઈ ભા. દેસાઈ
શ્રી પીતાંબરભાઈ ન. પટેલ (મંત્રી)

**અધિવેશનના વિભાગો :**

સ્વાગત સમિતિએ અધિવેશન માટે નીચે પ્રમાણે પાંચ વિભાગો રાખવા એમ ઠરાવ્યું હતું અને પ્રત્યેક વિભાગની સામે દર્શાવેલા વિદ્વાનોએ સ્વાગત સમિતિના આમંત્રણને માન આપીને વિભાગીય પ્રમુખ તરીકેની જવાબદારી સ્વીકારી હતી :

| | વિભાગ | વિભાગીય પ્રમુખ |
|---|---|---|
| ૧. | સાહિત્ય વિભાગ | શ્રી ત્રિભુવનદાસ લુહાર—સુંદરમ્ |
| ૨. | તત્ત્વજ્ઞાન વિભાગ | પં. સુખલાલજી સંઘવી |
| ૩. | ઈતિહાસ–પુરાતત્ત્વ વિભાગ | મુનિશ્રી પુણ્યવિજયજી |
| ૪. | વિજ્ઞાનવિભાગ | ડૉ. વિક્રમ સારાભાઈ |
| ૫. | પત્રકારત્વ વિભાગ | શ્રી રવિશંકર મહેતા |

વિભાગીય મંત્રીઓ તરીકે અનુક્રમે શ્રી નગીનદાસ પારેખ, શ્રી. મધુસૂદન બક્ષી, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, શ્રી બંસીલાલ ગાંધી અને શ્રી કપિલરાય મહેતા નિયુક્ત થયા હતા.

**કલાપ્રદર્શન :**

અગાઉનાં અધિવેશનોમાં કલાવિભાગ પણ રાખવામાં આવતો હતો, પણ તે ન રાખતાં એક કલાપ્રદર્શન ભરવાનો નિર્ણય લેવાયો હતો.

આ માટે પ્રદર્શન સમિતિની રચના નીચે પ્રમાણે થઈ હતી :

શ્રી રવિશંકર રાવળ
શ્રી રસિકલાલ ન. પરીખ
શ્રી પ્રિયબાળા શાહ
શ્રી મોહનદાસ પટેલ
શ્રી કે. એમ. કાંટાવાળા
શ્રી રમેશભાઈ પટેલ
શ્રી કાળિદાસ શાહ
શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી
શ્રી મધુસૂદન પારેખ
શ્રી નિર્મળાબહેન મચ્છર
શ્રી સોમાલાલ શાહ
શ્રી છેલભાઈ વ્યાસ
શ્રી બળવંતરાય જી. ભટ્ટ (મંત્રી)
શ્રી કેશવરામ શાસ્ત્રી (મંત્રી)

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળની દેખરેખ અને સૂચનાનુસાર સરદાર પુલ પાસે આવેલા અમદાવાદ મ્યુ. કૉર્પોરેશનના સંસ્કાર-

કેન્દ્રમાં ગુજરાતનાં છેલ્લાં સો વર્ષનાં સાહિત્ય, ઈતિહાસ, કલા આદિ સાંસ્કૃતિક બળોનો હૂબહૂ દાર્શનિક ખ્યાલ આપે તેવા પ્રકારનું પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, જેમાં સાહિત્ય, ઈતિહાસ-પુરાતત્ત્વ, લેખનકલા, મુદ્રણકલા, ચિત્રકલા, પત્રકારત્વ, ફોટોગ્રાફી, હુન્નરકલા વગેરે વિભાગો રાખવામાં આવ્યા હતા.

૨૦મા સંમેલનના ઉદ્‌ઘાટન માટે પરિષદની મધ્યસ્થ સમિતિએ સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. કનૈયાલાલ મુનશીને આમંત્રણ આપ્યું હતું, જે સ્વીકારીને તેઓએ પરિષદને ઋણી બનાવી હતી.

સંમેલન માટે કુલ ૩૫૩ સ્વાગતસભ્યો નોંધાયા હતા અને ગુજરાતમાંથી કુલ ૧૬૯ પરિષદસભ્યો ડેલીગેટ તરીકે નોંધાયા હતા. ભંડોળ સમિતિએ અને ખાસ કરીને સ્વાગતપ્રમુખ શ્રી. ચીનુભાઈ ચીમનલાલે અને શ્રી. સુરોત્તમ હઠીસિંગે અધિવેશનના ખર્ચને પહોંચી વળવા દાનની પણ સારી એવી રકમ એકત્ર કરી હતી. સ્વાગતસભ્યોની નામાવલિ, ડેલીગેટોની નામાવલિ અને તા. ૭–૨–૧૯૫૯થી તા. ૨૦–૯–'૬૧ સુધીનો સંમેલનનો હિસાબ સ્વતંત્ર પરિશિષ્ટોરૂપે અહેવાલના આ ખંડને અંતે આપેલાં છે.

જેઓ સ્વાગતસભ્યો કે ડેલીગેટો તરીકે નોંધાયા નહોતા પરંતુ જેઓ પ્રેક્ષકો તરીકે નોંધાઈને બધા કાર્યક્રમોમાં સામેલ રહેવા ઈચ્છતા હતા તેવા ૧૪૮ સજ્જનોએ સંમેલનમાં ભાગ લીધો હતો, જ્યારે ૯૯ વિદ્યાર્થીઓએ વિદ્યાર્થીપ્રેક્ષકો તરીકે બધા કાર્યક્રમોમાં હાજરી આપી હતી.

ડેલીગેટોને માટે ઉતારાનો પ્રબંધ શ્રી હરિવલ્લભદાસ કાળિદાસ આર્ટ્‌સ કૉલેજના નવા તૈયાર થયેલા મકાનમાં થયો હતો, અને વિભાગીય બેઠકો પણ તેના વર્ગખંડોમાં ભરવામાં આવી હતી. સંમેલનનો મંગલારંભ અને પૂર્ણાહુતિ શેઠ મંગળદાસ ગિરધરદાસ મેમોરિયલ હૉલ (એલિસબ્રિજ સામે ટાઉનહૉલ)માં રાખવામાં આવ્યાં હતાં.

વિદ્યાર્થી સ્વયંસેવકોએ અને વિવિધ સમિતિઓમાં નિયુક્ત થયેલા અનેક કાર્યકરોએ પુષ્કળ પરિશ્રમ લઈને ઉતારાની, ભોજનની, રંજનકાર્યક્રમની અને સંમેલનના વિવિધ કાર્યક્રમોની અનેકવિધ સગવડો સાચવી હતી અને નડિયાદ સંમેલન પછી ચાર વર્ષના ગાળે પરિષદના નવા સુધારેલા લોકશાહી બંધારણ હેઠળ મળતા પહેલા સંમેલનને સાંગોપાંગ સફળ બનાવવા માટે દિવસ કે રાત જોયાં ન હતાં.

# વડાપ્રધાન શ્રી જવાહરલાલ નેહરુનો સંદેશો




## MESSAGE

I send my good wishes to the Sahitya Parishad Sammelan which is being held soon in Ahmedabad. The Sahitya Parishad has a distinguished history and record of work in the Gujerati language. I am very happy that our important languages in India are making good progress now and adding to their richness and scope. I have always felt that the progress made by any one language in India helps the other languages also. Behind different scripts or external forms, the languages of India have the same background of thought and ideology. Indeed even in external forms, there are many similarities.

Jawaharlal Nehru

New Delhi,
16th October, 1959.



સંમેલનનું ઉદ્દ્‌ઘાટનપ્રવચન કરવા પૂર્વે શ્રી કનૈયાલાલ મુનશીનો સ્વાગતપ્રમુખ સત્કાર કરી રહ્યા છે.



સંમેલન પ્રસંગે સંસ્કારકેન્દ્રમાં યોજાયેલા કલાપ્રદર્શનનું ઉદ્ઘાટન આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરને શુભ હસ્તે થયું તે અંગેના સમારંભમાં શ્રી રવિશંકર રાવળ કલાપ્રદર્શનનો ખ્યાલ આપતું નિવેદન કરી રહ્યા છે.

# સંમેલનનો પહેલો દિવસ

### કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન :

શુક્રવાર તા. ૨૩ ઑક્ટોબર ૧૯૫૯ એ ૨૦મા સંમેલનનો પહેલો દિવસ હતો. તે દિવસે સવારે નવ વાગ્યે સંમેલનના વરાયેલા પ્રમુખ આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરના શુભ હસ્તે સંમેલન પ્રસંગે સંસ્કારકેન્દ્રમાં યોજાયેલું કલાપ્રદર્શન ખુલ્લું મુકાયું તેનાથી કાર્યક્રમનો મંગલારંભ થયો. સંસ્કારકેન્દ્રમાં સાહિત્યરસિકો, કલા-રસિકો અને બીજા શ્રોતાઓ મોટી સંખ્યામાં એકત્ર થયા હતા, તેમનું સ્વાગત-પ્રમુખ શ્રી ચીનુભાઈ ચીમનલાલે હાર્દિક સ્વાગત કર્યું હતું. પ્રદર્શન સમિતિના મંત્રી શ્રી કેશવરામ શાસ્ત્રીએ પ્રદર્શનનો સંક્ષેપમાં ખ્યાલ આપ્યો હતો અને પ્રદર્શનના મુખ્ય આયોજક શ્રી રવિશંકર રાવળે પોતાનું નિવેદન રજૂ કર્યું હતું. આ પછી આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે રસિક પ્રવચન કરીને પ્રદર્શનને ખુલ્લું મુકાયેલું જાહેર કર્યું હતું.

કલાપ્રદર્શને વૈવિધ્યસભર કલાસામગ્રીથી એટલું બધું આકર્ષણ જમાવ્યું હતું કે અધિવેશન પૂરું થયા પછી પણ થોડાક દિવસો સુધી પ્રેક્ષકોના લાભાર્થે પ્રદર્શન ખુલ્લું રાખવામાં આવ્યું હતું. પ્રદર્શન માટે જેમની સેવાઓ મળી હતી તેવા સ્વયંસેવકોની કામગીરી એથી થોડાક દિવસો પૂરતી લંબાઈ હતી તેની અત્રે સાભાર નોંધ લેવી ઘટે છે.

### સંમેલનનો મંગલારંભ :

તે જ દિવસે બપોર પછી ૩–૩૦ વાગ્યે ટાઉનહૉલ પાસેના શ્રી મા. જે. પુસ્તકાલયમાં પરિષદની મધ્યસ્થ સમિતિના અને સ્વાગતમંડળની કાર્યવાહક સમિતિના બધા સભ્યો એકત્ર થયા હતા, જ્યાં પરિષદના વરાયેલા પ્રમુખ આચાર્યશ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર સાથે તેમનો સૌનો પરિચયવિધિ થયા પછી ભૂતકાળની પ્રણાલિકાને અનુસરી સૌ સરઘસાકારે આસોપાલવ અને પુષ્પો-થી સુશોભિત ટાઉનહૉલના સભાખંડમાં આવી પહોંચ્યા હતા. ડેલીગેટો, સ્વાગત-સભ્યો, પ્રેક્ષકો અને આમંત્રિતોથી ઊભરાઈ ગયેલા ટાઉનહૉલમાં સૌએ ઊભા થઈને તાળીઓના ગગડાટથી પ્રમુખશ્રીનું સ્વાગત કર્યું હતું. સંમેલનના ઉદ્‌ઘાટક અને આગલા ૧૯મા સંમેલનના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીએ વરાયેલા પરિષદપ્રમુખને મંચ ઉપર વધાવી લીધા હતા. શેઠ ચી. ન. વિદ્યાવિહારની બાળા-ઓના મધુર સ્વરે ગવાયેલા શારદાસ્તવન અને 'સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા' એ પ્રાર્થના પછી સ્વાગતપ્રમુખ શ્રી. ચીનુભાઈ ચીમનલાલે સ્વાગત-પ્રવચન કર્યું હતું, જે આ ખંડને અંતે પરિશિષ્ટ–ક રૂપે આ હેવાલમાં પ્રગટ કર્યું છે.

સ્વાગતપ્રમુખના પ્રવચન પછી સ્વાગતમંત્રી શ્રી. જેઠાલાલ ગાંધીએ અધિવેશનને સફળતા ઈચ્છતા સંદેશાઓ આવેલા તે વાંચી સંભળાવ્યા હતા, જેમાં ભારતના ઉપરાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણન્, વડાપ્રધાન શ્રી જવાહરલાલ નેહરુ, શ્રી મોરારજીભાઈ દેસાઈ, મુંબઈ રાજ્યના રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશજી, શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક, શ્રી અંબાલાલ સારાભાઈ, શ્રી સરલાદેવી સારાભાઈ, શ્રી મનસુખલાલ ઝવેરી, શ્રી સુંદરજી બેટાઈ, શ્રી બહાદુરભાઈ પટેલ, શ્રી ભાસ્કરભાઈ પટેલ, પ્રિ. અતિસુખશંકર ત્રિવેદી, પ્રિ. કાળિદાસ દેસાઈ વગેરેના સંદેશા મુખ્ય હતા.

સંદેશાવાચન પછી નિવૃત્ત પરિષદપ્રમુખ અને અધિવેશનના ઉદ્‌ઘાટક શ્રી કનૈયાલાલ મુનશીએ અધિવેશનનો કાર્યારંભ સૂચવતું ઉદ્‌ઘાટન પ્રવચન કર્યું હતું, જે આ ખંડને અંતે પરિશિષ્ટ–ખ રૂપે આ હેવાલમાં પ્રગટ કરેલું છે.

**મંત્રીઓનું નિવેદન :**

આ પછી પરિષદમંત્રી શ્રી. ઉમાશંકર જોશીએ મંત્રીઓનું નિવેદન રજૂ કર્યું હતું, જે નીચે આપેલું છે:

ગુજરાતી સાહિત્ય પરિષદનું નવું બંધારણ અમલમાં આવ્યા પછી આ પહેલું સંમેલન ભરાય છે. દર બીજે વરસે જ્ઞાનસત્ર ભરવું એવી યોજના વિચારાઈ છે. તે પ્રમાણેનું જ્ઞાનસત્ર હવે પછી ભરાશે ત્યારે પરિષદપ્રવૃત્તિનો ઘાટ વધુ સ્પષ્ટ થશે. દરમ્યાન આ સંમેલનથી મળનારી પ્રેરણાને પરિણામે આપણે જે કોઈ યોજનાઓ હાથ ધરીશું તેનાં ફળ પણ નજરે પડવા માંડયાં હશે.

અમારી પહેલી ચિંતા આ સંમેલન બોલાવવાની હતી, કેમકે ૧૯૫૫માં પરિષદને નવો આકાર આપવા અંગેનો ઠરાવ થયો તે પછી ચાર વરસ જેટલો સમય વીતી ગયો હતો. નવું બંધારણ ઘડવામાં અને તેનું રજિસ્ટ્રેશન કરાવવામાં ઠીક ઠીક વિલંબ થયો. પણ એકવાર બધું નિશ્ચિત થઈ ગયું અને એની જાહેરાત કરવામાં આવી કે થોડા વખતમાં જ ગુજરાતને ખૂણેખૂણેથી સાતસો જેટલી મોટી સંખ્યામાં સભ્યો નોંધાયા. મધ્યસ્થમંડળ, જેમાં સાહિત્યક્ષેત્રમાં કાંઈ ને કાંઈ અર્પણ કર્યું હોય તેવાઓની જ વરણી થાય છે, તેની ચૂંટણી માટેનાં મત-પત્રકો ભરીને સાઠ ટકા જેટલા સભ્યોએ કાર્યાલયને પહોંચાડયાં. સભ્યોએ પરિષદના આરંભના આ કાર્યમાં રસ દાખવ્યો એ એક આશાસ્પદ ઘટના છે. સક્રિય સાહિત્યસેવીઓ પરિષદના કાર્યમાં વધુ ને વધુ જવાબદારી ઉઠાવે અને એને કાર્યક્ષમ બનાવે એ દિશામાં સારી એવી શરૂઆત થઈ ચૂકી કહી શકાય.

નવું બંધારણ સર્વસંમતિથી તૈયાર થયું હતું. એને લગતી તમામ કારવાઈમાં તેમ જ નવી ચૂંટણીઓ થયા પછી કાર્યવાહક સમિતિની બેઠકમાં ખાસ હાજર રહી મહત્ત્વની દોરવણી આપીને પરિષદપ્રમુખ શ્રી મુનશીએ સૌમનસ્ય અને સદ્‌ભાવપૂર્વક જે મદદ કરી છે તેની સાભાર નોંધ લેતાં આનંદ થાય છે.

અમદાવાદમાં સાહિત્ય પરિષદનો આરંભ થયો હતો. અમદાવાદમાં જ પરિષદનો, શ્રી કનૈયાલાલ મુનશીના શબ્દમાં, "પુનર્જન્મ" થાય છે. ૧૯૦૫ અને ૧૯૫૯ વચ્ચે પ્રજાની જીવનયાત્રામાં અનેક રંગ ખીલ્યા છે અને આજે મહત્ત્વની સંક્રાંતિને આરે આપણે ઊભા છીએ. પ્રજાનો વાઙ્મયપુરુષાર્થ વધુ પ્રોજ્જવલ બનાવવા અને એ રીતે પ્રજાની સમગ્ર જીવનશક્તિને વધુ સતેજ બનાવવા આ પરિષદ જેવી સંસ્થા ઘણું ઘણું કરી શકે. આ પરિષદ એ એક એવી સંસ્થા છે જ્યાં સાહિત્યિક-સાંસ્કૃતિક એષણાઓ અંગે વિચારણા કરવા ને કાર્યક્રમો હાથ ધરવા બધા સાહિત્યસેવીઓ એકમેકથી તદ્દન વિભિન્ન એવી —જુદી જુદી ખોપરીઓ—એકત્ર થઈ શકે. પરિષદના પહેલા અધિવેશન વખતે મંત્રી શ્રી રણજિતરામ મહેતાએ નિવેદન કરતાં ઊંચું નિશાન તાકયું હતું કે 'ગુજરાતને ફ્રેંચ એકેડેમી આદિ મંડળ જેવાની આવશ્યકતા છે' અને સ્વાગત-પ્રમુખ શ્રી રમણભાઈ નીલકંઠે એ પ્રથમ પરિષદમાં જે આઠ વિષયોની ચર્ચા કરવાની સૂચના કરી હતી—જોડણી, લિપિ, લોકકથા, ઈતિહાસ અને પદાર્થ-વિજ્ઞાનનું સાહિત્ય, પદાર્થવિજ્ઞાનની પરિભાષા, પ્રાચીન કાવ્યોની ખોળ, સસ્તું સાહિત્ય, કોષ-વ્યાકરણ વગેરે સાધનો—એમાંથી કેટલાક વિષયોમાં થોડુંઘણું કામ થયું છે, તેમ છતાં એ હકીકત સ્વીકારવી રહે છે કે આજે ૫૪ વરસ પછી પણ મોટા ભાગનું કામ હજી ઊભું જ છે.

પુનર્જન્મ પામેલી પરિષદ હવે જે પ્રવૃત્તિઓ હાથ ધરે તેમાં બે વસ્તુઓ વધુ ધ્યાન માગી લેશે એમ લાગે છે: એક તો પ્રકાશનપ્રવૃત્તિ અને બીજું પરિ-ષદનું પોતાનું કાર્યાલય અને સમૃદ્ધ પુસ્તકાલય.

પ્રકાશનપ્રવૃત્તિ અંગે પરિષદપત્રિકા કાઢવાની શકયતા તો વિચારણા હેઠળ છે જ, પણ પ્રજાની વધતી જતી સંસ્કારભૂખને પહોંચી વળવા સર્વ વિદ્વાનોના અને વિદ્યાસંસ્થાઓના સહકારથી વિવિધ પ્રકારના સંદર્ભગ્રંથો, શિષ્ટગ્રંથોના અનુવાદો, અપ્રાપ્ય ગુજરાતી શિષ્ટ ગ્રંથોનું પુનર્મુદ્રણ, ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ, વિવિધ વિષયો ઉપરના નિષ્ણાતોને હાથે લખાયેલાં સરળ પુસ્તકો આદિ તૈયાર કરવાનું કામ યોજનાપૂર્વક હાથ ધરવાનું રહેશે. પરિષદને કાર્યાલય માટે પોતાનું મકાન પણ જોઈશે, જેમાં ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલું એકેએક પુસ્તક મળી શકે એવું પુસ્તકાલય પણ હોય. આને માટે સૌ સાહિત્યપ્રિય જનતાનો સહકાર સાંપડશે એવી આશા છે.

આપણી ગુજરાતી ગિરા વિશ્વસાહિત્ય અને વિશ્વવિદ્યાનું વાહન બનો!

**પ્રમુખપદ માટેની દરખાસ્ત :**

આ પછી પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આ વીસમા સંમેલનનું પ્રમુખપદ સંભાળવા માટે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરના નામની દરખાસ્ત મૂકી હતી,

અને જણાવ્યું હતું કે શ્રી કાકાસાહેબ જીવંત વિદ્યાપીઠ છે, માનવધર્મના પુરસ્કર્તા છે. શ્રી મગનભાઈ પ્ર. દેસાઈએ આ દરખાસ્તને અનુમોદન આપ્યું હતું અને શ્રી લીલાવતી મુનશીએ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે શ્રી કાકાસાહેબનું મારે મન એક સાહિત્યકાર તરીકે અને તે કરતાં પણ શિક્ષક તરીકે વિશેષ મહત્ત્વ છે. શ્રી જ્યોતીન્દ્ર દવેએ પણ દરખાસ્તનું સમર્થન કર્યું હતું.

તાળીઓના ગડગડાટ વચ્ચે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. પ્રમુખસ્થાનેથી એમણે જે વિદ્વત્તાપૂર્ણ અને મનનીય પ્રવચન આપ્યું હતું તેનો આ હેવાલના બીજા ખંડના પૃ. ૧ થી ૪૬માં સમાવેશ કરેલો છે.

પોતાના પ્રવચનને અંતે અધિવેશનના વિભાગોનું કાર્ય શરૂ કરી દેવાનો પ્રમુખશ્રીએ આદેશ આપ્યો હતો અને વિષયવિચારિણી સમિતિ ઉપર બંધારણ અનુસાર પ્રમુખશ્રીએ નિયુક્ત કરવાનાં દસ નામો નીચે પ્રમાણે સૂચવ્યાં હતાં :

૧. શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ
૨. શ્રી ગૌરીશંકર જોશી (ધૂમકેતુ)
૩. શ્રી વિજયરાય વૈદ્ય
૪. શ્રી ચૂનીલાલ વર્ધમાન શાહ
૫. શ્રી કેશવલાલ કામદાર
૬. શ્રી અનંતરાય રાવળ
૭. શ્રી ફિરોઝ કા. દાવર
૮. શ્રી સન્મુખલાલ પંડયા
૯. શ્રી વિનોદિની નીલકંઠ
૧૦. શ્રી નટવરલાલ માળવી

મધ્યસ્થ સમિતિના સભ્યો, વિભાગીય પ્રમુખો અને પ્રમુખશ્રીએ નિયુકત કરેલા ઉપરના દસ સભ્યોની બનેલી વિષયવિચારિણીની બેઠક સમારંભ પછી તરત ટાઉનહૉલમાં મળી હતી અને બીજે દિવસે શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજમાં મળી હતી અને તેણે પરિષદ સમક્ષ રજૂ કરવાના ઠરાવો વિચાર્યા હતા.

સ્વાગતપ્રમુખ શ્રી ચીનુભાઈ ચીમનલાલે અને શ્રી ઝીણાભાઈ દેસાઈએ પ્રમુખશ્રીનો અને ઉદ્ઘાટક શ્રી કનૈયાલાલ મુનશીનો આભાર માન્યો તે પછી સંમેલનનો મંગલ સમારંભ પૂરો થયો હતો.

રાત્રે ૮–૩૦ વાગ્યે ટાઉનહૉલમાં સ્વ. કવિ કાન્તરચિત "ગુરુ ગોવિંદસિંહ" એ સળંગ નાટક ભજવાયું હતું.



પ્રમુખપદ સ્વીકારવા માટેની દરખાસ્ત મૂકી રહેલા પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી



ટાઉન હૉલમાં ભરાયેલા પરિષદ–સંમેલનનું એક દૃશ્ય

# બીજો દિવસ

સાહિત્ય પરિષદના વીસમા સંમેલનની બીજા દિવસની કાર્યવહી શનિવાર તા. ૨૪મી ઑક્ટો. '૫૯ને રોજ સવારે ૯–૦૦ વાગ્યે ટાઉનહૉલમાં શરૂ થઈ હતી. આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે પ્રમુખસ્થાન લીધા પછી વિભાગીય પ્રમુખોએ ક્રમશઃ પોતપોતાનાં વ્યાખ્યાનો આપ્યાં હતાં.

પ્રથમ સાહિત્ય વિભાગના અધ્યક્ષ શ્રી. સુંદરમે 'તપોગિરિની અનંતયાત્રા' એ વ્યાખ્યાન આપ્યું હતું. (જુઓ ખંડ–૨, પૃ. ૪૭ થી ૬૯) ત્યાર પછી ઈતિહાસ-પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ મુનિશ્રી પુણ્યવિજયજીએ (જુઓ ખંડ–૨, પૃ. ૭૦ થી ૧૦૯), તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યક્ષ પંડિત સુખલાલજી સંઘવીએ (જુઓ ખંડ–૨, પૃ. ૧૧૦ થી ૧૧૬), વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ ડૉ. વિક્રમ સારાભાઈએ (જુઓ ખંડ–૨, પૃ. ૧૧૭ થી ૧૨૫) અને પત્રકારત્વ વિભાગના અધ્યક્ષ શ્રી રવિશંકર મહેતાએ (જુઓ ખંડ–૨, પૃ. ૧૨૬ થી ૧૪૧) પોતાનાં વ્યાખ્યાનો વાંચી સંભળાવ્યાં હતાં.

સવારની આ બેઠક આ પછી પૂરી થઈ હતી.

બપોરની બેઠક :

બપોર પછી ૩–૦૦ વાગે વિભાગીય સંમેલનો શ્રી હરિવલ્લભદાસ કાળિદાસ આર્ટ્સ કૉલેજના જુદા જુદા ખંડોમાં યોજાયાં હતાં અને વિભાગવાર નિબંધવાચન અને ચર્ચાઓ જુદા જુદા વિભાગોમાં વહેંચાઈને શરૂ થઈ હતી. શ્રોતાઓ પોતપોતાની રુચિ અનુસાર જે તે વિભાગીય સંમેલનો માટેના ખંડોમાં વહેંચાઈ ગયા હતા.

સ્વીકારાયેલા નિબંધો પૈકી કેટલાક નિબંધો વંચાયા-ચર્ચાયા હતા; જ્યારે તેમાંથી જેટલા બાકી રહ્યા હતા તેનાં વાચન અને ચર્ચા બીજા દિવસ (તા. ૨૫–૧૦–'૫૯) ઉપર મુલતવી રાખવામાં આવ્યાં હતાં. નિબંધવાચન વખતે શ્રોતાઓ ખંડમાં સમાય નહીં એ અનુભવ પરિષદની આખી કારકિર્દીમાં આ સંમેલન વખતે પહેલવહેલો થયો. શિક્ષણના પ્રચારને પરિણામે જનસમુદાયની જ્ઞાનભૂખ ઊઘડતી આવે છે તેનું આ પ્રત્યક્ષ પારખું હતું.

એ જ દિવસે સાંજે શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજના મેદાનમાં અગ્રણી સાહિત્યકારોનાં જાહેર વ્યાખ્યાનોનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. કોક કારણસર સ્થાનિક વર્તમાનપત્રોથી આ કાર્યક્રમની જાહેરાત થઈ શકી નહોતી, તોપણ સભાખંડમાં આગલે દિવસે થયેલી જાહેરાતથી અને કર્ણોપકર્ણ વાત પહોંચી

જવાથી ત્રણેક હજાર જેટલા શ્રોતાઓએ હાજરી આપી હતી. જાહેરસભાનો પ્રારંભ શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના વ્યાખ્યાનથી થયો હતો. તેમણે, સર્જકોનો ધર્મ પ્રસાદનો ખરો કે નહિ, એવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો અને ત્યાર પછી અત્યારની કવિતાની અસ્ફુટતા વિશે નિર્દેશ કરી, કવિ સંવેદન પૂરતો જ સ્વતંત્ર છે, એવું મંતવ્ય પ્રાસાદિક રીતે રજૂ કર્યું હતું. ત્યાર પછી શ્રી સુંદરમે સવારની તપોગિરિની આનંદયાત્રાની પુનઃ ઝાંખી થાય તેવું સાહિત્ય અને યોગ વિશે અન્યોન્ય ઉપયોગિતા ને સંબંધો દર્શાવતું નિવેદન કર્યું હતું. ત્યાર પછી શ્રી ધૂમકેતુ, ડૉ. ભોગીલાલ સાંડેસરા, શ્રી મંજુલાલ મજમુદારે વ્યાખ્યાનો કર્યાં હતાં અને છેલ્લે શ્રી જ્યોતીન્દ્ર દવેએ પોતાની હાસ્ય-કટાક્ષમય, મર્માળુ, વિનોદી બાનીમાં સુંદર વ્યાખ્યાન આપી ઉપસ્થિત શ્રોતાઓને પેટપૂર હસાવતાં હસાવતાં સાહિત્યમાં કવિતાના અંગ વિશે સુંદર પ્રકાશ ફેંક્યો હતો. લગભગ બે કલાક ચાલેલી આ જાહેરસભા લગભગ ૭–૩૦ વાગ્યે પૂરી થઈ હતી.

**રંજન કાર્યક્રમ :**

અધિવેશનના બીજા દિવસે પણ ટાઉનહૉલમાં રાત્રે ૮–૩૦ વાગ્યે કવિવર ટાગોરરચિત 'વિદાય અભિશાપ' નાટક, ભાસરચિત બે નાટિકાઓ, ગરબા, ભવાઈનો વેશ આદિ વિવિધ કાર્યક્રમ રજૂ થયા હતા અને શ્રોતાઓને ખૂબ જ આનંદ થયો હતો.

# ત્રીજો દિવસ

અધિવેશનના ત્રીજા દિવસની સવારની બેઠક ૯–૦૦ વાગ્યે શ્રી હરિવલ્લભદાસ કાલિદાસ આર્ટ્સ કૉલેજમાં મળી હતી; અને આગલા દિવસનું નિબંધવાચનનું અધૂરું રહેલું કાર્ય શરૂ થયું હતું. નિબંધવાચનનું કાર્ય પૂરું થવાની સાથે સવારની બેઠક પણ પૂરી થઈ હતી.

બપોરે ૩–૩૦ વાગ્યે ટાઉનહૉલમાં અધિવેશનની છેલ્લી બેઠકનું કામકાજ શરૂ થયું હતું. જુદા જુદા વિદ્વાનોનાં વ્યાખ્યાનો થયા બાદ ઠરાવોનું કાર્ય હાથ ધરાયું હતું અને નીચે મુજબ સાત ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:

ઠરાવ — ૧

ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા સંમેલન અને ૨૦મા સંમેલનના વચગાળામાં શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરી, શ્રી વિદ્યાબહેન નીલકંઠ, શ્રી નરહરિ પરીખ, શ્રી ગણેશ વાસુદેવ માવળંકર, શ્રી રતિલાલ મો. ત્રિવેદી, શ્રી રત્નમણિરાવ ભીમરાવ, શ્રી કાંતિલાલ પંડયા, શ્રી નાનાલાલ ચીમનલાલ મહેતા, શ્રી યશવંત પંડયા, શ્રી કપિલ ઠક્કર, શ્રી અનંત ઠક્કર (‘શાહબાઝ’), શ્રી ચંદ્રશંકર બૂચ (‘સુકાની’), મૌલવી અબુલઝફર નદવી, શ્રી કાંતિલાલ બ્રોકર, શ્રી ભદ્રા દેસાઈ, શ્રી બકુલેશ, શ્રી ચંદુલાલ જે. વ્યાસ, શ્રી મૂળશંકર મૂલાણી, શ્રી જગદીશ વીરાણી, શ્રી ઘનશ્યામ ઠાકર—એ સાહિત્યસેવીઓનાં અવસાન થયાં તે માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન ઊંડો શોક પ્રગટ કરે છે અને વિદેહ સાહિત્યસેવીઓનાં કુટુંબીઓ પ્રત્યે દિલસોજી વ્યક્ત કરે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ — ૨

રાજ્યતંત્ર પ્રજાની ભાષામાં ચાલે તેમ જ કેળવણીનું વાહન પણ નીચેથી ઉપર સુધી પ્રજાની ભાષા જ હોય એ લોકશાસનનો પાયાનો સિદ્ધાંત સ્વાધીનતાની લડતનાં મંડાણ થયાં ત્યારથી આપણી પ્રજા આગળ રહેલો છે, એ દૃષ્ટિએ અત્યારના મુંબઈ રાજ્યની ફેરગોઠવણીનું જે વાતાવરણ પેદા થયું છે તેની, ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન નોંધ લે છે અને એના અનુસંધાનમાં ગુજરાતી ભાષા, ગુજરાતી સાહિત્ય અને ગુજરાતની સંસ્કારિતા ખીલવી એ વાટે સમસ્ત ભારતની સેવા કરવાનો સંકલ્પ આ સંમેલન કરે છે અને આશા રાખે છે કે ગુજરાતી પ્રજાને આ સંકલ્પની પૂર્તિ માટે સર્વ પ્રકારની અનુકૂળતા કરી આપવામાં આવશે.

મુંબઈ રાજ્યની ફેરગોઠવણીની વિચારણામાં પ્રત્યેક એકમને અને પ્રત્યેક ભાષાભાષી સમૂહને પૂરતો ન્યાય મળી રહે તેમ જ તેના વિકાસની દિશા સુરેખ-પણે નક્કી થાય તેની પૂરતી કાળજી રાખવામાં આવે તે માટે આ સંમેલન આગ્રહ વ્યક્ત કરે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ — ૩

પ્રજાની વધતી જતી સંસ્કારમાંગને પહોંચી વળવા અને પ્રજાને જ્ઞાનની વિવિધ શાખાઓનું સંદોહન વ્યવસ્થિત રીતે ગુજરાતી ભાષામાં પૂરું પાડવા ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન ઠરાવે છે કે અનુકૂળતા પ્રમાણે સંદર્ભ-ગ્રંથો, ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ, વિવિધ વિષયો ઉપરનાં સરળ પુસ્તકોના પ્રકાશનની તેમ જ અપ્રાપ્ય શિષ્ટ ગુજરાતી ગ્રંથોના પુનર્મુદ્રણની યોજના હાથ ધરવી અને તેમાં આપણી સંસ્કાર-સંસ્થાઓ તથા વિદ્વાનોનો સહકાર મેળવવો. આ કાર્ય યોજનાપૂર્વક હાથ ધરવા માટે આ સંમેલન કો-ઓપ્ટ કરવાની સત્તા સહિત નીચેના સભ્યોની સમિતિ નિયુક્ત કરે છે અને સમિતિની ભલામણોનો અમલ કરવા કાર્યવાહક સમિતિને આદેશ કરે છે :

૧. શ્રી કાકાસાહેબ કાલેલકર
૨. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
૩. શ્રી ઝીણાભાઈ દેસાઈ
૪. શ્રી ઉમાશંકર જોશી
૫. શ્રી ગુલાબદાસ બ્રોકર
૬. શ્રી મોહનલાલ મહેતા (સોપાન)
૭. શ્રી યશવંત શુકલ
૮. શ્રી ભોગીલાલ સાંડેસરા
૯. શ્રી કેશવરામ શાસ્ત્રી
૧૦. શ્રી રસિકલાલ પરીખ
૧૧. શ્રી મંજુલાલ મજમુદાર
૧૨. શ્રી જયંતી દલાલ
૧૩. શ્રી નગીનદાસ પારેખ
૧૪. શ્રી અનંતરાય રાવળ
૧૫. શ્રી હરિવલ્લભદાસ ભાયાણી
૧૬. શ્રી ચૂનીલાલ મડિયા
૧૭. શ્રી નિરંજન ભગત
૧૮. શ્રી ભૃગુરાય અંજારિયા
૧૯. શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ
૨૦. શ્રી પીતાંબર પટેલ
૨૧. શ્રી વાડીલાલ ડગલી

દરખાસ્ત : શ્રી વિજયરાય વૈદ્ય
ટેકો : શ્રી ઉપેન્દ્ર પંડયા
શ્રી હરિવલ્લભ ભાયાણી

ઠરાવ — ૪

ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન માને છે કે આપણા દેશની પ્રજાએ ભારે જહેમતે પ્રાપ્ત કરેલા સ્વરાજ્યના લાભો બહુજનસમાજ સુધી પહોંચે તે માટે દરેક પ્રદેશનો આંતરિક વહીવટ તે તે પ્રદેશની ભાષામાં



આન્તરભારતીના પ્રતિનિધિ તરીકે આવેલા મહારાષ્ટ્રના સાહિત્યકાર શ્રી વિઠ્ઠલરાવ ઘાટે સંમેલનને સંબોધી રહ્યા છે.



અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન તરફથી સાહિત્યકારોને સન્માનવા માટે યોજાયેલા મેળાવડામાં મેયરશ્રી ચીનુભાઈ ચીમનલાલ ડેલીગેટોને આવકારી રહ્યા છે.

જ ચાલવો જોઈએ; અને તેથી કેન્દ્ર અને રાજ્ય સરકારને આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે સર્વ કક્ષાએ પ્રજાની ભાષામાં વહીવટ કરવાનો સિદ્ધાંત તે સ્વીકારે અને તેનો અમલ કરવા સત્વર પ્રબંધ કરે.

તદુપરાંત, આ સંમેલન કેન્દ્ર સરકારને વિનંતી કરે છે કે પોતાનો વહીવટ રાજ્યભાષામાં ચલાવાય અને જ્યાં સગવડ માગવામાં આવે ત્યાં બંધારણમાન્ય ભાષા સ્વીકારાય તથા જાહેર પરીક્ષાઓમાં પણ રાજ્યભાષાની સાથે બંધારણમાન્ય ભાષાનો ઉપયોગ થાય તે માટે સત્વર પ્રબંધ કરે.

દરખાસ્ત : શ્રી મોહનલાલ મહેતા (સોપાન)
ટેકો : ડૉ. ભોગીલાલ સાંડેસરા

ઠરાવ — ૫

શિક્ષણની ઉચ્ચ કક્ષાએ સ્વભાષાને બોધભાષા તરીકે સ્વીકારવા માટે અને એ સિદ્ધાંતને વ્યવહારમાં ઉતારવા પરિભાષા આદિનો પ્રબંધ કરવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન ગુજરાત યુનિવર્સિટીને અભિનંદન આપે છે અને ગુજરાત પ્રદેશની અન્ય યુનિવર્સિટીઓને આ પ્રશ્નનું મહત્ત્વ સમજી વેળાસર ગુજરાતીને બોધભાષા તરીકે સ્થાપવા અનુરોધ કરે છે. વિશેષમાં આ સંમેલન એમ ભલામણ કરે છે કે પરિભાષા અને પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું ભગીરથ કાર્ય ગુજરાતની સર્વ યુનિવર્સિટીઓ અને સર્વ વિદ્યાસંસ્થાઓએ સાથે મળીને પાર ઉતારવું જોઈએ.

દરખાસ્ત : શ્રી હીરાબહેન પાઠક
ટેકો : શ્રી જ્યોતીન્દ્ર દવે

ઠરાવ — ૬

ગુજરાતી સાહિત્ય પરિષદનું કાર્યાલય અમદાવાદમાં રાખવાનું ઠરાવાયું છે તે કારણે અમદાવાદમાં પરિષદનું પોતાનું મકાન હોય એ આવશ્યક છે. ગુજરાતી ભાષાનું એકેએક પુસ્તક જ્યાંથી મળી શકે તેવું સમૃદ્ધ ગ્રંથાલય તેમ જ એક વ્યાખ્યાનખંડ તેની સાથે જોડાયેલાં હોય એ ઈષ્ટ છે. વહેલી તકે આ પ્રકારનું મકાન ઊભું કરવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન મકાનફંડ શરૂ કરવા ઠરાવે છે અને આશા રાખે છે કે ગુજરાતની સાહિત્ય અને સંસ્કારપ્રિય જનતા આ ફંડમાં ઉત્સાહપૂર્વક પોતાનો ફાળો આપશે.

દરખાસ્ત : શ્રી ચંદ્રવદન શાહ
ટેકો : શ્રી પરમાનંદ કાપડિયા
શ્રી ચીનુભાઈ ચીમનલાલ

પરિષદના ભવનના પ્રસ્તાવને ટેકો આપતાં અમદાવાદ મ્યુ. કોર્પોરેશનના મેયર અને સ્વાગતપ્રમુખ શેઠશ્રી ચીનુભાઈ ચીમનલાલે જણાવ્યું હતું કે "આ કામ માટે અમદાવાદમાંથી પૂરતા પ્રમાણમાં રકમ મળી રહેશે. અમદાવાદ

ઘણીબધી ચીજોમાં મદદ કરતું આવ્યું છે, એથી આવા શુભ કામમાં તે મદદ ન કરે તેવું હું માનતો નથી." વધુમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે "આવતું સંમેલન મળે તે પહેલાં પરિષદનું પોતાનું મકાન થવું જ જોઈએ."

પછી, આંતરભારતી, મહારાષ્ટ્ર તરફથી પ્રતિનિધિ તરીકે સંમેલનમાં હાજર રહેલા શ્રી વિઠ્ઠલરાવ ઘાટેએ રૂ. ૧૦૧ની રકમ આ ફંડમાં આપવાનું જાહેર કર્યું હતું અને શ્રી કનૈયાલાલ મુનશીએ આ ફાળામાં રૂ. ૧૦૦૧ની રકમ નોંધાવી હતી.

શ્રી. કાકાસાહેબે પરિષદનું મકાન વિશાળ અને સગવડદાયી બનવું જોઈએ તેવી ભાવના વ્યક્ત કરી હતી.

આ પછી એક લિપિ-વિસ્તારની દૃષ્ટિએ લિપિમાં સંશોધન-પરિવર્તનાદિ સૂચવવા માટેની દરખાસ્ત મુકાઈ હતી અને તે માટે એક સમિતિની રચના પણ થઈ હતી, તેનો ઠરાવ નીચે મુજબ છે:

ઠરાવ — ૭

એક લિપિ-વિસ્તારની દૃષ્ટિએ તેમ જ મુદ્રણ આદિની સગવડો સુલભ થાય તે માટે ગુજરાતી લિપિમાં ઘટતા ફેરફારો સૂચવવા ગુજરાતી સાહિત્ય પરિષદનું આ વીસમું સંમેલન નીચેના સભ્યોની સમિતિ નીચે છે :

૧. શ્રી કાકાસાહેબ કાલેલકર
૨. શ્રી બચુભાઈ રાવત
૩. શ્રી મોહનલાલ મહેતા (સોપાન)
૪. શ્રી રવિશંકર મહેતા
૫. શ્રી કપિલરાય મહેતા
૬. શ્રી કેશવરામ શાસ્ત્રી
૭. શ્રી હરિવલ્લભ ભાયાણી
૮. શ્રી મહેન્દ્ર મેઘાણી
૯. શ્રી કંચનલાલ મામાવાળા

દરખાસ્ત : શ્રી ચૂનીલાલ વ. શાહ
ટેકો : ચૂનીલાલ મડિયા

ઉપસંહાર :

છેલ્લે શ્રી કાકાસાહેબ કાલેલકરે સમગ્ર સંમેલનની પૂર્ણાહુતિરૂપે ઉપસંહાર કરતાં અમદાવાદના શાણપણ, વ્યવહારુતા અને દૂરંદેશીપણાની કદર કરી હતી અને જણાવ્યું હતું કે અમદાવાદમાં વ્યક્તિત્વના વિકાસ માટે સુંદર અવકાશ છે. પરિષદે કરેલા ઠરાવોમાં ભવિષ્યની દૃષ્ટિ છે, જનતાની સેવા કરવાની વૃત્તિ છે. વધુમાં તેમણે જણાવ્યું હતું કે પ્રદેશના વહીવટમાં પ્રધાનપણે ગુજરાતી ભાષા જ રહેવી જોઈએ, જરૂર પડયે બીજી ભાષાના શબ્દો પણ અપનાવવા જોઈએ; છતાં તે ઘરના શબ્દોને મારીને તો નહીં જ. પોતાનો અર્થ પોતાની મેળે સ્પષ્ટ કરતા શબ્દો હોવા જોઈએ. ગુજરાતી ભાષાના વિકાસ મારફતે આપણે બીજી ભાષાઓને પણ કેળવવી છે, અને દેશની સેવા કરવી છે.

અંતમાં, મેયર શ્રી ચીનુભાઈએ સ્વાગતપ્રમુખ તરીકે સ્વાગતસમિતિની વતી, પરિષદમંત્રી તરીકે શ્રી યશવંત શુકલે પરિષદ વતી અને બહારગામથી આવેલા મહેમાનો વતી શ્રી સોપાને આભારદર્શન કર્યું હતું, અને આ ભવ્ય અને ઐતિહાસિક સમારંભ પૂર્ણ થયો હતો.

આમંત્રણો :

ઉપસંહાર અને આભારદર્શન પછી પરિષદનું આવતું (૨૧મું) સંમેલન કલકત્તામાં ભરવા માટે, ત્યાંની ગુજરાતી જનતા તરફથી શ્રી શિવકુમાર જોશીએ આમંત્રણ આપ્યું હતું, અને બંધારણમાં કરેલા ફેરફારની જોગવાઈ મુજબનું પ્રથમ જ્ઞાનસત્ર મોડાસા મુકામે ભરવા માટે, મોડાસા ગામ અને સાબરકાંઠા જિલ્લા વતી શ્રી રમણલાલ સોનીએ આમંત્રણ આપ્યું હતું.

મ્યુ. કૉર્પોરેશન તરફથી સ્વાગત

અમદાવાદને આંગણે પધારેલા સાહિત્યકારોને સન્માનવા માટે અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશને ડેલીગેટો, સ્વાગતસભ્યો અને સ્થાનિક સાહિત્યસેવીઓને એલિસબ્રિજ પાસે શ્રી ભીખાભાઈ જીવાભાઈ પાર્કમાં ચહાપાણીના મેળાવડામાં નિમંત્ર્યા હતા. સાહિત્યકારો ઉપરાંત મ્યુ. કૉર્પોરેટરો અને અગ્રણી નાગરિકોનું આ મિલન જેટલું અપૂર્વ તેટલું ભવ્ય હતું. મેયરશ્રી ચીનુભાઈ ચીમનલાલે મહેમાનોનું કૉર્પોરેશન તરફથી સ્વાગત કર્યું હતું અને શ્રી કાકાસાહેબ કાલેલકરે તથા શ્રી જ્યોતીન્દ્ર દવેએ સૌને સંબોધ્યા હતા. શ્રી ચંદ્રકાન્ત ગાંધીએ આભારવિધિ કર્યો હતો. મિલન પછી સૌ વીખરાયા હતા.

રંજન કાર્યક્રમ :

છેલ્લે દિવસે પણ દરરોજની જેમ રાત્રે ૮–૩૦ વાગે ગીત, નૃત્ય વગેરેનો સુંદર રંજન કાર્યક્રમ ટાઉનહૉલમાં આપવામાં આવ્યો હતો.

તા. ૨૬મીએ સવારે બહારગામથી આવેલા ડેલીગેટોએ વિદાય લીધી હતી.

## પરિશિષ્ટ – ૬

# સ્વાગત સમિતિના પ્રમુખ

# શેઠશ્રી ચીનુભાઈ ચીમનલાલનું ભાષણ

**માનનીય મુનશીજી, પૂજ્ય કાકાસાહેબ અને સાહિત્યરસિક સજ્જનો અને સન્નારીઓ,**

ગુજરાતી સાહિત્ય પરિષદના વીસમા સંમેલન અવસરે આપ સૌનું અમદાવાદમાં પ્રેમપૂર્વક સ્વાગત કરતાં હું ધન્યતા અનુભવું છું. આ નગરની સાહિત્ય, શિક્ષણ અને સંસ્કારની સંસ્થાઓની હૂંફે ગુજરાત વિદ્યાસભાએ આ સંમેલન અમદાવાદમાં ભરવાનું નિમંત્રણ ગુજરાતી સાહિત્ય પરિષદને આપ્યું તેનો સ્વીકાર થયો તે માટે સ્વાગત સમિતિ વતી પરિષદનો આભાર માનું છું. અને અમારા નિમંત્રણને માન આપીને શ્રી. કનૈયાલાલ મુનશીએ આ સંમેલનનું ઉદ્‌ઘાટન કરવાનું સ્વીકાર્યું તે માટે તેમનો પણ આભાર માનું છું. અત્યારના સંજોગોમાં પરિષદ જેવી ગુજરાતની પ્રમુખ સાહિત્યસંસ્થાનું સંમેલન ગરવા ગુજરાતના હૃદયસમા અમદાવાદમાં ભરાય અને ૧૯મા સંમેલનના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશી તેનું ઉદ્‌ઘાટન કરે અને પૂજ્ય કાકાસાહેબ કાલેલકર એનું પ્રમુખસ્થાન શોભાવે એમાં અદૃષ્ટનો કોઈ મંગલ સંકેત રહેલો છે એમ મને લાગે છે.

ગુજરાત વિદ્યાસભાના નિમંત્રણથી આ સંમેલન અહીં મળી રહ્યું છે ત્યારે એ સંસ્થા સાથે ગાઢપણે સંકળાયેલી બે વ્યક્તિઓની ખોટ અમને ખૂબ સાલે છે. પૂજ્ય દાદાસાહેબ માવળંકર અને પૂજ્ય વિદ્યાબહેન નીલકંઠ જો આપણી વચ્ચે હયાત હોત તો વધારે અધિકારપૂર્વક આપ સૌનું સ્વાગત એમણે કર્યું હોત.

સાહિત્યકાર કે વિદ્વાન હોવાનો મારો દાવો નથી. સાહિત્ય અને કલામાં મને રસ છે અને સાહિત્યકારો અને વિદ્વાનો પ્રત્યે મારા હૃદયમાં આદરભાવ ભરેલો છે, એને જો અધિકાર ગણો તો, એ આપની ઉદારતા છે. બાકી અમદાવાદમાં મળેલી પહેલી સાહિત્ય પરિષદનું સ્વાગત આપણા મહાન સાક્ષર અને આ નગરના એક વિધાયક શ્રી રમણભાઈ નીલકંઠે કર્યું હતું અને છઠ્ઠી સાહિત્ય પરિષદનું સ્વાગતવચન મારા પૂજ્ય વિદ્યાગુરુ આચાર્ય આનંદશંકર ધ્રુવે ઉચ્ચાર્યું હતું, એ પરંપરાનું સ્મરણ કરતાં મારી જવાબદારીની ગંભીરતા મને સમજાય છે.

સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાના અવિરત ઉત્સાહ અને અથાક પરિશ્રમના ફળરૂપે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા દ્વારા ગુજરાતી સાહિત્ય



૨૦મા સંમેલનના સ્વાગતપ્રમુખ શેઠશ્રી ચીનુભાઈ ચીમનલાલ સ્વાગતપ્રવચન વાંચી સંભળાવે છે.



પરિષદમંત્રી શ્રી ઉમાશંકર જોશી મંત્રીઓનું નિવેદન વાંચી રહ્યા છે.

સજ્જનો! જે નગરમાં આ સાહિત્ય પરિષદ મળી રહી છે તે અમદાવાદે પણ છેલ્લાં તેવીસ વર્ષમાં અનેક દિશામાં પ્રગતિ સાધી છે. અમદાવાદ ફક્ત પૈસો કમાવામાં સમજ્યું છે, બાકી વિદ્યા-કલા-સંસ્કાર-સૌંદર્યની એને કદર નથી એવી ગાળ તો અમદાવાદ ઘણા વખતથી ખાતું આવ્યું છે. કદાચ હજી પણ ખાય છે. અમદાવાદ પાસે હજી ઘણી વધારે આશા રખાય છે તેની એ સૂચક છે, બાકી અહમદશાહે આ નગર વસાવ્યું ત્યારથી શ્રી અને સરસ્વતીને એકસાથે આ નગર પૂજતું રહ્યું છે. ઝઘડો ટાળવાની ગુજરાતી પ્રજાની વૃત્તિનું અને પ્રજાની ઉદ્યોગપરાયણતા અને શાણપણનું આ નગર એક પ્રતીક છે. અમદાવાદનું પ્રસિદ્ધ પ્રાચીન સ્થાપત્ય આ પ્રજામાં ટકી રહેલી કલાશક્તિ અને હિંદુ તથા ઈસ્લામ જેવી ભિન્ન સંસ્કૃતિઓનો સમન્વય સાધવાની શક્તિની સાક્ષી પૂરે છે. ઉર્દૂ ભાષાનો પહેલો શાયર વલી અમદાવાદનો હતો અને શાહીબાગમાં ચીની પીરની કબર આ શાયરની છે એમ ભોમિયાઓ હોંસે હોંસે કહે છે. "જ્યાં દાની હસીને દાન આપે છે, જ્યાં કલાવંત કલાનો અભ્યાસ કરે છે, જ્યાં પુણ્યવંત પ્રમાદને પરિહરે છે એવું નગર તે શ્રી અમદાવાદ છે." એમ એક જૈન રાસામાં અમદાવાદ નગરનું વર્ણન છે તેમાં અતિશયોક્તિ હશે એમ ગણીએ તોપણ હકીકતના ટેકા વિના અતિશયોક્તિ નભી શકે નહિ.

જે નગરને પૂજ્ય રાષ્ટ્રપિતાએ પોતાની પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનાવીને એની કાર્યશક્તિને નવી દિશા આપી, જે નગરે ગુજરાતના સંસ્કાર-જીવનને સમૃદ્ધ કરનાર કવિ દલપતરામ અને કવિ નાનાલાલ, મહીપતરામ રૂપરામ નીલકંઠ અને રમણભાઈ નીલકંઠ, અંબાલાલ સાકરલાલ દેસાઈ અને નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, આનંદશંકર ધ્રુવ અને કેશવ હર્ષદ ધ્રુવ જેવા ધુરંધર સાહિત્યસેવીઓ પૂરા પાડ્યા, જે નગરે સ્વરાજ્યની લડતમાં અપ્રતિમ વીરત્વ દાખવ્યું, અરે, ચાર ચાર વાર આ પરિષદ જેવી મહાન સાહિત્ય સંસ્થાને આકર્ષી, તેને હવે એ જૂની ગાળ ઘટતી નથી એ આ પ્રસંગે કહું, તો આશા છે કે, અનુચિત નહિ લાગે.

છેલ્લાં તેવીસ વર્ષ દરમિયાન અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સ્થપાઈ અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સંસ્થાઓ પણ નાના બીજમાંથી વિશાળ વટવૃક્ષની જેમ ફાલી. વિનયન, વિજ્ઞાન, વાણિજ્ય, વૈદક, કાયદો, હુન્નરવિજ્ઞાન, કૃષિ વગેરે વિષયોના શિક્ષણનું અને સંશોધનનું આ નગર એક સમૃદ્ધ વિદ્યાકેન્દ્ર બન્યું છે. ગુજરાત વિદ્યાસભા, ગૂજરાત વિદ્યાપીઠ અને ગુજરાત સ્ત્રીકેળવણી મંડળની પ્રવૃત્તિઓ પણ સારી પેઠે વિકસી છે. અહીં સત્તર કૉલેજો અને પચાસેક જેટલી માધ્યમિક શાળાઓ છે. તેમાં કેવળ બહેનો માટેની ત્રણ કૉલેજો અને આઠ માધ્યમિક શાળાઓ છે એ હકીકત ઉપરથી આપને અમદાવાદની વિદ્યાપ્રવૃત્તિનો ખ્યાલ મળી રહેશે. સ્વરાજ્યપ્રાપ્તિ પછીના

દશકામાં શિલ્પ, સ્થાપત્ય, સંગીત, નૃત્ય, નાટય અને ચિત્રની કલાઓમાં જે નવા ઉત્સાહની ભરતી થઈ છે તે તો આ કલાઓ માટેની વિશિષ્ટ સંસ્થાઓ અમદાવાદમાં સ્થપાઈ છે અને કામ કરી રહી છે તે પરથી સમજાશે.

ચારે દિશામાં વિકસી રહેલા આ નગરની બાહ્ય રોનક પણ સારી પેઠે બદલાઈ છે, એટલું જ નહિ, નગરજીવનના વૈવિધ્યને પોષતી અનેક સંસ્થાઓએ અને વ્યવસાયી મંડળોએ, એનાં મહાજનોએ, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ એની આંતરિક રોનક પણ વધારી છે. પ્રાચ્યવિદ્યા પરિષદ, ઇતિહાસ પરિષદ, વિજ્ઞાન પરિષદ, તત્ત્વજ્ઞાન પરિષદ, ટેક્નિશિયનોની પરિષદ જેવી અખિલ ભારતીય પરિષદોને નોતરીને પણ વિદ્યાસંસ્કાર વિશેનો પોતાનો આદર અહીંની પ્રજાએ પ્રગટ કર્યો છે.

સજ્જનો! પહેલી સાહિત્યપરિષદને સ્વાગતપ્રમુખ તરીકે સંબોધતાં સ્વ. સર રમણભાઈ નીલકંઠે જે મનનીય ઉદ્ગારો કાઢ્યા હતા તેનું અત્રે સ્મરણ કરાવવું ઉચિત માનું છું. એમણે કહ્યું હતું કે, "કોલાહલ માટે અમારો ઉત્સાહ નથી, પણ સાહિત્યની સેવા માટે અમારી ઉત્કંઠા છે. સાહિત્યના વિષયમાં ધાંધલ સર્વથા ત્યાજ્ય છે." ગુજરાતના સારસ્વતોએ આ ગુણને સારી પેઠે કેળવ્યો છે એમ હું સમજું છું અને તેથી મને જરાયે શંકા નથી કે આ સંમેલન પોતાના કાર્યની ચિરસ્થાયી અસર પેદા કરશે.

૧૯૨૦માં છઠ્ઠી સાહિત્ય પરિષદ અમદાવાદમાં મળી ત્યારે તેના સ્વાગત-પ્રમુખપદેથી આચાર્ય આનંદશંકર ધ્રુવે પરિષદ પાસેનાં જૂનાં લેણાં, જેવાં કે કોશ, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર, ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ વગેરે યાદ કરાવીને "નવા જીવનની મોટામાં મોટી આકાંક્ષા" જેવું એક નવું લેણું આગળ કર્યું હતું. જૂનાં લેણાં તો હજી ઊભાં જ છે, પણ આટલે આવ્યા પછી આ નવું લેણું ભરપાઈ થવાની ઠીક ઠીક આશા પડે છે. આચાર્ય ધ્રુવે કહ્યું હતું કે, "અત્યારે આપણી વર્તમાન સમયની મોટામાં મોટી જરૂર દરેક પ્રાન્ત માટે એકએક સ્વદેશી ભાષાની કૉલેજની છે અને ગુજરાતી ભાષા પરત્વે આ મહાન પ્રશ્નની ચર્ચા આ પરિષદ હાથ ધરે એમ મારું હૃદય ઇચ્છે છે." ત્યાર પછી એક જ વર્ષમાં અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાઈ તેમાં ગુજરાતી ભાષાને શિક્ષણનું વાહન બનાવવાનો આગ્રહ પળાયો. એનાં કેવાં સુંદર પરિણામો આવ્યાં તે સુવિદિત હોવાથી વિસ્તાર કરવાનું ટાળું છું. પણ ૧૯૪૪માં સ્વ. વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપદે વડોદરામાં સાહિત્ય પરિષદનું પંદરમું સંમેલન મળ્યું તેમાં તો ગુજરાત પ્રદેશ માટેની એક પૂરી યુનિવર્સિટીની માગણી વહેતી મુકાઈ. આ પહેલાં ગુજરાત માટેની સુયોગ્ય યુનિવર્સિટી રચવાની ભૂમિકા સરજવા માટે આચાર્ય આનંદશંકર ધ્રુવે ગુજરાત વિદ્યાસભાના પોતાના પ્રમુખપદ દરમ્યાન ૧૯૩૮ની સાલમાં વિદ્યાસભામાં એક અનુસ્નાતક શિક્ષણ અને સંશોધન વિભાગ સ્થાપ્યો હતો. એમના અવસાન પછી

સ્વ. ગણેશ વાસુદેવ માવળંકર વિદ્યાસભાના પ્રમુખ ચૂંટાયા અને ધ્રુવ સાહેબની પરંપરાને એમણે આગળ ચલાવી. એમની આગેવાની હેઠળ ૧૯૪૫માં ગુજરાત વિદ્યાસભાના ઉપક્રમે ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળની રચના થઈ જેણે પોતાનો સુચિંતિત ખરડો સુધ્ધાં પ્રસિદ્ધ કર્યો. મુંબઈ રાજ્ય સરકારે પણ આ પ્રબળ લાગણીને માન આપીને માવળંકર કમિશન નીમ્યું, જેની ભલામણોને આધારે ગુજરાત યુનિવર્સિટીની રચના આજથી દશ વર્ષ ઉપર થઈ. આ પ્રાદેશિક યુનિ-વર્સિટી ઉપરાંત બે સ્થાનીય યુનિવર્સિટીઓ વડોદરામાં અને વલ્લભ વિદ્યાનગરમાં છે એ ગુજરાતી પ્રજાનું અહોભાગ્ય છે.

આચાર્ય ધ્રુવની જે આકાંક્ષા હતી અને ગૂજરાત વિદ્યાપીઠની જે સ્વીકૃત નીતિ હતી, ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળે પ્રસિદ્ધ કરેલા ખરડાનો જે કાર્યક્રમ હતો, તે ગુજરાત યુનિવર્સિટીએ બોધભાષા પરત્વેના પોતાના હિંમતભર્યા નિર્ણયથી ચરિતાર્થ કરેલ છે. હવે સ્વદેશી ભાષાની એક જ કૉલેજની વાત રહી નથી, પણ વિદ્યાર્થીને સર્વત્ર એની સ્વભાષામાં ઠેઠ સુધીનું શિક્ષણ મળે એ માટેની જોગવાઈ ચાલી રહેલી છે. આ કાર્ય વિકટ છે અને એનાં ભયસ્થાનો પણ ઓછાં નથી. સ્વભાષામાં અપાતું શિક્ષણ "પંડિતોની પાઠશાળા જેવું નિર્માલ્ય અને કાલાતીત" નીવડવા વિશેનો ભય આચાર્ય ધ્રુવે સુધ્ધાં ચીંધી બતાવ્યો હતો અને એ ભય સાચો ન પડે એ બાબતની કાળજી રાખવા ઉપર ખૂબ ભાર મૂકયો હતો. પણ એમના જ અવિસ્મરણીય શબ્દો ટાંકું તો, "ભયમાત્રથી પાછા હઠી મૂળ વસ્તુ પરિહરવી એમાં પૌરુષ નથી અને ડહાપણ પણ નથી. એ રીતે તો દરિયો ઓળંગાય જ નહિ, અને કુદરતનાં વિષોનો ઔષધોમાં ઉપયોગ થાય નહિ."

એ ભયનું નિવારણ કરવા માટે એમણે જે ઉપાય સૂચવ્યો હતો તે આજે પણ એટલો જ સાચો છે. એમણે કહ્યું હતું કે, "અંગ્રેજી શિક્ષણ ઊંચા પ્રકારનું રાખવું, અધ્યાપકો વિશાળ અંગ્રેજી જાણનારા રાખવા, તેઓની શિક્ષણપદ્ધતિમાં ટ્યૂટોરિયલ સિસ્ટીમ, યાને વિદ્યાર્થીના વાચન ઉપર દેખરેખ રાખી એને યોગ્ય માર્ગે દોરવવો એ અંશને મહત્ત્વ આપવું, જેથી વિદ્યાર્થીઓને તે વિષયને લગતાં અંગ્રેજી પુસ્તકોનું જ્ઞાન દેશી ભાષા દ્વારા પ્રગટ કરતાં આવડે." વળી એમણે કહ્યું હતું કે, "આમાં પરને આધીન થવાનું નથી પણ પરને વશ કરવાનું છે. આમાં પરનો ત્યાગ નથી પણ સ્વીકાર છે. આ જ ઉચ્ચ વિદેશી શિક્ષણ ગ્રહણ કરવામાં આપણું ખરું દૃષ્ટિબિંદુ હોવું જોઈએ."

મારા પૂજ્ય વિદ્યાગુરુનાં મનનીય વચનો મેં એટલા માટે યાદ કરાવ્યાં કે ગુજરાતી સાહિત્ય પરિષદને હજી પણ આમાં કંઈક કરવાપણું છે એવો મારો નમ્ર મત છે. ગુજરાતી સાહિત્ય પરિષદનો મુખ્ય ઉદ્દેશ આમ જોઈએ તો ગુજરાતી ભાષા-સાહિત્યને ખીલવવાનો જ હોઈ શકે. એ સિવાયના વિષયોની ખિલવટ માટે



પરિષદના ૨૦મા સંમેલનના વરાયેલા પ્રમુખ 'આચાર્ય' કાકાસાહેબ કાલેલકરને સ્વાગતપ્રમુખ શ્રી ચીનુભાઈ ચીમનલાલ



પરિષદના ૨૦મા સંમેલનનું ઉદ્‌ઘાટન-પ્રવચન આપી રહેલા શ્રી કનૈયાલાલ મુનશી

તે તે વિષયનાં મંડળો હોવાં ઘટે એ પણ એટલું જ સાચું છે. પણ આપણો આ સંક્રાન્તિકાળ અથવા મંથનકાળ છે અને તેનાં કર્તવ્યો જો આપણે ભવિષ્યની પેઢીઓ ઉપર નાખીને હળવા થઈએ, તો તેમાં આ પેઢીની નાદારી છે. આપણો બોજો આપણે જ ઊંચકવો રહ્યો. એટલે ઉચ્ચ વિદ્યાઓને ગુજરાતીમાં સુલભ બનાવવાનું મહાભારત કાર્ય આ પેઢીએ જ હાથ ધરવું જોઈશે અને યથાશક્તિ પાર ઉતારવું પડશે. ગુજરાતી ભાષાને અનેક વિદ્યાશાખાઓનું સબળ વાહન બનાવવાના કાર્યમાં સાહિત્ય પરિષદ મૂલ્યવાન સહાય કરી શકે. એક પક્ષે જેમ એ આ પ્રદેશની યુનિવર્સિટીઓનું કર્તવ્ય છે તેમ બીજે પક્ષે એ સાહિત્ય પરિષદ, ગુજરાત વિદ્યાસભા, ગૂજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થાઓનું પણ કર્તવ્ય છે. આ બધી સંસ્થાઓ જો ભેગી મળીને જવાબદારીની સુયોગ્ય ફાળવણી કરે, જેથી કામ બેવડાય નહિ અને કામમાં કસ આવે, અને વિવિધ વિષયોના વિદ્વાનો સાચા ઉત્સાહથી, સ્વદેશપ્રીતિથી અને વેગથી કામ કરવા માંડે તો મને ખાતરી છે કે એનાં પરિણામો આખા દેશને લાભદાયી નીવડશે. ગુજરાતી સાહિત્ય પરિષદ આમાં અગ્રેસર બને અને તે માટેનો કાર્યક્રમ આ સંમેલન તૈયાર કરે તેના જેવી આ સંમેલનની બીજી કોઈ સફળતા હું કલ્પી શકતો નથી.

સજ્જનો! મેં આપનો ઠીક સમય લીધો છે અને થોડીક અનધિકાર-ચેષ્ટા પણ મારે હાથે થઈ હોવાનો સંભવ છે. પણ આપણી પ્રજાના ઉત્કર્ષ માટેની હિતચિંતાનું એ પરિણામ છે એમ માનીને એટલું સહી લેશો.

આપ સહુએ અમારા નિમંત્રણને માન આપીને આ સંમેલનને શોભાવ્યું છે તે માટે સ્વાગત સમિતિ તરફથી ફરી એકવાર આપનો આભાર માનું છું. અમારા આતિથ્યમાં ઊણપો રહી હોવા પૂરો સંભવ છે. એને માટે આપની ક્ષમા માગું છું અને તે નભાવી લેવાની આપની ઉદારતાને વિનંતી કરું છું.

---

પરિશિષ્ટ – ૧૫

# શ્રી કનૈયાલાલ મુનશીનું ઉદ્દ્ઘાટન પ્રવચન

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આ પરિષદ સંમેલનનું ઉદ્દ્ઘાટન કરતાં મને ઘણો આનંદ થાય છે.

૧૯૩૮માં કરાંચી સંમેલનનું ઉદ્દ્ઘાટન કાકાસાહેબ કાલેલકરે કર્યું હતું ત્યારે હું તેનો પ્રમુખ હતો; આજે એમના પ્રમુખપદે સંમેલન મળે છે ત્યારે તેનું ઉદ્દ્ઘાટન કરવાનું તમે મને સોંપ્યું છે: આ સંયોગ મારા આનંદમાં વૃદ્ધિ કરે છે.

પરિષદના નવા બંધારણ પ્રમાણે આ સંમેલન ભરાયું છે. ઉત્સાહી સાહિત્યકારો અને કાર્યકર્તાઓએ પરિષદનો ભાર ઉપાડવાની તત્પરતા બતાવી, નવું વિધાન ઘડયું, અને આ સંમેલન યોજ્યું. એ બધાને હું અભિનંદન આપું છું. ૧૯૦૪માં પરિષદ અમદાવાદમાં જન્મી: આજે એનો પુનર્જન્મ પણ અહીંયાં જ – ગુજરાતના પાટનગરમાં જ – થાય છે, તે પણ સંતોષની વાત છે.

આ સંમેલન, એક દૃષ્ટિએ ઐતિહાસિક છે. ગુજરાત ભારતનો એક અલગ પ્રદેશ બને એવો નિર્ણય રાજ્યકર્તાઓએ કરી લીધો છે, અને થોડા વખતમાં તે અમલમાં આવશે. આમ સૈકાઓ પછી ગુજરાત સ્વાધીનતા મેળવશે – ભલે તેને આ જમાનાને અનુરૂપ મર્યાદા હોય.

આ નવી સ્વાધીનતાને પરિણામે ગુજરાતનો વિકાસક્રમ બદલાવાનો, તે સર્વાંગી અને ત્વરિતગતિ પણ થવાનો; આપણા જીવનમાં નવા રંગો આવવાના ને નવી શક્તિઓ પ્રગટવાની – જો આપણામાં એ સ્વાધીનતા જીરવવાની શક્તિ હોય તો.

[૨]

ભાષા અને સાહિત્ય જનસમૂહના જીવનનું અનિવાર્ય અંગ છે – જેમ વાણી મનુષ્યના જીવનનું છે તેમ. એમાં સમકાલીન ગુણદોષોનું પ્રતિબિંબ પડે છે. એ વડે તે સમૂહ ઊર્ધ્વગામી કે અધોગામી બને છે. સાથે એ પણ ખરું કે જનસમૂહ એને પોતાના સસંકલ્પ આદરેલા વિકાસનું સાધન બનાવી શકે છે.

નર્મદ પહેલાંનાં ભાષા અને સાહિત્યમાં ગુજરાતી જીવનનાં ધીમે ધીમે સરતાં તત્ત્વોનું પ્રતિબિંબ મળે છે. નર્મદથી નાનાલાલ સુધીનાં ભાષા અને સાહિત્ય-

માં અર્વાચીન જીવનને યોગ્ય નવા રંગો અને અવનવી સમૃદ્ધિ આણવાનો પ્રયત્ન થયો છે. વળી ગાંધીયુગનાં ભાષા ને સાહિત્યમાં હૃદયંગમ સચોટતા નજરે પડે છે.

છેલ્લા બે દાયકામાં સાહિત્યનો શોખ અને ઉપયોગ બંને ઘણા વધ્યા છે. પરિણામે જીવનના વિભિન્ન સ્તરોમાંથી શબ્દો, મુહાવરાઓ અને અનુભવો ભાષા અને સાહિત્યમાં આવ્યા છે. કેટલાક લેખકો તો સામાન્ય ગુજરાતીને અપરિચિત એવા તળપદ શબ્દોથી ભાષાને સમૃદ્ધ કરવા માગે છે. દિવસે દિવસે એની અભિવ્યંજનાશક્તિ પણ વધતી જાય છે. આજે ભારતની ચારપાંચ અગ્રગણ્ય ભાષાઓમાં એનું સ્થાન છે.

ગુજરાતમાં પ્રાદેશિક શાસન સ્થપાશે તેથી ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારે ને વધારે થવાનો. રાજકારણ ને ન્યાય, વિજ્ઞાન ને અર્થશાસ્ત્ર, અમલ અને આંતરરાષ્ટ્રીય વ્યાપાર વગેરેની પરિભાષાની જરૂર પડવાની. આ વિષયમાં મને ત્રણ દૃષ્ટિબિન્દુઓ રજૂ કરવાની જરૂર જણાય છે.

એક: શબ્દસંગ્રહનો વિસ્તાર વધારવામાં ચોખલિયાપણું કામ આવતું નથી. આ જમાનામાં જે નવી વસ્તુઓ આપણે ઉપયોગમાં લઈએ છીએ તે માટે વિદેશી રૂઢ શબ્દને બદલે નવો શબ્દ યોજીએ તો તે ચાલી શકતો નથી. આ જ પ્રમાણે વિજ્ઞાનક્ષેત્રે વપરાતા આંતરરાષ્ટ્રીય વસ્તુનિર્દેશક શબ્દનો બહિષ્કાર ભાષાને રૂંધી નાખી વિચારસરણી સંકુચિત કરે છે.

બે: ભાષાવિકાસમાં શબ્દોનાં વૈવિધ્ય અને સમૃદ્ધિની જરૂર છે, તેટલી જ આવશ્યકતા તેના મૌલિક સ્વરૂપ—norm (દા. ત. અંગ્રેજીમાં 'King's English')—ની છે. નવા શબ્દો અને નવી રચનાના મોહમાં જો આ સ્વરૂપની સર્વોપરિતા ધ્યાનમાં ન રહે તો નવાં તત્ત્વો એકરસ ન બને અને ભાષા છિન્ન-ભિન્ન થઈ જાય. આ સ્વરૂપ સાચવવા ભારતવર્ષની બધી ભાષાઓને સંસ્કૃતની પ્રેરણાની પ્રથમ જરૂરિયાત રહે છે.

ત્રણ: પટાવાળો કે ગ્રામવાસી સમજી શકે તે જ ભાષા એ સિદ્ધાંત રાજકારણના નિષ્ણાતો શ્રદ્ધાભેર ઉચ્ચારે છે. ભાષાની ઉપયોગિતા માત્ર સામાન્યો કે અશિક્ષિતો માટે નથી હોતી. તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્ર, ન્યાય અને રાજકારણીય વિચારસરણી, વિજ્ઞાન અને વ્યવહારનાં વિસ્તરતાં જતાં ક્ષેત્રો માટે પ્રગલ્ભ અભિવ્યંજનાશક્તિની ભાષાને જરૂર રહેશે. અર્વાચીન જીવનનો આટાપટો વ્યવહાર અને એની સૂક્ષ્મ ઊર્મિઓ ને ભાવનાઓ પણ સંસ્કારી ભાષા વિના વાંઝિયાં રહેવાનાં. લોકકથાની ભાષા વિનાયે નહીં ચાલે; તેમ માનવશાસ્ત્ર ને વિધાનવિષયક ન્યાયશાસ્ત્ર—Constitutional Law—વિના પણ નહિ ચાલે.

પરિશિષ્ટ – ખ

# શ્રી કનૈયાલાલ મુનશીનું ઉદ્‌ઘાટન પ્રવચન

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આ પરિષદ સંમેલનનું ઉદ્‌ઘાટન કરતાં મને ઘણો આનંદ થાય છે. ૧૯૩૮માં કરાંચી સંમેલનનું ઉદ્‌ઘાટન કાકાસાહેબ કાલેલકરે કર્યું હતું ત્યારે હું તેનો પ્રમુખ હતો; આજે એમના પ્રમુખપદે સંમેલન મળે છે ત્યારે તેનું ઉદ્‌ઘાટન કરવાનું તમે મને સોંપ્યું છે: આ સંયોગ મારા આનંદમાં વૃદ્ધિ કરે છે.

પરિષદના નવા બંધારણ પ્રમાણે આ સંમેલન ભરાયું છે. ઉત્સાહી સાહિત્યકારો અને કાર્યકર્તાઓએ પરિષદનો ભાર ઉપાડવાની તત્પરતા બતાવી, નવું વિધાન ઘડ્યું, અને આ સંમેલન યોજ્યું. એ બધાને હું અભિનંદન આપું છું. ૧૯૦૪માં પરિષદ અમદાવાદમાં જન્મી: આજે એનો પુનર્જન્મ પણ અહીંયાં જ – ગુજરાતના પાટનગરમાં જ – થાય છે, તે પણ સંતોષની વાત છે.

આ સંમેલન, એક દૃષ્ટિએ ઐતિહાસિક છે. ગુજરાત ભારતનો એક અલગ પ્રદેશ બને એવો નિર્ણય રાજ્યકર્તાઓએ કરી લીધો છે, અને થોડા વખતમાં તે અમલમાં આવશે. આમ સૈકાઓ પછી ગુજરાત સ્વાધીનતા મેળવશે – ભલે તેને આ જમાનાને અનુરૂપ મર્યાદા હોય.

આ નવી સ્વાધીનતાને પરિણામે ગુજરાતનો વિકાસક્રમ બદલાવાનો, તે સર્વાંગી અને ત્વરિતગતિ પણ થવાનો; આપણા જીવનમાં નવા રંગો આવવાના ને નવી શક્તિઓ પ્રગટવાની – જો આપણામાં એ સ્વાધીનતા જીરવવાની શક્તિ હોય તો.

[૨]

ભાષા અને સાહિત્ય જનસમૂહના જીવનનું અનિવાર્ય અંગ છે – જેમ વાણી મનુષ્યના જીવનનું છે તેમ. એમાં સમકાલીન ગુણદોષોનું પ્રતિબિંબ પડે છે. એ વડે તે સમૂહ ઊર્ધ્વગામી કે અધોગામી બને છે. સાથે એ પણ ખરું કે જનસમૂહ એને પોતાના સસંકલ્પ આદરેલા વિકાસનું સાધન બનાવી શકે છે.

નર્મદ પહેલાંનાં ભાષા અને સાહિત્યમાં ગુજરાતી જીવનનાં ધીમે ધીમે સરતાં તત્ત્વોનું પ્રતિબિંબ મળે છે. નર્મદથી નાનાલાલ સુધીનાં ભાષા અને સાહિત્ય-

માં અર્વાચીન જીવનને યોગ્ય નવા રંગો અને અવનવી સમૃદ્ધિ આણવાનો પ્રયત્ન થયો છે. વળી ગાંધીયુગનાં ભાષા ને સાહિત્યમાં હૃદયંગમ સચોટતા નજરે પડે છે.

છેલ્લા બે દાયકામાં સાહિત્યનો શોખ અને ઉપયોગ બંને ઘણા વધ્યા છે. પરિણામે જીવનના વિભિન્ન સ્તરોમાંથી શબ્દો, મુહાવરાઓ અને અનુભવો ભાષા અને સાહિત્યમાં આવ્યા છે. કેટલાક લેખકો તો સામાન્ય ગુજરાતીને અપરિચિત એવા તળપદ શબ્દોથી ભાષાને સમૃદ્ધ કરવા માગે છે. દિવસે દિવસે એની અભિવ્યંજનાશક્તિ પણ વધતી જાય છે. આજે ભારતની ચારપાંચ અગ્રગણ્ય ભાષાઓમાં એનું સ્થાન છે.

ગુજરાતમાં પ્રાદેશિક શાસન સ્થપાશે તેથી ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારે ને વધારે થવાનો. રાજકારણ ને ન્યાય, વિજ્ઞાન ને અર્થશાસ્ત્ર, અમલ અને આંતરરાષ્ટ્રીય વ્યાપાર વગેરેની પરિભાષાની જરૂર પડવાની. આ વિષયમાં મને ત્રણ દૃષ્ટિબિન્દુઓ રજૂ કરવાની જરૂર જણાય છે.

એક: શબ્દસંગ્રહનો વિસ્તાર વધારવામાં ચોખલિયાપણું કામ આવતું નથી. આ જમાનામાં જે નવી વસ્તુઓ આપણે ઉપયોગમાં લઈએ છીએ તે માટે વિદેશી રૂઢ શબ્દને બદલે નવો શબ્દ યોજીએ તો તે ચાલી શકતો નથી. આ જ પ્રમાણે વિજ્ઞાનક્ષેત્રે વપરાતા આંતરરાષ્ટ્રીય વસ્તુનિર્દેશક શબ્દનો બહિષ્કાર ભાષાને રૂંધી નાખી વિચારસરણી સંકુચિત કરે છે.

બે: ભાષાવિકાસમાં શબ્દોનાં વૈવિધ્ય અને સમૃદ્ધિની જરૂર છે, તેટલી જ આવશ્યકતા તેના મૌલિક સ્વરૂપ–norm (દા. ત. અંગ્રેજીમાં 'King's English')–ની છે. નવા શબ્દો અને નવી રચનાના મોહમાં જો આ સ્વરૂપની સર્વોપરિતા ધ્યાનમાં ન રહે તો નવાં તત્ત્વો એકરસ ન બને અને ભાષા છિન્ન-ભિન્ન થઈ જાય. આ સ્વરૂપ સાચવવા ભારતવર્ષની બધી ભાષાઓને સંસ્કૃતની પ્રેરણાની પ્રથમ જરૂરિયાત રહે છે.

ત્રણ: પટાવાળો કે ગ્રામવાસી સમજી શકે તે જ ભાષા એ સિદ્ધાંત રાજકારણના નિષ્ણાતો શ્રદ્ધાભેર ઉચ્ચારે છે. ભાષાની ઉપયોગિતા માત્ર સામાન્યો કે અશિક્ષિતો માટે નથી હોતી. તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્ર, ન્યાય અને રાજકારણીય વિચારસરણી, વિજ્ઞાન અને વ્યવહારનાં વિસ્તરતાં જતાં ક્ષેત્રો માટે પ્રગલ્ભ અભિવ્યંજનાશક્તિની ભાષાને જરૂર રહેશે. અર્વાચીન જીવનનો આટપટો વ્યવહાર અને એની સૂક્ષ્મ ઊર્મિઓ ને ભાવનાઓ પણ સંસ્કારી ભાષા વિના વાંઝિયાં રહેવાનાં. લોકકથાની ભાષા વિનાયે નહીં ચાલે; તેમ માનવશાસ્ત્ર ને વિધાનવિષયક ન્યાયશાસ્ત્ર–Constitutional Law–વિના પણ નહિ ચાલે.

જોઈએ. એકસામટી અનેક ભાષાઓ જાણનાર લોકોનો ઉપયોગ રાજદ્વારી ક્ષેત્રમાં થશે. સાહિત્યની દૃષ્ટિએ મને લાગે છે કે ગુજરાતી લખવાની શક્તિ કેળવવા માટે સંસ્કૃત, પાલિ, માગધી જેવી આપણી સાંસ્કૃતિક ભાષા શીખ્યા પછી, આપણા વિદ્વાન લોકોએ અંગ્રેજી ઉપરાંત એક અથવા બે ભાષા જ ઉત્કૃષ્ટ રીતે કેળવવાનો અને એ ભાષાનું સાહિત્ય પી જવાનો આદર્શ પોતાની સામે રાખવો જોઈએ. અને તે તે ભાષાના લોકો આજે શું વિચારી રહ્યા છે અને કેવો પુરુષાર્થ આદરી રહ્યા છે એને વિશે એમણે વખતોવખત અહેવાલો અને લેખો આપી સ્વજનોની જાણકારી અદ્યતન કરવાની જવાબદારી ઉઠાવવી જોઈએ.

અત્યાર સુધી આપણે ભારતીય સંસ્કૃતિ અને યુરોપીય સંસ્કૃતિ એવો મૌલિક ભેદ માનતા હતા અને એના ઉપર ભાર પણ મૂકતા હતા. ત્યાર પછી આપણે એશિયાઈ અથવા પૌરસ્ત્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ એવો ભેદ કરવા લાગ્યા. એનો અર્થ એ નથી કે ચીન, જાપાન, મોંગોલિયા, કમ્બોડિયા ઇત્યાદિ પૂર્વ તરફના લોકોનાં સાહિત્ય અને સંસ્કૃતિ સાથે આપણો પરિચય વધ્યો; અને એ બધાંમાં રહેલાં ખાસ મહત્ત્વનાં પૂર્વી તત્ત્વોનો આપણને સાક્ષાત્કાર થયો. આપણે એટલું જ જાણતા હતા કે પશ્ચિમના લોકો પ્રગતિશીલ છે અને જોરાવર છે, પરિણામે, એમનો ધર્મ અને સંસ્કૃતિ આક્રમણકારી છે, જ્યારે એશિયાઈ દેશો યાથાસ્થિતિક, જુનવાણી અને દબાયેલા છે. આટલું સામ્ય જોયા પછી અનુમાન બાંધવું કઠણ ન હતું કે પૂર્વના દેશોની જીવનદૃષ્ટિ અને સંસ્કૃતિમાં ઘણુંઘણું સામ્ય હોવું જ જોઈએ.

પણ આ બધું અનુમાન થયું, અથવા ‘ભાવતું હતું અને માની લીધું’ એના જેવું થયું. એટલું તો ખરું કે પૂર્વ તરફના દેશોમાં ભારતમાં જન્મેલો બૌદ્ધ ધર્મ ફેલાયો, અને તે તે દેશ કે રાષ્ટ્રની સંસ્કૃતિ ઉપર બૌદ્ધ જીવનદૃષ્ટિની અસર છે.

છતાં આવા તારવેલા અનુમાન ઉપર આપણે પૌરસ્ત્ય સંસ્કૃતિનું ચિત્ર ઊભું ન જ કરી શકીએ. તે તે દેશનો ઇતિહાસ, ત્યાંનું સ્થાપત્ય, ત્યાંનું સંગીત અને એની આજની આકાંક્ષા—એ બધા સાથે આપણો ઊંડો પરિચય હોવો જોઈએ. આજે જે નામનો પરિચય છે તે અંગ્રેજી ભાષાને પ્રતાપે જ છે. તે તે દેશમાં જઈ રહી, ત્યાંના લોકો સાથે એકરૂપ થયા વિના હૃદયનું ઐક્ય અથવા કેવળ સાચો પરિચય પણ આપણે કેળવી શકવાના નથી. એટલા માટે પણ આપણે સાહિત્યના અનુવાદની કળા ખીલવવી જોઈએ. વેપાર ખેડવા ખાતર ગુજરાતીઓ અનેક પરદેશોમાં જઈને રહ્યા છે. પોતાનાં દીકરા-દીકરીઓની કેળવણી માટે

થોડાક શિક્ષકોને પણ તેઓ વસાવે છે. મારે ગુજરાતીઓમાં એ મહત્ત્વાકાંક્ષા જગાડવી છે કે જેમ હિંદી એ રાષ્ટ્રભાષા છે, બંગાળી સૌથી પ્રૌઢ વિકસિત ભાષા છે, તમિળ ભારતની એક જૂનામાં જૂની અને મૌલિક સાહિત્યની પરંપરા ધરાવતી ભાષા છે, તેમ જ આખી દુનિયાનો પરિચય કરાવનારી ભાષા તરીકે ગુજરાતી તમામ ભારતીય ભાષાઓમાં અગ્ર સ્થાન લઈ લે, અને એને પરિણામે, પરદેશીઓ પણ ગુજરાતીનો એટલા જ આદરથી અભ્યાસ કરે જેટલો આજે તેઓ હિંદી કે બંગાળી સાહિત્યનો કરે છે. જે ભાષામાં પ્રજા માટે ગાંધીજીએ લખ્યું, તે ભાષામાં યુગદર્શન અને વિશ્વદર્શન કરાવવાની શક્તિ આવવી જ જોઈએ.

હું કહેતો હતો કે હવે ભારતીય અને યુરોપીય અથવા પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિભેદના રાગડા ગાવાના દિવસો રહ્યા નથી. ભારતમાં જન્મેલા એક અંગ્રેજ સાહિત્ય-સ્વામીએ ભલે કહ્યું હોય કે પૂર્વ અને પશ્ચિમ નોખા જ રહેવાના, એમનું મિલન થઈ જ ન શકે; આજે આપણે જાણીએ છીએ—ભૂગોળના પ્રાથમિક પાઠ તરીકે પણ જાણીએ છીએ કે પૂર્વ અને પશ્ચિમ એ ભેદ જ કૃત્રિમ છે. અમેરિકા માટે જાપાન એ પાશ્ચાત્ય દેશ છે! અને આપણે એ જ દેશને 'સુદૂર પૂર્વનો' એટલે કે પૂર્વોત્તમ દેશ કહીએ છીએ!!

વિજ્ઞાનને કારણે કહો, અર્થસંબંધને કારણે કહો કે રાજદ્વારી સંકટોને કારણે કહો, આપણે આખી દુનિયા સાથે સંકળાઈ ગયા છીએ. કોઈ પણ સંસ્કૃતિ આપણે માટે પરાઈ રહી નથી. પછી એનાથી અપરિચિત રહેવાય જ કેમ?

મારું કહેવાનું એ છે કે આજે જેમ અમદાવાદમાં વિજ્ઞાનની મૂલભૂત શોધખોળ કરવા માટે એક પ્રયોગશાળા છે તેવી જ રીતે અનેક ભાષાઓ શીખવા માટે અને તે તે ભાષાના સાહિત્ય સાથેનો પરિચય વધારવા માટે અહીં એક સમર્થ વિશ્વ-ભાષા-મંદિર હોવું જોઈએ. સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષાથી બ્રિટિશ લોકોએ જે કર્યું તે જ કામ વિશ્વસેવાથી પ્રેરાઈને આપણે કરવાનું છે. રવીન્દ્રનાથે વિશ્વભારતીની સ્થાપના કરી તે બંગાળી અને અંગ્રેજી બે ભાષા મારફતે કામ કરે છે. અહીં ગુજરાતી, હિંદી અને એક કરતાં વધારે યુરોપિયન ભાષા મારફતે સાહિત્યપરિચય વધારવાનો પુરુષાર્થ ખીલવવો જોઈએ.

આજકાલ કેટલીક સંસ્થાઓ અંગ્રેજી કે બીજી ભાષાની ચોપડીઓનો અનુવાદ ગુજરાતીમાં કરાવે છે ત્યારે ભાષાંતરકાર પાસેથી એકાદ પ્રકરણનો અનુવાદ કરાવી, તેટલા પરથી અનુવાદકની યોગ્યતા નક્કી કરે છે. આ ખોટી કસોટી છે. ખરું જોતાં જેનો અનુવાદ આપણને જોઈએ છે, તે ચોપડીનો વિષય અને એનું

પ્રતિપાદન ઉમેદવાર કેટલું સમજ્યો છે એ જાણવા માટે, રીતસરનો એક પ્રશ્નપત્ર તૈયાર કરીને એમાં પાસ થનાર વ્યક્તિઓમાંથી જ કોકને અનુવાદનું કામ સોંપવું જોઈએ અને સફળ અનુવાદ કરનારનું જાહેર રીતે સન્માન થવું જોઈએ. પીઢ ભાષાંતરકાર માટે આમ કરવાની જરૂર ન હોય એ દેખીતી વાત છે.

ભાષાંતર એટલે એક ભાષાની સુંદર કૃતિ પોતાની કે બીજી ભાષામાં આબાદ રીતે ઉતારવી, એટલો જ અર્થ લોકો કરે છે. પણ ભાષાંતર એથીય વિશેષ અને મોટું કામ કરે છે. દરેક ભાષાની પોતાની શૈલી અને વિચાર કરવાની પદ્ધતિ હોય છે. દરેક સમાજમાં વપરાતી ઉપમાઓ અને રૂપકો તે પ્રજાના અનુભવ, ચિંતન અને પુરુષાર્થમાંથી ઉત્પન્ન થયેલાં હોય છે. ભાષાંતર દ્વારા એનો પરિચય થયા પછી એની અસર લેનાર ભાષાની શૈલી ઉપર અને ચિંતન ઉપર થવાની જ. તત્ત્વજ્ઞાનની ચર્ચા સંસ્કૃતમાં એક વિશિષ્ટ શૈલીથી થાય છે, પશ્ચિમમાં બીજી શૈલીથી. એની અસર પણ ભાષાંતર દ્વારા એકબીજા પર થાય છે. પરદેશના જે લોકોએ આપણું દાર્શનિક સાહિત્ય વાંચ્યું છે તેઓ હવે પોતાની ભાષામાં નવા નવા સામાસિક શબ્દો ઉપજાવવા લાગ્યા છે. આ રીતે ભાષાંતર એટલે પરસ્પર જીવનદૃષ્ટિ અને સાહિત્યશૈલીની એક જાતની દીક્ષા હોય છે. આ વાત જેઓ જાણે તેઓ ભાષાંતર કરવા બેસતી વખતે એ ભાન રાખવાના જ કે આપણે એક સાધના કેળવીએ છીએ.

## પ્રચાર અર્થે ભાષાંતર

કવિ, મનીષી, ચિંતક કે વિચારક પોતાની પ્રેરણા પ્રમાણે લખીને એ સાહિત્ય પ્રગટ કરે એટલે એનું કામ પૂરું થયું. બીજી ભાષાવાળાઓને એમાંથી પ્રેરણા મળતી હોય તો તેઓ ભલે અનુવાદકળા કેળવી, પોતાને પસંદ પડે તે સાહિત્ય પોતાની ભાષામાં ઉતારી લે—એ નીતિ આજ સુધી દુનિયાએ ચલાવી. ગરજુ લોકો અનુવાદકળા કેળવે, એ એ નીતિનો સાર હતો.

પણ માનવજાત એક ડગલું આગળ વધવા માગે છે. બૌદ્ધ, ઈસ્લામી અને વિશ્વાસી ધર્મ જેમ દુનિયાને કહેવા લાગ્યા કે "કોઈને અમારા ધર્મની ગરજ છે કે નહિ એની રાહ અમે નથી જોવાના. જે જીવનસાફલ્ય અમારા ધર્મ મારફતે અમને મળ્યું છે તે અમે દુનિયા આગળ પીરસવાના જ અને દુર્દૈવી લોકો એનું મહત્ત્વ ન સમજે તો એમના ઉપર એ લાદવાનો પુરુષાર્થ પણ કરવાના જ." એવો રાજસિક સંકલ્પ એ ધર્મના લોકોએ ઉત્સાહભેર કર્યો. હવે એ ચેપ દરેક મહત્ત્વાકાંક્ષી દેશની સંસ્કૃતિને લાગ્યો છે. "અમારું સાહિત્ય તમે વાંચો. અમારું સંગીત સાંભળો, અમારા રાજનૈતિક, આર્થિક અને સામાજિક

આદર્શોને સમજી લો અને એના ચાહતા બનો."—એમ કહી બધાં રાષ્ટ્રનાં રાજ્યો અને ત્યાંની જાહેર સંસ્થાઓ પ્રચાર કરવા લાગ્યાં છે. "અમારી ભાષા શીખીને અમારા સાહિત્યનું સેવન કરશો તો ઉત્તમ. તેને માટે તમને મદદ કરીશું. પણ એ મહેનત તમારાથી ન થાય તો અમારું ઉત્તમ સાહિત્ય, અમારે ખર્ચે, તમારી ભાષા સુધી પહોંચાડી દઈશું. તમારી ભાષા શીખનારા વિદ્વાનો અમારી પાસે છે. અમારી ભાષા જાણનારા વિદ્વાનો તમારે ત્યાં હશે જ. બન્નેને સંતોષ થાય એવું પારિશ્રમિક આપીશું પણ અમારું સાહિત્ય તમારા દિલ અને દિમાગ સુધી પહોંચાડી દઈશું." એવો મિશનરી ઉત્સાહ રશિયા અને અમેરિકા જેવાં રાષ્ટ્રો કેળવી રહ્યાં છે. એમાં નવું કશું નથી. મિશનરી લોકો દુનિયાભરની ભાષા શીખી લોકોને એમની ભાષામાં બાઈબલનો અનુવાદ પહોંચાડતા આવ્યા જ છે. આપણા વિદ્વાનોએ પણ સંસ્કૃત અને પાલિ ભાષાનું સાહિત્ય તિબ્બત અને મોંગોલિયા સુધી પહોંચાડવાનું કામ કર્યું જ હતું.

ત્યારે, ગુજરાતી સાહિત્યના સારા સારા નમૂનાઓ હિંદી, બંગાળી, તમિળ, કે કાશ્મીરી જેવી ભાષાઓમાં કરી આપવાની અથવા કરાવવાની મહત્ત્વાકાંક્ષા આપણે કેમ ન રાખીએ? પરભાષાનું સાહિત્ય પોતાની ભાષામાં આણવાનું કામ આપણી ગરજે આપણે કરીશું જ. પણ ઉચ્ચ સ્વાર્થથી પ્રેરિત થઈને સ્વભાષાનું સાહિત્ય પરભાષામાં ભાષાંતરિત કરી આપવાનો પરોપકાર પણ કરવાના દિવસો આવ્યા છે. આખા રાષ્ટ્રની હાર્દિક એકતા અને જીવન-સમન્વય સાધવો હોય—emotional integration કરવું હોય—તો અનુવાદ દ્વારા આપ-લેની દ્વિવિધ પ્રવૃત્તિ અખત્યાર કર્યે જ છૂટકો.

સાહિત્ય પાછળ સંગીત પણ આવવાનું જ. પણ એની ચર્ચામાં અહીં નહિ ઊતરું.

### પાઠ્યપુસ્તકો

ગુજરાતી ભાષાનો પ્રચાર સંગીન રીતે તમામ ગુજરાતની પ્રજામાં કરવો હોય તો પાઠ્યપુસ્તકોનો સવાલ બધા સાક્ષરોએ નવેસર વિચાર્યે જ છૂટકો. પણ એ સવાલ સરકારી અણઘડ નીતિ અને પાઠ્યપુસ્તકોના સર્જકો, લેખકો અને પ્રકાશકોના નાણાકીય સ્વાર્થ વચ્ચે એવો તો ચોળાયો છે કે આજે એ સવાલ છેડીને હું કાંઈ વિશેષ સેવા કરી શકું એમ મને લાગતું નથી. અત્યારે એક જ ઉપયોગી સૂચના કરવાનું મન થાય છે.

વિદ્યાર્થીઓ સાથે જેમનો પ્રત્યક્ષ સીધો પરિચય છે અને જેમનો કેળવણીનો આદર્શ મધ્યમવર્ગના કે પૈસાદાર લોકોનાં બાળકો સુધી સીમિત નથી, એવા કુશળ

લોકોએ, સારા સારા લેખકોના ઉત્કૃષ્ટ વિચારોના સુભગસુંદર ફકરાઓ ભેગા કરી એમાંથી પાઠયપુસ્તકો જેવી પણ કેવળ વાચનને પ્રોત્સાહન આપનારી અને જ્ઞાન-વૃદ્ધિ કરનારી વાચનમાળા તૈયાર કરવી જોઈએ.

જે પછાત કોમનાં બાળકોને હજારો વર્ષ પછી પહેલી જ વાર વિદ્યાસંસ્કારો મળવા માંડયા છે તેમને માટે ખાસ પાઠયપુસ્તકો અને વાચનમાળાઓ તૈયાર થવી જોઈએ. એમને પ્રેરણા મળે એવાં જીવનચરિત્રો પણ એમને અપાય. પણ ખાસ કરીને રહેણીકરણીની ચુઘડતા, ગ્રામોદ્યોગનું કૌશલ્ય, આરોગ્ય, કાયદાઓ તેમ જ નાણાવ્યવહાર વિષે સામાન્ય જ્ઞાન આપતી ચોપડીઓ એમને માટે લખાવી જોઈએ અને એ ચોપડીઓમાં પછાત અને ગ્રામીણ લોકોના શબ્દો વધારેમાં વધારે વાપરવા જોઈએ.

જમાના પરત્વે અને સ્થાન પરત્વે પરિસ્થિતિ બદલાય છે. તેથી શરૂઆતમાં આવાં પુસ્તકો હજારોની સંખ્યામાં ન જ છપાય અને મોંઘે ભાવે તો વેચાય જ નહિ. એટલે આવાં ખાસ પુસ્તકો સસ્તાં કરવાની બધી યોજનાઓ અમલમાં આણવી જોઈએ.

કાયાકલ્પ થયેલી આ પરિષદ જો વિદ્વાનોનો સતત સહકાર મેળવી શકે અને જોઈતાં નાણાં ભેગાં કરી શકે તો પરિષદે પોતાનું એક પ્રકાશન ખાતું ચલાવવું જોઈએ અને સારામાં સારા સંદર્ભગ્રંથો અને દુનિયા વિશે માહિતી આપતાં પુસ્તકો અને નકશાઓ વગેરે છાપવાં જોઈએ. આવી યોજના સફળ કરવા માટે ગુજરાત-ભરનાં તમામ પુસ્તકાલયો સાથે અને એમના સંગઠન સાથે પરિષદે સંપર્ક સાધવો જોઈએ. મારું ચાલે તો કેળવણી પરત્વે કામ કરનારા તમામ શિક્ષકોને અને પુસ્તકોના ચલણમાં મદદરૂપ થનારા ગ્રંથપાલોને હું પરિષદના સદસ્ય બનાવી દઉં અને એમની પાસેથી નાણાં રૂપે નહિ પણ સેવાના રૂપમાં લવાજમ લઉં. અને સરકારની સંમતિ મેળવી તમામ પોસ્ટમાસ્તરોને પણ પરિષદના સદસ્ય બનાવું કેમ કે ગામડાંઓમાં અને શહેરથી દૂર એવા પછાત વિસ્તારોમાં સંસ્કૃતિના પ્રતિનિધિ અને સરસ્વતી-દેવીના એલચીઓ તરીકે કેવળ એ લોકો જ હોય છે. સાહિત્ય પરિષદ એ લોકો વાટે પ્રજાની અને નવા નાગરિકોની ઘણી સેવા કરી શકે અને ગુજરાતમાં કેવળ સેવા દ્વારા અને સંસ્કૃતિના વિસ્તાર દ્વારા પોતે એક જબરદસ્ત શક્તિ બની શકે.

**સતત પ્રવૃત્તિ**

સાહિત્ય પરિષદના પ્રમુખે સાહિત્યના તમામ વિભાગોનું નિરીક્ષણ, પરીક્ષણ અને વિવેચન કરવાનું હોય છે એ હું જાણું છું. કોઈ પણ સારા પુસ્તકાલયમાં ગુજરાતી કે બીજી ભાષાની ચોપડીઓનું જે વર્ગીકરણ હોય છે તે સ્વીકારી, કવિતા,

નાટક, લઘુકથા, નવલકથા, નિબંધ, પ્રવાસવર્ણન, સાહિત્યચર્ચા, કલામીમાંસા, રસ-વિમર્ષ, સંદર્ભગ્રંથો, અનુવાદો વગેરે વિભાગોની ચર્ચા ભાષણમાં આવવી જોઈએ એ જૂના રાબેતા મુજબ થોડા વિચારો તો મેં રજૂ કર્યા જ છે. પણ એ જૂના ચીલામાંથી બહાર નીકળી, જીવન અને સંસ્કૃતિના વિભાગ પ્રમાણે અને પ્રજાકીય પુરુષાર્થ પ્રમાણે સાહિત્યચર્ચા કરવાનું મેં પસંદ કર્યું છે અને ગાંધીમંડળનો પ્રતિનિધિ હોઈ કેટલીક રચનાત્મક સૂચના પણ કરી છે.

ગાંધીજીના હાથમાં કૉંગ્રેસ આવી અને ત્રણ દિવસના મેળાવડાનું એનું રૂપ ફરી ગયું અને આખું વરસ સ્વરાજ્યપ્રાપ્તિ પરત્વે રાષ્ટ્રસેવા કરનારી એ એક જીવતીજાગતી રચનાત્મક સંસ્થા બની ગઈ અને એ સંસ્થા વાટે પ્રજાનું રાજદ્વારી અને રાષ્ટ્રીય જીવન ઘડાયું. હવે એ બધી ઐતિહાસિક વાત થઈ ગઈ છે. ત્યારે શું આપણે ગુજરાતી ભાષા અને સાહિત્યની જીવતી, જીવનસ્પર્શી અને ચૈતન્યમયી પ્રવૃત્તિને અંગે પ્રજાનું બૌદ્ધિક અને સાંસ્કૃતિક જીવન ઘડવાનો પ્રયાસ આ પરિષદ મારફતે ન કરીએ? વિશ્વભારતી અને સાહિત્ય અકાદમી જેવી પ્રવૃત્તિ ઉપરાંત જીવનભારતીનું કામ પણ સાહિત્ય પરિષદે ઉપાડવું જોઈએ.

અમેરિકા જો પોતાના સાહિત્ય દ્વારા આપણા જીવન ઉપર અસર કરવા માગે છે તો આપણે આપણા પડોશીઓની ઓછીવત્તી સાંસ્કૃતિક સેવા કરવાનો આદર્શ નજર આગળ કેમ ન રાખીએ?

જે સૂચવે તેણે કરી બતાવવાની તૈયારી રાખવી જોઈએ, એ ગાંધીજીનો આદર્શ હું ભૂલ્યો નથી. અને તેથી જ પરિષદના કાર્યકર્તાઓને કહીશ કે મારી જે સૂચનાઓ ગળે ઊતરે તે અમલમાં મૂકવા માટે તમારે પરિષદને તૈયાર કરવી જોઈએ. આ ઉંમરે, મારું કામ તો સુંદર અને વહેવારમાં આણી શકાય એવું યોજના-ચિત્ર રજૂ કરવાનું જ છે.

રચનાત્મક કાર્યનું મહત્ત્વ સમજીને જ ગાંધીજીએ સ્વરાજની પૂર્વતૈયારી રૂપે અનેક સંસ્થાઓ સ્થાપી અને ચલાવી. સ્વરાજ-સરકારે પણ પ્રારંભથી જ પંચવર્ષીય યોજનાઓ રૂપી રચનાત્મક કાર્યક્રમના પાયા ઉપર સ્વરાજની અને પ્રજાજીવનના ઉત્કર્ષની ઈમારત ચણવાનો મનસૂબો કર્યો છે. આ જ દિશામાં સાહિત્ય પરત્વે અને સાહિત્ય દ્વારા પ્રજાકીય સાંસ્કૃતિક જીવન ઉન્નત કરવા માટે નક્કર પ્રવૃત્તિ સાહિત્ય પરિષદ શરૂ કરે તો મને પરમ સંતોષ થશે, અને સ્વરાજ મળ્યું તેથી જ આ બધું કરી શકયા એની ધન્યતા અનુભવતો મારા દિવસો હું પૂરા કરી શકીશ. સ્વરાજ થયા પછી આપણી પ્રજાના પુરુષાર્થને માટે કશી સીમા હોઈ જ ન શકે.

# સાહિત્ય વિભાગના પ્રમુખ
# શ્રી સુન્દરમ્‌નું ભાષણ

## તપોગિરિની આનંદયાત્રા

सुषमां परमां वन्दे परमानन्दरूपिणीम् ।
मोहिनीं विश्वभूतानां कवीनां चित्तवासिनीम् ।।

વહાલાં બંધુઓ,

આજના આ ઐતિહાસિક ગણાય એવા સંમેલન પ્રસંગે તમારી સમક્ષ હાજર થતાં આનંદ અનુભવું છું. બેશક, તમે મને આ સાહિત્ય વિભાગની જવાબદારી લેવાને આમંત્ર્યો ન હોત તો હું અહીં આવી શકત કે કેમ તે પ્રશ્ન છે. પરંતુ એ જવાબદારી મારી આગળ ધરવામાં આવી ત્યારે તેનો નકાર કરવો મને અશક્ય લાગ્યો. તમારું આમંત્રણ આવતાં ગુજરાતના સાહિત્યજીવન સાથેના મારા બધા સંબંધો મારી સમક્ષ ફરીને જાગ્રત થયા અને આ પ્રસંગે અહીં હાજર થવું એ મને કર્તવ્ય રૂપ લાગ્યું. અહીં આવા મધુર ગંભીર અને આહ્‌લાદક પ્રસંગે હાજર રહેવામાં આનંદ તો છે જ પણ વિશેષ તો આ કર્તવ્યની પૂર્તિ હું કરી શકું છું એ મારી આ આગમન પાછળની પ્રેરણા છે.

### ઐતિહાસિક સંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદના આ સંમેલનને હું ઐતિહાસિક કોટિનું સંમેલન શા માટે કહું છું તે તો સૌને કોઈ ને કોઈ રીતે વિદિત તો હશે જ. આ પરિષદને જે નવું રૂપ આપવાના પ્રયત્નો આ જ નગરમાં લગભગ પચીસ વર્ષ પૂર્વે મંડાયા હતા તેનું સુખદ અને સુભગ પરિણામ હવે આવ્યું છે અને એ નવો જન્મ પામેલી પરિષદનું આ પ્રથમ સંમેલન છે. એક યુગ પૂરો થયો છે અને બીજો યુગ આરંભ પામે છે. આપણે આશા રાખીએ અને પ્રાર્થના પણ કરીએ કે આપણો આ સાહિત્ય પરિષદનો આ નવજન્મ એક અધિક યશસ્વી અને ફલદાયી પ્રવૃત્તિ રૂપે બની રહો. અને આ પ્રવૃત્તિને માટે વિશ્વની યોજનામાં જે કોઈ ભાવિ નિમાર્યું હોય તે ભાવિ સિદ્ધ બનો.

પરિષદના આ નવજન્મની કથા તો પરિષદનો ઈતિહાસ જ્યારે લખાશે, ત્યારે સાંગોપાંગ રજૂ થશે અને એ ઈતિહાસના વિધવિધ 'સુરંગ રંગ' આપણને

તેમાં જોવા મળશે. અને આપણે આશા રાખીએ અને કહો કે વિનંતી અને આગ્રહ બંને કરીએ કે એ ઈતિહાસ આપણને આ પરિષદના આત્મા જેવા રહેલા આપણા સર્વના મુરબ્બી શ્રી મુનશીજી તરફથી જ મળે. આપણે જાણીએ છીએ કે ઈતિહાસ એટલે ઘણીએક તો સંગ્રામની કથા. અને સાહિત્યકારો પણ જરૂર પડે ત્યારે સંગ્રામ ખેડે છે, ખેડી શકે છે, તેમને ખેડવા પડે છે, અને ખેડવા ગમે છે એ પણ આપણા જીવનની એક હકીકત છે. આપણા સાહિત્ય જીવનના એક સુદીર્ઘ અને રોમહર્ષક એવા આ સંગ્રામની તવારીખ હું તો ન જેવી જ જાણું છું. અને હવે એ સંગ્રામ પૂરો થઈ ગયો છે, એના એક પર્વ પૂરતો તો ખરો જ, ત્યારે એ સંઘર્ષના વાતાવરણને કેટલું ફરીથી તાજું કરવું ઈષ્ટ છે એ પણ વિચારવા જેવું છે. બેશક, હું તો કહું કે એ ભૂતકાળ ભુલાઈ જાય તોપણ ખોટું નથી. પણ છતાં એ ઈતિહાસ આપણું મહામૂલું ધન છે. અને આપણા પૂર્વજોની અભીપ્સાઓ, તમન્નાઓ, અને તેમણે ખેડેલા પુરુષાર્થો, તેમના જયો તથા પરાજયો અને વિજયો એ બધું ભાવિ પ્રજાને માટે પ્રેરણા રૂપ બની રહેશે એમાં શંકા નથી.

### એક પાવક ઘટના

એ સંગ્રામની એક નાનકડી અને પાવક કહેવાય એવી ઘટનાને મને લાગે છે કે મારે અહીં નોંધવી જોઈએ, કેમ કે એ હકીકત એવી છે કે જે શ્રી મુનશીજી જો આ ઈતિહાસ લખે તો તેમની નોંધપોથીમાં ભાગ્યે નોંધાયેલી હશે અને તેથી એ વિગત મારે તેમને સાદર કરવી પણ જોઈએ.

આ પ્રસંગ છે અહીં ૧૯૩૫માં સાહિત્ય સંમેલન ભરાયું ત્યારનો. તે ઘડીએ અમો નવજુવાન સાહિત્યકારોને આ પરિષદ અંગે જાગ્રત બની સક્રિય થવાની પ્રેરણા મળી. પરિષદના બંધારણની જે મર્યાદા હતી તેને દૂર કરવાની અમારી ફરજ છે એમ અમને સમજાવવામાં આવ્યું. અને અમે—આ પૂર્વે આ બાબતમાં રસ લેવાની અમારે ભાગ્યે જ જરૂર ઊભી થઈ હતી પણ હવે એ વિષયનો અમે અભ્યાસ કર્યો. પરિષદના બંધારણની મર્યાદાઓ અમને જે રીતની દેખાઈ તેનો અમે એક કેસ તૈયાર કર્યો અને તે લઈને અમે સંમેલનના વરાયેલા પ્રમુખ પાસે—પૂ. ગાંધીજી પાસે ગયા.

એ અમારી વિદ્યાપીઠનું સ્થળ હતું. ઈશાન ખૂણાના મેડા ઉપરનો એ વિશાળ ખંડ હતો, કે જેમાં એક વાર પુરાતત્ત્વ મંદિરનું પુસ્તકાલય હતું, જેમાં અમારી સભાઓ થતી, ચર્ચાઓ થતી, પ્રાર્થનાઓ થતી. અને ત્યાં ગાદી ઉપર વિરાજેલા, મરક મરક હસતા ગાંધીજી સમક્ષ અમારા ડેપ્યુટેશને પોતાની વાત



સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી સુન્દરમ્ વ્યાખ્યાન આપી રહ્યા છે.

રજૂ કરી. ગાંધીજીએ ગંભીરતાથી તે સાંભળી અને બંધારણમાં સુધારો કરવાને પોતે બનતું બધું કરશે એવું વચન તેમ જ આશ્વાસન આપ્યું. અને તે વખતે કોઈકે કહ્યું, કે પછી એ મેં પણ કહ્યું હોય કે, 'બાપુજી, પણ જોજો હોં, મુનશી બહુ હોશિયાર માણસ છે અને આપને પણ ન બનાવી જાય.' અને ગાંધીજી ખડખડાટ હસી પડ્યા. એમનું સદાયનું એ મોહક અને ચિરસ્મરણીય એવું હાસ્ય હજી પણ વિદ્યાપીઠના એ ઓરડામાં બેઠેલું છે. અને પછી એમણે કંઈક આવું કહ્યું, 'જોઈશું. એમ તો હું પણ પછી વાણિયો છું ને!' અને અમો સૌ એક નવી હૂંફ લઈને છૂટા પડ્યા.

મને આશા છે કે શ્રી મુનશીજીને પણ આ પ્રસંગ બહુ જ આનંદદાયક લાગશે અને તેને તેઓ ઘટતો ન્યાય કરશે.

આ પછી જે બન્યું તે મારા કરતાં આપ સૌ વધુ જાણો છો. પણ એમાં એક બીજી વાત નોંધવા જેવી છે. પ્રેમાભાઈ હૉલમાં મળેલી સંમેલનની સભામાં બંધારણ સુધારણા માટે કમિટી નિમાઈ ત્યારે બંધારણ તે ડેમોક્રેટિક રીતનું નથી, સાહિત્યકારોનો તેમાં મુખ્ય અવાજ નથી એવી જે વસ્તુ રજૂ કરવામાં આવેલી તેના જવાબમાં ગાંધીજીએ એમ કહેલું મને સ્મરણ છે કે સાહિત્યમાં ડેમોક્રસી ન હોય. અને એ વસ્તુ મારે માટે ખૂબ જ નવી—ચોંકાવે તેમ જ પ્રેરે તેવી હતી. બંધારણને સુધારો ભલે, પણ ડેમોક્રસીના નહીં, બીજા કોઈ મુદ્દા ઉપર એ થાય.

અને એ વાત પછી સાહિત્ય અંગેની જે વિવિધ પ્રવૃત્તિઓમાં મારે સક્રિય થવાનું આવ્યું તેમાં વિવિધ રીતે સ્પષ્ટ બની.

## સાહિત્યનું સર્જન—સાહિત્યની પ્રવૃત્તિ

સાહિત્યનું સર્જન અને સાહિત્ય અંગેની પ્રવૃત્તિ આ બંનેનો સંબંધ આમ તો સુવિદિત જેવો જ છે. એ બંને તદ્દન સ્વતંત્ર જેવી વસ્તુઓ છે અને છતાં પરસ્પર સંકળાયેલી પણ છે. આ સાંકળ કઈ રીતની છે એ જો આપણા ખ્યાલમાં હમેશાં સ્પષ્ટ રહે તો તે આ બંને વસ્તુઓના આપણા અનુશીલનમાં ઘણું મદદરૂપ નીવડશે.

સાહિત્યનું સર્જન એ કેવળ આંતરિક ક્રિયા છે. અને એ સર્જનની ગતિમાં આગળ વધવા માટે સાહિત્યકારે આંતરિક અનુશીલનમાં જ વિશેષ ને વિશેષ ગતિ કરવાની રહે છે. હા, સાહિત્યકાર પોતાની અનુભૂતિને ગાય છે તેમ જ અન્યની અનુભૂતિને પણ ગાય છે. પોતાના તેમ જ અન્યના—સમાજના, જગતના જીવનમાંથી પ્રેરણા અને સામગ્રી મેળવે છે, અને તેની કૃતિ, સાહિત્યકારનું સર્જન જનજીવનમાં આંદોલનોની, પ્રત્યાઘાતોની એક પરંપરા મૂકી જાય છે. આમ જીવન—

વ્યક્તિનું તેમ જ સમષ્ટિનું તેમ જ અવ્યક્તનું પણ—સાહિત્યકારની આંતર સર્જક ચેતનામાં એક અમુક બિંદુએ એકાગ્ર બનીને ત્યાંથી કળાકૃતિનું રૂપ લે છે. અને એ જે સર્જનની ઘટના છે, ક્રિયા અને પ્રક્રિયા છે તે એટલી તો કવિચિત્તસ્થ, કવિની અંતરતમ ઘટના છે, કેટલીક વાર અને આગળ જતાં તો વિશેષ ને વિશેષ કવિને પોતાને પણ એવી તો અગમ્ય અને અકળિત છે કે એમાં બાહ્ય બળોને કે પ્રવાહોને કે સક્રિયતાઓને કશું સ્થાન જ રહેતું નથી.

અને આ રીતે જોતાં સાહિત્યકારનું કર્તવ્ય શું એમ વિચારીએ ત્યારે આપણે એમ જ કહેવું પડે છે કે તેની ચેતનામાં આ જે સર્જન માટેનો ઝંકાર જાગે છે અને વ્યક્ત અને અવ્યક્ત તત્ત્વો તે ચેતનામાંથી જે જે અનુપમ અ-લૌકિક એવા આકારો લઈને બહાર આવે છે એ વસ્તુ ઉપર તે પોતાને એકાગ્ર કરી દે, અને એના જ અનુશીલનમાં તે લાગી રહે.

પણ આ છે સાહિત્ય સર્જનની આરંભની ગતિ. એની અંતિમ ગતિ કોઈ બીજી જ છે. બાળક જેવી રીતે જન્મે છે ત્યારથી જ તે માત્ર વ્યક્તિગત વસ્તુ ન રહેતાં એક સામાજિક વસ્તુ બની જાય છે તેવું સાહિત્ય કૃતિનું પણ બને છે. કૃતિ જન્મી કે પછી તરત પત્રના તંત્રી હાજર થાય, પ્રકાશક હાજર થાય, કૃતિના શ્રોતાઓ ભેગા થાય, સભાઓ થાય, વિવેચનો થાય, પારિતોષિકો, ચંદ્રકો અપાય—ઊલટા અને સૂલટા!—અને આમ એક બહોળો સામાજિક વ્યાપાર, સાહિત્યની આસપાસ એક ધીખતી, ધંધાદારી અને બિનધંધાદારી પ્રવૃત્તિ ઊભી થાય છે.

આપણે આ ઉભયવિધ પ્રવૃત્તિને તેના ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપે પહોંચાડવાની છે.

### પ્રવૃત્તિઓનું સર્જન અને વિસર્જન

મ મારા પોતાના પૂરતું જોયું છે કે મને પોતાને પ્રવૃત્તિ માટેની કશી ખાસ પ્રેરણા રહેલી નથી અને છતાં પ્રવૃત્તિઓમાં હું સંકળાતો રહેલો છું. એમાં મને ખેંચી જવામાં આવેલો છે, હું ખેંચાયો છું અને ત્યાં પહોંચતાં મેં જોયું છે કે મારે માટે અમુક ખાસ કર્તવ્ય પણ રહેલું છે. પણ મને પોતાને સાહિત્યની તેમ જ બીજી રીતની પ્રવૃત્તિ પણ પ્રેરણા કે ભૂખ ન હોવાને લીધે એ પ્રવૃત્તિનું સ્વરૂપ, તેની મર્યાદા તેમ જ શક્યતા કે આવશ્યકતા બહુ સ્પષ્ટ રીતે દેખાઈ આવતી રહેલી છે. એટલે ઘણી વખત તો એ પ્રવૃત્તિઓમાં જે અધૂરા દર્શનવાળી હોય છે તેમને સમાપ્ત કરવાનો કર્તવ્યભાર જ મેં ઉપાડેલો છે. અને પછી તો મને એમ પણ કહેવાનું મન થતું કે ભાઈ, મને હવે રખે તમારી અંદર સંડોવતા. એ પ્રવૃત્તિને હું બંધ કરીને જ મૂકીશ. આવી રીતે અમે અમદાવાદમાં એક 'મજલિસ' ચલાવેલી

અને તે બંધ થઈ. વળી 'પ્રગતિશીલ સાહિત્ય મંડળ' કર્યું અને તે પણ બંધ થયું. વળી 'લેખકમિલન' કર્યું અને સદ્ભાગ્યે હું દૂર જઈને બેઠો છું એટલે તે ચાલુ છે. અને આ સંમેલનમાં તો હું બે ઘડીનો મહેમાન છું એટલે એનો માર્ગ તો મારી છાયાથી મુક્ત રહીને આગળ અંકાતો જશે એવી મને નિરાંત છે! મારા આ કર્મયોગમાં મારી એક અંગત ઝંખના હજી અતૃપ્ત રહેલી છે જે મારે અત્રે જ કહી દેવી જોઈએ, અને એથી એનો અત્રે જ મોક્ષ થઈ જશે એવી મને આશા છે. મને લાગ્યું છે કે આપણી સંસ્કૃતિમાં જેવો પ્રારંભનો મહિમા છે તેવો જ વિસર્જનનો પણ મહિમા છે. દેવોની સ્થાપના તેમ જ વિસર્જન બંને આપણે સરખા ગાંભીર્યથી અને માંગલ્યથી કરીએ છીએ. મારે 'મજલિસ'નું આવું એક 'ગ્રાન્ડ વિસર્જન' કરવું હતું. અમે એ સંસ્થા ઊભી કરવા પાછળ ભવ્ય કલ્પનાઓ અને સંકલ્પો કરેલા, અને એનો સમાપન ઉત્સવ પણ એવા જ ભવ્ય પાયા પર કરવો હતો, પણ એ મારી પ્રેરણા સાકાર ન બની. એ 'મજલિસે' શયદાના પ્રમુખપદે ગોઠવેલા મુશાયરાના પ્રમુખના વ્યાખ્યાનનું વીસ રૂપિયાનું બિલ અમે માંડ માંડ માંડી વળાવેલું એટલું મોંઘામૂલું સ્મરણ એના ફલ રૂપે મારા કર્મભંડારમાં સંચિત પડેલું છે!

## પ્રવૃત્તિઓનું શુભ સ્વરૂપ—અશરીરી કાર્ય

પણ તો આવી પ્રવૃત્તિઓની બીજી ઊજળી બાજુ પણ ઓછી નથી. માનવની પ્રવૃત્તિમાં મર્યાદા તો હોવાની જ, તેમ છતાં એ મર્યાદાને બાજુએ મૂકીને પણ કોઈક વસ્તુ તે દ્વારા કામ કરી જાય છે. ભરૂચમાં હું ભણતો હતો ત્યારે સાહિત્યચર્ચાના એક અંગત જેવા વર્ગમાં જવાનું થયેલું અને એ પ્રસંગે ચર્ચાતા વિષયે, વિષય કરતાંયે આ વસ્તુ આમ ભેગા મળીને ચર્ચી શકાય છે એ ઘટનાએ મારા મન પર ઊંડી છાપ પાડેલી. એ જ પુરાણ પુરીમાં વળી અમદાવાદથી શ્રી રમણભાઈ નીલકંઠ આવેલા ત્યારે એક નાનકડી સભા થયેલી. પંડિત ઓંકારનાથે તેમાં સંગીત ગાયેલું. શ્રી રમણભાઈ શું બોલ્યા તે તો તે વખતે પણ કંઈ ખાસ સ્મરણમાં રહ્યું નહિ હોય કે સમજાયું પણ નહિ હોય પણ એ સભા થયેલી અને એમાં આવી એક વ્યક્તિ ઉપસ્થિત હતી એ [illegible]ના જ કોઈ ગુપ્ત ઝંકારને જાગ્રત કરી ગયેલી. ત્યાંથી જ પછી અમારી શાળામાં અમારા અધ્યાપક, જે આપણા સુજ્ઞ સમર્થ વિવેચક શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ હતા, તેમની પ્રેરણા અને સહાયથી અમદાવાદમાંથી લેવાતી સાહિત્યની પરીક્ષામાં બેઠેલો અને શ્રી રમણભાઈના હસ્તાક્ષરનું પ્રમાણપત્ર પણ આવ્યું જે મેં પ્રેમપૂર્વક સાચવી પણ રાખેલું. આમ સાહિત્ય પ્રત્યેના સંસ્કારો કોઈ અણધારી રીતે આપણા ઉપર ઊતરી આવે છે અને તે આવી સામાજિક પ્રવૃત્તિને લીધે જ. આ કરતાંયે

વધારે સ્મરણીય પ્રસંગ તો નડિયાદની સાહિત્ય પરિષદનો છે. વિદ્યાપીઠમાંથી અમે તેને માટે આવેલા. અને એ તો આપણા સાહિત્ય ક્ષેત્રના ધુરંધરોનો મહા સમારંભ હતો. એમાં આપણી સાહિત્યકીય વ્યક્તિઓનાં ધીરગંભીર વ્યાખ્યાનો, પ્રવચનો વગેરે બધું હતું. પણ એ બધામાં મન ઉપર એક વસ્તુ જે અંકાઈ છે તે તો આચાર્યશ્રી આનંદશંકર, પ્રમુખ તરીકેની વૈધિક યા અવૈધિક રીતની જે રીતે વાત કરતા હતા તેની છબી. એમનાં ચશ્માં, પાઘડી, એમની ચશ્માંને વારંવાર સ્પર્શ કરતા રહેવાની ક્રિયા અને પોતે જે વસ્તુ રજૂ કરતા હતા તેની પાછળ તેમનું વ્યક્તિત્વ જે રીતે ગતિમાન થતું હતું તે—આ બધાની જે એક ભાવછબી બનતી હતી, આ એક એવો તો ગહન આરાધ્ય વિષય છે તે ભાવ મનમાં અંકાવો અને જીવનના એક અંગરૂપ બની જવો—આ છે આપણાં આ બધાં મિલનોનું કોઈ હિસાબમાં ન ઝલાય, દલીલમાં ન બંધાય તેવું સૂક્ષ્મ અને સર્જક પરિણામ. અને આપણી સર્વ સાહિત્યિક પ્રવૃત્તિઓ, તેમ જ બીજી પણ પ્રવૃત્તિઓ પાછળથી આ જે કોઈ અશરીરી, વ્યક્તિત્વથી પર એવું કોઈ બૃહદ્ વ્યક્તિત્વ કામ કરી જાય છે એ છે એમનું સાર્થક્ય.

## સાક્ષર જગતની આંટીઘૂંટીઓ

આ સાર્થક્ય આપણે વધુ સભાન રીતે, આપણા તરફથી જાગ્રત રીતના સહકાર દ્વારા સાધી શકીએ કે નહિ એ મારો આપ સૌની સમક્ષ પ્રશ્ન છે. માનવની મર્યાદા હોવા છતાં પેલું અશરીરી તત્ત્વ પોતાનું કામ સાધી લે છે. માનવ જો પોતાની મર્યાદાને પિછાની તેમાંથી આગળ નીકળી જાય તો આપણો વિકાસ કેટલો બધો આગળ વધે? આપણી આ ગુજરાતની એકમાત્ર મહાન સંસ્થાનો જ દાખલો લઈએ. એનાં મંડાણ થયાં ન થયાં ને તરત જ એમાં સંઘર્ષ અને સંગ્રામનાં મંડાણ થઈ ગયેલાં લાગે છે. નડિયાદમાં બીજી વાર પરિષદ શ્રી ભૂલાભાઈના પ્રમુખપદે મળી ત્યારે સાક્ષરોના આ જગતમાં કાંઈ ગરબડાટ છે એમ જાણ્યું ત્યારે નવાઈ થઈ. પછી તો આ સંગ્રામનો પટ વધુ ને વધુ નજીક આવવા લાગ્યો. બધા મહારથીઓની છબીઓ અને તેમના મોરચા સ્પષ્ટ થવા લાગ્યા. વળી ગુજરાતને આંગણે એક સોનેરી પ્રસંગ પણ આવ્યો, કવિ ન્હાનાલાલનો સુવર્ણ મહોત્સવ. અને એ સુવર્ણ પ્રસંગે પણ કેવા તો અસુવર્ણ રંગો પ્રગટ થયા તે જોવા મળ્યું. નરસિંહરાવ, ન્હાનાલાલ, બળવંતરાય, ખબરદાર અને બીજા પણ ઘણા—એમની વિધવિધ ભાવચ્છબીઓ સગી નજરે જોવા મળી કે સાંભળવા મળી. એક ઘણા સરળ અને સુભગ હૃદયના વૃદ્ધ કવિ તો મારા અતિથિ પણ થયેલા અને પછી બીજે દિવસે મને એક કાવ્ય બતાવી

કહે, ભાઈ, આ તમારે માટે લખ્યું છે. પણ પછીથી એક મિત્રને આ વાત કરતાં તેમણે કહ્યું કે એ જ કાવ્ય એમને પણ બતાવીને એ વૃદ્ધ કવિએ આ જ વાત કરેલી!

મને થવા લાગ્યું, આ બધું શું છે અને શા માટે આમ થાય છે. આમાં કઈ વસ્તુ માટે આમ લૂંટલૂંટ ચાલે છે? આમાં કઈ ગાદીઓ છે, કયા ભંડારો છે, કઈ ખુરસીઓ અને કયા ખજાના છે? અને એ બધું જોતાં ભર્તૃહરિની પેઠે વૈરાગ્યનો ભાવ જ પ્રગટયો. પણ એ આપણા વિકસતા જતા વ્યક્તિત્વનો, હજી માંડમાંડ સર્જાતા અને બંધાતા આભિજાત્યનો અને ભ્રાતૃત્વનો કાળ હતો. એ વિકસતાં વ્યક્તિત્વોની વચ્ચે સ્પર્ધા, અભિમાન, માનાપમાન, લાભાલાભ, અહમહમિકા આદિ અનેક માનવસહજ નિર્બળતાઓની અથડાઅથડી થતી હોય તો તેને એક અનિવાર્ય ઐતિહાસિક આવશ્યકતા ગણવી જોઈએ.

## નવી પેઢી—એનું જમા ઉધાર

આ પછીનો, આ સાક્ષર યુગનો—'દેડકાંની પાંચશેરી'નો કાળ પૂરો થયા પછીની આપણી પેઢી વધારે વિકાસશીલ બનેલી છે. એની અંદર સૌહાર્દ અને સહકાર અને મિલનની હૂંફ અને આનંદનાં તત્ત્વો વધુ પ્રમાણમાં છે. આમાં હું મારું પોતાનું અને શ્રી ઉમાશંકરનું જ દૃષ્ટાંત આપીશ. કોઈ એક સુભાગી ઘડીએ એ મારા મિત્ર બનીને મને શોધતા શોધતા આવી ગયા. અને પછી અમે પરસ્પરનો વિકાસ જોઈને રાચતા જ ગયા અને અન્યોન્યને પુષ્ટિ જ આપતા રહ્યા. એમની જે જે કૃતિ રચાતી જાય, જે જે કળા ખીલતી જાય તે જોઈને મને આનંદ જ થાય. કેટલાક લોકો અમારી તુલના કરવાનો કે અમને આગળ પાછળ કે ઉપર નીચે મૂકવાનો પ્રયત્ન કરે છે ત્યારે મને માત્ર મંદ સ્મિત જ આવે છે. આ અંગેની મારી એક લાગણી મેં કોઈને ખાસ કહી નથી પણ તે અત્યારે કહેવી જોઈએ—કહી શકાય કે, આમાં મને તો એમ લાગે છે કે અમે જાણે એક યુગ્મ છીએ. અને એમની જે કાંઈ સિદ્ધિ છે તે જાણે કે મારી જ સિદ્ધિ છે અને મારી તે એમની છે. આવી એક ગૂઢ આત્મીયતાથી અમે અનેક સ્થળે સાથે ફર્યા છીએ, સાથે રહ્યા છીએ, સાથે કાવ્યગાન કર્યાં છે. અને બધાં માનપાન અને ચંદ્રકો અને પારિતોષિકો પણ સાથે સાથે ભેગાં કર્યાં છે!

આ લાગણીનો વિસ્તાર મેં ઉમાશંકરથી આગળ વધીને અન્યત્ર પણ અનુભવ્યો છે. અને જ્યારે જ્યારે જ્યાં જ્યાં કોઈ પણ સુભગ સર્જન થતું જોયું છે ત્યારે જાણે કે જગતમાં એક સારું કામ થયું છે તેવી તૃપ્તિ અને આનંદ અનુભવ્યાં છે. જાણે કે મારે કરવાનું જે કામ હતું તે કોઈને હાથે થયું છે, વધારે

સારી રીતે થયું છે એવી પણ એક લાગણી અને રાહત પણ અનુભવી છે! ચાલો, આપણે એ કરવાનું મટ્યું! ઉમાશંકર અમેરિકા કે ચીન જઈ આવે તો એમ લાગે કે ચાલો, આપણા વતીનો ધક્કો એ ખાઈ આવ્યા!

આમ ૧૯૩૦ પછી આપણા જીવનમાં સર્વત્ર જે એક આંતરિક વિકાસ થયો છે તેની પ્રતિચ્છબિ આપણા સાહિત્ય જગતમાં પણ અંકાઈ છે. સાહિત્યમાં અપહરણો, અહઅહમિકા, રિસામણાં મનામણાં કે મુક્કાબાજીઓનો કાળ પૂરો થઈને એક સૌહાર્દ અને ખેલદિલી અને બંધુતાનો, આત્મીયતાનો કાળ આવ્યો છે. બેશક, આ નવીન પેઢીને ખાતે કંઈ ઉધારપાસું નથી એમ તો નથી જ. આ નવીન યુગમાં સર્જાયેલી પ્રવૃત્તિઓ—સંમેલનો, મિલનો, મુશાયરાઓ, કવિસંમેલનોમાં કદી કદી એવી વસ્તુઓ જોવામાં આવે છે કે જે જોઈને મારી અંદરનો પેલો વિસર્જનકાર એમ કહેવા લલચાય છે કે, લાવો, આ પણ હવે સંકેલી લઈએ.

પણ આ જે બની રહ્યું છે તે સ્વાભાવિક છે, પ્રાકૃત રીતની માનવ પ્રકૃતિનું આ અર્સુભગ છતાં સહજ એવું સ્ફુરણ છે. અને માણસ જેવો છે તેવો તેને સ્વીકારી લઈને તેમાંથી કોઈ વધારે સારો ઘાટ, વધારે સારું સર્જન—સાહિત્યકારનું પોતાનું તેમ જ તેના સાહિત્યનું થઈ શકે છે કે નહિ તે આપણે જોવાનું છે.

(૨)

### સાહિત્ય પરિષદ—આર્યાવર્તના ઉત્થાનનું અંગ

અને આપણા ભાવિ વિકાસનો વિચાર કરતાં આપણે આ પરિષદના મંગલાચરણ વખતે આ નગરમાં ગોવર્ધનરામે—આપણા એ પ્રથમ માર્ગદ્રષ્ટાએ જે કહેલું તે આજે પણ ફરીથી તાજું કરવા જેવું છે. એ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રથમ પ્રમુખે કહેલું—

> 'આપણી સાહિત્ય-પરિષદ આપણા આર્યાવર્તના એક
> સમાજ પ્રવર્તક નૃત્યમાં આવા તાલબન્ધના નિયમના
> બળથી ઊભી થઈ છે.'

આખો આર્યાવર્ત જાગ્યો અને એમાંથી આ પરિષદ જન્મી. જાગૃતિના કોઈ એક લયબદ્ધ સંવાદપૂર્ણ બળે આ પ્રવૃત્તિને અનિવાર્ય બનાવી. અને આપણી સાહિત્યિક ચેતના આ રીતે સંગઠિત બની. ૧૯૦૫ અને એ પછીની આપણી નાનીમોટી અનેક સાહિત્ય પ્રવૃત્તિઓ આખાયે દેશની નવજાગૃતિનાં બળો અને પ્રવાહો સાથે તેમના આઘાત પ્રત્યાઘાતો ઝીલતી આગળ વધી

રહી છે. પણ આપણા વિશાળ જીવનની—રાજકીય, સામાજિક કે બીજી રીતની પ્રવૃત્તિઓ સાથે આપણો સ્થૂલ સંબંધ કેવો હોય તે વિચારવા જેવું છે.

સરસ્વતી દેવીના મનોહર રથને પોતાના સરઘસમાં ખેંચી જવાને માટે યા તો નોતરવા માટે આપણી ઘણી પ્રવૃત્તિઓ તૈયાર છે અને સાહિત્યની સંસ્થાઓ કે સાહિત્યકારો પોતપોતાની રુચિ પ્રમાણે જ્યાં જ્યાં જાય અને ત્યાં આસનો શોભાવે તેમાં પણ કંઈ ખોટું નથી. એ રીતે આપણા સાહિત્યકારો સત્યાગ્રહ કરે, કે જેલમાં જાય કે ગુજરાત માટે યુનિવર્સિટીની માગણી કરે કે ડાંગની વહારે જાય કે ભૂદાનમાં જોડાવા જાય, અને એમ કરતાં કરતાં કદાચ સામસામા મોરચા ઉપર પણ આવી જાય—અને આમ તો મોરચાની લડાઈ સાહિત્યની પોતાની અંદર પણ ક્યાં નથી રહી—તો તે પણ ભલે બને. પરંતુ સાહિત્યની પ્રવૃત્તિની આ એક ઈતરથા ગતિ છે. સાહિત્યની પ્રવૃત્તિની પોતાની વિશિષ્ટ કાર્યસિદ્ધિ તે આ નથી. ડાંગનો પ્રશ્ન કે ભૂદાનનો પ્રશ્ન ઉકેલાશે તો તે સાહિત્યનાં નહિ પણ કોઈ બીજાં જ બળને આધારે ઉકેલાશે. એટલે સાહિત્ય પ્રવૃત્તિએ પોતાનું જે વિશિષ્ટ અને અનન્ય એવું—બીજી પ્રવૃત્તિ જે ન કરી શકે તેવું કર્તવ્ય છે એના ઉપર જ આપણે આપણી પૂર્ણ શક્તિને એકાગ્ર કરવી જોઈએ અને એની જ સિદ્ધિમાં આપણી કૃતાર્થતા સમજવી જોઈએ.

### સાહિત્ય પ્રવૃત્તિનું સ્વરૂપ

તો સાહિત્ય પ્રવૃત્તિની આવી પોતાની આગવી કહેવાય એવી કાર્યગતિ કઈ? સવાલ જરા સૂક્ષ્મ અને મુશ્કેલ બનતો જાય છે. આપણી પાસે આજે અનેક સંસ્થાઓ, તેમની વિધવિધ પ્રવૃત્તિઓ, તથા સિદ્ધિઓ અને અસિદ્ધિઓ પડેલી છે. એમની પાસે વિવિધ રીતના પ્રશ્નો, કોયડાઓ, મૂંઝવણો પડેલાં છે. દાખલા તરીકે ગુજરાતની એક ઘણી યશસ્વી કહેવાય તેવી રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાનની પ્રવૃત્તિ લઈએ. આ ચંદ્રક કોને અપાય, શા માટે અપાય એ વસ્તુનો નિર્ણય કરવામાં કેટકેટલી મથામણોમાંથી એનો નિર્ણય કરનારાઓને પસાર થવું પડ્યું છે એ વાત સુવિદિત જેવી છે. એવો જ બીજો દાખલો તે આપણી આ પરિષદના પ્રમુખની વરણીનો રહેલો છે. પરિષદના પ્રારંભ પછી તરત જ એ પ્રમુખની વરણીનો પ્રશ્ન અનેક રીતના વિચારો, વલણો, તથા આકાંક્ષાઓના મહા વમળનું કેન્દ્ર બની રહેલો છે. અર્થાત્ ગીતા કહે છે તેમ આ બધી 'ગહના કર્મણો ગતિઃ' જેવું છે. આપણી સાહિત્ય સંસ્થાઓ જે કરી શકે, કે કરવા ઇચ્છે એવી ઘણી પ્રવૃત્તિઓ બીજી રીતે હવે થઈ રહી છે. આપણા પુસ્તક પ્રકાશકો, આપણાં રંગમંડળો, રેડિયો વગેરે દ્વારા

સાહિત્યની સંસ્થાઓ પહેલાં જે કરવા ઇચ્છતી હતી તે ઘણુંએક કામ થઈ રહ્યું છે. અને આપણા જીવનનો વિકાસ જેમ વધતો જશે તેમ સાહિત્ય અંગેની બાહ્ય તેવી ઘણી વસ્તુઓ કરી લેનારી ઘણી વ્યવસ્થા આપણે ત્યાં ઊભી થશે.

આ સ્થિતિમાં સાહિત્ય પ્રવૃત્તિઓનું કામ વધુ ને વધુ સૂક્ષ્મ રીતનું, આંતરિક રીતનું બનવાનું. આવી પ્રવૃત્તિની સફલતા તે તેનાં બાહ્ય કાર્યોમાં નહિ પણ તેની આંતરિક ગતિમાં રહેશે. અમે પ્રગતિશીલ સાહિત્ય મંડળ ચલાવતા હતા ત્યારે લેખકોનું એક સંગઠન કરવું, તેમના હકની રક્ષા કરવી, તેમનાં પુસ્તકોનું પ્રકાશન યોજવું વગેરે પ્રશ્નો વિચારેલા—અને સદ્‌ભાગ્યે એમાંનું કશું કરવાની અમને જરૂર પડેલી નહિ—પણ એમાં મને થયેલું કે લેખકોનું આવું સંગઠન હોઈ જ ન શકે. લેખકના હકનો મોરચો કોની સામે માંડવો? પ્રકાશકો સામે? અવારનવાર તફડંચી કરી લેતાં અસામાજિક તત્ત્વો સામે? ના. એ બધા તો વ્યવહારના, અને તેમાંની પ્રામાણિકતાના અને ખાનદાનીના પ્રશ્નો છે. લેખકનો ગંભીર અને ગહન પ્રશ્ન તે આ નથી. લેખકનો ગહન અને ગંભીર એકમાત્ર પ્રશ્ન કોઈ હોય તો તે સર્જન છે. અને આ સર્જન માટેનો કોઈ મોરચો બાંધી શકાય તો તે બાંધવો જોઈએ.

આપણી સાહિત્ય પ્રવૃત્તિઓ પાસે આપણે જો કોઈ અપેક્ષા રાખવી હોય તો તે આ છે એ મારું નમ્ર નિવેદન છે. પણ આ વસ્તુ તો વળી વધારે ગૂંચવે તેવી અને મૂંઝવે તેવી લાગે છે. સર્જન એ તો આંતરિક ક્રિયા છે, 'હૃદયે ગુહાયામ્' અને 'ઉરના એકાન્ત'માં બનનારી ક્રિયા છે, કોઈ યદૃચ્છા-નિર્મિત, પ્રેરણાની અણધારી ઘડીએ બની આવતી ઘટના છે. એને માટે પ્રવૃત્તિની સામાજિક, સાંઘિક ભૂમિકા બાંધી શકાય ખરી?

## સૂક્ષ્મ આંતરિક કાર્ય

હું કહીશ—હા. મેં શરૂઆતમાં મારાં બે ત્રણ સ્મરણો નોંધીને એ વસ્તુએ મારા આંતર વિકાસમાં કેવો ભાગ ભજવ્યો છે તે જણાવ્યું છે. આપણી સાંઘિક, સામાજિક પ્રવૃત્તિઓ—પછી તે બે જણ મળીને નાનકડી કવિતા સાથે વાંચતા હોય—અને એવો એક પ્રસંગ પણ હું નોંધી શકું છું, નોંધવા જેવો પણ છે કે જ્યારે આપણા આજના એક મંત્રી, ભાઈશ્રી યશવંતે અને મેં સાથે બેસીને શ્રી અરવિંદનાં કાવ્યો વાંચેલાં, અને એ ક્ષણો હજી પણ એક ચિરંજીવ ધબકાર રૂપે મારી પાસે પડેલી છે—, કે પછી પાંચ પંદર જણ મળી કાવ્યનો રસાસ્વાદ લેતા હોય—અને આવી ઘણી ફલદાયક બનેલી, અને બીજી ઘણી પ્રવૃત્તિઓ કરતાં વધારે એકધારી સ્થિરતાવાળી પ્રવૃત્તિ, કુમાર કાર્યાલયમાં મળતા બુધવાર

મિલનની પણ જાણીતી છે—, કે પછી નાનકડાં કે મોટાં મિલનો હોય, કે આજના જેવાં મહા સંમેલનો હોય, કાવ્યગાન કે કવિસંમેલનો હોય—એ બધા દ્વારા એક સૂક્ષ્મ રીતનું, આપણા કાર્યક્રમમાં ન ગોઠવેલું હોય તેવું એક કાર્ય સધાય છે. હું ઉપર કહી ગયો તેવું એક અશરીરી, અવ્યક્ત તત્ત્વ એ ક્ષણે સક્રિય બને છે અને માનવની ચેતનામાં પોતાનો એક ચિરંજીવ, એક સર્જક સ્પર્શ મૂકી જાય છે. એ સ્પર્શને તમે પ્રવૃત્તિના જમા ઉધારના સરવૈયામાં ક્યાંય નોંધી શકશો નહિ. પણ એ સ્પર્શ જ આપણી સર્જકતાનો સર્જક બનશે.

## ગૂઢ સર્જનાત્મક અસર

આ ઘટના જે અભાન રીતે બનતી રહેલી છે તેને વધુ સભાન રીતની પ્રવૃત્તિ પણ બનાવી શકાય છે. આ સભાન રીતની પ્રવૃત્તિ એટલે શું? એનો સાદો અને સમજી શકાય તેવો જવાબ એમ અપાય કે આપણાં આ મિલનોનું—સંમેલનોનું વાતાવરણ આપણે ઉત્તમોત્તમ કોટિનું બનાવીએ. હું ધારું છું કે વાતાવરણ એ શબ્દને તો આપણે સમજીએ છીએ. એ કોઈ વાયવ્ય કે કલ્પિત કે અવાસ્તવિક પદાર્થ નથી પણ એક સૂક્ષ્મ છતાં સઘન અને સ્પર્શક્ષમ પદાર્થ છે. એ સારું છે કે ખરાબ, દૂષિત છે કે પુનિત, ડહોળાયેલું છે કે નિર્મળ, ઉન્નત છે કે અધોગામી તે આપણે સમજી શકીએ છીએ, અનુભવી શકીએ છીએ. આપણા જ્ઞાનતંતુઓ, આપણું સંવેદનતંત્ર વાતાવરણની પ્રતિકૂળતા કે અનુકૂળતા, પોષકતા કે ઘાતકતા, સર્જકતા કે વિનાશકતા એકદમ ઝડપી શકે છે.

## ઉત્તમોત્તમ વાતાવરણ

આપણા સંમેલનકારો અને પ્રવૃત્તિઓના સંચાલકો પોતાના સમારંભમાંના વાતાવરણનો વિચાર કરે છે ખરા, કરી શકે છે ખરા? નથી કરતા એમ તો નહિ જ કહું. પણ એ વાતાવરણનું સભાન રીતે અને સજ્ઞાન રીતે તેમ જ સામર્થ્યપૂર્વક નિર્માણ કરી શકે છે ખરા? એવી કોઈ જરૂર તેમને અતિશય પ્રબળ રીતે અનુભવાય છે ખરી? આપણે મિલનોના કાર્યક્રમોનો, ઠરાવોનો, યોજનાઓનો, પ્રવૃત્તિઓનો વિચાર કરીએ છીએ, પણ આપણી પ્રવૃત્તિની પૃષ્ઠભૂમિ જેવી તેમ જ તેને માથેની છત્રછાયા જેવી આ એક વસ્તુ વિષે સક્રિય રીતે આપણે બહુ વિચારી શકતા નથી. ભેગા થયેલા માણસો પોતપોતાની કક્ષાનું જે કાંઈ વાતાવરણ લઈને આવેલા હોય છે તે મોકળે મને વહેતું મૂકે છે અને પરિણામે આપણાં મિલનોમાં સૂક્ષ્મ રીતે જોતાં, કાર્યક્રમમાં ન હોય તેવી અનેક અભદ્ર વસ્તુઓ સક્રિય બને છે.

## દૂષિત વાતાંવરણો

આવાં કેટલાંક વાતાવરણો તો મને બરાબર યાદ છે. આપણી આ પરિષદના એક સંમેલનના ઉતારે હું પાએક કલાક જઈ ચડેલો ત્યારે મેં ત્યાં કદી કલ્પેલી નહિ એવી જાતીયતાની અને નિંદાખોરીની દુર્ભગ હવા ખીચોખીચ ભરાયેલી જોયેલી અને હું કમકમી ઊઠેલો. આપણા લેખક મિલનમાંના એક ઉતારે મ જોયું કે ઘણા શાણા અને સજ્જન એવા મારા મિત્રો પોતાનો વાર્તાવિનોદ જાતીય બીભત્સતાનો આશ્રાય લીધા વિના કરી શકતા ન હતા. આપણી કાર્યવાહક સભાઓમાં તેમ જ ચર્ચાઓમાં મેં લોકોને ૧૦૦ કરતાં જો વધુ ડિગ્રી હોય તો તે કક્ષાની ગરમીએ પહોંચીને વાતો કરતા જોયા અને સાંભળ્યા છે. લેખક મિલનની એક સભામાં એક વક્તા જાણે મજૂરોની સભામાં ભાષણ કરતા હોય એવી રીતે બોલતા હતા. અને આવા દાખલા હું ધારું છું કે તમે બધા પણ હવે ઘણા એકઠા કરી શકશો.

અહીં હું આધ્યાત્મિકતાની કે ઉચ્ચ નૈતિકતાની રીતે વાત નથી કરતો, પણ એક સાંસ્કૃતિક ભૂમિકાની અને સામાજિક શિષ્ટતાની સાદી આવશ્યકતાની રીતે વિચાર કરવાને સૂચવું છું. બધા ડાહ્યાડમરા અને ઠાવકા થઈને બેસે એમ મારું કહેવું નથી. આનંદવિનોદ, પ્રસન્નતા, પ્રફુલ્લતા, નિર્મળ જ્ઞાનગંમત એ બધું આપણાં મિલનોમાં હોવું જ જોઈએ. બેશક, માનવની પોતાની પ્રકૃતિ છે તેવી પ્રગટ થાય તો એની સામે આપણે તકરાર નહિ કરીશું, પરંતુ આપણે જો સર્જનનું સંવર્ધન કરવું હશે તો આપણી પ્રવૃત્તિના પાયામાં, મધ્યમાં અને ટોચ ઉપર કઈ રીતની હવા છે તે વિષે સભાન બનવું જ જોઈશે એ મારું નિવેદન છે. જેવું એક શારીરિક આરોગ્ય છે તેવું જ એક માનસિક, આંતરિક આરોગ્ય છે. અને રોગનાં જંતુઓને આપણે કોઈ પણ ભૂમિકા ઉપર આવકાર આપી શકીએ નહિ.

## સંવાદિતતા અને સૌન્દર્યનું સર્જન અને સંવર્ધન

આપણે સાહિત્યકારો તો સંવાદિતતા અને સૌન્દર્યના ઉપાસકો છીએ. ગોવર્ધનરામે જેને 'તાલબન્ધ' શબ્દથી ઓળખાવી છે તે રીતની ગતિ આપણે ઇચ્છીએ છીએ. તો આપણા છંદમાં આપણે જે લય સાચવીએ છીએ, તાલ જાળવીએ છીએ, આપણા વસ્તુના વિષયમાં, રસનિરૂપણમાં જે ઔચિત્ય અનૌચિત્યનો વિચાર કરીએ છીએ, આગ્રહ રાખીએ છીએ, હરેક કૃતિને રસની અમુક પરાકાષ્ઠાએ લઈ જવા માગીએ છીએ એવું જ આપણા આ સામાજિક તેમ જ અંગત વ્યવહારમાં, આપણા આંતરિક ચૈત્ય પ્રવાહમાં પણ કેમ ન બને? આપણે એ સવાલ ન્યાયપૂર્વક પૂછી શકીએ છીએ કે નર્મદને ત્યાં જમ્યા પછી દલપતરામ 'ધૂળ પડી એની બાસૂદીમાં' એમ કઈ રીતે કહી

શકે. અને એમના ચિરંજીવી આપણા મહાકવિ એવું વર્તન કે વાર્તાલાપ કેમ કરી શકે કે જેને પરિણામે એમને પોતાને ત્યાં જમવા નોતરનાર તેમના યજમાનને ભોજન પડતું મૂકીને ઊઠી જવું પડે—પોતાના ઘરમાં ગોઠવેલા પોતાના ભોજન સમારંભમાંથી પોતે જ વૉક-આઉટ કરવો પડે! આપણે જો એમ કહેવા માગતા હોઈએ કે આપણે વ્યક્તિના માત્ર સાહિત્યસર્જન પ્રત્યે જ જોવું જોઈએ, તેના અંગત વ્યક્તિત્વને, તેની મર્યાદાને વિચારમાં લેવી ન જોઈએ તો મને એવા દ્વૈતના સ્વીકારની સામે વાંધો નથી. પણ આ સામે મારો પ્રશ્ન એ છે કે વ્યક્તિના વ્યક્તિત્વમાં રહેલી આવી અભદ્રતાઓ શું તેના સર્જનમાં આડીઅવળી રીતે પણ અસર નહિ મૂકી જતી હોય? વિશ્વસમન્વયના મંત્રો ગાતા ન્હાનાલાલને શું આપણે એ પ્રશ્ન ન પૂછી શકીએ કે તમે તમારા એક બીજા સમાનધર્મા માટે 'એ આમ ભસ્યો' એમ જ્યારે બોલો છો ત્યારે તમે કઈ રીતના રસનું અને સમન્વયનું સર્જન કરવા માગો છો?

મને લાગે છે આપણે જો સાહિત્યની એક સામાજિક પ્રવૃત્તિ કરવી હોય, સાહિત્યકારો તરીકે આપણું જો કોઈ વિશિષ્ટ વ્યક્તિત્વ અને અસ્તિત્વ હોય તો તેના વ્યવહારમાં સાહિત્યનું આ વ્યાકરણ, એના બે ત્રણ પ્રાથમિક પાઠો, સંવાદિતતા અને ઔચિત્ય, સુભગતા અને ભદ્રતા આપણે સક્રિય કરવાં પડશે. નહિ તો પછી આપણો સાહિત્યિક વિકાસ આવી પ્રવૃત્તિ દ્વારા ભલે જે કાંઈ થાય પણ આપણો સાંઘિક વિકાસ તો નહિ જ થાય. આપણું સાંઘિક સ્વરૂપ તો આપણી પ્રકૃતિઓની અનેકવિધ મલિન અમલિન, સુભગ દુર્ભગ રેખાઓથી જ અંકાયેલું રહેવાનું. અને પછી આપણે કહેવું પડશે, अलमेतावता—માફ કરજો, હવે બહુ થયું.

હું એમ ઇચ્છું કે આપણાં સંમેલનો આ ખોટને પૂરી પાડવામાં વધુ ને વધુ સમર્થ બને. અને એની જવાબદારી જો આપણા વડીલો લેવા માગે તો તેમને આપણે જરૂર સોંપી દઈએ. આપણી સાંઘિક પ્રવૃત્તિના આંતર સ્વરૂપનું પણ આપણી પાસે એક સ્પષ્ટ દર્શન હોવું જોઈએ. અને આ પ્રવૃત્તિના જે અગ્રણીઓ હોય તે આ દર્શનનાં મૂર્તિમંત સ્વરૂપો જેવા હોય. આપણાં મિલનોમાં ભેગી થતી ઊગતી સાહિત્યકાર પ્રજા, તેમ જ ઇતર પ્રજા પણ, આવી સંવાદિતતાની અને સમન્વયની, સુભગતા અને—જો એ શબ્દો વાપરી શકીએ તો માધુર્ય અને સૌન્દર્યની મૂર્તિમંત વ્યક્તિઓનો સંપર્ક પામે, તેમનો સ્પર્શ પામે અને એવી રીતે આપણી બાહ્ય અને આંતર ઉભયવિધ ગતિમાં, આપણા સાહિત્યિક સ્વરૂપમાં અને અ-સાહિત્યિક સ્વરૂપમાં આપણાં આ પરમ આરાધ્ય તત્ત્વોનું સર્જન થાય.

## દૂષિત વાતાવરણો

આવાં કેટલાંક વાતાવરણો તો મને બરાબર યાદ છે. આપણી આ પરિષદના એક સંમેલનના ઉતારે હું પાએક કલાક જઈ ચડેલો ત્યારે મેં ત્યાં કદી કલ્પેલી નહિ એવી જાતીયતાની અને નિંદાખોરીની દુર્ભેગ હવા ખીચોખીચ ભરાયેલી જોયેલી અને હું કમકમી ઊઠેલો. આપણા લેખક મિલનમાંના એક ઉતારે મ જોયું કે ઘણા શાણા અને સજ્જન એવા મારા મિત્રો પોતાનો વાર્તાવિનોદ જાતીય બીભત્સતાનો આશ્રય લીધા વિના કરી શકતા ન હતા. આપણી કાર્યવાહક સભાઓમાં તેમ જ ચર્ચાઓમાં મેં લોકોને ૧૦૦ કરતાં જો વધુ ડિગ્રી હોય તો તે કક્ષાની ગરમીએ પહોંચીને વાતો કરતા જોયા અને સાંભળ્યા છે. લેખક મિલનની એક સભામાં એક વક્તા જાણે મજૂરોની સભામાં ભાષણ કરતા હોય એવી રીતે બોલતા હતા. અને આવા દાખલા હું ધારું છું કે તમે બધા પણ હવે ઘણા એકઠા કરી શકશો.

અહીં હું આધ્યાત્મિકતાની કે ઉચ્ચ નૈતિકતાની રીતે વાત નથી કરતો, પણ એક સાંસ્કૃતિક ભૂમિકાની અને સામાજિક શિષ્ટતાની સાદી આવશ્યકતાની રીતે વિચાર કરવાને સૂચવું છું. બધા ડાહ્યાડમરા અને ઠાવકા થઈને બેસે એમ મારું કહેવું નથી. આનંદવિનોદ, પ્રસન્નતા, પ્રફુલ્લતા, નિર્મળ જ્ઞાનગંમત એ બધું આપણાં મિલનોમાં હોવું જ જોઈએ. બેશક, માનવની પોતાની પ્રકૃતિ છે તેવી પ્રગટ થાય તો એની સામે આપણે તકરાર નહિ કરીશું, પરંતુ આપણે જો સર્જનનું સંવર્ધન કરવું હશે તો આપણી પ્રવૃત્તિના પાયામાં, મધ્યમાં અને ટોચ ઉપર કઈ રીતની હવા છે તે વિષે સભાન બનવું જ જોઈશે એ મારું નિવેદન છે. જેવું એક શારીરિક આરોગ્ય છે તેવું જ એક માનસિક, આંતરિક આરોગ્ય છે. અને રોગનાં જંતુઓને આપણે કોઈ પણ ભૂમિકા ઉપર આવકાર આપી શકીએ નહિ.

## સંવાદિતતા અને સૌન્દર્યનું સર્જન અને સંવર્ધન

આપણે સાહિત્યકારો તો સંવાદિતતા અને સૌન્દર્યના ઉપાસકો છીએ. ગોવર્ધનરામે જેને 'તાલબન્ધ' શબ્દથી ઓળખાવી છે તે રીતની ગતિ આપણે ઈચ્છીએ છીએ. તો આપણા છંદમાં આપણે જે લય સાચવીએ છીએ, તાલ જાળવીએ છીએ, આપણા વસ્તુના વિષયમાં, રસનિરૂપણમાં જે ઔચિત્ય અનૌચિત્યનો વિચાર કરીએ છીએ, આગ્રહ રાખીએ છીએ, હરેક કૃતિને રસની અમુક પરાકાષ્ઠાએ લઈ જવા માગીએ છીએ એવું જ આપણા આ સામાજિક તેમ જ અંગત વ્યવહારમાં, આપણા આંતરિક ચૈત્ય પ્રવાહમાં પણ કેમ ન બને? આપણે એ સવાલ ન્યાયપૂર્વક પૂછી શકીએ છીએ કે નર્મદને ત્યાં જન્મ્યા પછી દલપતરામ 'ધૂળ પડી એની બાસૂદીમાં' એમ કઈ રીતે કહી

શકે. અને એમના ચિરંજીવી આપણા મહાકવિ એવું વર્તન કે વાર્તાલાપ કેમ કરી શકે કે જેને પરિણામે એમને પોતાને ત્યાં જમવા નોતરનાર તેમના યજમાનને ભોજન પડતું મૂકીને ઊઠી જવું પડે—પોતાના ઘરમાં ગોઠવેલા પોતાના ભોજન સમારંભમાંથી પોતે જ વૉક-આઉટ કરવો પડે! આપણે જો એમ કહેવા માગતા હોઈએ કે આપણે વ્યક્તિના માત્ર સાહિત્યસર્જન પ્રત્યે જ જોવું જોઈએ, તેના અંગત વ્યક્તિત્વને, તેની મર્યાદાને વિચારમાં લેવી ન જોઈએ તો મને એવા દૃષ્ટિના સ્વીકારની સામે વાંધો નથી. પણ આ સામે મારો પ્રશ્ન એ છે કે વ્યક્તિના વ્યક્તિત્વમાં રહેલી આવી અભદ્રતાઓ શું તેના સર્જનમાં આડીઅવળી રીતે પણ અસર નહિ મૂકી જતી હોય? વિશ્વસમન્વયના મંત્રો ગાતા ન્હાનાલાલને શું આપણે એ પ્રશ્ન ન પૂછી શકીએ કે તમે તમારા એક બીજા સમાનધર્મા માટે 'એ આમ ભસ્યો' એમ જ્યારે બોલો છો ત્યારે તમે કઈ રીતના રસનું અને સમન્વયનું સર્જન કરવા માગો છો?

મને લાગે છે આપણે જો સાહિત્યની એક સામાજિક પ્રવૃત્તિ કરવી હોય, સાહિત્યકારો તરીકે આપણું જો કોઈ વિશિષ્ટ વ્યક્તિત્વ અને અસ્તિત્વ હોય તો તેના વ્યવહારમાં સાહિત્યનું આ વ્યાકરણ, એના બે ત્રણ પ્રાથમિક પાઠો, સંવાદિતતા અને ઔચિત્ય, સુભગતા અને ભદ્રતા આપણે સક્રિય કરવાં પડશે. નહિ તો પછી આપણો સાહિત્યિક વિકાસ આવી પ્રવૃત્તિ દ્વારા ભલે જે કાંઈ થાય પણ આપણો સાંઘિક વિકાસ તો નહિ જ થાય. આપણું સાંઘિક સ્વરૂપ તો આપણી પ્રકૃતિઓની અનેકવિધ મલિન અમલિન, સુભગ દુર્ભગ રેખાઓથી જ અંકાયેલું રહેવાનું. અને પછી આપણે કહેવું પડશે, अलमेतावता— માફ કરજો, હવે બહુ થયું.

હું એમ ઈચ્છું કે આપણાં સંમેલનો આ ખોટને પૂરી પાડવામાં વધુ ને વધુ સમર્થ બને. અને એની જવાબદારી જો આપણા વડીલો લેવા માગે તો તેમને આપણે જરૂર સોંપી દઈએ. આપણી સાંઘિક પ્રવૃત્તિના આંતર સ્વરૂપનું પણ આપણી પાસે એક સ્પષ્ટ દર્શન હોવું જોઈએ. અને આ પ્રવૃત્તિના જે અગ્રણીઓ હોય તે આ દર્શનનાં મૂર્તિમંત સ્વરૂપો જેવા હોય. આપણાં મિલનોમાં ભેગી થતી ઊગતી સાહિત્યકાર પ્રજા, તેમ જ ઈતર પ્રજા પણ, આવી સંવાદિતતાની અને સમન્વયની, સુભગતા અને—જો એ શબ્દો વાપરી શકીએ તો માધુર્ય અને સૌન્દર્યની મૂર્તિમંત વ્યક્તિઓનો સંપર્ક પામે, તેમનો સ્પર્શ પામે અને એવી રીતે આપણી બાહ્ય અને આંતર ઉભયવિધ ગતિમાં, આપણા સાહિત્યિક સ્વરૂપમાં અને અ-સાહિત્યિક સ્વરૂપમાં આપણાં આ પરમ આરાધ્ય તત્ત્વોનું સર્જન થાય.

આ આપણે માટે એક પાયાની આવશ્યકતા છે એમ કહીએ તો ખોટું નથી. આપણે સાહિત્યકારને જો એમ કહીએ કે તું જેવો સાહિત્યમાં વ્યક્ત થાય છે તેવો જીવનમાં પણ તું થશે તો તું અમને વધુ પ્રેરણા રૂપ બનશે. તારી પ્રતિમાની અમારે સ્થાપના કરવી હોય તો એ પ્રતિમા તું સ્થાપિત કરવા જેવી બનાવવાની કૃપા કરશે તો આભાર થશે. મને આશા છે કે આવો ઠરાવ આ સંમેલનમાં કોઈ લાવે તો સાહિત્યકારો તરફથી તેનો અસ્વીકાર તો નહિ જ થાય.

**सा नः पातु ।**

અને એ ઠરાવ જો સ્વીકાર પામશે, આ પાયાની આવશ્યકતા જો પૂરી પડશે તો પછી ટોચનું સર્જન થતાં વાર નહિ લાગે. આ ટોચની વાત હું અત્યારે વિશેષ નહિ કરું. માત્ર એટલું જ કહીશ કે આવી એક આંતરજાગૃતિ સાથે, આંતર સંવાદિતતાની ઝંખના સાથે જો આપણે ભેગા થઈ શકીશું તો આપણાં આ મિલનો તે, જે સરસ્વતીની આપણે આરાધના કરીએ છીએ તેની સાથેના મિલન રૂપ પણ બનશે. આ મિલનો તે સાચેસાચ એ શુભ્રવસ્ત્રાવૃતા અને શ્વેત-પદ્માસના દેવીની પ્રત્યક્ષ આરાધના રૂપ બનશે. અને એ શ્લોકમાં આવતા 'पातु' શબ્દનો અર્થ પણ આપણને ત્યારે બરાબર સમજાશે. આપણે આ મહાદેવી પાસેથી કઈ વસ્તુઓ સામે આપણું રક્ષણ માગીએ છીએ? એ બધી બચવા જેવી વસ્તુઓ તે આ—આપણે ઉપર જોઈ ગયા તે, આ દુર્ભગતા, આ વિસંવાદિતતા, અહમહમિકા, સાહિત્યક્ષેત્રની મહત્ત્વાકાંક્ષાઓ, સર્જનની લાલસાઓ, હઠાગ્રહો, દુરાગ્રહો, મતાગ્રહો, અનુદારતા, કૃપણતા—આ એક અંધકારના મહા સૈન્યની સામે આપણે રક્ષણ માગવાનું છે. અને આ રક્ષણ આપણે જ્યારે માગીશું ત્યારે તે જરૂર મળશે. બ્રહ્માચ્યુતશંકરાદિ દેવોથી પણ વંદાતી રહેલી એ પરમ શક્તિ જાડ્યનું નિઃશેષ અપહનન કરવાની શક્તિ ધરાવે છે. એ મહાદેવીને કરેલી પ્રાર્થના નિષ્ફળ જવાની નથી.

એ દેવી એના પૂર્ણ પ્રકાશ સ્વરૂપે આપણી સમક્ષ પ્રત્યક્ષ થઈ શકશે, થશે. એ આપણી પ્રાર્થનાની, આપણી સાચી ઝંખનાની રાહ જોઈને જ બેઠેલી છે. અને એનો જ્યારે જીવંત સ્પર્શ આપણી પાસે આવશે ત્યારે એની ટોચની ક્રિયા શરૂ થશે.

(૩)

## 'સોનાર તરી'—પંકજો અને પંક

સાહિત્યકાર અને તેનું સર્જન,—જેવું તેનું સર્જન તેવું જ લયબદ્ધ, સંવાદ-પૂર્ણ, સૌન્દર્યમય તેનું જીવન હોય, આ રીતના અદ્વૈતની માગણી કરતાં, ઝંખના કરતાં આનંદ અને ઉત્સાહ તો ઘણો અનુભવાય છે. પણ એ વસ્તુ કેટલી તો વિકટ

છે, દુર્ઘટ છે તેનો વિચાર થતાં મન નમ્રતાના ભારથી, કદીક તો નિરાશાથી પણ દબાઈ જાય છે. કેટલાક તો કહેશે આવી માગણી અપ્રસ્તુત અને અવાસ્તવિક છે. ટાગોરની 'સોનાર તરી'માં આવે છે તે મુજબ જગતનો કર્ણધાર વ્યક્તિના જીવનનું ફલ સ્વીકારી લે છે અને વ્યક્તિને પડતી મૂકી આગળ ચાલ્યો જાય છે. જગત કળાકારની કૃતિને લઈ લે છે,—લઈ લે, એના વ્યક્તિત્વની સામે તેણે શા માટે નજર માંડવી જોઈએ? પંકમાંથી ઉત્પન્ન થતાં પંકજો આપણે લઈ લઈએ અને પંકને પડતો રહેવા દઈએ.

એક રીતે તો આ દૃષ્ટિ પણ અપ્રતિષ્ઠિત તો નથી જ. આવું દ્વૈત એ જાણે કે જીવનના મૂળમાં જ બેઠેલું છે. માણસની પોતાની અંદર જ એક નહિ પણ અનેક સ્વરૂપો રહેલાં છે, અને એ બધાંની વચ્ચેની ખેંચતાણ, સંઘર્ષ અને સંગ્રામ એ જીવનની સનાતન પ્રક્રિયા છે. કામ અને ક્રોધ એ એવા તો શત્રુ છે કે કળાકાર કે સાહિત્યકાર તો શું પણ ભલભલા યોગીઓની નાવને પણ તે ઘસડી જાય છે. અને કોઈ કુશળ ગણતરીબાજ તો એમ પણ કહેશે કે, જુઓ, વિશ્વામિત્રના જે સ્ખલને શકુન્તલા જેવી, વિધાતાની કોઈ અનુપમ સૃષ્ટિને જન્મ આપ્યો તે સ્ખલનને શું તમે સર્વથા નિન્દ્ય કહી શકશો? અને એ વાત પણ સાચી છે કે આપણે સંવાદ અને સૌન્દર્યની માગણી કરીએ ત્યારે સંઘર્ષ અને વિસંવાદનાં તત્ત્વોને જગત-ક્રમમાં જે સ્થાન છે તે પણ યાદ રાખવાનું છે. માણસ અત્યારે જે સ્થિતિમાં છે તેમાં તેને માટે સંઘર્ષ વિના વિકાસ નથી. 'થીસિસ'ની સામે 'એન્ટિથીસિસ' ઊભી થાય છે, થવી જોઈએ. આપણા સાહિત્ય ક્ષેત્રમાં પણ જે જે ચર્ચાઓ, વિવાદો, અથડામણો, ખેંચાખેંચી થયેલાં છે તેના ઊંડાણમાં કંઈક ને કંઈક સત્યની ઉપસ્થિતિ પણ રહેલી છે. અને જે જે સંગ્રામો સત્યના અનુસંધાનમાં ખેડાયેલા છે તેને જોઈ આપણને માન પણ થાય તેમ છે. આપણા પૂર્વજો તો લડતા ઝઘડતા હતા, અને આપણે હવે વધુ સારા છીએ એમ કહી આપણે આપણા માટે ગૌરવ ભલે લઈએ, પણ આપણે એ પણ યાદ રાખવાનું છે કે આપણે અત્યારે જે કાંઈ છીએ તે તેમના પ્રતાપે છીએ. તેમની માથાકૂટ, જહેમત, ઉપાસના એના પરિણામે આપણને આજની ભૂમિકા અને જે કાંઈ સિદ્ધિ કહો તે મળેલી છે. મેં અનુભવ્યું છે કે ઉંમરમાં, અનુભવમાં કે સિદ્ધિમાં આપણે આપણી પૂર્વ પેઢી કરતાં ગમે તેટલા આગળ વધીએ તોપણ આંતરિક રીતે આપણે તેમનાં સંતાન છીએ અને તેઓ આપણા મુરબ્બી છે એ ભાવ એક સ્થિર વસ્તુ તરીકે જ રહે છે. આ મુરબ્બીઓ 'પુત્રાત્ શિષ્યાત્ પરાજય:' એ ન્યાયે આપણને જુએ તો ભલે, અને વિકાસની ગતિ એ જ થવી જોઈએ, તો સામી બાજુએ આપણે

એમના વારસો છીએ, અને આપણી સંપત્તિ તે તેમના તપનું સંચિત ફળ છે—એ વાત પણ આપણે ભૂલી શકતા નથી. આપણને આપણા ગઈ પેઢીના સાહિત્ય-ધુરીણો તરફથી જે વારસો મળેલો છે તે વારસાને માટે આપણે કૃતજ્ઞ તો રહીએ જ અને એ વારસાને વધારે સમૃદ્ધ કરવાનું, એ પૂર્વજોના રંગ કરતાંયે 'અધિક સરસ રંગ'માં ઉદય પામવાનું આપણું કર્તવ્ય છે અને એ કર્તવ્ય માટે આપણે કટિબદ્ધ બનીએ.

## પૂર્ણતાનો પ્રાસાદ

તો આમ દ્વૈત અને અદ્વૈત બંનેને સ્વીકારીને આપણે ચાલીએ છીએ. પણ સાથે સાથે એ પણ સ્વીકારીશું કે આ દ્વૈતોએ એક પરમ અદ્વૈત તરફ ગતિ કરવી જોઈએ. સંઘર્ષ એ વિકાસની આવશ્યકતા ભલે હોય પણ લક્ષ્ય તો સંવાદિતતા જ હોય. કળાકાર જે વસ્તુ કળાકૃતિમાં સાધે છે એ તેના જીવનમાં અને સર્વના જીવનમાં પણ સિદ્ધ થવી જોઈએ, સિદ્ધ થાય એમ શું આપણે નહિ ઈચ્છીએ? એ વસ્તુ વિકટ હોય, આજે ને આજે શક્ય ન હોય તોપણ આવતી કાલે તો જીવન એવું બને જ કે જેમાં એની એકેએક ગતિ સંવાદમય બનેલી હોય, એ આખુંયે જીવન સૌન્દર્યથી નીતરતું હોય, પ્રેમથી પરિપૂરિત હોય, ...ામર્થ્યથી સોહામણું હોય. કળા એ આ પૂર્ણતાની દિશામાં પહેલું પગથિયું છે. ...ને બીજાં પગથિયાં પણ રચાવાં જોઈએ અને આખુંયે જીવન, આખીયે સૃષ્ટિ પૂર્ણતાનો એક પ્રાસાદ બનવી જોઈએ. કળાકાર—કવિ પોતે જો આ કાર્ય નહિ સાધી શકે, એ માત્ર કળાકૃતિથી જ અટકી જશે તો બીજા કોઈએ પણ એ કાર્ય હાથ લેવું તો પડશે જ.

## કળા: મુક્તિદાયિની મહાશક્તિ

એ પૂર્ણતાનો પ્રાસાદ રચનાર ભલે જે કોઈ હો, પણ એ દિશામાં પહેલા પગથિયા જેવી આ કળા સંવાદ અને સૌન્દર્યના નિર્માણ માટેની એક મહા શક્તિ છે એમાં શંકા નથી. સરજનહારે સરજેલી આ સૃષ્ટિ આમ તો યંત્રવત્ ચાલ્યા કરે છે, એનાં સ્થૂલ પ્રાથમિક સ્વરૂપો પોતાની કુદરતે બાંધેલી ગતિમાંથી આગળ વધતાં નથી. પણ મનુષ્યની અંદર આવતાં કુદરતની આ ગતિ યાંત્રિક મટી એક સભાન સસંકલ્પ વિકાસની ગતિ બને છે. અને એમાંયે માણસની ચેતના જ્યારે કળારૂપે સ્ફુટિત અને સ્ફુરિત થાય છે ત્યારે તો તે આત્મવિકાસની દિશામાં એક ગજબની ઠેક ભરે છે. આમ તો માણસની [illegible] ...નશીલ ચેતના છે. માણસ પ્રગટ્યો અને તેણે કંઈ ને કંઈ, [illegible] ...નું તેવું બનાવવા માંડ્યું, પણ જ્યારે તેનામાં [illegible] સર્જનહારની કોટિનો

સર્જક બની જવાની જ હામ ભીડી. માણસની ચેતનાએ કળારૂપે ગતિશીલ બનીને સ્થૂલની મર્યાદાને એકદમ પાછળ મૂકી દીધી અને સૂક્ષ્મ અને ગહન તથા ઊર્ધ્વ અને બૃહત્ તરફના દરવાજા જાણે ખોલી નાખ્યા. માણસને પોતાના વ્યક્તિગત જીવનમાં અનુભૂતિની જે શક્યતા હતી તે શક્યતા કળાની અંદર અનંતગણી બની ગઈ. અનુભૂતિ જે માત્ર વ્યક્તિત્વને આધારે બનતી હતી, વ્યક્તિ તરીકે જ માણસ જે અનુભૂતિ મેળવી શકતો હતો એ કોઈ અનુલ્લંઘ્ય કુંઠિતતાને તોડવાની કળા માણસને હાથ આવી ગઈ. સ્થૂલ રીતે માણસનું જે 'પોતાનું' ન હતું તે પણ એનું બની શક્યું. જાણે કે સારાયે જીવનનું રસધન, સારીયે સૃષ્ટિનું રસમધુ કળાએ પોતાના સંપુટમાં ભરીને માણસના હોઠ આગળ ધરી દીધું. આમ કળા એકની વસ્તુ તે સર્વની પાસે અને સર્વની વસ્તુ તે પ્રત્યેકની પાસે લઈ આવે છે. કળા એ રીતે અનુભૂતિનો એક મોટામાં મોટો વિતરક છે, કળા છે અને અનુભૂતિની એક છોળ પૂર્વમાંથી ઊઠી પશ્ચિમમાં પહોંચી જાય છે, પશ્ચિમમાંથી ઊઠી પૂર્વમાં પહોંચે છે.

## અનુભૂતિના અંતરતમ વિશ્વરૂપમાં

કળાનું સાધારણીકરણ તે આ છે. અને એ સાધારણીકરણ એક બીજી જ નવી શક્યતા ઊભી કરે છે. અનુભૂતિને તે વ્યક્તિત્વના બંધનમાંથી મુક્ત કરી તેના એક સ્વતંત્ર અસ્તિત્વમાં, તેના અંતરતમ સ્વરૂપમાં આપણને પહોંચાડે છે. રામનું નાટક જોતાં આપણને સીતા તરફના પ્રેમનો કે વિરહનો જે અનુભવ થાય છે તે કોનો અનુભવ હોય છે? આપણા સંસ્કૃત કાવ્યચિંતકો આપણને સમજાવે છે કે એ અંગત રીતે નથી આપણો, નથી પેલા નટનો કે નથી કોઈ ઐતિહાસિક વ્યક્તિ રૂપે રહેલા રામનો. આ બધી વ્યક્તિતાઓથી નિરપેક્ષ એવું એક સ્વતંત્ર પ્રેમ તત્ત્વ છે. વ્યક્તિમાં તે ભલે પ્રગટ બને, પણ છતાં તેની વ્યક્તિત્વથી પર એવી એક સ્વતંત્ર સ્થિતિ અને ગતિ છે. અને આ ગતિમાં જો માણસ પહોંચી શકે તો પછી માણસને પોતાના વ્યક્તિત્વની મર્યાદામાંથી મુક્ત થતાં વાર રહેતી નથી. ખરું જોતાં તો વ્યક્તિ જ્યારે કળાનો રસ લેતી હોય છે ત્યારે તે એક રીતની મુક્ત અવસ્થામાં જ હોય છે. એ રસાનુભવની ક્ષણે માણસ પોતે 'અમુક' માણસ રહેતો નથી, જે પાત્રનું કે પદાર્થનું આલંબન લઈ તે રસ અનુભવતો હોય છે એ પાત્રનું પણ માટે સ્વતંત્ર [illegible] [illegible] હોતું. મહત્ત્વની વસ્તુ છે પેલી માણસમાં મૂર્ત થતી દેખાતી [illegible] માણસની નહિ એવી અથ[illegible] વ્યક્તિત્વથી પર અનુભૂતિ. [illegible] [illegible] રહેતી અનુભૂતિની જાણે કોઈએ અલગ સારણી [illegible] [illegible]ભૂતિના પ્રવાહને પેલી

માતાની પેઠે જાણે કળાકારે વ્યક્તિત્વની પેરાઈને છેદી નાખીને કલાના છલકતા જામમાં ઝીલી દીધો છે. આમ કળાની અનુભૂતિ તે 'રસ' બને છે, વ્યક્તિત્વના સાંઠામાં ભરાતી, વૃદ્ધિ પામતી વસ્તુ એનું સ્વતઃસિદ્ધ નિરપેક્ષ રૂપ લે છે. માણસને આમ સ્થૂલની મર્યાદામાંથી મુક્ત કરી દેવો એ કોઈ નાની-સૂની સિદ્ધિ નથી. એ જ 'રસ'નું વ્યાકરણ જ્યારે માણસ વધારે શીખે છે ત્યારે પછી એ આ સર્વ 'રસો'ના પણ આદિ રસમાં પહોંચે છે. रसो वै सः ના લગભગ ઉંબર સુધી જઈને માણસ ઊભો રહી જાય છે.

## કળાસર્જન—વિશિષ્ટ અનુભૂતિ

પરંતુ કળાની ગતિ આથી પણ હજી વિશેપ બને છે, બની શકે છે. એ માત્ર એક વ્યક્તિની કે અનેક વ્યક્તિઓની, પૃથ્વી પર માનવ ચેતનાના અનુભવમાં આવતી ગતિઓનું જ વિતરણ કે સંવર્ધન કે તેની ચરમતાની સિદ્ધિ કરીને અટકી જતી નથી. કળા અનુભૂતિની એક નવી ગતિને પણ લઈ આવે છે. આપણે સામાન્ય જીવનની અનુભૂતિઓની, તેના રસોની, ભાવો અને વિભાવોની જે નોંધ ઉપજાવેલી છે એ નોંધમાં કળા સર્જનની જે એક નવીન અનુભૂતિ છે એ પણ હવે ખાસ નોંધવાની રહે છે. કળાકાર જ્યારે સર્જનની અવસ્થામાં હોય છે ત્યારે તેની ચેતના અનુભવોની સામાન્ય ભૂમિકામાં નથી હોતી. ચેતનાની બધી પ્રાકૃતિક સાહજિક ગતિઓ કરતાં એક વિશિષ્ટ ગતિમાં કળાકાર મુકાઈ જાય છે. એ અવસ્થા સર્જકતાની એક વિશિષ્ટ ઝંકૃતિવાળી, એક વિશિષ્ટ ગ્રહણશીલતાવાળી, વસ્તુને આકાર આપતી એક વિશિષ્ટ ક્રિયા-શીલતાની—સ્થિરતા, પ્રશાંતતાના ઉપર ગતિમાન બનતી ક્રિયાશીલતાની એક લોકોત્તર અવસ્થા બની રહેતી હોય છે. કળાકાર એની સર્જનની ક્ષણોમાં પ્રાકૃત માણસ રહેતો નથી, આહારનિદ્રાદિકમાં વિચરતા માનવ પ્રાણી જેવો તે કોઈ અન્ય 'પ્રાણી' નહિ પણ કોઈ સૂક્ષ્મ જગતનું એક સત્ત્વ બની રહે છે. અને આમ કળાકાર એ માનવોની અંદર વ્યક્ત થતા જીવનનો એક માનવોત્તર કહીએ તેવો લોકોત્તર આવિર્ભાવ બને છે.

## અનનુભૂતમાં ગતિ

અને આ લોકોત્તરતા પછી વળી એક આથી પણ ઉચ્ચ ગતિનું સાધન બને છે. પોતાની જાતને ચેતનાના પ્રાકૃત વ્યવહારોમાંથી મુક્ત કરી લેતો કળાકાર હવે માત્ર માનવગત અનુભૂતિઓની અંદર જ સીમિત રહેતો નથી. સર્જકતાની અવસ્થામાં સ્થિત થયેલો, કહો કે સર્જનના એક આસનમાં બદ્ધ બનેલો કળાકાર નવી અનુભૂતિઓના સંપર્કમાં આવે છે. પૃથ્વી ઉપર આ પૂર્વે

કદી પ્રગટ ન બની હોય એવી અનુભૂતિઓ તેના બ્રહ્મરન્ધ્રની પાસે આવીને હાજર થાય છે, તેનામાં ઊતરે છે, ઊર્ધ્વમાંથી અવ્યક્તની અસૃષ્ટ સૃષ્ટિમાંથી કશુંક, પોતાનું સર્જન માગતું કોઈક 'કિમપિ' તત્ત્વ તેનામાં અવતરે છે, તેના કલામુખે સાકાર બને છે.

આ છે કળાકારને લાધતી પ્રેરણા, કોઈ અપ્રગટનું પ્રાકટ્ય, કવિની આગળ સાકાર થતું કોઈ અમૂર્તનું મૂર્ત દર્શન. આમ તો આખીયે સૃષ્ટિ ઊર્ધ્વમાંથી ઊતરતાં, અને નીચેથી તેને ઝંખતાં અને ઝીલતાં કોઈ બે તત્ત્વના મિલનમાંથી રચાતો એક સર્જનવ્યાપાર છે. પરંતુ એમાં કળાકારની ગ્રહણાતુર ચિત્તભૂમિમાં ઉપરથી ઊતરતી આ સર્જક ગતિ તે આ સર્જનમાંયે એક ઘણો વિશિષ્ટ વ્યાપાર છે. કળાકારની અંદર ઝિલાતું, કળાકારને હસ્તે આકાર લેતું આ જે અનન્યસાધારણ પ્રાકટ્ય છે એ આપણા અધ્યયનનો અને આરાધનાનો વિષય બનવું જોઈએ.

### કળાની અનિવાર્યતા – અસીમિતતા

આપણે જોયું કે કળાની ગતિ એ પ્રાકૃત જીવનની ગતિ કરતાં, આહાર-નિદ્રાદિકની ફરજિયાત ગતિઓ કરતાં જુદી ગતિ છે, લોકોત્તર ગતિ છે. સ્થૂલ રીતે જીવનમાં કળાની કશી અનિવાર્યતા નથી. છતાં માણસમાં કળા આવીને ઊભી રહી છે. એ આવી છે એક આંતરિક અનિવાર્યતાને લીધે. એ ફરજિયાત ક્રિયા નથી અને છતાં તેને માણસ હાથ ધરે છે ત્યારે પછી માણસની સાથેનો એનો સંબંધ કોઈ અસાધારણ બલિષ્ઠ બની જાય છે. જે વસ્તુ આપણે મરજિયાત રીતે, સ્વેચ્છાની અને સ્વૈર ગતિની રીતે કરવાની છે, જેમાં આપણને પૂર્ણ સ્વતંત્રતા અને સ્વાધીનતા છે એમાં પછી આપણને કશી વસ્તુ આગળ વધતાં રોકી શકતી નથી. વ્યક્તિત્વની મર્યાદા, પરિસ્થિતિની બાંધકતા ખરી પડતાં આપણે ઠેઠ અનંતના ઉંબર સુધી પહોંચી શકીએ છીએ. કળાની આ જે નિરવધિ ગતિ છે એ જ એનું અનન્ય બળ છે અને એ જ એને જીવનની એક મહાનમાં મહાન શક્યતા બનાવે છે. અને આ શક્યતાઓનો આપણે પૂરેપૂરો તાંગ લેવો જોઈએ.

### કળાકારનો અભિસાર

માનવ જીવનની મર્યાદિતતાને મૂકીને કળાકારની ચેતના અનુભૂતિઓના એક વિરાટ ઉંબર આગળ ઊભી રહે છે, અને કળાકારની ચેતના પછી પોતાનો અભિસાર આદરે છે. એ અભિસાર એને ક્યાં લઈ જાય છે? પ્રથમ તો એ પોતાનું આખુંયે આભ્યંતર ખૂંદી વળે છે, પોતાની ઊર્મિને, અનુભૂતિને ગાય છે, પોતાનાં સુખદુ:ખોનાં ઉચ્છ્વસિતો તે કવે છે. વળી તે જુએ છે કે

આ વિરાટ જગતમાં વસતો પોતે જગત સાથે અનેક તંતુઓથી ગૂંથાયેલો છે, અને આખુંયે જગત અને જીવન તેના ગાનનો વિષય બને છે. પૃથ્વી, તેની પ્રકૃતિ, તેનાં પ્રાણી અને તેની માનવતા, એના શતશતવિધ રંગ-તરંગ, ઉલ્લાસ વિષાદ, સંગ્રામ અને સંવાદ, એના જય અને પરાજય, એનાં લક્ષવિધ આંદોલનો તે ગાય છે. અને પછી તે એક નવી વસ્તુ પણ જુએ છે કે વિશ્વમાં માત્ર પોતે અને જગત એ બે જ તત્ત્વો છે એમ નથી. આ વ્યક્ત થયેલી સૃષ્ટિમાં કશીક અપ્રગટ વસ્તુ, વિશ્વથી બહારની, વિશ્વથી પર, વિશ્વાતીત તત્ત્વ સતત પોતાને અભિવ્યક્ત કરી રહેલું છે. અને ત્યાં આગળ આવતાં, આ અવ્યક્તના ઉંબર આગળ માણસની ગતિ થંભી જાય છે.

### અવ્યકતના ઉંબરે – પરાત્પરનું પ્રવર્તન

કવિને વાચા મળેલી છે, ઊર્મિ મળેલી છે, અખિલ જીવનની બહોળી છલકાતી સામગ્રી એની પાસે પડેલી છે. અને એ જીવનની વાણી' અને સામગ્રી લઈ તે ગાયા કરી શકે છે. પણ એ શું એનું ઉત્તમોત્તમ ગાન હોય છે? વ્યક્તનું ગાન અનંત બની શકતું નથી. જીવનના બધા પ્રગટ રંગો એક ક્ષણે તેની આગળ ઝાંખા થઈ જાય છે, નીરંગ અને નીરસ, અલ્પસાર બની જાય છે. અને હવે શું ગાવું? તેનું ચિત્ત એક વિરતિમાં, વિરાગમાં પહોંચે છે. અને વિશ્વની અંદર પેલું જે આવિર્ભાવ તરફ સતત ગતિ કરી રહેલું અનાવિર્ભૂત તત્ત્વ છે તેની સાથે તેનું સજ્ઞાન મિલન થાય છે.

In the mind's silence the Transcendant acts
And the hushed heart heres the unuttered Word.

'મનના મૌનમાં પેલું પરાત્પર પ્રવર્તતું,
પોઢયું શાંત સુણે હૈયું અનુદ્‌ગારિત શબ્દ તે.'

(શ્રી અરવિંદ, સાવિત્રી ૩. ૨)

પરાત્પરની સાથેના મિલનની આ જે સ્થિતિ છે એથી અધિક ઉચ્ચ સ્થિતિ કળાકાર માટે બીજી કોઈ નથી. અને જગતમાં કદી ઉદ્‌ગાર ન પામેલો એવો જે શબ્દ તેનું પ્રશાંતિમાં ઢળેલું હૈયું સાંભળે છે એથી બીજો કોઈ મહાન શબ્દ કળાકાર માટે નથી. કળાસર્જનની ઉત્તમોત્તમ સ્થિતિ તે આ છે. કળાકારનો ઉત્તમોત્તમ અભિસાર તે. છે. એની હૃદયભૂમિમાં, એની ચિત્ત ચેતનામાં જગતનાં અને જીવનનાં અને પ્રવર્તનો થાય છે, એના મનમાં અનેક આંદોલનો અને શબ્દો અને ધ્વનિઓના કોલાહલો અને ગુંજનો જાગે છે અને એમાંથી અનેકવિધ સ્વરાવલિ

એનામાં જાગે છે. પરંતુ આ જગતમાં પોતાને સતત પ્રકટ કરી રહેલું પેલું પરાત્પર, અવ્યક્ત તત્ત્વ છે એની સાથે કળાકારનું અનુસંધાન ન થાય ત્યાં સુધી વ્યક્તનું આ ગાન અધૂરું રહેવાનું.

આ અનુસંધાન તે કળાકારની મોટામાં મોટી સાધના છે. આ વિશ્વાતીતના તરફનો તેનો અભિસાર એ કળાકારની ચેતનાની, તેના વ્યક્તિત્વની, તેના વિશિષ્ટ અસ્તિત્વની ઉત્તમોત્તમ ગતિ છે. અને એ અભિસારમાં પછી વાસવદત્તાનાં નૂપુરો શાંત થઈ ગયાં હોય છે. કળાકારનું વિશ્વ જેટલું વિરાટ બનેલું મન પણ 'મૌન'માં લીન થઈ ગયેલું હોય છે, મૌનનું મીન બની ગયું હોય છે અને ત્યાં પછી પેલો પરાત્પર, 'અત્યતિષ્ઠત્ દશાંગુલમ્'વાળો પરમ પદાર્થ પોતાનું પ્રવર્તન શરૂ કરે છે—acts. વિશ્વચિતિનાં ચરમ અવ્યક્ત અદૃશ્ય શૃંગો પરથી એક પ્રવર્તન ઊતરી આવે છે, પરાત્પર નટરાજનો કોઈ નૃત્ય ઠમકાર અને ડમરુ-નિનાદ સંભળાય છે. અને બાપડું માનવ-હૃદય, એ તો આ ગહન ગંભીર ગતિ આગળ ચડીચૂપ જ થઈ બેઠું હોય છે. એના અનંતવિધ મત્ત ત્રસ્તવ્યાપારો કોઈ વિરલ વિશ્રાંતિમાં પહોંચી ગયા હોય છે. અને એને પછી જગતમાં કદી પ્રગટ ન બનેલો, જગતને માટે કદી ન બોલાયેલો એવો શબ્દ શ્રાવણે પડે છે.

આ છે કળાકારની ઉત્તમોત્તમ સર્જક અવસ્થા અને સર્જક ગતિ. એ પોતે છે, એનું વિશાળ જગત છે, પણ એ બંને જ્યારે આ પરાત્પરની સાથે સજ્ઞાન અનુસંધાન પામે છે, વ્યક્તિ, વિશ્વ અને પરાત્પરની આ ત્રિવિધ ગતિ જ્યારે એકત્ર ગુંફન પામે છે ત્યારે વિશ્વચક્રની પૂર્ણતા બની રહે છે અને એમાંથી પછી વિશ્વના આદિમૂલમાંથી જે સર્જનાભિમુખ સર્જક ગતિ સનાતન રૂપે ચાલી રહેલી છે તે જ ગતિના એક જાગ્રત સજીવન સજ્ઞાન અંગ રૂપ એવી અભિવ્યક્તિની એક નૂતન ગતિ રચાય છે. કળાકાર તે વિશ્વ સર્જનમાંનું એક જાગ્રત પ્રવર્તન બની રહે છે.

### કળાકારનું પરમ વરદાન : શબ્દનું અવતરણ

આ શબ્દ—કવિને સંભળાતી અનુદ્‌ગારિત વાણી એ છે કવિને મળતું મોટામાં મોટું વરદાન, એ છે એના હાથમાંનું અભિવ્યક્તિનું પરમ શસ્ત્ર.

કવિએ બીજી ખાસ આરાધના કરવાની છે તે આ શબ્દની—અવ્યક્ત વાણીની આરાધના છે. માણસની પાસે આમ તો વાણી છે, આખું જગત વૈખરી વાણીના શોરબકોરથી ભર્યુંભાદર્યું પડેલું છે. એ જગતની અંદર પ્રેરણાની પાંખે વિચરતા ભાગ્યશાળી કવિ પાસે વિવિધ રીતની 'પશ્યંતી' વાણી પડેલી છે, कवयः क्रान्तदर्शिनः । પરંતુ આ 'પરા' વાણીનો સ્પર્શ જગતમાં વિરલ છે. અને કવિએ જો કોઈ વિશિષ્ટ સાધના કરવાની હોય તો તે આ 'પરા' વાણીની છે.

એ સાધના અને આરાધના કરતાં એક કવિએ જે પ્રાર્થના કરી છે તે પ્રાર્થના આપણે પણ કરીશું.

"O Word concealed in the upper fire,
Thou who hast lingered through centuries,
Descend from thy rapt white desire,
Plunging through gold eternities.'

(શ્રી અરવિંદ – 'Musa Spiritus')

એ જ પેલો અનુદ્‌ગારિત શબ્દ, ત્યાં એને કોઈએ ઊર્ધ્વના અગ્નિમાં સંતાડી રાખ્યો છે. એ અગ્નિમયી પરા ચેતના એ શબ્દનો એકદમ આવિર્ભાવ નથી કરતી. એને ત્યાં પોતાના ધામમાં પણ, ત્યાંની શુભ્ર આનંદમયતાની પરમ સમાધિ છે. એ સમાધિ મૂકીને તે અહીં આવવા ઇચ્છે? નીચેથી માણસ એને પોકારે છે એટલે એક દિવસ જવું તો પડશે. પણ એ શબ્દ માણસના પોકારની જાણે પારાવાર કસોટી કરી રહ્યો છે. અને આવું ન આવું કરતાં તેણે હજારો વર્ષો કાઢી નાખ્યાં છે. ભલે, પણ હવે આપણી પ્રાર્થના હો કે, ભલા બંધુ, તું આવ, હેઠો આવ. તારું lingering હવે બંધ કર અને તારી અને અમારી વચ્ચે જે આ સુવર્ણ શાશ્વતીઓનો પટ પડેલો છે તેમાં ધુબાક કરતોકને તું ઝંપલાવી દે, ધસમસાટ કરતો અમારી પાસે આવી જા, અમારામાં ઊતરી આવ.

અને એ શબ્દ આવશે –

'Voice of the spaces, call of the Light.'

અવકાશના કંઠ જેવો, પ્રકાશના પુકાર જેવો એ શબ્દદૂત આવશે ત્યારે પછી આપણી આરાધના ચરિતાર્થ બનશે.

*　　*　　*

## તપોગિરિનું ચડાણ

જગતમાં બે જ આનંદો પરમ કોટિના છે – બ્રહ્માનંદ અને બ્રહ્માનંદસહોદર ઈવ કાવ્યાનંદ. પરંતુ આ આનંદ તે સત્‌ અને ચિત્‌નું જ શિખર છે. આ વિશ્વ ગિરિના આનંદશૃંગનો માર્ગ તપસનો છે. तपसा चीयते ब्रह्म । કળાકારના જીવનમાં પણ માણસમાત્રના જીવનમાં હોય છે તેવી શિથિલતા હોય છે. બિચારા કળાકારની શિથિલતા વધારે નજરે પડે છે, અને કેટલીક વાર એનો જીવનસંગ્રામ વિશેષ દારુણ પણ હોય છે. પણ આ શૈથિલ્ય તે કળાકારને માટે અનિવાર્ય નથી. આમ તો જીવનમાત્ર તપસને રસ્તે જ આગળ વધે છે. વેપારીઓ, રાજપુરુષો,

યાંત્રિકો, વૈજ્ઞાનિકો, સૈનિકો એ બધાની પ્રવૃત્તિ પ્રખર તપસથી જ ભરેલી હોય છે. કવિ અને કળાકારને માટે પણ આવું તપસ છે જ. અને સાચો કળાકાર તે તપસ્વી થવામાં રાચે છે. તપસમાંથી જ તેની સર્જનશક્તિ વધે છે, તપસમાંથી જ અગ્નિ પ્રગટે છે, વધુ ને વધુ પ્રજ્વલિત બને છે, અને પેલો ઊર્ધ્વાગ્નિમાં સુગુપ્ત શબ્દ તેને આવી મળે છે. કળાનું સૌન્દર્યમય આનંદકુસુમ આમ તપસના ગિરિની ટોચે વિકસે છે. અને એ તપોગિરિની યાત્રા એની પ્રખર વિકટતા અને વિષમતાઓમાં પણ હમેશાં રસમયી જ હોય છે. આ તપોગિરિની તળેટીમાંથી જ, તે જ્યાં પહેલું પગથિયું ચડવા માંડે છે ત્યાંથી જ તેને એ શિખરના રસનો સ્પર્શ થવા લાગે છે. આખા વિશ્વને રસથી ભરી દેવા માગતા કળાકાર માટે કશી વસ્તુ રસ-રહિત નથી. એ જે જે વસ્તુને અડે છે, જ્યાં જ્યાં એ પગલું ધરે છે ત્યાં રસનું—વિશ્વનું એ ગૂઢતમ અને મધુરતમ દ્રવણ ઝમવા માંડે છે. કળાકારે સ્પર્શેલા સર્વ રસો—જગતના કરુણ બીભત્સ, ઘોર અઘોર સર્વ રસો કેવલ આનંદનું સ્રવણ બની રહે છે.

સાહિત્ય—કળા—કવિતા તે આમ તપોગિરિના ચડાણની આનંદયાત્રા છે. આપણે તપ કરતા જઈએ અને સૃષ્ટિને આનંદમાં વધુ ને વધુ પહોંચાડતા જઈએ.

શ્રી અરવિંદ આશ્રમ

૧૩-૧૦-'૫૯

जयन्ति वीतरागाः ॥

# ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ

# મુનિશ્રી પુણ્યવિજયજીનું ભાષણ

માનનીય વિદ્વાન સજ્જનો! વિદુષી માતાઓ અને બહેનો!

આપ સૌએ મને જે સ્થાનેથી બોલવાની ફરજ પાડી છે તે સ્થાનેથી ઘણા વિદ્વાનોએ આપણને ઘણી સારી રીતે માર્ગદર્શન આપ્યું છે. એટલે મારા વક્તવ્યમાં પુનરુક્તિ આવે કે કાંઈ નવીન સૂચન ન જણાય તો આપ સૌ ક્ષન્તવ્ય ગણશો. આપ સૌએ મને જે સ્થાનેથી બોલવા ઊભો કર્યો છે, એ સ્થાન ઘણી જવાબદારીવાળું છે એનો મને સંપૂર્ણ ખ્યાલ છે, એથી આવા જવાબદારીભર્યા સ્થાનેથી બોલવામાં એક રીતે ખરા સ્વરૂપમાં ક્ષોભ થાય એ સ્વાભાવિક છે. એમ છતાં આપ સૌએ વિશ્વાસપૂર્વક મારા ઉપર જે જવાબદારી મૂકી છે તે માટે યોગ્ય કરવા હું જરૂર યથાશક્તિ પ્રયત્ન કરીશ.

સામાન્ય રીતે વિભાગીય પ્રમુખ છેલ્લા અધિવેશનથી ચાલુ અધિવેશન દરમિયાન બહાર પડેલી તે તે વિષયની નવીન કૃતિઓનું સિંહાવલોકન કરે છે; પરંતુ મેં આને બદલે મારા અધ્યયનના વિશિષ્ટ વિષયની રજૂઆત કરવાનું પસંદ કર્યું છે અને એની અંદર યથાવકાશ આવી કેટલીક કૃતિઓનો દૃષ્ટાંત રૂપે ઉલ્લેખ કરવા ધાર્યું છે.

સાહિત્યસંશોધન અને જ્ઞાનભંડારોનું અવલોકન એ મારું મુખ્ય કાર્યક્ષેત્ર છે. આ કાર્ય હું, મારા પૂજ્ય ગુરુશ્રી ચતુરવિજયજી મહારાજ અને દાદાગુરુ પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજશ્રીજીની છાયામાં મારી સત્તર વર્ષની વયથી કરતો આવ્યો છું. મારા પૂજ્ય ગુરુ-દાદાગુરુઓની દૃષ્ટિ વ્યાપક હતી, એટલે એ પૂજ્ય ગુરુયુગલના એ ગુણના વારસાનો અંશ મને બાળપણથી મળ્યો હોઈ, મેં મારા ગ્રંથસંશોધન અંગે જ્ઞાનભંડારોના અવલોકનને પરિણામે મને જે સ્ફુરણા થઈ છે તેને આપ સૌ સમક્ષ રજૂ કરું છું.

હું જૈન સાધુ હોઈ, જ્ઞાનભંડારોનું અવલોકન કરતાં મારું ધ્યાન મુખ્યત્વે જૈન કૃતિઓ તરફ જાય એ તદ્દન સ્વાભાવિક છે. આમ છતાં મારા અવલોકનમાં આવતી જૈનેતર નાની કે મોટી કોઈ કૃતિ તરફ મેં કદીયે ઉપેક્ષા સેવી નથી.

આજ સુધી મેં જે જ્ઞાનભંડારો જોયા છે તેમાંથી કેટલાક જ્ઞાનભંડારોને બાદ કરીને બાકીના જોયેલા બધાય જ્ઞાનભંડારો શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન જ્ઞાનભંડારો જ છે. એટલે આપ સૌ સમક્ષ મારા વક્તવ્યમાં હું જે રજૂઆત કરીશ તે બધી મુખ્યત્વે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન શ્રીસંઘ કે જૈન મુનિવરોના અધિકારમાં રહેલા જ્ઞાનસંગ્રહોને લક્ષીને જ કરીશ. એમ છતાં આપ સૌ ખાતરી રાખશો કે આ રજૂઆત એકદેશીય નહિ જ હોય. એનું કારણ એ છે કે શ્વેતાંબર-મૂર્તિપૂજક જૈનાચાર્યો અને જૈન મુનિઓએ ઉપદેશ દ્વારા જે જ્ઞાનભંડારો ઊભા કર્યા-કરાવ્યા છે તેમાં તેમણે માત્ર પ્રાકૃત-સંસ્કૃતાદિ જૈન કૃતિઓ જ નહિ, પણ સર્વ ભાષા અને સર્વ વિષયની જૈન-જૈનેતર કૃતિઓનો સંગ્રહ કર્યો-કરાવ્યો છે. આ જ કારણને લીધે જૈન જ્ઞાનભંડારો ભારતીય અને વિદેશીય વિદ્વાનોના અધ્યયનનું કેન્દ્ર બની શક્યા છે. આપ સૌને જાણીને આનંદ થશે કે, આપણા દેશમાં અને પશ્ચિમના દેશોમાં જે અનેક વિષયોને લગતું સાહિત્ય પ્રસિદ્ધ થયું છે તેમાંના સંખ્યાબંધ ગ્રંથોની પ્રાચીન અને મૌલિક હસ્તપ્રતિઓ જૈન જ્ઞાનભંડારોમાંથી જ ઉપલબ્ધ થઈ છે. આજે ભારતમાં આટલા અને આ દૃષ્ટિએ વ્યાપક અને સમૃદ્ધ આવા જ્ઞાનભંડારો બીજે ક્યાંય જોવા નહિ મળે.

પાટણ, ખંભાત, જેસલમેર આદિના અતિપ્રાચીન જ્ઞાનસંગ્રહો તો જગપ્રસિદ્ધ છે જ, પરંતુ તે ઉપરાંત ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, મેવાડ, પંજાબ, ઉત્તર પ્રદેશ, દક્ષિણ આદિ દેશોનાં અનેક નગર અને ગામોમાં જૈન શ્રીસંઘ અને જૈન મુનિઓના અધિકારમાં જે જ્ઞાનભંડારો છે તેમાં આપ સૌની કલ્પનામાંય ન આવે તેવું અને તેટલું વિશાળ જૈન-જૈનેતર વિવિધ વિષયોને લગતું સાહિત્ય વિદ્યમાન છે, જેને આપણે સમગ્રપણે જાણતા પણ નથી. જેમ જેમ આ જ્ઞાનભંડારોનું અવગાહન કરવામાં આવે છે તેમ તેમ એમાંથી અનેક વિષયોને લગતી નવી નવી કૃતિઓ પ્રાપ્ત થતી જ જાય છે. આપણે આપણા આ જ્ઞાનકોશોનું નિરીક્ષણ અને તેની વિશ્વસ્ત યાદીઓ હજુ સુધી કરી શક્યા નથી. અહીં એટલું ઉમેરું કે માત્ર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં જે જ્ઞાનસંગ્રહો આજે વિદ્યમાન છે તેમાંની ગ્રંથ સંખ્યા મારી ગણતરી પ્રમાણે ઓછામાં ઓછી મૂકું તોપણ એ પાંચથી સાત લાખ જેટલી હશે, કદાચ એનાથી અધિક પણ થાય. આ સંખ્યામાં પ્રાચ્યવિદ્યામંદિર—વડોદરા, ગુજરાત વિદ્યાસભા—અમદાવાદ, ફાર્બસ સભા—મુંબઈ, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર—અમદાવાદ, ઈત્યાદિ જાહેર વિદ્યાસંસ્થાઓના ગ્રંથસંગ્રહો ઉમેરીએ તો આ સંખ્યા એનાથી પણ વધી જાય. આ સર્વ જ્ઞાનભંડારોનું અવલોકન અને

જેની પ્રામાણિક યાદીઓ ન થઈ હોય તેને તૈયાર કરવાનું કામ આપણે ધારી લઈએ તેવું સરળ નથી; તેમ છતાં આ કાર્ય કરવું એ આજના યુગ માટે અતિ-આવશ્યક છે અને અતિરસપ્રદ પણ છે. આ કાર્ય પાછળ ખર્ચ ઘણું થાય એમાંય લેશ શંકા નથી અને એ ખર્ચ આપનારા દાતાઓ મળી આવે એમાંય લેશ પણ શંકા નથી; પરંતુ આપણને સ્ફૂર્તિશાળી કાર્યકર્તાઓ મળે કે કેમ, જેઓ ગણતરીનાં વર્ષોમાં જ આ કાર્ય પૂરું કરી નાખે? સદ્ગત શ્રીયુત સી. ડી. દલાલ (ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ) જેઓ અમદાવાદના જ રહેવાસી હતા, તેમણે સદ્ગત મહારાજા શ્રી સયાજીરાવ—વડોદરાની આજ્ઞાથી પાટણ અને જેસલમેરના જ્ઞાનભંડારોનું અવલોકન કરી એના જે વિસ્તૃત રિપોર્ટ્સ તૈયાર કર્યા છે, તે માટે તેમણે ત્રણ ચાર મહિનાથી વધારે સમય લીધો નહોતો. ગોકળગાયની ગતિએ તો આવાં કામો વર્ષોના અંતે પણ પાર ન પડે. આજના ગુજરાતીએ આવાં કાર્યો કરવા માટે સ્ફૂર્તિ મેળવવી પડશે અને મેળવવી જ જોઈએ.

ઉપર જે જ્ઞાનભંડારોની હકીકત નોંધવામાં આવી છે તેમાંના અનેક વિષયક-ગ્રંથો, એઓની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓમાં જે હકીકતો, વસ્તુઓ અને સામગ્રી સમાયેલી છે તેનું પૃથક્કરણ કરવામાં આવે તો ગુજરાતી ભાષામાં સમૃદ્ધ સાહિત્યનો ઉમેરો થાય. જેમ આજ સુધીમાં હિંદી ભાષામાં વિવિધ વિષયોનું ખેડાણ અને એને લગતો વિશાળ સાહિત્યરાશિ પ્રકાશ પામ્યો છે અને દિન-પ્રતિદિન મોટા પ્રમાણમાં પ્રસિદ્ધ થતો જાય છે, તે જ રીતે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવા માટે આપણે વિદ્યાનાં નવાં નવાં ક્ષેત્રોની ઉપાસના અને અધ્યયન કરવાં પડશે. એ સિવાય સમૃદ્ધ ગુજરાતી ભાષાને જીવંત રાખવાનો બીજો એક પણ ઉપાય નથી. એક જમાનામાં પ્રભુત્વ ભોગવતી આજના રાજસ્થાનના પ્રદેશને આવરી લેતી ભાષાનું સ્થાન આજે હિંદી ભાષાએ લીધું છે તેનું કારણ એ જ છે કે એ ભાષા આજના યુગનું વિશિષ્ટ સાહિત્ય સરજી શકી નથી, એટલું જ નહિ, પણ આજની રાજસ્થાની પ્રજાએ પણ સાહિત્યિક ભાષા તરીકે હિંદીને અપનાવી લીધી છે; જ્યારે ગુજરાતી ભાષા આજે એવી કક્ષાએ છે જેને આપણે પૂર્ણ અને સમૃદ્ધ ભાષા તરીકે ઓળખી-ઓળખાવી શકીએ. આ પરિસ્થિતિમાં આપણી ગુજરાતી ભાષાના વ્યક્તિત્વને સવિશેષ ખીલવવા માટે આપણે વિવિધ વિષયોનું અધ્યયન કરવા પૂર્વક તેઓને મૌલિક રીતે આપણી ગુજરાતી ભાષામાં ઉતારવા જોઈએ અને ગુજરાતી ભાષા બોલતી પ્રજાએ આવા વિષયોમાં જીવંત રસ કેળવવો જોઈએ.

આપ સૌના ધ્યાનમાં રહે કે આપણા જ્ઞાનભંડારોમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષાઓનું જે જૈન-જૈનેતર વિપુલ સાહિત્ય વિદ્યમાન છે

તેમાં આપણી પ્રાચીન ભાષાઓના કોશોને સમૃદ્ધ કરવાને લગતી ઘણી જ પર્યાપ્ત સામગ્રી છે. આપ સૌના ખ્યાલમાં આવે માટે 'પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી—દિલ્હી' તરફથી પ્રસિદ્ધ થયેલ अंगविज्जा નામનો ગ્રંથ એનાં પરિશિષ્ટો અને પ્રસ્તાવનાઓ જોવા ભલામણ છે. આ ગ્રંથમાં પ્રાકૃત સંસ્કૃત કોશોને સમૃદ્ધ બનાવવા માટેની ઘણી સામગ્રી છે. સંસ્કૃત-પ્રાકૃત કોશોના પુનર્નિર્માતાઓએ આ ગ્રંથ અને આવા દરેક ગ્રંથને, માત્ર એનાં પરિશિષ્ટો જોઈ સંતોષ ન માનતાં સમગ્રભાવે જોવા જ પડશે. જૈન આગમ ગ્રંથો અને તેના ઉપરના વ્યાખ્યારૂપ નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા આદિ ગ્રંથોમાં ઉપર્યુક્ત સંસ્કૃત-પ્રાકૃત કોશોને લગની સામગ્રી ઉપરાંત દેશી કોશકારોએ દેશી તરીકે નહિ સ્વીકારેલા અથવા એમની મર્યાદા બહાર હોઈ ઉપેક્ષિત ગણેલા दुइक्का = सं. वेक्किका બેકી (ટટ્ટીની હાજત), सुप्पइत्तिया = રૂની ઢગલી, अड्डत्तिय = આડતિયા, ढंखरय = ઢેખાળા, क्षत्रिका = ખેતી, वहोलिया = વહેળા-વહોળા, वोव्वड = બોબડો, लेसुरुंडयतरु = ગૂંદાનું ઝાડ, पारणेत्त = પાનેતર, चहुट्ट = ચોંટયું, अणाली = અનાડી, ठगविद्या, रसोई, खासडय, भरवसय = ભરોંસો આદિ જેવા સેંકડો દેશી શબ્દો વિદ્યમાન છે, જેઓનું પ્રાકૃત દેશી કોશોની દૃષ્ટિએ મહત્ત્વ હોવા ઉપરાંત આ શબ્દોની આપણી ભાષા, સંસ્કૃતિ અને ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગિતા છે. આચાર્ય શ્રી હેમચંદ્રે એમની 'देशीनाममाला'માં પણ ઘણા દેશી શબ્દો વિશે ટીકામાં આવી નોંધ કરી છે.

અપભ્રંશભાષા કે જે આપણી ગુજરાતી ભાષાની જનની છે, તેના કોશ માટેની સામગ્રી આ જ્ઞાનભંડારોમાં ઓછી નથી. આચાર્ય શ્રી હરિભદ્રસૂરિકૃત अरिट्ठनेमिचरिउ, સાધારણકવિકૃત विलासवईकहा, ધાહિલકવિકૃત पउमसिरिचरिउ, અને તદુપરાંત દેવેન્દ્રસૂરિકૃત उत्तराध्ययनसूत्रवृत्ति, कुमारपालप्रतिबोध, उपदेशमालादोघट्टीवृत्ति, मूलशुद्धिप्रकरणवृत्ति, आख्यानकमणिकोशवृत्ति, भवभावनाप्रकरणस्वोपज्ञवृत्ति આદિમાં આવતી અનેક કથાઓ, એ અપભ્રંશ કોશનાં સાધનો છે. આ સિવાય આ જ્ઞાનભંડારોમાં અપભ્રંશ ભાષામાં અને અપભ્રંશપ્રધાન ગુજરાતી કે રાજસ્થાની ભાષામાં રચાયેલી નાની નાની કૃતિઓ પણ સેંકડોની સંખ્યામાં વિદ્યમાન છે તે પણ આ કોશ માટે ઉપયોગી છે. આટલી વાત શ્વેતાંબર આચાર્યની કૃતિઓને લગતી થઈ. પરંતુ દિગંબર આચાર્યકૃત અપભ્રંશ કૃતિઓ તો સંખ્યામાં અને પ્રમાણમાં ઘણી અને ઘણી મોટી છે, જે પૈકી કેટલીક કૃતિઓ શ્વેતાંબર જ્ઞાનસંગ્રહોમાં વર્તમાન છે. એમ છતાં દિગંબર જ્ઞાનભંડારોમાં વિપુલ પ્રમાણમાં રહેલા દિગંબર આચાર્યકૃત મહાકાય ગ્રંથોનો આ કોશ માટે ઉપયોગ કરવો એ અતિમહત્ત્વની વાત છે. બંગાળી

લિપિમાં મુદ્રિત ' बौद्धगान ओ दोहा ' જેવી બૌદ્ધ અને અન્ય ભારતીય વિદ્વાનોની જે કૃતિઓ ઉપલબ્ધ હોય તેને વીસરવી જોઈએ નહિ.

આ પછી આપણે આપણી ગુજરાતી કે રાજસ્થાની ભાષા આદિના કોશ તરફ આવીએ તો આપણા આ જ્ઞાનભંડારોમાં એ કોશોને લગતી ભરપૂર સામગ્રી પડેલી છે. અર્થાત્ આપ સૌ કલ્પી પણ ન શકો તેટલી મોટી સંખ્યામાં જૈન આગમો, કર્મસાહિત્ય, ઔપદેશિક અને કથાગ્રંથો, કાતંત્ર-સિદ્ધહેમ-સારસ્વત આદિ જેવાં વ્યાકરણો, રઘુવંશ આદિ મહાકાવ્યો, वाग्भटालंकार, विदग्धमुखमंडन આદિ ગ્રંથો, રત્નપરીક્ષાશાસ્ત્ર, વૈદ્યક, જ્યોતિષ, ગણિત આદિ અનેક વિષયના ગ્રંથો ઉપર વિક્રમની પંદરમી-સોળમી-સત્તરમી શતાબ્દીમાં રચાયેલા બાલાવબોધો અને સ્તબકોની પ્રાચીન અને લગભગ એ જ સમયે લખાયેલી હસ્તપ્રતિઓ સેંકડોની સંખ્યામાં વિદ્યમાન છે, જે આપણા ગુજરાતી, રાજસ્થાની આદિ ભાષાના પ્રામાણિક કોશો તૈયાર કરવા માટે ઘણી ઉપયોગી છે. આ સામગ્રી કેટલા વિપુલ પ્રમાણમાં છે એનો આપ સૌને ખ્યાલ આપવા માટે મારા આ ભાષણના અંતે પરિશિષ્ટરૂપે પાટણના જ્ઞાનભંડારો અને લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર—અમદાવાદને ઉપહૃત કરેલા મારા વિશાળ જ્ઞાનસંગ્રહ આદિમાંથી તારવીને તૈયાર કરેલી એક યાદી આપવામાં આવી છે. આ યાદી જોવાથી આપ સૌના ખ્યાલમાં આવશે કે, આપણા પ્રાચીન સંગ્રહોમાં આપણી વિવિધ ભાષાઓના કોશો માટે કેટલી વિપુલ સામગ્રી ભરી પડી છે. આપણા પ્રાચીન ગુજરાતી કોશની દિશામાં આંશિક કાર્ય આપણા ઘણા ગુજરાતી વિદ્વાનોએ કર્યું છે. ડૉ. સાંડેસરાએ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય તરફથી સંચાલિત પ્રાચીન ગૂર્જર ગ્રંથમાલામાં સંપાદિત કરેલા રાસ, ફાગુ, વર્ણકસમુચ્ચય આદિ ગ્રંથોમાં કોશકારને ઉપયોગી શબ્દકોશો આપ્યા છે. છેલ્લા છેલ્લા એમણે વર્ણકસમુચ્ચય બીજો ભાગ સંપાદિત કરી ઘણી સામગ્રી પૂરી પાડી છે. આ જ રીતે ભાઈશ્રી મધુસૂદન મોદી, કે. કા. શાસ્ત્રી, કે. બી. વ્યાસ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, મુનિશ્રી અભયસાગરજી, ભાઈશ્રી રમણલાલ શાહ, ડૉ. બિપિનચંદ્ર ઝવેરી આદિએ પણ આ દિશામાં પોતાનો હિસ્સો નોંધાવ્યો છે.

સાથે સાથે અહીં એ પણ ઉમેરું કે આપણા ગ્રંથસંગ્રહોમાં સંગૃહીત થયેલા ગ્રંથોના અંતમાં લખાયેલી ગ્રંથકાર અને ગ્રંથલેખકોની પ્રશસ્તિઓમાં તેમ જ જ્યોતિષ, ગણિત આદિ ગ્રંથોમાં સંવત કે સંખ્યા જણાવવા માટે શબ્દાંકો, અર્થાત્ ચંદ્ર એટલે એક, હસ્ત એટલે બે, અગ્નિ એટલે ત્રણ, ગોસ્તન એટલે ચાર, બાણ એટલે પાંચ આદિ શબ્દાંકો આપ્યા છે; એ શબ્દાંકોનો કોશ થાય એ પણ અતિ જરૂરી છે. આજ સુધીમાં જોયેલા જ્ઞાનભંડારોમાંની હાથપોથીઓ આદિ

ઉપરથી આવો એક સંગ્રહ મેં કર્યો છે, જેને વ્યવસ્થિત કરી યથાસમય આપ સૌ સમક્ષ રજૂ કરવા ધારણા છે.

આપણા જ્ઞાનભંડારોમાં ગુજરાતી, રાજસ્થાની કે મિશ્રભાષાનું કવિતારૂપ જે સાહિત્ય વિદ્યમાન છે તેની વિવિધતા અને વિશેષતા જાણવા માટેના જે સંકેતો છે તે આપણે જાણવા જેવા અને નોંધવા જેવા છે. સામાન્ય રીતે આપણી લોકભાષાની દૃષ્ટિએ કૃતિઓમાં આટલી બધી વિવિધતા હોવાનો ખ્યાલ બહુ ઓછાઓને હશે. જૈન કવિઓ આદિએ આ ક્ષેત્રમાં જે વિવિધતા આણી છે તેનાં નામોનો નિર્દેશ માત્ર અહીં કરવામાં આવે છે–૧ સંધિ, રાસ, ચતુષ્પદી-ચઉપઈ-ચુપઈ-ચુપદી-ચોપઈ, પ્રબંધ, પવાડુ, આખ્યાન-કથા. ૨ પરિપાટી, ધવલ-ધોળ, વિવાહલો, સલોકો, હમચી-હમચડી, નીસાણી, ગગ્ઘરનીસાણી, ચંદ્રાઉલાં, સુખડી, ફુલડાં, ચરી, ગીતા, રાજગીતા, ભ્રમરગીતા, બ્રહ્મગીતા, લુઆરી, વેલી, ગુંહલી, હાલરડું, નિશાલગરણું, જમણિયાં-ભોજનિયાં, હરિઆલી-હીઆલી, ગરબા. ૩ ફાગ, વસંત, હોરી, ધમાલ (–ધમાર), ચર્ચરી, નવરસો, રાગમાળા, બારમાસા. ૪ ચૈત્યવંદન, સ્તવન, સ્તોત્ર, સ્તુતિ-થૂઈ-થોય, ચોવીસી, વીસી, વિજ્ઞપ્તિકા-વિનતી, ગીત, ભજન, લાવણી, છંદ, પૂજા, દેવવંદન, આરતી-મંગળદીવો. ૫ સજ્ઝાય, ઢાળ, ઢાળિયાં, ચોઢાળિયાં, બારઢાળિયાં, ચારમાલ, ચોક, બારભાવના. ૬ પદ, કવિત, સમૈયા, છપ્પય-છપ્પા, કુંડળિયા, એકવીસા, દોહા-દુહા-દોધક-દુગ્ધઘટ. આમાંનાં મધ્યકાલીન પદ્ય સ્વરૂપોનું નિરૂપણ ડૉ. મંજુલાલ ર. મજમુદારે 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો (પદ્ય વિભાગ)' તથા ચંદ્રકાંત મહેતાએ 'મધ્યકાળના સાહિત્ય પ્રકારો' એ નામના ગ્રંથમાં કર્યું છે. સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો ઉપર અનુવાદરૂપે જે ગદ્ય સાહિત્ય રચાયું છે તેને એના પ્રકારો મુજબ સ્તબક-સ્તિબુક, ટબો, બાલાવબોધ, વાર્ત્તિક, વચનિકા, અવચૂરી આદિ નામોથી ઓળખવામાં આવે છે.

ઉપર ગુજરાતી આદિ ભાષાના સાહિત્યની વિવિધતાનો નિર્દેશ કર્યા પછી સાથે સાથે આપણા જ્ઞાનભંડારોમાં સંસ્કૃત પ્રાકૃત આદિ ભાષાનો જે ગ્રંથરાશિ છે તે ઉપરની વ્યાખ્યાઓનાં જે ભિન્ન ભિન્ન નામો અને સંકેતો છે તે પણ જાણવા જેવા છે–૧ નિર્યુક્તિ, ભાષ્ય, મહાભાષ્ય–બૃહદ્‌ભાષ્ય, સંગ્રહણી. ૨ ચૂર્ણિ વિશેષચૂર્ણિ. ૩ વૃત્તિ, ટીકા, વ્યાખ્યા, વિવરણ, વિવૃત્તિ, લઘુવૃત્તિ, બૃહદ્‌વૃત્તિ, ન્યાસ, ઢુંઢિકા. ૪ દીપક, દીપિકા, પ્રદીપિકા, અવચૂરી-અવચૂર્ણિ. ૫ ટિપ્પનક, વિષમપદપર્યાય, દુર્ગપદપ્રબોધ, દુર્ગપદવિવૃત્તિ, પદભંજિકા. ૬ ટિપ્પણી, પર્યાય. ૭ બીજક. આ વિવિધ વ્યાખ્યાઓ જેના ઉપર રચાયેલી છે તેને મૂળ, મૂલસૂત્ર, મૂલગ્રંથ આદિ નામથી ઓળખવામાં આવે છે.

લિપિમાં મુદ્રિત 'बौद्धगान ओ दोहा' જેવી બૌદ્ધ અને અન્ય ભારતીય વિદ્વાનોની જે કૃતિઓ ઉપલબ્ધ હોય તેને વીસરવી જોઈએ નહિ.

આ પછી આપણે આપણી ગુજરાતી કે રાજસ્થાની ભાષા આદિના કોશ તરફ આવીએ તો આપણા આ જ્ઞાનભંડારોમાં એ કોશોને લગતી ભરપૂર સામગ્રી પડેલી છે. અર્થાત્ આપ સૌ કલ્પી પણ ન શકો તેટલી મોટી સંખ્યામાં જૈન આગમો, કર્મસાહિત્ય, ઔપદેશિક અને કથાગ્રંથો, કાતંત્ર-સિદ્ધહેમ-સારસ્વત આદિ જેવાં વ્યાકરણો, રઘુવંશ આદિ મહાકાવ્યો, वाग्भटालंकार, विदग्धमुखमंडन આદિ ગ્રંથો, રત્નપરીક્ષાશાસ્ત્ર, વૈદ્યક, જ્યોતિષ, ગણિત આદિ અનેક વિષયના ગ્રંથો ઉપર વિક્રમની પંદરમી-સોળમી-સત્તરમી શતાબ્દીમાં રચાયેલા બાલાવબોધો અને સ્તબકોની પ્રાચીન અને લગભગ એ જ સમયે લખાયેલી હસ્તપ્રતિઓ સૅંકડોની સંખ્યામાં વિદ્યમાન છે, જે આપણા ગુજરાતી, રાજસ્થાની આદિ ભાષાના પ્રામાણિક કોશો તૈયાર કરવા માટે ઘણી ઉપયોગી છે. આ સામગ્રી કેટલા વિપુલ પ્રમાણમાં છે એનો આપ સૌને ખ્યાલ આપવા માટે મારા આ ભાષણના અંતે પરિશિષ્ટરૂપે પાટણના જ્ઞાનભંડારો અને લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર—અમદાવાદને ઉપહૃત કરેલા મારા વિશાળ જ્ઞાનસંગ્રહ આદિમાંથી તારવીને તૈયાર કરેલી એક યાદી આપવામાં આવી છે. આ યાદી જોવાથી આપ સૌના ખ્યાલમાં આવશે કે, આપણા પ્રાચીન સંગ્રહોમાં આપણી વિવિધ ભાષાઓના કોશો માટે કેટલી વિપુલ સામગ્રી ભરી પડી છે. આપણા પ્રાચીન ગુજરાતી કોશની દિશામાં આંશિક કાર્ય આપણા ઘણા ગુજરાતી વિદ્વાનોએ કર્યું છે. ડૉ. સાંડેસરાએ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય તરફથી સંચાલિત પ્રાચીન ગૂર્જર ગ્રંથમાલામાં સંપાદિત કરેલા રાસ, ફાગુ, વર્ણકસમુચ્ચય આદિ ગ્રંથોમાં કોશકારને ઉપયોગી શબ્દકોશો આપ્યા છે. છેલ્લા છેલ્લા એમણે વર્ણકસમુચ્ચય બીજો ભાગ સંપાદિત કરી ઘણી સામગ્રી પૂરી પાડી છે. આ જ રીતે ભાઈશ્રી મધુસૂદન મોદી, કે. કા. શાસ્ત્રી, કે. બી. વ્યાસ, ડૉ. હરિવલ્લભ ભાયાણી, મુનિશ્રી અભયસાગરજી, ભાઈશ્રી રમણલાલ શાહ, ડૉ. બિપિનચંદ્ર ઝવેરી આદિએ પણ આ દિશામાં પોતાનો હિસ્સો નોંધાવ્યો છે.

સાથે સાથે અહીં એ પણ ઉમેરું કે આપણા ગ્રંથસંગ્રહોમાં સંગૃહીત થયેલા ગ્રંથોના અંતમાં લખાયેલી ગ્રંથકાર અને ગ્રંથલેખકોની પ્રશસ્તિઓમાં તેમ જ જ્યોતિષ, ગણિત આદિ ગ્રંથોમાં સંવત કે સંખ્યા જણાવવા માટે શબ્દાંકો, અર્થાત્ ચંદ્ર એટલે એક, હસ્ત એટલે બે, અગ્નિ એટલે ત્રણ, ગોસ્તન એટલે ચાર, બાણ એટલે પાંચ આદિ શબ્દાંકો આપ્યા છે; એ શબ્દાંકોનો કોશ થાય એ પણ અતિ જરૂરી છે. આજ સુધીમાં જોયેલા જ્ઞાનભંડારોમાંની હાથપોથીઓ આદિ

ઉપરથી આવો એક સંગ્રહ મેં કર્યો છે, જેને વ્યવસ્થિત કરી યથાસમય આપ સૌ સમક્ષ રજૂ કરવા ધારણા છે.

આપણા જ્ઞાનભંડારોમાં ગુજરાતી, રાજસ્થાની કે મિશ્રભાષાનું કવિતા-રૂપ જે સાહિત્ય વિદ્યમાન છે તેની વિવિધતા અને વિશેષતા જાણવા માટેના જે સંકેતો છે તે આપણે જાણવા જેવા અને નોંધવા જેવા છે. સામાન્ય રીતે આપણી લોકભાષાની દૃષ્ટિએ કૃતિઓમાં આટલી બધી વિવિધતા હોવાનો ખ્યાલ બહુ ઓછાઓને હશે. જૈન કવિઓ આદિએ આ ક્ષેત્રમાં જે વિવિધતા આણી છે તેનાં નામોનો નિર્દેશ માત્ર અહીં કરવામાં આવે છે—૧ સંધિ, રાસ, ચતુષ્પદી-ચઉપઈ-ચુપઈ-ચુપદી-ચોપઈ, પ્રબંધ, પવાડુ, આખ્યાન-કથા. ૨ પરિપાટી, ધવલ-ધોળ, વિવાહલો, સલોકો, હમચી-હમચડી, નીસાણી, ગગ્ઘરનીસાણી, ચંદ્રાઉલાં, સુખડી, ફૂલડાં, ચરી, ગીતા, રાજગીતા, ભ્રમરગીતા, બ્રહ્મગીતા, લુઆરી, વેલી, ગુંહલી, હાલરડું, નિશાલગરણું, જમણિયાં-ભોજનિયાં, હરિઆલી-હીઆલી, ગરબા. ૩ ફાગ, વસંત, હોરી, ધમાલ (—ધમાર), ચર્ચરી, નવરસો, રાગમાળા, બારમાસા. ૪ ચૈત્યવંદન, સ્તવન, સ્તોત્ર, સ્તુતિ-થૂઈ-થોય, ચોવીસી, વીસી, વિજ્ઞપ્તિકા-વિનતી, ગીત, ભજન, લાવણી, છંદ, પૂજા, દેવવંદન, આરતી-મંગળદીવો. ૫ સજ્ઝાય, ઢાળ, ઢાળિયાં, ચોઢાળિયાં, બારઢાળિયાં, ચારમાલ, ચોક, બારભાવના. ૬ પદ, કવિત, સમૈયા, છપ્પય-છપ્પા, કુંડળિયા, એકવીસા, દોહા-દુહા-દોધક-દુગ્ધઘટ. આમાંનાં મધ્યકાલીન પદ્ય સ્વરૂપોનું નિરૂપણ ડૉ. મંજુલાલ ર. મજમુદારે 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો (પદ્ય વિભાગ)' તથા ચંદ્રકાંત મહેતાએ 'મધ્યકાળના સાહિત્ય પ્રકારો' એ નામના ગ્રંથમાં કર્યું છે. સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો ઉપર અનુ-વાદરૂપે જે ગદ્ય સાહિત્ય રચાયું છે તેને એના પ્રકારો મુજબ સ્તબક-સ્તિબુક, ટબો, બાલાવબોધ, વાર્ત્તિક, વચનિકા, અવચૂરી આદિ નામોથી ઓળખ-વામાં આવે છે.

ઉપર ગુજરાતી આદિ ભાષાના સાહિત્યની વિવિધતાનો નિર્દેશ કર્યા પછી સાથે સાથે આપણા જ્ઞાનભંડારોમાં સંસ્કૃત પ્રાકૃત આદિ ભાષાનો જે ગ્રંથરાશિ છે તે ઉપરની વ્યાખ્યાઓનાં જે ભિન્ન ભિન્ન નામો અને સંકેતો છે તે પણ જાણવા જેવા છે—૧ નિર્યુક્તિ, ભાષ્ય, મહાભાષ્ય—બૃહદ્ભાષ્ય, સંગ્રહણી. ૨ ચૂર્ણિ વિશેષચૂર્ણિ. ૩ વૃત્તિ, ટીકા, વ્યાખ્યા, વિવરણ, વિવૃત્તિ, લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, ન્યાસ, ઢુંઢિકા. ૪ દીપક, દીપિકા, પ્રદીપિકા, અવચૂરી-અવચૂર્ણિ. ૫ ટિપ્પનક, વિષમપદપર્યાય, દુર્ગપદપ્રબોધ, દુર્ગપદવિવૃત્તિ, પદભંજિકા. ૬ ટિપ્પણી, પર્યાય. ૭ બીજક. આ વિવિધ વ્યાખ્યાઓ જેના ઉપર રચાયેલી છે તેને મૂળ, મૂલસૂત્ર, મૂલગ્રંથ આદિ નામથી ઓળખવામાં આવે છે.

આ પછી લેખનની પદ્ધતિને લઈ આપણી હાથપોથીઓને અંગે જે સંકેતો છે તેમ જ એની સાથે સંબંધ ધરાવતા લેખન આદિ સાધનોનાં ઘણાં નામો, સંકેતો અને શબ્દો છે જે આપણા કોઈ કોશમાં મોટે ભાગે નહિ મળે; જેવા કે–શૂન્ક, પંચપાઠ, ત્રિપાઠ, દ્વિપાઠ, રિક્તલિપિચિત્ર, ચિત્રપૃષ્ઠિકા, હુંડી, હાંસિયો, ચોરઅંક, મોરપગલું કે હંસપગલું, ગ્રંથાગ્રંથ, પ્રતિ, આદર્શ, પાઠભેદ-પાઠાન્તર-વાચનાન્તર, ઓળિઉં-ફાંટિઉં, કાઠાં-બરું, વતરણાં, જુજવળ, પ્રાકાર, કંબિકા, આંકણી, ગ્રંથિ, પાટી, પાઠાં, ચાબરચંગી-ચાબખીચંગી, ઝલમલ, વીટાંમણ-રૂમાલ, કલમદાન, સાપડો-ચાપડો ઈત્યાદિ.

અહીં જે વિવિધ નામો આપવામાં આવ્યા છે તેના અર્થો કે વિસ્તૃત સમજ આપવાનું આ સ્થાન નથી. પરંતુ આ ઉપરથી એ ખ્યાલ આવશે કે આપણા વિશાળ જ્ઞાનભંડારોનું અવલોકન કરનારે એને લગતી વિશિષ્ટ પરિભાષા અને સંકેતોનું ઊંડું જ્ઞાન મેળવવું જોઈએ; તો જ આપણા જ્ઞાનભંડારોની યાદીઓ, સૂચિઓ કે ટીપો, એનું અવગાહન અને પૃથક્કરણ વ્યવસ્થિત બનશે.

આપણી પ્રાચીન બ્રાહ્મી અથવા વર્તમાન દેવનાગરી, ગુજરાતી આદિ લિપિઓનો વિકાસ કેમ થયો અને એમાંથી ક્રમે ક્રમે આજની આપણી લિપિઓનાં વિવિધ રૂપો કેમ સરજાયાં–એ જાણવા માટે આ જ્ઞાનભંડારોમાંની જુદા જુદા પ્રદેશોના લેખકોને હાથે સૈકાવાર જુદા જુદા મરોડ અને આકાર-પ્રકારમાં લખાયેલી પ્રતિઓ ઘણી જ ઉપયોગી છે. મેં જોયેલા પ્રાચીન જ્ઞાનભંડારોમાં મોટે ભાગે બારમા સૈકાના પ્રારંભથી લઈને આજ સુધીની સૈકાવાર અને દશકાવાર લખાયેલી હાથપ્રતિઓ જ વિદ્યમાન છે. પરંતુ જેસલમેરના કિલ્લામાં રહેલા ખરતરગચ્છીય યુગપ્રધાન આચાર્ય શ્રીજિનભદ્રસૂરિના જ્ઞાનભંડારમાં બારમા સૈકાના પ્રારંભથી લખાયેલી પ્રતિઓ ઉપરાંત, લિપિના આકારપ્રકારને આધારે આપણે જેને પ્રાચીન માની શકીએ તેવી લિપિમાં લખાયેલી, આચાર્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વિરચિત विशेषावश्यकमहाभाष्य ની તાડપત્રીય પ્રતિ છે. આ પ્રતિના અંતમાં લેખનનો કોઈ નિશ્ચિત સમય નથી, એમ છતાં એની લિપિ જોતાં એ પ્રતિ વિક્રમના દશમા સૈકા પછીની નથી જ નથી. પાટણ, ખંભાત, જેસલમેર આદિના ગ્રંથસંગ્રહોમાં રહેલી આ બધી પ્રાચીન-અર્વાચીન હસ્તપ્રતિઓ આપણી ભારતીય બ્રાહ્મી લિપિમાંથી દેવનાગરી લિપિ સુધીના ક્રમિક વિકાસના અભ્યાસ માટે ઘણી જ ઉપયોગી છે. મને લાગે છે કે આપણા જ્ઞાનસંગ્રહોમાં રહેલી જુદા જુદા લેખકોને હાથે જુદા જુદા મરોડમાં લખાયેલી પ્રાચીન-અર્વાચીન પ્રતિઓના સૈકાવાર ફોટોગ્રાફ્સ લઈ લિપિમાલાનું એક આલબમ બનાવવામાં

આવે અને કોઈ આર્ટિસ્ટ પાસે એમની વર્ણમાલાનાં રૂપાન્તરોના શતાબ્દીના ક્રમથી ચાર્ટસ તૈયાર કરાવવામાં આવે તો ભારતીય વિદ્યાર્થીઓ માટે આજની વ્યાપક દેવનાગરી, ગુજરાતી વગેરે લિપિઓના ક્રમિક વિકાસના ઊંડા અભ્યાસ માટેની અતિમહત્ત્વની સામગ્રી તૈયાર થાય. મારી વિનંતી છે કે પ્રાચ્ય વિદ્યામંદિર—વડોદરા, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર—અમદાવાદ જેવી ગુજરાતની પ્રમુખ સંસ્થાઓ આ કાર્યને જરૂર ધ્યાનમાં લે.

આપણા જ્ઞાનભંડારોમાંની વ્યાપક સામગ્રીનું વ્યાપક દૃષ્ટિએ અવગાહન કર્યા પછી મને એક વાત સૂચવવી યોગ્ય લાગે છે કે, આજના વિદ્વાનોએ વૈદિક અને બૌદ્ધ સાહિત્યના અધ્યયન અને અવગાહન દ્વારા ઘણું સંશોધન કરી અનેક વિષયો ઉપર પ્રકાશ પાડ્યો છે. એ જ રીતે ભારતીય સંસ્કૃતિના મહત્ત્વના અંગ તરીકે સ્વીકારેલી જૈન સંસ્કૃતિના સાહિત્યનું અધ્યયન અને અવલોકન કરવું એટલું જ આવશ્યક અને પૂરક છે. જૈન આગમો અને એના ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ-વૃત્તિ આદિ વ્યાખ્યા ગ્રંથો, દાર્શનિક સાહિત્ય, કથા-સાહિત્ય આદિમાં ભારતીય વ્યાપક સંસ્કૃતિને સમૃદ્ધ કરવા માટેની કલ્પનાતીત વિપુલ સામગ્રી વર્તમાન છે; જેનો કંઈક ખ્યાલ આવે એ માટે અમે ગુરુ-શિષ્યે એટલે કે—મારા પૂજ્ય ગુરુવર શ્રીચતુરવિજયજી મહારાજ અને મેં સંપાદિત કરેલા वृहत्कल्प ગ્રંથ અને वसुदेवहिंडी તથા अंगविक्रम ગ્રંથનાં પરિશિષ્ટો જોવા ભલામણ કરું છું.

वृहत्कल्प ગ્રંથમાં આપણા ભારતની પ્રાદેશિક, ઐતિહાસિક, સાંસ્કૃતિક આદિ અનેક વિષયોને લગતી માહિતી છે. આપણા ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ દેશનાં આનંદપુર (વડનગર), કચ્છ દેશ, દીવબંદર, દ્વારિકા, ભૃગુકચ્છ, સોપારક, પ્રભાસ, પ્રાચીનવાહ, અર્બુદ, ઉજ્જયંત, ભૂતતડાગ, બન્નાસા (બનાસ નદી), સરસ્વતી નદી વગેરે વિશેની વિગતો આમાં છે. પ્રાચીન યુગમાં આપણાં ગામ, નગર, ખેડ, કર્બટ, મડંબ, દ્રોણમુખ આદિની રચના, તેના આકારો અને એની આસપાસ રક્ષણ માટે કરાતા પથ્થર, ઈંટ, માટી, ધૂળ, ખપાટિયાં આદિનાં પ્રાકાર, વાડ વગેરે કેવાં હતાં તેની હકીકત પણ આ ગ્રંથમાં મળી આવે છે. પ્રાચીન યુગમાં આપણે ત્યાં કઈ કઈ જાતનાં નાણાં-મુદ્રા-સિક્કાઓનું ચલણ હતું એનાં કાકિણી, કેતર, કેવડિય, નેલક, દીનાર, દ્રમ્મ, સાભરક આદિ નામો, એનું પ્રમાણ અને એ જ્યાં ચાલતાં તે સ્થળોનો ઉલ્લેખ પણ આમાં મળે છે. તીર્થસ્થાનો, ઉત્સવો, જમણ આદિ વિશેના ઉલ્લેખો પણ નજરે પડે છે. પણિતશાલા, ભાંડશાલા, કર્મશાલા, પચનશાલા, વ્યાઘરણશાલા આદિ શાલાઓ,

કુત્રિકાપણ (વિશ્વવસ્તુ ભંડાર), આપણાં વસ્ત્રના પ્રકારો, મદ્યના પ્રકારો, વિષના પ્રકારો, યંત્રો આદિ અગણિત વિષયોની માહિતી આમાં છે. તીર્થસ્થાનો, ઉત્સવો, જમણ આદિની યાદી પણ આમાં છે. આ ઉપરાંત મૌર્યવંશીય અશોક-સંમતિ, શાલિવાહન, મુરુંડરાજ આદિ રાજાઓ, આર્યસુહસ્તિ, કાલિકાચાર્ય, લાટાચાર્ય, સિદ્ધસેનસૂરિ, પાદલિપ્ત આદિ આચાર્યોની હકીકત પણ આ ગ્રંથમાં છે. વસુદેવહિંડી, જેની રચના અનુમાને વિક્રમના પાંચમા સૈકાની આસપાસમાં થયાનો સંભવ છે, તેમાં ભગવદ્ગીતા, પોરાગમ (પાકશાસ્ત્ર) અને અર્થશાસ્ત્ર આ ત્રણ મહત્ત્વના ગ્રંથોનો ઉલ્લેખ છે. अत्थसत्थे य भणियं એમ કહીને નોંધેલો "विसेसेण मायाए सत्थेण य हंतव्वो अप्पणो विवड्ढमाणो सत्तु" त्ति । આ ઉલ્લેખ પ્રાકૃતમાં છે. એ ઉપરથી તેમ જ આ આશય સાથે સામ્ય ધરાવતું કોઈ સૂત્ર કૌટિલીય અર્થશાસ્ત્રમાં મળતું ન હોવાથી આપણે એ માનવું જ રહ્યું કે આપણે ત્યાં પ્રાચીન કાળમાં કૌટિલીય અર્થશાસ્ત્ર ઉપરાંત પ્રાકૃતભાષામાં રચાયેલું 'અર્થશાસ્ત્ર' પણ હતું. આવો જ એક બીજો પ્રાકૃત ઉલ્લેખ, આચાર્ય શ્રીઅભયદેવસૂરિકૃત નવાંગીવૃત્તિ આદિ ગ્રંથોનું સંશોધન કરનાર શ્રીદ્રોણાચાર્ય-વિચિત ओघनिर्युक्त વૃત્તિમાં પણ આવે છે, જે પ્રાકૃત ભાષામાં કોઈ બીજું 'અર્થશાસ્ત્ર' હોવાની માન્યતાને દૃઢ કરે છે. આ ગ્રંથના ત્રીજા ગંધર્વદત્તા લંભકમાં ચારુદત્તની વેપાર માટેની મુસાફરીનું વર્ણન છે, તેમાં અજપથ, શંકુપથ, પક્ષિપથ આદિ જેવા માર્ગો આવે છે, જેનું વિસ્તૃત વર્ણન સૂત્રકૃતાંગસૂત્રના અગિયારમા અધ્યયનમાં તે તે માર્ગોનું એના સ્થળનિર્દેશ સાથે છે. ચારુ-દત્તની આ મુસાફરીનું વર્ણન ઘણું રસપૂર્ણ છે, જે જાણવા ઇચ્છનારે વસુદેવહિંડી ગ્રંથ અથવા ડૉ. સાંડેસરાએ કરેલું એનું ભાષાંતર જોવું જોઈએ. આ કથા-ગ્રંથ હિંડી-મુસાફરીને લગતો હોઈ એમાં જુદી જુદી ઘણી જાતની માહિતી છે.

अंगविज्जा ગ્રંથ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઘણો જ મહત્ત્વનો છે. આ ગ્રંથ માનવઅંગોની વિવિધ ચેષ્ટાઓ અને ક્રિયાઓને આધારે ભૂત-ભવિષ્ય-વર્તમાન પ્રશ્નાદિ અંગે ફલાદેશ કરતો હોઈ એમાં માનવઅંગોનું સેંકડો રીતે સૂક્ષ્મ વિભજન અને વર્ણન કરવામાં આવ્યું છે, એટલે અંગશાસ્ત્રના જ્ઞાતાઓની દૃષ્ટિએ આ ગ્રંથ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ ઉપરાંત માનવોની પલાંઠી વાળવી, બેસવું, ઊઠવું, જવું, ઊભા રહેવું, નીકળવું, પડવું, સૂવું, પ્રશ્ન કરવો, નમન કરવું, રોવું, હસવું, શોક કરવો, આક્રંદન કરવું આદિ વિવિધ ક્રિયાઓના પ્રકારો દર્શાવેલા છે. અર્થાત્ પલાંઠીના બાવીસ, બેસવાના બત્રીસ, ઊભા રહેવાના અઠ્ઠાવીસ

ઇત્યાદિ પ્રકારો બતાવેલા છે. મનુષ્યજાતિ સાથે સંબંધ ધરાવતા ગોત્ર, નામ, સગપણ, રતિવિલાસ, વેપાર, ગામ, નગર, પ્રાકાર, ઘર, શાલા, જલયાન, સ્થલયાન, વાહન, શયન, આસન, ભાજન, ભોજન, પેય, વસ્ત્ર, આભૂષણ, અલંકાર તેલ, ઉત્સવ, રોગ, સિક્કાઓ આદિ વિશે વિભાગશઃ વિસ્તૃત ઉલ્લેખો છે, જે આપણે કેટલીયે નહિ જાણેલી વિગતો સ્પષ્ટ રીતે પૂરી પાડે છે. દા. ત. સિક્કાઓમાં खत्तपक સિક્કાનું નામ આવે છે તે આજ સુધી બીજે ક્યાંય જોવામાં નથી આવ્યું. आयागपटમાં વપરાયેલો आयाग શબ્દ આ ગ્રંથમાં મળી આવે છે. તિર્યગ્જાતિ સાથે સંબંધ ધરાવતા પશુ-પક્ષી-સૂક્ષ્મજીવજંતુ અને વૃક્ષ-લતા-ગુલ્મ-ફલ-ધાન્ય આદિ વનસ્પતિના વિવિધ પ્રકારો અને નામો પૂરાં પાડે છે. પ્રાચીન કાળમાં આપણે ત્યાં પ્રાણીશાસ્ત્રીઓ અને વનસ્પતિશાસ્ત્રીઓ આ વિશેનું કેવું જ્ઞાન ધરાવતા હતા—એ આપણને આથી જાણવા મળે છે. प्रज्ञापनोपांग સૂત્રમાં પણ આ વિષયને લગતી ઘણી જ માહિતી છે.

અહીં ઉદાહરણ તરીકે ત્રણ ગ્રંથોમાંની વિગતો નોંધવામાં આવી છે. આ જ રીતે પ્રત્યેક જૈન આગમમાંથી આપણને અનેક વિષયને લગતી વિવિધ સામગ્રી મળી આવશે. જૈનકથાસાહિત્ય આપણા ચાલુ જીવન-વ્યવહાર સાથે સંબંધ ધરાવતી અનેક વસ્તુઓ પૂરી પાડે છે. તે તે યુગની પ્રજાની સાંસ્કૃતિક સંપત્તિ શી હતી, રીત-રિવાજો કેવા હતા, જીવનસરણી કેવી હતી, તે તે યુગની પ્રાદેશિક વ્યવસ્થાઓ, રાજ્યવ્યવસ્થાઓ, લોકવ્યવસ્થાઓ કેવી હતી, એની માહિતી આપણને આમાંથી મળી આવે છે. આપણે ત્યાં પ્રાચીન કાળમાં જન્મોત્સવ, વિવાહોત્સવ આદિ વિશે શી શી રીત હતી, વિવાહિત વરકન્યા, ઘરનો વહીવટ સ્વીકારતા પુત્રો, રાજ્યારોહણ કરતા રાજપુત્રો અને પ્રજા, આચાર્યપદ સ્વીકારતા આચાર્યો અને મુનિગણ આ સર્વને માટે શિક્ષાના પ્રકારો શા હતા, વગેરે ઘણું ઘણું મળી આવે છે. આજની આપણી પ્રજાના જીવનઘડતર માટેની ઘણી સામગ્રી આ કથા-સાહિત્યમાં વર્તમાન છે, જેનું સાંસ્કૃતિક દૃષ્ટિએ અધ્યયન કરી નવીન દૃષ્ટિએ આલેખવામાં આવે તો પ્રજાજીવનના ઘડતર માટેની વિશિષ્ટ સામગ્રી તૈયાર થાય.

ઉપર જણાવ્યું તેમ આપણા કથાસાહિત્યમાં રહેલી સાંસ્કૃતિક સામગ્રીની જેમ એમાં પ્રસંગે પ્રસંગે નોંધાયેલી ઐતિહાસિક સામગ્રી પણ આપણું લક્ષ ખેંચે છે. જૈન આગમો ઉપરના પ્રાચીન નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, વૃત્તિ આદિ ગ્રંથોમાં ઐતિહાસિક સામગ્રી વિપુલ પ્રમાણમાં હોવા છતાં આપણા વિદ્વાનોમાંના મોટા ભાગના વિદ્વાનોએ ઐતિહાસિક પ્રશ્નોની છણાવટ કરતાં ઘણી વાર પ્રાચીન

पल्लीभंगेत्रुटितं पुस्तकमिदमग्रहीत् तदनु ।। અર્થાત્ "વિ. સં. ૧૨૦૭માં ગમે તે કારણે પાલીનગર ભાગ્યા પછી ખંડિત થયેલ પુસ્તકને અજમેરમાં લીધું-ખરીદ્યું" એમ જણાવ્યું છે તે ઉપરથી વિ. સં. ૧૨૦૭માં મારવાડનું પાલીનગર ભાગ્યું હતું—એ જણાય છે.

૪. જેસલમેરમાં વિ. સં. ૧૨૦૦માં લખાયેલી सांख्यसप्ततिका–गौडपादभाष्यની પ્રતિ છે, જે સિદ્ધપુરમાં લખાયેલી છે. તેમાં ત્યાંના मूलनारायणदेवीय મઠનો ઉલ્લેખ છે. આ પ્રમાણે હસ્તલિખિત ગ્રંથોના અંતમાં લખનાર-લખાવનારાઓની પુષ્પિકાઓમાં ઘણી જ સામગ્રી પ્રાપ્ત છે જેનું અધ્યયન પૃથક્કરણ અનેક રીતે ઉપયોગી છે.

અહીં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે જૈનાચાર્યોએ રચેલા અને લખાવેલા ગ્રંથોની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓમાં એમણે ઘણી ઘણી બાબતોના ઉલ્લેખ કરી ઐતિહાસિક સામગ્રીનો ખૂબ જ સંચય કર્યો છે. પ્રાચીન કાળથી જ જૈનાચાર્યોની આ એક દૃષ્ટિ હતી. એ જ કારણ છે કે સાંપ્રદાયિક દૃષ્ટિ રાખવા છતાં એમનાં લખાણોમાં અનેક રીતે ઉપયોગી બને તેવી સામગ્રીઓ અનાયાસે જ આવી છે. આપણા ગુજરાતના ઈતિહાસની સાધનસામગ્રીમાંથી પણ જો જૈન ગ્રંથો, પ્રબંધો, શિલાલેખો, રાસાઓ આદિ બહુમૂલ્ય સાધનોને બાદ કરવામાં આવે તો ગુજરાતના ઈતિહાસની કડીઓ સાંધવાનું કામ દુર્ઘટ જ નહિ, અશક્ય જ બની જાય.

ઈતિહાસની સામગ્રીમાં ગ્રંથસ્થ સાહિત્ય મોટી સામગ્રી પૂરી પાડે છે, તેમ છતાં ઉત્કીર્ણ લેખો અર્થાત્ શિલાલેખ, તામ્રપત્ર, સિક્કાઓ આદિમાંથી મળતી માહિતી પણ ઈતિહાસ માટે ઘણી ઉપયોગી છે. જે દ્વારા કેટલીક વાર ઉપલબ્ધ સાહિત્યિક વિગતોની તુલના અને ચકાસણી કરવાનો અવસર પણ મળે છે.

આ ઉપરાંત પાટણ, અમરેલી, કામરેજ, આકોટા, વડનગર આદિ સ્થાનોમાંથી અન્વેષણ અને ઉત્ખનન દ્વારા પ્રાપ્ત થતા ઈમારતો, શિલ્પકૃતિઓ, વાસણો, આયુધો, સિક્કાઓ આદિ પુરાતન અવશેષો દ્વારા ઐતિહાસિક કાળના સાંસ્કૃતિક ઈતિહાસને પરીક્ષક અને પૂરક એવી સામગ્રી મળી છે. ખાસ કરી લોથલ, રોઝડી, સોમનાથ આદિમાંથી પ્રાગૈતિહાસિક અને આદ્ય-ઐતિહાસિક કાળની સંસ્કૃતિ વિશે ઘણી ઉપયોગી માહિતી મળી રહેશે.

આજ સુધીમાં આપણા ગુજરાતના આંશિક ઈતિહાસ વિશે ફાર્બસ, પં. ભગવાનલાલ ઈંદ્રજી, દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી રસિકલાલ છો. પરીખ, પ્રો. કોમિસરિયેટ,

શ્રી રત્નમણિરાવ, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી આદિએ ઘણા જ મહત્ત્વના પ્રયત્ન કર્યા છે. ગુજરાત વિદ્યાસભાએ 'પુરાણોમાં ગુજરાત' (ભૌગોલિક ખંડ) અને 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' જેવા આકરગ્રંથ તૈયાર કરાવી આ દિશામાં કેટલીક કીમતી સામગ્રી પૂરી પાડી છે. વળી 'વસ્તુપાલ અને તેનું સાહિત્યમંડળ' જેવા કેટલાક મહાનિબંધો દ્વારા પણ કેટલીક અભ્યાસપૂર્ણ સામગ્રી તૈયાર થતી જાય છે. વડોદરાની સ્થળનામસંસદે પણ એક મહત્ત્વનું કાર્ય હાથ ધર્યું છે, તે પણ આપણા ઇતિહાસની પૂર્તિનું મહત્ત્વનું અંગ છે. આમ છતાં ઉપર ગણાવેલાં સાધનસામગ્રી તેમ જ પ્રસિદ્ધ અપ્રસિદ્ધ સાહિત્યિક કૃતિઓનો વિગતે અભ્યાસ કરીને એમાંથી ગુજરાતના સામાન્યતઃ રાજકીય અને વિશેષતઃ સાંસ્કૃતિક ઇતિહાસની માહિતી તારવવા પૂર્વક ગુજરાતનો સળંગ ઇતિહાસ તૈયાર થાય એ આજના ગુજરાત માટે જરૂરનું છે.

આપણી ભાષામાં મુદ્રા-સિક્કા, શિલ્પકળા, ચિત્રકળા, ભાષાઓ, કવિઓ આદિ વિશેનું સાહિત્ય લગભગ નહિ જેવું છે. ચિત્રકળાના વિષયમાં ભાઈશ્રી સારાભાઈ નવાબે આપણા ગુજરાતને મહત્ત્વના ગ્રન્થોનો સંગ્રહ પૂરો પાડયો છે એ આપણે વીસરી જતા નથી. ડૉ. મંજુલાલ મજમુદાર આદિએ પણ આ દિશામાં ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે. એમ છતાં આ ક્ષેત્રમાં હજુ પણ કામ કરવાનો ઘણો અવકાશ છે.

આપ સૌને લાગશે કે મારા ભાષણમાં આપણી ગુજરાતી તેમ જ બીજી અલભ્ય કૃતિઓ વિશે કેમ કંઈ નિર્દેશ નથી કર્યો. આપ સૌને આ વિશે જણાવવાનું કે સદ્ગત ભાઈશ્રી મોહનલાલ દલીચંદ દેસાઈના 'ગુર્જર કાવ્યસંચય'ના ભાગો પ્રસિદ્ધ થયા પછી એ જ દિશામાં આગળ સક્રિય પ્રયત્ન કરી બીકાનેર-નિવાસી શ્રીયુત અગરચંદ્રજી નાહટાએ શ્રીયુત દેસાઈના સંગ્રહમાં નહિ આવેલી નવીન કૃતિઓના સંગ્રહનો એક મોટો ભાગ તૈયાર કર્યો છે, અને જેને કોઈ પ્રસિદ્ધ કરનાર નહિ મળવાથી એ એમ ને એમ પડયો છે. આપણે આશા રાખીએ કે એ સંગ્રહ વહેલામાં વહેલો પ્રસિદ્ધ થાય. આ ભાગ ઉપરાંત પણ આપણા જ્ઞાન-કોશોમાં હજુ પણ અજ્ઞાત શૃંગારમંજરી રાસ, આભાણરત્નાકર આદિ જેવી ઢગલાબંધ કૃતિઓ છે, જેનો સંગ્રહ થવો આવશ્યક છે.

અંતમાં અપ્રાસંગિક છતાં, ગુજરાતી પ્રજા માટે જ નહિ, દરેક વિદ્વાન માટે ઉપયોગી અને મહત્ત્વની હોવાથી એક વાત રજૂ કરવી ઉચિત માનું છું કે આપણા આ શહેરમાં શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ અને એમના કુટુંબી

# પરિશિષ્ટ

[સંકેતો – પા. = પાટણના હેમજ્ઞાનભંડાર, લા. = લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ, પ્રા. = પ્રાકૃત, સં. = સંસ્કૃત, ગુ. = ગુજરાતી, શ્લો. = શ્લોકસંખ્યા, ગ્રં. = ગ્રંથાગ્ર કે શ્લોક સંખ્યા, મૂ. = મૂલ, બા.ક. બાલા૦ = બાલાવબોધ, ગા. = ગાથા]

| ભંડાર | ગ્રંથનામ | પત્ર | ભાષા | કર્તા | ગ્રંથપૂર | લિપિવર્ષ |
|---|---|---|---|---|---|---|
| ✓પા. | શીલોપદેશમાલાપ્રકરણ બાલાવબોધસહિત | ૧૮૨ | પ્રા. ગુ. | મૂ. જયકીર્તિ બાલા૦ મેરુસુંદર | શ્લો. ૫૮૮૦ | ૧૪૬૬ |
| ✓પા. | કાતંત્રવ્યાકરણકુંદવૃત્તિ સ્વોપજ્ઞબાલા૦ વૃત્તિ ટિપ્પનક કુંદવૃત્તિ ઢુંઢિકા | ૧૧ | સં. ગુ. | મેરુતુંગસૂરિ | ગ્રં. ૭૬૭ | ૧૪૬૯ |
| પા. | ઉપદેશમાલા પ્રકરણ+બાલા૦ | ૨–૭૭ | પ્રા. ગુ. | | | ૧૪૯૦ |
| ✓લા. | „[1] | ૧૦૨ | „ | બાલા૦ સોમસુંદરસૂરિતપા | મૂ. ગા. ૫૪૪ બાલા૦ ૫૦૦૦ | ૧૪૯૯ |
| પા. | યોગશાસ્ત્રઉક્તિ બંધ વ્યાખ્યા પ્રકાશ ૧ થી ૪ | ૨૯ | સં. ગુ. | | ગ્રં. ૨૧૦૦ | ૧૪૯૯ |
| ✓પા. | કાતંત્ર વ્યાકરણ સ્વોપજ્ઞ બાલા૦ વૃત્તિ ટિપ્પનક આખ્યાનવૃત્તિ ઢુંઢિકા | ૨૧ | સં. ગુ. | મેરુતુંગસૂરિ | ગ્રં. ૧૪૩૪ | અનુ. ૧૫મો |
| ✓પા. | કાતંત્ર વ્યાકરણ સ્વોપજ્ઞ ચતુષ્કવૃત્તિ બાલા૦ વૃત્તિ ટિપ્પનક ચતુષ્કવૃત્તિ ઢુંઢિકા | ૩૦ | સં. ગુ. | „ | ગ્રં. ૨૧૧૮ | „ |
| લા. | કલ્પસૂત્ર+બાલા૦ અ. | ૧૭૦ | ગુ. | | | „ |
| લા. | પાક્ષિક અતિચાર | ૭ | „ | | | „ |

---

રચનાવર્ષ : ૧. બાલા૦ ૧૪૮૫

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. ષડાવશ્યકસૂત્ર+બાલા૦ | ૬૨ | પ્રા. ગુ. | બાલા૦ હેમહંસગણિ | | ૧૫૦૧ |
| પા. ગૌતમપૃચ્છા પ્રકરણ+બાલા૦ | ૧૨ | ,, | | | ૧૫૦૩ |
| લા. ષડાવશ્યક બાલાવબોધ[2] | ૭૯ | ગુ. | હેમહંસગણિ તપા. | ગ્રં. ૩૨૫૦ | ૧૫૧૦ |
| પા. ષષ્ટિશતક પ્રકરણ+બાલા૦[3] | ૨૫ | પ્રા. ગુ. | મૂ. નેમિચંદ્ર ભંડારી<br>બાલા૦ સોમસુંદરસૂરિ | મૂ. ગા. ૧૬૧<br>શ્લોક ૯૯૮ | ૧૫૧૩ |
| પા. ષષ્ટિશતક પ્રકરણ+બાલા૦[4] | ૪૨ | ,, | ,, | ,, | ,, |
| પા. ઉપદેશમાલા પ્રકરણ+બાલા૦ | ૭૮ | ,, | સોમસુંદરસૂરિ | ગ્રં. ૫૦૦૦ | ૧૫૧૫ |
| પા. ષડાવશ્યક સૂત્ર+બાલા૦[5] | ૫૫ | ગુ. | હેમહંસગણિ | | ૧૫૧૬ |
| પા. સિદ્ધહેમ લઘુવૃત્તિ અવચૂરિ ષષ્ઠપાદપર્યંત | ૨૧ | સં. ગુ. | | | ૧૫૧૬ |
| પા. સિદ્ધહેમશબ્દાનુશાસન તૃતીયાધ્યાય તૃતીય પાદથી ચતુર્થાધ્યાય પર્યંત સૂત્રાર્થ | ૨૮ | ,, | | | ૧૫૨૦ |
| પા. સંગ્રહણી પ્રકરણ સસ્તબક | ૧૬ | પ્રા. ગુ. | મૂ. શ્રીચંદ્રસૂરિ | મૂ. ગા. ૨૭૯<br>સ્ત. ગ્રં. ૪૫૧ | ૧૫૨૧ |
| પા. શીલોપદેશમાલા પ્રક૦+બાલા૦ | ૨–૧૮ | ,, | મૂ. જયકીર્તિ | | ૧૫૨૧ |
| લા. ષષ્ટિશતપ્રકરણ+બાલા૦ | ૪૧ | ,, | મૂ. નેમિચંદ્ર ભંડારી | મૂ. ગા. ૧૬૧<br>બા. ગ્રં. ૧૦૯૬ | ૧૫૨૨ |
| પા. ષડાવશ્યક સૂત્ર ,, | ૧૨૬ | ,, | તરુણપ્રભસૂરિ | | ૧૫૨૨ |
| પા. પુષ્પમાલા પ્રકરણ ,, | ૧૫૬ | ,, | બાલા૦ મેરુસુંદરગણિ | ગ્રં. ૬૫૦૦ | ૧૫૨૩ |
| લા. ષષ્ટિશત+બાલા૦ | ૧૧ | ,, | બાલા૦ સંવેગદેવગણિ | મૂ. ગા. ૬૩ | ૧૫૨૯ |

રચનાવર્ષ: ૨. ૧૫૦૧ ૩. બાલા૦ ૧૪૯૬ ૪. બાલા૦ ૧૪૯૬ ગ. ૧૫૦૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| લા. ઋષભપંચાશિકા + બાલા૦ | ૧–૫ | ,, | મૂ. ધનપાલ | મૂ. ગા. ૫૦ | ૧૫૩૦ |
| લા. કલ્યાણમંદિરસ્તવ ,, | ૫–૧૨ | સં. ગુ. | | મૂ. કાવ્ય ૪૪ | ૧૫૩૦ |
| ✓લા. ઉપદેશમાલા પ્રકરણ ,, | ૧૦૨ છેલ્લું | પ્રા. ગુ. | બાલા૦ સોમસુંદરસૂરિ તપા. | મૂ. ગા. ૫૪૪ બા. ગ્રં. ૫૦૦૦ | ૧૫૩૦ |
| પા. જીવવિચારપ્રકરણ ,, | ૮ | ,, | મૂ. શાંતિસૂરિ | | ૧૫૩૩ |
| પા. કલ્યાણમંદિરસ્તોત્ર બાલાવબોધ | ૧૧ | ગુ. | | | ૧૫૩૩ |
| ✓પા. કર્પૂરપ્રકરણ + બાલા૦[1] | ૧૨૧ | પ્રા. ગુ. | મૂ. હરિસાધુ બા૦ ખરતર૦ મેરુસુંદરોપાધ્યાય | | ૧૫૩૪ |
| પા. દેવવંદનાદિભાષ્યત્રયમ્ બાલા૦ | ૨૦ | ,, | મૂ. દેવેન્દ્રસૂરિ | | ૧૫૩૬ |
| પા. કર્મગ્રંથપંચક બાલા૦ | ૩૨ | ગુ. | | | ૧૫૩૭ |
| ✓પા. પુષ્પમાલા પ્રકરણ + બાલા૦ | ૫૩ | પ્રા. ગુ. | બાલા૦ મેરુસુંદરગણિ | | ૧૫૩૮ |
| પા. ભયહરસ્તવ | ૩ | સં. ગુ. | મૂ. માનતુંગસૂરિ | | ૧૫૩૮ |
| પા. ઉપદેશ રત્નકોષ + બાલા૦ | ૩ | પ્રા. ગુ. | મૂ. જિનેશ્વરસૂરિ | | ૧૫૪૧ |
| પા. ઉપદેશમાલા પ્રકરણ ,, | ૧૦૨ | ,, | મૂ. ધર્મદાસગણિ | | ૧૫૪૬ |
| ✓પા. ,, ,, | ૧૧૦ | ,, | બાલા૦ સોમસુંદરસૂરિ | | ૧૫૪૬ |
| પા. ઉપદેશમાલા પ્રકરણ અંતર્ગત કથાસંગ્રહ | ૨૧ | ગુ. | | | ૧૫૪૭ |
| લા. શ્રાવક આવશ્યક સૂત્ર સસ્તબક | ૧૫ | પ્રા.સં.ગુ. | | ગ્રં. ૫૭૫ | ૧૫૪૮ |
| ✓પા. સંગ્રહણીપ્રકરણ બાલા૦[7] | ૨૫ | ગુ. | દયાસિંહ | ગ્રં. ૧૭૫૭ | ૧૫૪૮ |

[illegible]

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ✓પા. સંગ્રહણીપ્રકરણ + બાલા૦ | | ૫૨ | પ્રા. ગુ. | મૂ. શ્રીચંદ્રસૂરિ<br>બાલા૦ દયાસિંહ | ગ્રં. ૧૭૫૭ | ૧૫૫૧ |
| પા. ગૌતમપૃચ્છા પ્રકરણ „ | | ૧૬ | „ | | | ૧૫૫૨ |
| ✓પા. ભાવનાસંધિ „ | | ૧૪ | અપ.ગુ. | મૂ. જયદેવ<br>બા૦ ગુણનિધાનસૂરિ | મૂ. ગા. ૬૨ | ૧૫૫૩ |
| પા. ભક્તામરસ્તોત્ર „ | પંચપાઠ | ૧૪–૧૬ | સં. ગુ. | | | ૧૫૫૫ |
| ✓પા. સંગ્રહણીપ્રકરણ „ | | ૩૩ | પ્રા. ગુ. | મૂ. શ્રીચંદ્રસૂરિ<br>બાલા૦ દયાસિંહગણિ | ગ્રં. ૧૭૫૭ | ૧૫૫૭ |
| ✓લા. નવતત્ત્વ પ્રકરણ „ | | ૨૧ | „ | બાલા૦ હર્ષવર્ધનગણિ | મૂ. ગા. ૨૭ | ૧૫૫૮ |
| ✓પા. યોગશાસ્ત્ર પ્રકાશ ૧ થી ૪ „ | | ૨–૧૧૨ | સં. ગુ. | મૂ. હેમચંદ્રાચાર્ય<br>બાલા૦ સોમસુંદરસૂરિ | | ૧૫૬૨ |
| પા. શત્રુંજયકલ્પ સસ્તબક | | ૨ | પ્રા. ગુ. | મૂ. ધર્મઘોષસૂરિ | મૂ. ગા. ૪૦ | ૧૫૬૩ |
| ✓લા. નવતત્ત્વ પ્રકરણ બાલા૦ | | ૧૭ | ગુ. | સોમસુંદરસૂરિ તપા. | | ૧૫૬૩ |
| ✓લા. ષષ્ટિશતકપ્રકરણ + બાલા૦ | | ૪૫ | પ્રા. ગુ. | બાલા૦ સોમસુંદરસૂરિ તપા. | | ૧૫૬૫ |
| લા. „ | સસ્તબક | ૧૧ | „ | | ગા. ૧૬૧ | ૧૫૬૬ |
| ✓લા. શીલોપદેશમાલાપ્રકરણ + બાલા૦ | | ૨–૧૨૬ | „ | બાલા૦ મેરુસુંદર ખરતર૦ | | ૧૫૬૮ |
| લા. ગૌતમપૃચ્છાપ્રકરણ + બાલા૦ | | ૬ | પ્રા. ગુ. | | મૂ. ગા. ૬૪ | ૧૫૬૯ |
| ✓પા. અંબડ કથા | | ૬૭ | ગુ. | જયમેરુ | | ૧૫૭૧ |

રચનાવર્ષ: ૮. બાલા૦ ૧૪૯૬

પા. એકવિંશતિસ્થાન પ્રકરણ + બાલા૦ પંચપાઠ
પા. ષડાવશ્યકસૂત્ર ,,
લા. વુદ્ધં નત્વા શિવં ,,
લા. આચારાંગ સૂત્ર પ્ર. શ્રુ. વાર્તિકસહ
લા. સંગ્રહણીપ્રકરણ + બાલા૦

લા. શ્રાવક આવશ્યક સૂત્ર સસ્તબક
પા. કાલિકાચાર્ય કથાનક બાલાવબોધ
પા. મિથ્યાત્વકુલક સસ્તબક
પા. નવતત્ત્વપ્રકરણ + બાલા૦
લા. કર્મવિપાક નામક પ્રથમ કર્મગ્રંથ શબ્દાર્થસહ
પા. સિદ્ધાંતવિચારસંગ્રહ
લા. શીલરૂપક માલિકા + બાલા૦

પા. શ્રાવક ષડાવશ્યક સૂત્ર ,,
પા. જંબૂદ્વીપ ક્ષેત્રસમાસ પ્રક૦ ,,
પા. સમ્યકત્વ સ્તોત્ર ,,
પા. કર્મગ્રંથ પંચક ,,

રચનાવર્ષ : ૯. બાલા૦ ૧૪૯૭

૫ પ્રા.ગુ.મૂ. સિદ્ધસેનસૂરિ ગા. ૬૪ ૧૫૭૨
૮૫ ,, બાલા૦ હેમહંસગણિ ૧૫૭૫
૫ સં. ગુ. મૂ. શ્રીધરાચાર્ય ૧૫૭૬
૧૧૫ પ્રા. ગુ. પાર્શ્વચંદ્ર ઉપાધ્યાય બા. ગ્રં. ૨૦૫૭ ૧૫૭૭
૩૫–૧૦૦ ,, મૂ. શ્રીચંદ્રસૂરિ ૧૫૭૭
બા૦ દયાસિંહગણિ

૧૫ પ્રા.સં.ગુ. ૧૫૭૯
૧૧ ગુ. ૧૫૭૯
૨ પ્રા. ગુ. મૂ. ગા. ૨૬ ૧૫૮૧
૨૬ ,, સોમસુંદરસૂરિ ૧૫૮૧
૭ ,, મૂ. ગર્ગર્ષિ મૂ. ગા. ૧૬૮ ૧૫૮૧
૬૮ ,, સહજકુશલ ૧૫૮૨
૨–૧૫ ગુ. મૂ. પુણ્યનંદી ખરતર૦ ૧૫૮૨
બાલા૦ રત્નરંગોપાધ્યાય

૩–૫૯ પ્રા. ગુ. ૧૫૮૩
૧૧–૧૭ ,, બાલા૦ મતિશેખર વાચનાચાર્ય ૧૫૮૩
૬ ,, ૧૫૮૪
૪૯ ,, મૂ. દેવેન્દ્રસૂરિ ગ્રં. ૧૮૦૦ ૧૫૮૫

૪૬

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. કલ્પસૂત્રાન્તર્ગત અધિકાર બાલાવબોધ | ૧૯ | ગુ. | | | ૧૫૮૫ |
| પા. ઉપદેશ રત્નકોષ પ્રકરણ સસ્તબક | ૩ | પ્રા. ગુ. | મૂ. જિનેશ્વરસૂરિ | મૂ. ગા. ૨૬ | ૧૫૮૫ |
| પા. ” ” | ૨ | ” | ” | ” | ૧૫૮૮ |
| પા. ઉપદેશમાલા ગત કથાસંગ્રહ ગદ્ય | ૧૭ | ગુ. | | ગ્રં. ૧૨૦૦ | ૧૫૯૦ |
| પા. શતશ્લોકી + બાલા૦ —વૈદ્યક | ૧૮ | સં. ગુ. | મૂ. વોપદેવ | | ૧૫૯૨ |
| પા. સમ્યકત્વ સપ્તતિ પ્રકરણ સસ્તબક | ૭ | પ્રા. ગુ. | | મૂ. ગ્રં. ૭૦ | ૧૫૯૫ |
| લા. શ્રાવક પડાવશ્યક સૂત્ર ” | ૧૯ | પ્રા.સં.ગુ. | | ગ્રં. ૬૫૬ | ૧૫૯૬ |
| પા. ઇંદ્રિયપરાજ્ય શતક ” | ૯ | પ્રા. ગુ. | | મૂ. ગા. ૧૦૦ | ૧૫૯૭ |
| પા. ગૌતમપૃચ્છા સાર્થ | ૭ | ” | | મૂ. ગા. ૬૪ | ૧૫૯૮ |
| પા. વૈદ્યકશાસ્ત્ર + ટિપ્પણી શ્રૂ૦ અ૦ | ૪–૫૮ | સં. ગુ. | | | અનુ.૧૬મો |
| ✓ પા. કાતંત્ર વ્યાકરણ બાલા૦ ચતુષ્કવૃત્તિ ટિપ્પનક | ૨૭ | ” | મેરુતુંગાચાર્ય | | ” |
| ✓ પા. કર્પૂર પ્રકરણ + બાલા૦૧૦ | ૧૧૦ | પ્રા. ગુ. | મૂ. હરિસાધુ<br>બાલા૦ ખરતર૦ મેરુસુંદરોપાધ્યાય | | ” |
| પા. ભુવનદીપક ઢુંઢિકાસહ | ૩–૯ | સં. ગુ. | મૂ. પદ્મપ્રભસૂરિ | | ” |
| ✓ પા. ગણિતસાર + બાલા૦ | ૨૯–૩૪ | ” | શ્રીધરાચાર્ય | | ” |
| પા. ભુવનભાનુ કેવલિચરિત્ર બાલાવબોધ | ૧૬૩ | ગુ. | ધર્મઘોગપચ્છીય હરિકલશ સાધુ | | ” |
| ✓ આ. યોગશાસ્ત્ર + બાલા૦ ૫ થી ૮ પ્રકાશ | ૪૯ | સં. ગુ. | મૂ. હેમચંદ્રાચાર્ય<br>બા૦ સોમસુંદરસૂરિ | | ” |
| ✓ લા. ” ” અ. | ૫૦ | ” | ” | | ” |

---

રચનાવર્ષ: ૧૦. ૧૫૩૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| ✓પા. યોગશાસ્ત્ર + બાલા૦ પ્રથમ-દ્વિતીય પ્રકાશ | ૧૨ | સં. ગુ. | મૂ. હેમચંદ્રાચાર્ય<br>બા૦ સોમસુંદરસૂરિ | | અનુ૦<br>૧૬મો |
| પા. સિદ્ધહેમ શબ્દાનુશાસન દ્વિતીયાધ્યાય પ્રથમ પાદપર્યંત-સૂત્રાર્થ | ૯ | ગુ. | | | ” |
| પા. ” લઘુવૃત્તિ દ્વિતીયાધ્યાય દ્વિતીય પાદપર્યંત સાર્થ | ૨૧ | સં. ગુ. | | | ” |
| પા. સિદ્ધહેમ તૃ. અધ્યાય તૃ. પાદથી ચતુર્થાધ્યાય પર્યંત અવચૂરિ૦ આખ્યાતવૃત્ત્યવચૂરિ | ૮૯ | સં. ગુ. | | | ” |
| પા. સિદ્ધ૦ શબ્દાનુશાસન ચતુર્થાધ્યાયપર્યંત + બાલા૦ | ૨૨ | ” | | | ” |
| ✓લા. નવતત્ત્વવિચાર | ૫૧ | ગુ. | મેરુતુંગશિષ્ય | ગ્રં. ૩૦૦૦ | ” |
| ✓લા. શત્રુંજયમંડન ઋષભદેવ સ્તવન + બાલા૦ | ૨૩–૪૩ | ” | મૂ. વિજયતિલકસૂરિ<br>બાલા૦ મેરુસુંદરગણિ | | ” |
| ✓લા. ષષ્ટિશતપ્રકરણ ” | ૨૯ | પ્રા. ગુ. | બાલા૦ સોમસુંદરસૂરિ | મૂ. ગા. ૧૬૧ | ” |
| લા. ષડાવશ્યકસૂત્રગત કથાસંગ્રહ | ૧૯ | ગુ. | | | ” |
| ✓લા. જયતિહુયણસ્તવન + બાલા૦ | ૧૧ | અપ. ગુ. | મૂ. અભયદેવસૂરિ | મૂ. કડી ૩૦ | ” |
| લા. શ્રાવક અતિચાર | ૩ | ગુ. | | | ” |
| લા. ષડાવશ્યકસૂત્ર બાલાવબોધ અ. | ૧૫૭ | ” | | | ” |
| લા. લઘુક્ષેત્રસમાસ પ્રકરણ + બાલા૦ અ. | ૯૦ | પ્રા. ગુ. | મૂ. રત્નશેખરસૂરિ | | ” |
| લા. નવતત્ત્વપ્રકરણ ” | ૧–૨૩ | ” | | મૂ. ગા. ૨૯ | ” |
| લા. કર્મગ્રંથ – ચોથાકર્મ.ની ૮૧મી ગાથા સુધી + બાલા૦ | ૭૬ | ” | | | ” |
| લા. સંગ્રહણીપ્રકરણ બાલા૦ | ૧૪ | ગુ. | | | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| લા. સંગ્રહણીપ્રકરણ + બાલા૦ કિંચિદપૂર્ણ | ૫૩ | પ્રા. ગુ. | મૂ. શ્રીચંદ્રસૂરિ | | અનુ૦ ૧૬મો |
| પા. ઉત્તરાધ્યયનસૂત્ર ,, | ૯૬ | ,, | | મૂ. ગ્રં. ૨૧૫૦ | ૧૬૦૦ |
| લા. વિપાકસૂત્ર ટિપ્પણસહ | ૫૬ | ગુ. | | | ,, |
| પા. નવતત્ત્વપ્રકરણ બાલાવબોધ | ૩૦ | ,, | | - | ૧૬૦૧ |
| પા. કલ્પસૂત્ર + બાલા૦ | ૧૫૬ | પ્રા. ગુ. | | | ૧૬૦૧ |
| પા. આવશ્યકસૂત્ર પ્રથમ પીઠિકા + બાલા૦ | ૪૦ | પ્રા. ગુ. | બા૦ રત્નશેખરસૂરિ શિષ્ય | | ૧૬૦૧ |
| પા. ઉત્તરાધ્યયનસૂત્ર ટબાર્થસહિત | ૩૨–૧૬૪ | ,, | | | ૧૬૦૨ |
| પા. ચતુઃશરણ પ્રકીર્ણક + બાલા૦ | ૧૧ | ,, | | મૂ. ગા. ૬૩ | ૧૬૦૩ |
| પા. સંસ્તારક પ્રકીર્ણક[11] ,, | ૩૨ | ,, | બાલા૦ સમરચંદ્ર | | ૧૬૦૪ |
| પા. ગૌતમપૃચ્છા પ્રકરણ ,, | ૬૧ | ,, | બાલા૦ વિશાલરાજ શિષ્ય | | ૧૬૦૪ |
| પા. લઘુક્ષેત્ર સમાસ પ્રકરણ ,, | ૩૯ | ,, | બાલા૦ દયાસિંહગણિ | | ૧૬૦૪ |
| લા. ચતુઃશરણ પ્રકરણ ,, | ૧૫ | ,, | | ગ્રં. ૩૫૦ | ૧૬૦૪ |
| પા. સૂત્રકૃતાંગસૂત્ર પ્રથમશ્રુતસ્કંધ ,, પંચપાઠ | ૬૦ | ,, | બાલા૦ પાર્શ્વચંદ્ર | મૂ. ગ્રં. ૨૨૦૦ | ૧૬૦૫ |
| પા. દશવૈકાલિકસૂત્ર ,, | ૯૮ | ,, | | ગ્રં. ૩૨૦૦ | ૧૬૦૭ |
| પા. મનુષ્યભવોપરિ દશ દૃષ્ટાન્ત કથાઓ | ૩૦ | ગુ. | | | ૧૬૦૭ |
| પા. વિચાર સપ્તતિકા પ્રકરણ અવચૂરિ બાલા૦ સહ | ૧૨ | પ્રા.સં.ગુ. | | ગ્રં. ૪૭૧ | ૧૬૦૭ |
| પા. ષષ્ટિશતકપ્રકરણ + બાલા૦[12] | ૪૬ | પ્રા.ગુ. | બાલા૦ સોમસુંદરસૂરિ | | ૧૬૦૭ |
| પા. યતિપ્રતિક્રમણસૂત્ર[13] ,, | ૨–૧૫ | ,, | બાલા૦ લક્ષ્મીરત્નસૂરિ | | ૧૬૦૭ |

---

[illegible]વર્ષ: ૧૧. ૧૬૦૩ ૧૨. બાલા૦ ૧૪૯૬ ૧૩. બાલા૦ ૧૬૦૬

| | | | | |
|---|---|---|---|---|
| | ૨ | પ્રા. ગુ. મૂ. ગજસાર | | ૧૬૦૮ |
| પા. વિચારષટ્ત્રિંશિકા સાવચૂરિ | ૪ | ” | મૂ. ગા. ૪૭ | ૧૬૦૮ |
| પા. નવતત્ત્વપ્રકરણ સસ્તબક | ૭૭ | ” હેમહંસગણિ | | ૧૬૦૮ |
| પા. શ્રાવકષડાવશ્યકસૂત્ર + બાલા૦ | ૧૫ | ” બાલા૦ પાર્શ્વચંદ્રીયસમર-ચંદ્રસૂરિ | | ૧૬૦૮ |
| પા. આતુર પ્રત્યાખ્યાન + બાલા૦ વાર્તિક૧૪ | | | | |
| પા. ભુવનભાનુ કેવલીચરિત્ર બાલાવબોધ | ૧૧૩ | ગુ. ધર્મઘોષગચ્છીય હરિકલશસાધુ | | ૧૬૦૯ |
| પા. જ્ઞાતાધર્મકથાંગસૂત્રગતકથા સંક્ષેપ | ૨૫ | ” | | ૧૬૦૯ |
| પા. કલ્યાણ મંદિરસ્તોત્ર સસ્તબક | ૫ | સં. ગુ. મૂ. સિદ્ધસેનાચાર્ય | | ૧૬૦૯ |
| લા. સંગ્રહણીપ્રકરણ + બાલા૦ | ૩૬ | પ્રા. ગુ. મૂ. શ્રીચંદ્રસૂરિ બા૦ દયાસિંહગણિ | ગ્રં. ૫૪૧ | ૧૬૧૦ |
| | ૧૦ | ” | | ૧૬૧૧ |
| પા. આઉર પચ્ચરકખાણ ” પંચપાઠ | ૧૭ | ” બાલા૦ મેરુસુંદર | | ૧૬૧૨ |
| પા. પંચનિર્ગ્રન્થી પ્રકરણ ” | ૯ | ગુ. મૂ. વિજયતિલક | | ૧૬૧૪ |
| પા. જીવવિચાર ગર્ભિત શત્રુંજય મંડન ઋષભજિનસ્તોત્ર બાલા૦ સહ | | | | |
| પા. પુષ્પમાલા પ્રકરણ + બાલા૦ પંચપાઠ | ૧૬૬ | પ્રા. ગુ. મૂ. મલધારી હેમચંદ્રાચાર્ય બા૦ ખરતર મેરુસુંદરોપાધ્યાય | | ૧૬૧૪ |
| લા. ષડાવશ્યક ” | ૩૫ | ” | | ” |
| પા. ગૌતમપૃચ્છા સસ્તબક | ૧૨ | ” | | ૧૬૧૫ |

---

રચનાવર્ષ : ૧૪. બાલા૦ ૧૬૦૮

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. સંગ્રહણી પ્રકરણ[૧૫] + | બાલા૦ | | ૩૮ | પ્રા. ગુ. | બા૦ દયાસિંહગણિ | ગ્રં. ૧૭૫૫ | ૧૬૧૫ |
| પા. નવકાર | ,, | | ૨ | ,, | | | ૧૬૧૬ |
| પા. રૂપકમાલા | ,, | | ૮ | ગુ. મૂ. | પુણ્યનંદી મહોપાધ્યાય<br>બા૦ રત્નરંગોપાધ્યાય | | ,, |
| પા. શીલોપદેશમાલા પ્રકરણ | ,, | | ૧૫૮ | પ્રા. ગુ. | બા૦ મેરુસુંદરોપાધ્યાય<br>મૂલ. જયકીર્તિ | | ,, |
| પા. ,, | ,, | | ૧૯૮ | ,, | ,, | | ,, |
| પા. વિવેકવિલાસ | ,, | | ૬૦ | સં. ગુ. | મૂ. જિનદત્તસૂરિ | ગ્રં. ૪૦૯૫ | ૧૬૧૭ |
| પા. નંદીસૂત્ર | ,, | પંચપાઠ | ૪૩ | પ્રા. ગુ. | | ઉભયગ્રં. ૨૬૨૫ | ,, |
| લા. શીલોપદેશમાલા પ્રકરણ | ,, | | ૧૫૫–૧૬૩ | ,, | | | ,, |
| પા. જીવવિચાર પ્રકરણ | ,, | | ૬ | ,, | મૂ. શાંતિસૂરિ | | ૧૬૧૮ |
| પા. ઉપદેશમાલા પ્રકરણ સસ્તબક | | | ૨–૪૧ | ,, | મૂ. ધર્મદાસગણિ | | ૧૬૧૯ |
| પા. લઘુક્ષેત્રસમાસપ્રકરણ સસ્તબક યંત્રચિત્રસહ | | | ૩૦ | પ્રા. ગુ. | મૂ. રત્નશેખરસૂરિ | ગા. ૨૬૪ | ૧૬૧૯ |
| પા. ષષ્ટિશતક સસ્તબક | | | ૧૪ | ,, | | | ૧૬૨૦ |
| પા. ઉત્તરાધ્યયનસૂત્ર | ,, | | ૧૩૮ | ,, | | | ,, |
| પા. આવશ્યક સૂત્ર નિર્યુકિત + બાલા૦ | | | ૨૧૫ | ,, | રત્નશેખરસૂરિ શિષ્ય | ગ્રં. ૧૫૪૫૦ | ,, |
| લા. ભક્તપરિજ્ઞા પ્રકીર્ણક સસ્તબક | | | ૭–૨૧ | ,, | મૂ. વીરભદ્રગણિ | ગા. ૧૭૧ | ,, |
| લા. આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણક | ,, | | ૭ | ,, | | | ,, |

---

રચનાવર્ષ: ૧૫. બા. ૧૪૯૭

| | | | |
|---|---|---|---|
| પા. શીલોપદેશમાલા પ્રકરણ સટીક | ૨૦૫ પ્રા. ગુ. | | ૧૬૨૧ |
| પા. ચતુ:શરણ બાલાવબોધ રૂપ. વૃત્તિસહ | ૭ " | ગ્રં. ૩૫૦ | ૧૬૨૪ |
| લા. ત્રેસઠશલાકા પુરુષ બોલ | ૧૯ ગુ. | | ૧૬૨૫ |
| લા. ઉત્તરાધ્યયન સૂત્રાવચૂરિ + બાલા૦ | ૮૨–૨૧૪ પ્રા.સં.ગુ. | | ૧૬૨૬ |
| લા. સન્નિપાતકુલિકા સાર્થ | ૧૦ સં. ગુ. | | " |
| પા. કલ્પસૂત્ર સસ્તબક | ૬૨ પ્રા. ગુ. | ગ્રં. ૩૨૦૦ | ૧૬૨૭ |
| પા. જંબૂદ્વીપક્ષેત્રસમાસપ્રકરણ સસ્તબક | ૮ " | મૂલગા. ૧૨૭ | ૧૬૩૧ |
| લા. જીવવિચારપ્રકરણ + બાલા૦ | ૬ " | મૂલગા. ૫૧ | ૧૬૩૨ |
| પા. સમ્યકત્વ સ્તવ પ્રકરણ સસ્તબક | ૩ " | | ૧૬૩૪ |
| પા. તંદુલવૈચારિક + બાલા૦ | ૨૪ " બાલા૦ પાર્શ્વ-ચંદ્રસૂરિ | | ૧૬૩૫ |
| પા. નવતત્ત્વપ્રકરણ બાલાવબોધ | ૪૪ ગુ. | ગ્રં. ૩૦૦૦ | ૧૬૩૭ |
| પા. એકવિંશતિસ્થાન પ્રકરણ + બાલા૦ | ૬ પ્રા. ગુ. મૂ. સિદ્ધસેનસૂરિ | ગા. ૬૮ | ૧૬૩૮ |
| પા. " " | ૫ " " | ગા. ૬૬ | " |
| પા. ચતુ:શરણ પ્રકીર્ણક + બાલા૦ પંચપાઠ | ૬ પ્રા. ગુ. | | ૧૬૩૯ |
| લા. દશવૈકાલિકસૂત્ર " | ૮૮ " | મૂલ. ગ્રં. ૭૦૦ | " |
| લા. ભુવનદીપક ઢુંઢિકાસહ | ૧૦ સં. ગુ. મૂ. પદ્મપ્રભસૂરિ | | ૧૬૪૦ |
| પા. કલ્પસૂત્ર સસ્તબક | ૯૧ પ્રા. ગુ. | | ૧૬૪૨ |
| લા. જંબૂદ્વીપ ક્ષેત્રસમાસપ્રકરણ + બાલા૦ | ૧૪ " | ગ્રં. ૬૫૦ | " |
| પા. દશવૈકાલિક સૂત્ર સસ્તબક | ૫૨ " | | ૧૬૪૪ |
| પા. સમ્યકત્વ કુલક સસ્તબક સાવચૂરિ ત્રિપાઠ | ૩ પ્રા.સં.ગુ. | | " |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. | કલ્પસૂત્ર સસ્તબક | ૧૦૫ | પ્રા. ગુ. | સ્ત. સોમવિમલસૂરિ | ઉભયગ્રં. ૫૭૧૫ | ૧૬૪૪ |
| પા. | ઉત્તરાધ્યયનસૂત્ર[૧૬] સસ્તબક | ૧૮૩ | ,, | સ્ત. નગર્ષિગણિ | સ્ત.ગ્રં. ૪૧૨૫ | ૧૬૪૫ |
| પા. | ઉપદેશમાલા પ્રકરણ + બાલા૦ | ૧૮૫ | ,, | બાલા૦ સોમસુંદરગણિ | ગ્રં. ૫૦૦૦ | ૧૬૪૬ |
| લા. | આવશ્યક સૂત્ર ,, પંચપાઠ | ૧૮ | ,, | | | ,, |
| પા. | શીલોપદેશમાલા પ્રકરણ ,, | ૧૬૮ | ,, | મૂ. જયકીર્તિસૂરિ<br>બા૦ મેરુસુંદરોપાધ્યાય | ગા. ૫૪૪<br>શ્લોક. ૭૦૯૦ | ૧૬૪૯ |
| લા. | પિંડવિશુદ્ધિપ્રકરણ ,, ત્રિપાઠ | ૩૭ | ,, | બા૦ સંવેગરંગગણિ | | ,, |
| લા. | સારસ્વત વ્યાકરણ આખ્યાતવૃત્તિ ઢુંઢિકા | ૨૮ | સં. ગુ. | | | ૧૬૫૧ |
| પા. | કલ્પાંતર્વાચ્ય ગુર્જરભાષાપ્રધાન | ૫૮ | ,, | | ગ્રં. ૧૫૦૧ | ૧૬૫૨ |
| પા. | દાનશીલતપભાવનાકુલક ચતુષ્ટય સસ્તબક | ૮ | પ્રા. ગુ. | મૂ. દેવેન્દ્રસૂરિ | મૂ. ગા. ૮૧<br>ઉભયગ્રં. ૩૦૦ | ૧૬૫૩ |
| પા. | નવતત્ત્વ પ્રકરણ + બાલા૦ | ૨–૧૦ | ,, | | ઉભયગ્રં. ૬૨૫ | ,, |
| પા. | આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણક સસ્તબક | ૮ | ,, | મૂ. વીરભદ્રગણિ | ગા. ૮૮ | ૧૬૫૫ |
| લા. | પિંડવિશુદ્ધિપ્રકરણ + બાલા૦ | ૨૬ | ,, | બા૦ સોમસુંદરસૂરિશિષ્ય | મૂલગા. ૧૦૩ | ,, |
| પા. | એકવિંશતિસ્થાન પ્રકરણ સસ્તબક | ૮ | ,, | મૂ. સિદ્ધસેનસૂરિ | | ૧૬૫૬ |
| પા. | ષડાવશ્યકસૂત્ર વૃત્તિ સંસ્કૃત ગુર્જર બાલા૦ રૂપ | ૧૭૦ | પ્રા. સં. ગુ. | વૃત્તિ રાજવલ્લભ<br>અથવા જગવલ્લભ | | ,, |
| લા. | નવતત્ત્વપ્રકરણ + બાલા૦ ત્રિપાઠ | ૬ | પ્રા. ગુ. | | | ,, |
| લા. | અનેકવિચાર બાલાવબોધ | ૨૨ | ગુ. | | | ,, |

રચનાવર્ષ ૧૬. સ્ત. ૧૬૧૫

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. | પર્યંતારાધનાપ્રકરણ સસ્તબક | ૬ | પ્રા. ગુ. | મૂ. સોમસૂરિ | | ૧૬૫૭ |
| પા. | સપ્તતિશત સ્થાનક પ્રક૦ સસ્તબક[૧૭] | ૪૬ | ,, | મૂ. સોમતિલકસૂરિ | મૂલ ગા. ૩૬૪ | ૧૬૬૦ |
| પા. | દશવૈકાલિક સૂત્ર + બાલા૦ | ૫૬ | ,, | | ઉભયગ્રં. ૨૫૦૦ | ,, |
| લા. | વિચાર સંગ્રહ બાલાવબોધરૂપ | ૨૩ | ગુ. | | ગ્રં. ૮૦૦ | ,, |
| પા. | સંગ્રહણી પ્રકરણ સસ્તબક | ૨૨ | પ્રા. ગુ. | મૂ. શ્રીચંદ્રસૂરિ | મૂ. ગા. ૩૫૯ | ૧૬૬૧ |
| પા. | કલ્પસૂત્ર ,, | ૧૦૮ | ,, | | | ,, |
| પા. | કલ્પાન્તર્વાચ્ય ગુર્જરભાષાપ્રધાન | ૫૫ | સં. ગુ. | | ગ્રં. ૧૫૦૧ | ,, |
| લા. | પાક્ષિકસૂત્ર સસ્તબક | ૨૫ | પ્રા. ગુ. | | મૂલગ્રં. ૩૦૦<br>ઉભયગ્રં. ૧૦૦૦ | ૧૬૬૨ |
| લા. | સકલાર્હત્ સ્તોત્ર સસ્તબક | ૬ | સં. ગુ. | મૂ. હેમચંદ્રાચાર્ય | | ૧૬૬૩ |
| પા. | કલ્પસૂત્ર સસ્તબક | ૧૦૩ | પ્રા. ગુ. | | મૂલ. ૧૨૧૬ | ૧૬૬૪ |
| પા. | ઉત્તરાધ્યયન સૂત્ર સાવચૂરિક બાલાવબોધાર્થ અને કથાઓ સહિત | ૨૫૯ | પ્રા. સં. ગુ. | | ગ્રં. ૧૧૧૨૫ | ,, |
| લા. | ષડાવશ્યક સૂત્ર + બાલા૦ | ૯૩ | ,, | બાલા૦ હેમહંસગણિ | | ૧૬૬૫ |
| લા. | વિચાર સારોદ્ધાર બાલાવબોધ | ૨૯ | ગુ. | | | ,, |
| પ્રા. | વિચાર સંગ્રહ બાલાવબોધ વાર્તારૂપે | ૨૪ | ,, | સોમસુંદરસૂરિ | ગ્રં. ૮૦૦ | ૧૬૬૭ |
| પા. | ઉપદેશમાલા પ્રકરણ + બાલા૦ | ૧૧૯ | પ્રા. ગુ. | | ગ્રં. ૫૦૦૦ | ૧૬૬૮ |
| લા. | જંબૂઅજ્ઝયણ — જંબૂસ્વામી ચરિત સસ્તબક ગદ્ય | ૬૦ | ,, | પદ્મસુંદરગણિ | | ,, |
| પા. | ચતુ:શરણ પ્રકીર્ણક સસ્તબક | ૭ | ,, | | | ,, |

---

રચનાવર્ષ ૧૭. મૂલ ૧૩૮૭

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. | પિંડવિશુદ્ધિપ્રકરણ + બાલા૦ | ૩૧ | પ્રા. ગુ. | મૂ. જિનવલ્લભગણિ | મૂલ ગા. ૧૦૩ | ૧૬૬૮ |
| પા. | દાનાદિકુલક ચતુષ્ક સસ્તબક | ૬ | ,, | મૂ. દેવેંદ્રસૂરિ | | ૧૬૬૯ |
| લા. | પટ્પંચાશિકા + બાલા૦ | ૧૬ | સં. ગુ. | મૂ. ઉત્પલ ભટ્ટ | | ,, |
| પા. | પડાવશ્યક સૂત્ર + બાલા૦ | ૭૭ | પ્રા. ગુ. | | | ૧૬૭૦ |
| પા. | કાલસપ્તતિકા પ્રકરણ સસ્તબક | ૧૨ | ,, | મૂ. ધર્મઘોપસૂરિ | | ,, |
| પા. | વિચારગાથા હુંડી + બાલા૦ | ૫૯ | ,, | | ગ્રં. ૫૦૦ | ,, |
| લા. | સંગ્રહણી પ્રકરણ ,, | ૭૫ | ,, | | | ,, |
| પા. | પર્યંતારાધના પ્રકરણ + બાલા૦ | ૭ | ,, | મૂ. સોમસૂરિ | | ૧૬૭૧ |
| પા. | પિંડવિશુદ્ધિ પ્રકરણ સસ્તબક | ૧૧ | ,, | મૂ. જિનવલ્લભગણિ | મૂ. ગા. ૧૦૩ | ,, |
| લા. | દાનશીલતપભાવનાકુલક સસ્તબક | ૮ | ,, | | | ,, |
| પા. | પિંડવિશુદ્ધિપ્રકરણ સસ્તબક | ૧૦ | ,, | મૂ. જિનવલ્લભગણિ | | ૧૬૭૨ |
| પા. | દશવૈકાલિક સૂત્ર ,, | ૪૫ | ,, | | મૂલ. ગ્રં. ૭૦૦ | ,, |
| પા. | ઉપદેશરત્નમાલા + બાલા૦ | ૪ | ,, | મૂ. જિનેશ્વરસૂરિ | ગાથા ૨૮ | ,, |
| પા. | યોગશાસ્ત્રપ્રકાશ ૧ થી ૪ ,, | ૧૪૩ | સં. ગુ. | બાલા૦ સોમસુંદરસૂરિ | | ,, |
| લા. | વિવેકવિલાસ ,, | ૭૫ | ,, | મૂલ. જિનદત્તસૂરિ | ગ્રં. ૩૫૪૦ | ,, |
| લા. | આચારાંગસૂત્ર પ્ર.શ્રુત. + બાલા૦ પંચપાઠ | ૮૪ | પ્રા. ગુ. | બા૦ પાર્શ્વચંદ્રસૂરિ | | ,, |
| પા. | ચતુઃશરણ પ્રકીર્ણક સસ્તબક | ૯ | પ્રા. ગુ. | મૂ. વીરભદ્રગણિ | ગાથા ૬૩ | ૧૬૭૩ |
| લા. | ક્ષેત્રસમાસ પ્રકરણ સાર્થ | ૧૫ | ,, | અર્થલિખક—કોકામુનિ | મૂલ ગા. ૧૮૯ | |
| | | | | | મૂલલે. | ૧૬૬૩ |
| | | | | | અર્થલે. | ૧૬૭૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. | કલ્પસૂત્ર સસ્તબક પંચપાઠ | ૧૨૧ | પ્રા. ગુ. | સ્ત. તપા. સોમવિમલ ગ્રં. ૫૫૦૦ | ૧૬૭૪ |
| લા. | નવકાર બાલાવબોધ | ૬ | ગૂ. | | " |
| પા. | પિંડવિશુદ્ધિપ્રકરણું સસ્તબક | ૧૧ | પ્રા. ગુ. | | ૧૬૭૬ |
| પા. | સિંદૂરપ્રકર " | ૨૧ | સં. ગુ. | ઉભયગ્રં. ૭૦૦ | " |
| પા. | નવકાર બાલાવબોધ | ૫ | ગુ. | | ૧૬૭૭ |
| પા. | દેવવંદનાદિ ભાષ્યત્રય " | ૨૦ | પ્રા. ગુ. | મૂ. દેવેંદ્રસૂરિ | ૧૬૭૮ |
| લા. | કર્મગ્રંથપંચક બાલા૦ સહ ત્રિપાઠ | ૪૭ | " | " | " |
| | | | | સ્ત. શાંતિવિમલગણિ તપા. | |
| લા. | શ્રાવક પડાવશ્યક સૂત્ર સસ્તબક | ૧૯ | પ્રા. સં. ગુ. | | ૧૬૭૯ |
| પા. | ચતુઃશરણ પ્રકીર્ણક " | ૯ | પ્રા. ગુ. | | ૧૬૮૦ |
| પા. | ઉપદેશમાલા પ્રકરણ " | ૪૨ | " | મૂ. ધર્મદાસગણિ | ૧૬૮૧ |
| પા. | કલ્પસૂત્ર " | ૮૧ | " | મૂ. ભદ્રબાહુ મૂલ ગ્રં. ૧૨૧૬ | " |
| પા. | શ્રાવક પડાવશ્યક સૂત્ર પ્રથમ ખંડ બાલા૦સહ | ૬૩ | " | બા૦ હેમહંસગણિ | " |
| લા. | પડાવશ્યક સૂત્ર + બાલા૦[18] | ૬૦ | પ્રા. સં. ગુ. | બા૦ હેમહંસગણિ | " |
| લા. | આત્માનુશાસન સસ્તબક[19] | ૭ | સં. ગુ. મૂલ. | પાર્શ્વનાગ સાધુ દિગંબર મૂલ આર્યા ૭૮ | " |
| લા. | લઘુશાંતિ બાલાવબોધ | ૨ | ગુ. | | " |
| પા. | જીવવિચારપ્રકરણ + બાલા૦ | ૮ | પ્રા. ગુ. | | ૧૬૮૨ |
| પા. | પડાવશ્યક સૂત્ર સસ્તબક | ૧૫ | " | | ૧૬૮૩ |

---

રચનાવર્ષ: ૧૮. બાલા૦ ૧૫૦૧. ૧૯. મૂલ ૧૦૪૨

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. કલ્પસૂત્ર સસ્તબક | ૧૪૯ | પ્રા. ગુ. | | | સૂત્ર ૧૬૭૨ / સ્ત. ૧૬૮૩ |
| લા. ભુવનદીપક + બાલા૦ | ૧૪ | સં. | પદ્મપ્રભસૂરિ | | ૧૬૮૪ |
| પા. નંદિસૂત્ર " ત્રિપાઠ | ૫૫ | પ્રા. ગુ. | | | " |
| પા. પર્યંતારાધના પ્રકરણ સસ્તબક | ૧૦ | " | મૂ. સોમસૂરિ | | " |
| પા. નવતત્ત્વ પ્રકરણ બાલાવબોધ | ૮ | ગુ. | | | " |
| લા. સમ્યકત્વસ્તવ પ્રક૦ + બાલા૦[20] | ૧૨ | પ્રા. ગુ. | બાલા૦ ચારિત્રસિંહ ખરતર | | " |
| પા. ઉત્તરાધ્યયન સૂત્ર સસ્તબક | ૧૦૫ | " | | ગ્રં. ૯૦૦૦ | ૧૬૮૫ |
| પા. ચતુઃશરણ પ્રકીર્ણક " | ૫ | " | | | ૧૬૮૭ |
| લા. નવતત્ત્વ પ્રકરણ + બાલા૦ | ૨–૨૪ | " | | | " |
| લા. કલ્પસૂત્ર સસ્તબક | ૧૦૧ | " | સ્ત. સોમવિમલસૂરિ | | " |
| પા. સંગ્રહણી પ્રકરણ બાલા૦ સહ | ૬૨ | " | | ગ્રં. ૧૫૦૦ | ૧૬૮૮ |
| લા. લઘુક્ષેત્ર સમાસ પ્રક૦ " ત્રિપાઠ[21] | ૫૩ | " | મૂ. રત્નશેખરસૂરિ બાલા૦ ઉદયસાગર ખરતર | મૂલ ગા. ૨૬૪ | " |
| પા. શીલ રૂપકમાલા " " | ૧૩ | ગુ. | પુણ્યનંદી | મૂલ ગા. ૩૬ | ૧૬૮૯ |
| લા. રાજપ્રશ્નીયોપાંગસૂત્ર સસ્તબક | ૧૮૭ | પ્રા. ગુ. | | મૂલગ્રં. ૨૨૨૦ સ્ત. ગ્રં. ૩૨૮૧ | " |
| પા. દશવૈકાલિક સૂત્ર " | ૮૭ | " | | | ૧૬૯૧ |

રચનાવર્ષ ૨૦. બાલા૦ ૧૬૩૩. ૨૧. બાલા૦ ૧૬૫૬

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. જીવવિચારપ્રકરણ | સસ્તબક | ૫ | પ્રા. ગુ. | મૂ. શાંતિસૂરિ | મૂલગા. ૫૧ | ૧૬૯૧ |
| પા. નવતત્વ પ્રકરણ | ,, | ૪ | ,, | | | ,, |
| લા. એકવિંશતિ સ્થાન પ્રકરણ | ,, | ૧૩ | | | | ,, |
| ✓લા. કથાકોશ – ભવભાવનામાંથી ઉદ્ધૃત[૨૨] | | ૨–૪૧ | ગુ. | ભાવશેખરગણિ | | ૧૬૯૦ |
| પા. સિદ્ધપંચાશિકા | સસ્તબક | ૭ | પ્રા. ગુ. | મૂ. દેવેન્દ્રસૂરિ | | ૧૬૯૨ |
| પા. જયતિહુયણસ્તોત્ર | ,, | ૫ | અપ. ગુ. | મૂ. અભયદેવસૂરિ | મૂલ કડી ૩૦ | ,, |
| પા. જંબૂદ્વીપ ક્ષેત્ર સમાસ પ્રકરણ | સસ્તબક | ૮ | પ્રા. ગુ. | | મૂલગા. ૧૩૫ | ,, |
| પા. ભક્તામરસ્તોત્ર | સસ્તબક | ૮ | સં. ગુ. | | મૂલ કાવ્ય ૪૪ | ૧૬૯૩ |
| પા. ચાતુર્માસિક વ્યાખ્યાન બાલાવબોધ | | ૧૨ | ગુ. | | | ૧૬૯૪ |
| પા. દશવૈકાલિક | સસ્તબક | ૬૧ | પ્રા. ગુ. | | મૂલ શ્લો. ૭૦૦ | ,, |
| પા. ,, | ,, | ૪૧ | ,, | | | ,, |
| લા. દંડક પ્રકરણ | સસ્તબક | ૬ | ,, | | | ૧૬૯૫ |
| ✓પા. ભક્તામરસ્તોત્ર + બાલા૦ | | ૨૨ | સં. ગુ. | બાલા૦ મેરુસુંદર | | ૧૬૯૬ |
| ✓પા. ધ્યાન સ્વરૂપ | | ૧૮ | ગુ. | ભાવવિજય | ગ્રં. ૩૦૦ | ,, |
| પા. પિંડવિશુદ્ધિપ્રકરણ સસ્તબક | સ્તબક અપૂર્ણ | ૧૧ | પ્રા. ગુ. | મૂ. જિનવલ્લભગણિ | મૂલગા. ૧૦૩ | ૧૬૯૭ |
| ✓પા. સૂતકૃતાંગ સૂત્ર પ્ર.શ્રુત + બાલા૦ | ત્રિપાઠ | ૮૬ | ,, | બાલા૦ નાકરમુનિ | | ,, |
| ✓લા. ચતુઃશરણ પ્રકીર્ણક | સસ્તબક | ૨–૭ | ,, | વીરભદ્ર | ગાથા ૬૩ | ,, |
| પા. ઔપપાતિકોપાંગ સૂત્ર | ,, | ૨–૧૦૫ | ,, | | ઉભયગ્રં. ૬૦૯૦ | ૧૬૯૮ |

---

રચનાવર્ષ ૨૨. ૧૬૯૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. ભવસ્થિતિ કુલક+બાલા૦ | ૧૦–૧૧ | પ્રા. ગુ. | મૂ. ધર્મઘોષસૂરિ | મૂલગા. ૨૫ | ૧૬૯૯ |
| પા. દંડક પ્રકરણ સસ્તબક | ૭ | ,, | | | ,, |
| પા. કુમારસંભવ મહાકાવ્ય સટીક બાલા૦સહ ત્રુ. અ. | ૧૨–૭૩ | સં. ગુ. | | | અનુ. ૧૭મો |
| પા. રઘુવંશ મહાકાવ્ય સટીક તૃતીય સર્ગથી સપ્તમ સર્ગ પર્યંત | ૬૦ | ,, | મૂ. કાલિદાસ કવિ | | ,, |
| પા. લઘુ ચાણક્યનીતિશાસ્ત્ર+બાલા૦ | ૬ | સં. ગુ. | | | ,, |
| લા. યોગશાસ્ત્ર વાર્તિક ,, અ. | ૭૮ | | બાલા૦ સોમસુંદરસૂરિ | | ,, |
| પા. યોગશાસ્ત્ર તૃતીય પ્રકાશ પર્યંત ,, | ૨–૬૪ | સં. ગુ. | ,, | | ,, |
| પા. યોગશાસ્ત્ર અંતિમ પ્રકાશ ચતુષ્ટય ,, | ૨૭ | ગુ. | ,, | શ્લોક ૭૫૦ | ,, |
| પા. ,, આદ્ય પ્રકાશ ચતુષ્ટય ,, | ૮૬ | સં. ગુ. | ,, | | ,, |
| પા. ,, + બાલા૦ अपूर्ण | ૬૨ | ,, | ,, | | ,, |
| પા. ,, આદ્ય પ્રકાશ ચતુષ્ટય ઉક્તિબંધ વ્યાખ્યાન શબ્દાર્થ | ૧૪–૪૦ | ,, | | | ,, |
| લા. શીલ રૂપકમાલા+બાલા૦[૨૩] | ૮ | ગુ. | મૂ. પુણ્યનંદી<br>બા. રંગરત્નોપાધ્યાય | | ,, |
| લા. સમવસરણ સ્તવ પ્રકરણ+બાલા૦ | ૧૧ | પ્રા. ગુ. | બાલા૦ રત્નચંદ્ર | | ,, |
| લા. ષડાવશ્યક સૂત્ર+બાલા૦[૨૪] | ૪૨ | ગુ. | મેરુ સુંદરોપાધ્યાય | ગ્રં. ૧૫૦૦ | ,, |
| લા. ભક્તામરસ્તોત્ર+બાલા૦ | ૨૯ | સં. ગુ. | બાલા૦ મેરુસુંદરગણિ ખર૦ | | ,, |

રચનાસાલ: ૨૩. બાલા૦ ૧૫૮૨ ૨૪. ૧૫૭૫

| | | | | | |
|---|---|---|---|---|---|
| લા. ઉત્તરાધ્યયન સૂત્ર ,સસ્તબક | ૨૩૭ | પ્રા. ગુ. | સ્ત. મેઘરાજ પાર્શ્વ-ચંદ્રગચ્છીય | ઉભયગ્રં. ૯૦૦૦ | અનુ. ૧૭મો |
| લા. દ્રવ્યસંગ્રહ + બાલા૦ | ૨૫ | ,, | મૂ. નેમિચંદ્રસૂરિ દિગં. | | ,, |
| | | | બા. રામચંદ્ર દિગં. | | ,, |
| લા. દશવૈકાલિક સૂત્ર + બાલા૦ | ૭૫ | ,, | બાલા૦ રાજહંસોપાધ્યાય | | ,, |
| લા. કલ્પસૂત્ર બાલાવબોધ | ૯૭ | ગુ. | શિવનિધાનગણિ | | ,, |
| લા. વિચાર બાલાવબોધ | ૨૧ | ,, | સોમસુંદરસૂરિ | | ,, |
| લા. નવતત્ત્વ પ્રકરણ બાલાવબોધ | ૧૫ | ,, | ,, | | ,, |
| લા. નવતત્ત્વ વિચાર બાલાવબોધ | ૨૪ | ,, | હર્ષવર્ધનગણિ | ગ્રં. ૯૨૫ | ,, |
| લા. શ્રાવક ષડાવશ્યક સૂત્ર સસ્તબક | ૨૪ | પ્રા. ગુ. | | | ,, |
| લા. ચતુઃશરણ પ્રકીર્ણક + બાલા૦ | ૬ | પ્રા. ગુ. | | મૂલગા. ૬૩ | ,, |
| લા. તંદુલ વૈચારિક ,, | ૩૧ | ,, | બાલા૦ પાર્શ્વચંદ્રસૂરિ | | ,, |
| લા. જીવવિચાર પ્રકરણ ,, ત્રિપાઠ | ૮ | ,, | મૂલગા. ૫૧ | | ,, |
| લા. વિનયચંદ્રરાજ કથાનક બાલાવબોધ | ૬ | ગુ. | | | ,, |
| લા. નવતત્ત્વ બાલાવબોધ | ૧૧ | ,, | | | ,, |
| લા. ભર્તૃહરિ નીતિશતક તથા વૈરાગ્ય શતક બાલાવબોધ | ૧૩ | ,, | | | ,, |
| લા. નવકાર બાલાવબોધ | ૧૪ | ,, | | | ,, |
| લા. ષષ્ટિશતક પ્રકરણ સસ્તબક | ૧૫ | પ્રા. ગુ. | મૂ. નેમિચંદ્ર ભંડારી | મૂલગા. ૧૬૧ | ,, |
| લા. સારસ્વત વ્યાકરણ સંજ્ઞાપ્રકરણ વાર્તિક | ૫ | ગુ. | | | ,, |
| લા. ઉપદેશ રત્નકોશ + બાલા૦ | ૩ | પ્રા. ગુ. | | ગાથા ૨૬ | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લા. | શીલોપદેશમાલા પ્રક. ,, | ૧૩ | ,, | મૂ. જયકીર્તિસૂરિ | મૂલગા. ૧૧૫ | અનુ. ૧૭મો |
| લા. | ગૌતમપૃચ્છા પ્રકરણ ,, | ૫ | ,, | | | ,, |
| ✓લા. | પુષ્પમાલા પ્રકરણ ,, ગ્રૂ. અપૂર્ણ | ૧૨૦–૧૬૨ | ગુ. | બાલા૦ મેરુસુંદર ખરતર | | ,, |
| લા. | ભર્તૃહરિ ત્રિશતી ,, કિંચિદપૂર્ણ | ૩૪ | સં. ગુ. | મૂ. ભર્તૃહરિ | મૂલકાવ્ય ૩૧૮ | ,, |
| લા. | નવકાર બાલાવબોધ | ૮ | ગુ. | | | ,, |
| લા. | યોગપ્રદીપ + બાલા૦ | ૧૫ | સં. ગુ. | | | ,, |
| લા. | કર્મગ્રંથ પંચક ,, | ૩૮ | પ્રા. ગુ. | મૂ. દેવેંદ્રસૂરિ | ગ્રં. ૧૭૭૭ | ,, |
| લા. | આંચલિક સાથેની ચર્ચા | ૧૪ | ગુ. | | ગ્રં. ૪૦૦ | ,, |
| લા. | પુષ્પમાલા પ્રક૦ બાલા૦ (૨૮૩મી ગાથા સુધી છે) | ૨૩ | પ્રા. ગુ. | | | ,, |
| લા. | સ્નાત્રપંચાશિકા + બાલા૦ | ૨૧ | સં. ગુ. | | | ,, |
| લા. | નમસ્કાર બાલાવબોધ | ૨ | ગુ. | | | ,, |
| લા. | પટ્પંચાશિકા + બાલા૦ | ૮ | સં. ગુ. | | ગ્રં. ૨૦૦ | ,, |
| લા. | જ્યોતિષવિચાર ટબ્બાસહિત | ૨૦ | ગુ. | | | ,, |
| ✓લા. | ચતુઃશરણ પ્રકીર્ણક સસ્તબક | ૧૦ | પ્રા. ગુ. | સ્ત. ધર્મવિજયવાચક | મૂલગા. ૬૩ | ,, |
| લા. | ષષ્ટિશત પ્રકરણ + બાલા૦ કિંચિદપૂર્ણ | ૪૨ | ,, | | | ,, |
| લા. | નવતત્ત્વ પ્રકરણ ,, | ૭ | ,, | | મૂલગા. ૨૭ | ,, |
| લા. | શીલકુલક સસ્તબક | ૩ | ,, | | મૂલગા. ૨૨ | ,, |
| લા. | ષષ્ટિશતક + બાલા૦ | ૨૪ | ,, | | મૂલગા. ૧૬૦ | ,, |
| લા. | સમવસરણ વર્ણન ગદ્ય | ૨ | ગુ. | | | ,, |
| લા. | લોકનાલિકા સસ્તબક | ૪ | પ્રા. ગુ. | | | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લા. | શ્રાવિકા જીવાદે દ્વાદશવ્રત ટિપ્પનક[૨૫] | ૩ | ગુ. | | | અનુ. ૧૭મો |
| લા. | નવકાર બાલાવબોધ | ૬ | ,, | | | ,, |
| લા. | શ્રાદ્ધ અતિચાર | ૫ | ,, | | | ,, |
| લા. | ચતુઃશરણ + બાલા૦ પંચપાઠ | ૫ | પ્રા. ગુ. | | મૂલગા. ૬૩ | ,, |
| પા. | કાતંત્રવ્યાકરણ બાલા૦ વૃત્તિ ચતુષ્ક વૃત્તિ ટિપ્પનક | ૨૬ | સં. ગુ. | બા. અંચલગચ્છીય મેરુતુંગસૂરિ | ગ્રં. ૧૭૫૦ | ,, |
| પા. | સારાવલી | ૪૪ | ,, | કલ્યાણવર્મા | | ,, |
| પા. | સિદ્ધહેમ શબ્દાનુશાસન પ્ર. અધ્યાયથી દ્વિતીયાધ્યાય પ્રથમ પાદ પર્યંત સસ્તબક | ૮ | ,, | | | ,, |
| પા. | ભુવનદીપક + બાલા૦ | ૧૭ | સં. ગુ. | | | ,, |
| પા. | ,, ,, પંચપાઠ | ૯ | ,, | | | ,, |
| પા. | સારાવલી જ્યોતિષશાસ્ત્ર | ૨૯ | ,, | કલ્યાણવર્મા | | ,, |
| પા. | સ્વપ્નાધ્યાય + બાલા૦ અપૂર્ણ | ૫ | ,, | | | ,, |
| પા. | સામુદ્રિકશાસ્ત્ર ,, ,, | ૨૭ | ,, | | | ,, |
| પા. | જૈન સામુદ્રિકશાસ્ત્ર ,, ,, | ૧૯ | ,, | | ગ્રં. ૭૦૦ | ,, |
| પા. | સારસ્વત વ્યાકરણ પંચસંધિ પર્યંત સાવચૂરિ બાલા૦ સહ પંચપાઠ | ૧૦ | ,, | મૂ. અનુભૂતિસ્વરૂપાચાર્ય | | ,, |
| પા. | ,, | ,, | ,, | | | ,, |
| પા. | ,, સાર્થ | ૩૪ | ,, | | | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. | ષટ્પંચાશિકા + બાલા૦ | ૫ | સં. ગુ. | | ,, |
| પા. | વિવેક વિલાસ ,, | ૮૫ | ,, | મૂલ. જિનદત્તસૂરિ | ,, |
| પા. | ,, ,, | ૯૨ | ,, | ,, | ,, |
| પા. | વાસ્તુશાસ્ત્ર–રાજવલ્લભ + બાલા૦ ત્રૂ અપૂર્ણ | ૫–૭૫ | ,, | | ,, |
| પા. | શ્રુતબોધ + બાલા૦ | ૮ | ,, | મૂ. કાલિદાસ કવિ<br>બા. પાર્શ્વચંદ્રીય ક્ષેમરાજ | ,, |
| લા. | ક્ષેત્રસમાસ પ્રક૦ + બાલા૦ ત્રિપાઠ | ૫૭ | પ્રા. ગુ. | બા. ઉદયસાગર ખરતર | ,, |

## (૨) ઔક્તિકો

| સંગ્રહ | નામ | પત્ર | ભાષા | કર્તા | લેખન સં. |
|---|---|---|---|---|---|
| પા. | કારકવિચાર-ઔક્તિકરૂપ | ૧૯ | સં. ગુ. | | ૧૫૪૩ |
| પા. | વાક્યપ્રકાશ ઔક્તિક[૨૬] | ૩ | ,, | ઉદયધર્મગણિ | ૧૬મો |
| પા. | ઔક્તિક | ૮ | ,, | સોમપ્રભસૂરિ | ૨૦મો |
| પા. | મુગ્ધાવબોધ ઔક્તિક[૨૭] | ૧૦ | ,, | કુલમંડનસૂરિ | ૧૭મો |
| પા. | ,,[૨૮] | ૬ | ,, | ,, | ,, |
| પા. | ,,[૨૯] ત્રુટક | ૬–૯ | ,, | ,, | ૧૬મો |
| પા. | ,,[૩૦] કારકપર્યંત અપૂર્ણ | ૪ | ,, | ,, | ૧૭મો |

રચનાસંવત: ૨૬. ૧૫૦૭ ૨૭. ૧૪૫૦ ૨૮. ૧૪૫૦ ૨૯. ૧૪૫૦ ૩૦. ૧૪૫૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| પા. | ઔક્તિક | ૫ | સં. ગુ. | સોમપ્રભસૂરિ | |
| પા. | વર્ણન સંગ્રહ | ૬ | ગુ. | | ૧૭મો |
| પા. | વાક્યપ્રકાશ ઔક્તિક | ૫ | સં. | | ૧૫૦૭ |
| પા. | ,, | ૫ | ,, | | ૧૬૯૪ |
| પા. | ઔક્તિક અપૂર્ણ | ૪ | ,, | | ૧૬મો |
| પા. | ઉક્તિસંગ્રહ | ૬ | સં., આદિ | તિલક પંડિત | |
| પા. | ઔક્તિક | ૩ | સં. | | ૧૭મો |
| પા. | ,, | ૧૬–૨૩ | સં. ગુ. | | ૧૬મો |
| પા. | ઉક્તિરત્નાકર | ૧૬ | ,, | પં. સાધુસુંદર ખરતર | ૧૭૫૦ |
| પા. | મુગ્ધાવબોધ ઔક્તિક[31] | ૬ | ,, | દેવસુંદરશિષ્ય | ૧૭મો |
| પા. | વર્ણનાસંગ્રહ | ૯–૧૬ | ગુ. | | ૧૬મો |
| પા. | ઔક્તિક કારકસમાસતદ્ધિતાદિનું સ્વરૂપ | ૬ | સં. ગુ. | | ૧૪૮૫ |
| પા. | ,, સમાસાદિસ્વરૂપ | ૩ | ,, | | ૧૭મો |
| પા. | ,, અપૂર્ણ | ૫ | ,, | | ,, |
| લા. | ત્રણસો સાઠ કરિયાણાનાં નામ એકસો સાડત્રીસ આભૂષણનાં તથા એકસો વસ્ત્રનાં નામો | ૪ | ગુ. | | ૧૮મો |
| લા. | વર્ણક સંગ્રહ | ૧૧ | ગુ. | | ૧૮મો |
| લા. | પુત્રપ્રેમવર્ણક | ૧ | ,, | | ૧૭મો |

---

રચનાસંવત : ૩૧. ૧૪૫૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| લા. | વાક્યપ્રકાશ ઔક્તિક[32] | ૭ | સં. | ઉદયધર્મ | ૧૮મો |
| લા. | વર્ણકસંગ્રહ અપૂર્ણ | ૭ | સં. પ્રા. ગુ. | | ૧૫મો |
| લા. | " | ૪–૮ | ગુ. | | ૧૭મો |
| લા. | વાક્યપ્રકાશ ઔક્તિક સટીક[33] | ૧૫ | સં. | મૂ. ઉદયધર્મ તપા.<br>ટી. હર્ષકુલ તપા. | " |
| લા. | ઔક્તિક પટ્કારકસ્વરૂપ | ૧ | ગુ. | | " |
| લા. | સભાશૃંગાર વર્ણક સંગ્રહ | ૮ | " | | ૧૮મો |
| લા. | વર્ણકસંગ્રહ | ૧૨ | " | | " |
| લા. | સભાશૃંગાર વર્ણક ગ્રંથ | ૬ | રાજ. | | ૧૮૮૨ |
| લા. | વર્ણકપદ્ધતિ તથા અનુમાન વિચાર સાવચૂરિક પંચપાઠ | ૧ | સં. | | ૧૭મો |
| લા. | ઔક્તિક | ૩ | સં. ગુ. | | ૧૭મો |
| લા. | વર્ણક સિદ્ધાર્થ રાજાનો જમણવાર | ૩ | ગુ. | | ૧૮મો |
| લા. | ઔક્તિકસમાસ | ૨ | સં. | | ૧૭મો |
| લા. | ઔક્તિક | ૬ | ગુ. | | " |
| લા. | ઉક્તિસમુચ્ચય | ૭ | સં. | જિનસાગરસૂરિ શિ. મહો. જયસાગર | ૧૮મો |
| લા. | ઉક્તિરત્નાકર | ૧૫ | " | પં. સાધુસુંદરગણિ | " |

રચનાસંવત: ૩૨: ૧૫૦૭ ૩૩. મૂ. ૨૦. સં. ૧૫૦૭

# તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ

# પંડિત સુખલાલજીનું ભાષણ

## બ્રહ્મ અને સમ

હું તત્ત્વજ્ઞાનના બધા જ પ્રવાહોને આવરી લેનાર અનેક મુદ્દાઓ વિશે આજે નથી બોલતો; માત્ર બે મુદ્દાઓ લઈ તે વિશે ટૂંકમાં ચર્ચા કરવા ધારું છું. એ મુદ્દા એવા છે કે જે ભારતીય તત્ત્વચિંતનના લગભગ બધા જ પ્રવાહોને સ્પર્શે છે અને તત્ત્વજ્ઞાનની વિવિધ સરણિઓની ચડતી-ઊતરતી કક્ષા પણ સૂચવે છે. તે બે મુદ્દા સૂત્રરૂપે આ રહ્યા: (૧) बुद्धेस्तत्पक्षपाततः । અને (૨) વ્યવહાર-પરમાર્થ-દૃષ્ટિ.

આનો સંક્ષિપ્ત અર્થ એ છે કે બુદ્ધિશક્તિના ઉદ્ભવનું કેન્દ્ર ભલે જુદું જુદું હોય, અને તેનાં વહેણો ભલે અનેક વળાંકો લેતાં પ્રવર્તમાન થાય; — પણ છેવટે બુદ્ધિ કોઈ એક પરમ સત્ય ભણી જ વળે છે; કેમ કે બુદ્ધિનો મૂળગત સ્વભાવ સત્યને સ્પર્શવાનો છે. તે એવા સત્યને ન સ્પર્શે ત્યાં લગી એ સંતોષાતી નથી. આથી જ મહિમ્ન સ્તોત્રના રચયિતાએ કહ્યું છે કે:

रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषा
नृणामेकोगम्यस्त्वमसि पयसामर्णव इव ॥

વ્યવહાર એટલે દૃશ્ય તેમ જ સામાન્ય જનથી સમજી શકાય એવી આચાર-વિચારની કક્ષાઓ. અને પરમાર્થ એટલે ધ્યાન, ચિંતન તેમજ પ્રજ્ઞાની કક્ષાને સ્પર્શતી સૂક્ષ્મ તત્ત્વલક્ષી ભૂમિકાઓ.

ભારતીય તત્ત્વવિચારને સંબંધ છે ત્યાં લગી એમ કહી શકાય કે એ તત્ત્વ-વિચારનાં ઉદ્ગમસ્થાનો બે જુદાં જુદાં છે: એક છે સ્વાત્મા અને બીજું છે વિશ્વપ્રકૃતિ. અર્થાત્ પહેલું આંતર અને બીજું બાહ્ય.

કોઈ અજ્ઞાત કાળમાં મનુષ્ય પોતાની જાત વિશે વિચાર કરવા પ્રેરાયો: હું પોતે શું છું? કેવો છું? અને બીજા જીવો સાથે મારો શો સંબંધ છે? — એવા પ્રશ્નો એને ઉદ્ભવ્યા. આનો ઉત્તર મેળવવા તે અંતર્મુખ થયો અને એને પોતાના સંશોધનને પરિણામે જણાયું કે હું એક સચેતન તત્ત્વ છું અને બીજા પ્રાણીવર્ગમાં પણ એવી જ ચેતના છે. આ વિચારે તેને પોતાની જાત અને બીજા પ્રાણીવર્ગ વચ્ચે સમતાનું દર્શન કરાવ્યું. એ દર્શનમાંથી

પ્રકૃતિલક્ષી રહ્યો. આ રીતે બન્ને વર્ગની બુદ્ધિનું આદ્ય પ્રેરક સ્થાન જુદું જુદું હતું, પણ બન્ને વર્ગની બુદ્ધિનાં વહેણો તો કોઈ અંતિમ સત્ય ભણી જ વહ્યે જતાં હતાં.

વચલા અનેક ગાળાઓમાં આ બન્ને વહેણોની દિશા ફંટાતી કે ફંટાયા જેવી લાગતી. ક્યારેક એમાં સંઘર્ષ પણ જનમતો. પણ સમનો આત્મલક્ષી પ્રવાહ છેવટે સમગ્ર વિશ્વમાં ચેતનતત્ત્વ છે, અને એવું તત્ત્વ બધા દેહધારીઓમાં સ્વભાવે સમાન જ છે એ સ્થાપનામાં વિરમ્યો. તેથી જ તેણે પૃથ્વી, પાણી અને વનસ્પતિ સુધ્ધાંમાં ચેતનતત્ત્વ નિહાળ્યું અને અનુભવ્યું. બીજી બાજુ પ્રકૃતિલક્ષી બીજો વિચાર પ્રવાહ વિશ્વનાં અનેક બાહ્ય પાસાંઓને સ્પર્શતાં સ્પર્શતાં અંતર તરફ વળ્યો અને એણે ઉપનિષદ્‌કાળમાં એ સ્પષ્ટપણે સ્થાપ્યું કે જે અખિલ વિશ્વના મૂળમાં એક સત્ કે બ્રહ્મ તત્ત્વ છે, તે જ દેહધારી જીવવ્યક્તિમાં પણ છે. આમ પહેલા પ્રવાહમાં વ્યક્તિગત ચિંતન સમગ્ર વિશ્વના સમભાવમાં પરિણમ્યું અને તેને આધારે જીવનનો આચારમાર્ગ પણ ગોઠવાયો. બીજી બાજુ વિશ્વના મૂળમાં દેખાયેલું પરમતત્ત્વ તે જ વ્યક્તિગત જીવ છે, જીવ વ્યક્તિ એ પરમ તત્ત્વથી ભિન્ન છે જ નહિ, એવું અદ્વૈત પણ સ્થપાયું. અને એ અદ્વૈતને આધારે જ અનેક આચારોની યોજના પણ થઈ. ગંગા અને બ્રહ્મપુત્રાનાં પ્રભવસ્થાનો જુદાં જુદાં, પણ છેવટે તે બન્ને પ્રવાહો એક જ મહાસમુદ્રમાં મળે છે, તે જ પ્રમાણે આત્મલક્ષી અને પ્રકૃતિલક્ષી બન્ને વિચારની ધારાઓ અંતે એક જ ભૂમિકા ઉપર આવી મળી. ભેદ દેખાતો હોય તો તે માત્ર શાબ્દિક, અને બહુ તો વચલા ગાળામાં સંઘર્ષને પરિણામે ઉત્પન્ન થયેલા સંસ્કારોને કારણે.

એ ખરું છે કે સમાજમાં, શાસ્ત્રોમાં અને શિલાલેખ આદિમાં પણ બ્રહ્મ અને સમની આસપાસ પ્રવર્તેલા વિચાર અને આચારના ભેદો કે વિરોધોની નોંધ છે; આપણે બૌદ્ધ પિટકો, જૈન આગમો અને અશોકના શિલાલેખો, તેમ જ બીજા અનેક ગ્રંથોમાં બ્રાહ્મણ અને શ્રમણ, એ બે વર્ગોનો ઉલ્લેખ જોઈએ છીએ; મહાભાષ્યકાર પતંજલિએ આ બન્ને વર્ગોને શાશ્વત વિરોધી રૂપે પણ નિર્દેશ્યા છે. આમ છતાં, ઉપર કહેવામાં આવ્યું છે તેમ એ બન્ને પ્રવાહો પોતપોતાની રીતે એક જ પરમ તત્ત્વને સ્પર્શે છે, એવું પ્રતિપાદન કરવામાં આવે તો એ કઈ દૃષ્ટિએ? — આ પ્રશ્નનો ખુલાસો કર્યા વિના તત્ત્વજિજ્ઞાસા સંતોષાય નહિ.

એ દૃષ્ટિ તે પરમાર્થની. પરમાર્થદૃષ્ટિ કુળ, જાતિ, વંશ, ભાષા, ક્રિયાકાંડ અને વેશ આદિના ભેદોને અતિક્રમી વસ્તુના મૂળગત સ્વરૂપને નિહાળે છે, એટલે તે સહેજે અભેદ કે સમતા ભણી જ વળે છે. વ્યવહારમાં ઊભા થયેલા ભેદો અને વિરોધો સંપ્રદાયો તેમ જ તેના અનુગામીમાં પ્રવર્તેલા, અને ક્યારેક તેમાંથી સંઘર્ષ પણ જનમેલો. એ સંઘર્ષના સૂચક બ્રાહ્મણ-શ્રમણ વર્ગોના ભેદોની નોંધ



ઈતિહાસ–પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પોતાનું વ્યાખ્યાન વાંચી સંભળાવે છે.



તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ પંડિત શ્રી સુખલાલજી સંઘવી વ્યાખ્યાન કરી રહ્યા છે.

તો સચવાઈ, આ સાથે પરમાર્થદૃષ્ટિને પામેલ એવા પ્રાજ્ઞ પુરુષોએ જે ઐક્ય જોયું કે અનુભવ્યું તેની નોંધ પણ અનેક પરંપરાનાં અનેક શાસ્ત્રોમાં સચવાઈ છે. જૈન આગમો, કે જેમાં બ્રાહ્મણ અને શ્રમણ વર્ગોના ભેદનો નિર્દેશ છે, તેમાં જ સાચા બ્રાહ્મણ અને સાચા શ્રમણનું સમીકરણ જોવા મળે છે. બૌદ્ધ પિટકોમાં પણ એવું જ સમીકરણ છે. મહાભારતમાં વ્યાસે સ્થળે સ્થળે સાચા બ્રાહ્મણની વ્યાખ્યા સાચા શ્રમણરૂપે જ આપી છે. વનપર્વમાં અજગરરૂપે અવતરેલ નહુષે સાચો બ્રાહ્મણ કોણ, એવો પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછ્યો છે. ઉત્તરમાં યુધિષ્ઠિરના મુખે મહર્ષિ વ્યાસે કહ્યું છે કે દરેક જન્મ લેનાર સંકર પ્રજા છે. મનુના શબ્દો ટાંકી વ્યાસે સમર્થન કર્યું છે કે પ્રજામાત્ર સંકરજન્મા છે. સદ્‌વૃત્તવાળો શૂદ્ર એ જન્મ-બ્રાહ્મણથી પણ ચડિયાતો છે. વ્યક્તિમાં સચ્ચરિત્ર અને પ્રજ્ઞા હોય ત્યારે જ તે સાચો બ્રાહ્મણ બને છે. આ થઈ પરમાર્થદૃષ્ટિ.

ગીતામાં ब्रह्म પદનો અનેકધા ઉલ્લેખ આવે છે. સાથે જ सम પદ પણ ઉચ્ચ અર્થમાં મળે છે. पण्डिताः समदर्शिनः । એ વાક્ય તો બહુ જાણીતું છે. સુત્તનિપાત્ત નામના બૌદ્ધ ગ્રંથમાં એક પરમટ્ઠસુત્ત છે. તેમાં ભારપૂર્વક કહ્યું છે કે બીજા ઊતરતા કે ખોટા, અને હું શ્રેષ્ઠ, એ પરમાર્થદૃષ્ટિ નથી.

ગંગા અને બ્રહ્મપુત્રાનાં પ્રભવસ્થાનો જુદાં, પણ તેમનું મિલનસ્થાન એક. આમ છતાં બન્ને મહાનદીઓના પટ જુદા, ઘાટ જુદા, કિનારાની વસ્તીઓ જુદી, ભાષા અને આચારો પણ જુદા. આ જુદાઈમાં જ રચ્યાપચ્યા રહેનારાઓ મિલન-સ્થાનની એકતાને જોઈ નથી શકતા. તેમ છતાં એ એકતા તો સાચી જ છે. એ જ રીતે ભિન્ન ભિન્ન પ્રભવસ્થાનથી ઉદ્‌ભવેલ વિચારપ્રવાહો ભિન્ન ભિન્ન રીતે પોષાવાને લીધે એના સ્થૂળ આવરણમાં રાચતા અનુગામીઓ બન્ને પ્રવાહોનું સમીકરણ જોઈ નથી શકતા, પણ એ તથ્ય અબાધિત છે. એને જોનાર પ્રતિભાવાન પુરુષો સમયે સમયે અવતરતા જ રહ્યા છે; અને તે બધી જ પરંપરાઓમાં.

સમત્વ એ મુદ્રાલેખ હોવા છતાં જૈન અને બૌદ્ધ જેવી શ્રમણપરંપરાઓમાં બ્રહ્મચર્ય અને બ્રહ્મવિહાર શબ્દો એટલા બધા પ્રચલિત થયા છે કે તેને એ પરંપરાઓથી છૂટા પાડી શકાય તેમ છે જ નહિ. એ જ રીતે બ્રહ્મતત્ત્વનો મુદ્રાલેખ ધરાવનાર વર્ગમાં પણ સમપદ એવી રીતે એકરસ થયું છે કે તેને બ્રહ્મભાવથી કે બ્રાહ્મી સ્થિતિથી વિખૂટું પાડી શકાય તેમ છે જ નહિ.

પ્રાચીન કાળથી જ ચાલી આવતી આ પરમાર્થ-દૃષ્ટિ ઉત્તરકાળમાં પણ કાળજીપૂર્વક પોષાતી રહી છે. તેથી જ જન્મે બ્રાહ્મણ, પણ સંપ્રદાયે બૌદ્ધ એવા વસુબંધુએ અભિધર્મકોષમાં સ્પષ્ટ કહ્યું કે श्रमण्यममलो मार्गः ब्राह्मण्यमेव

तत् । એના જયેષ્ઠ બંધુ અસંગે પણ એવા મતલબની સૂચના ક્યાંક કરી છે.

પરમાર્થદૃષ્ટિની આ પરંપરા સાંપ્રદાયિક ગણાય એવા નરસિંહ મહેતામાં પણ વ્યક્ત થઈ છે. આખા વિશ્વમાં એક તત્ત્વરૂપે એમણે હરિનું કીર્તન કર્યું, અને પછી એ હરિના ભક્ત વૈષ્ણવજનના એક લક્ષણરૂપે 'સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી' એમ પણ કહ્યું. એ જ રીતે સાંપ્રદાયિક મનાતા ઉપાધ્યાય યશોવિજયજીએ પણ કહ્યું કે સમત્વ પ્રાપ્ત કરવું એ જ બ્રહ્મપદની પ્રાપ્તિ છે.

છેલ્લે આ પરમાર્થ અને વ્યવહારદૃષ્ટિનો ભેદ તેમ જ પરમાર્થદૃષ્ટિની યથાર્થતા ડૉ. એ. બી. ધ્રુવે પણ દર્શાવી છે. એક બ્રાહ્મણીના હાથનું ભોજન તેમણે ન સ્વીકાર્યું ત્યારે તેમણે કહ્યું કે આ તો મારો એક કુટુંબગત નાગર સંસ્કાર છે. એનું વાસ્તવિકત્વ હું તર્કસિદ્ધ માનતો જ નથી. માત્ર સંસ્કારને અનુસરું છું, એટલું જ. ખરી દૃષ્ટિ એમણે બીજે સ્થળે નિર્દેશી છે. જૈન આગમ સૂત્રકૃતાંગની પ્રસ્તાવના લખતાં તેમણે કહ્યું છે: "'જૈન' (શ્રમણ) થયા વિના 'બ્રાહ્મણ' થવાતું નથી, અને 'બ્રાહ્મણ' થયા વિના 'જૈન' થવાતું નથી. તાત્પર્ય કે જૈનધર્મનું તત્ત્વ ઈન્દ્રિયોને અને મનોવૃત્તિઓને જીતવામાં છે; અને બ્રાહ્મણ ધર્મનું તત્ત્વ વિશ્વની વિશાળતા આત્મામાં ઉતારવામાં છે."

આટલા સંક્ષેપ ઉપરથી આપણે એટલું પામી શકીએ છીએ કે બુદ્ધિ છેવટે એક જ સત્યમાં વિરમે છે; અને સાથે એ પણ સમજી શકીએ છીએ કે વ્યવહારના ગમે તેટલા ભેદો અને વિરોધો અસ્તિત્વમાં હોય છતાં પરમાર્થ-દૃષ્ટિ કદી લોપાતી નથી.

### તત્ત્વજ્ઞાનનું અધ્યયન-અધ્યાપન

અહીં પ્રસંગવશ એક બીજા મુદ્દાની ચર્ચા પણ કરી લેવી પ્રસ્તુત છે. એ મુદ્દો છે તત્ત્વજ્ઞાનના અભ્યાસ અને વાતાવરણને લગતો. પશ્ચિમના સંપર્કને લીધે કૉલેજો અને યુનિવર્સિટીઓમાં પશ્ચિમીય તત્ત્વજ્ઞાને અભ્યાસક્રમમાં સ્થાન લીધું. શરૂઆતમાં મુખ્યપણે અધ્યાપકો પાશ્ચાત્ય અને તેઓ અંગ્રેજીમાં જ શીખવે; પુસ્તકો પણ અંગ્રેજી. ભારતીયો એ વિષયમાં આગળ આવવા લાગ્યા ત્યારે તેમણે પણ એ જ માર્ગ સ્વીકાર્યો. આ રીતે અંગ્રેજી ભાષામાં અવતરેલું પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અંગ્રેજી ભાષા દ્વારા જ અંગ્રેજીના જાણકારોમાં ખેડાતું રહ્યું. આ સાથે ભારતીય તત્ત્વજ્ઞાન પણ અભ્યાસક્રમમાં દાખલ તો થયું, પણ એ તો રાણી સાથે દાસી ચાલે એ રીતે! સંસ્કૃત, પાલિ, પ્રાકૃત આદિ ભારતીય ભાષાઓમાં જ જન્મેલું, ખેડાયેલું અને વિસ્તરેલું એવું અનેક સંપ્રદાયોના તત્ત્વજ્ઞાનનું અધ્યયન ભારતીય અધ્યાપકો અને ભારતીય વિદ્યાર્થીઓ

વચ્ચે પણ અંગ્રેજી દ્વારા જ ચાલતું રહ્યું. પરિણામ એ આવ્યું છે કે જે ભારતીયોને સંસ્કૃત આદિ ભારતીય ભાષાઓ સાવ સુગમ થઈ પડે તેવી છે, અને એ ભાષામાં લખાયેલ મૂળ ગ્રંથોનું અધ્યયન બહુ પ્રયાસ વિના શક્ય છે તે ભારતીય વિદ્યાર્થીઓ અને અધ્યાપકો અંગ્રેજી અનુવાદો, સારાંશો અને વિવેચનો દ્વારા જ એ જ્ઞાન મેળવે છે. જેમ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન શીખવનાર કે શીખનાર એની મૂળ ગ્રીક, જર્મન, ફ્રેંચ આદિ ભાષાઓને જાણ્યા સિવાય જ તેના અંગ્રેજી અનુવાદો કે સારો દ્વારા તે શીખે છે તેમ ભારતીય તત્ત્વજ્ઞાન વિશે પણ બન્યું છે. આને લીધે માત્ર ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓ જ નહિ, પણ સારા સારા અધ્યાપકો પણ પોતાની વાત માતૃભાષામાં કે રાષ્ટ્રભાષામાં લખી શકતા નથી; એટલું જ નહિ પણ મોઢે કહેતાં પણ ખમચાય છે; અને ખુલ્લો એકરાર કરે છે કે આ તત્ત્વ કહેવા માટે પરિભાષાઓ નથી, કે ભાષા અધૂરી છે. જો અધ્યાપકો પણ આવા કુંઠિતશક્તિ હોય તો એ તત્ત્વજ્ઞાનનું વહેણ સામાન્ય અધિકારી પ્રજામાં આવે કેવી રીતે? તેથી આજે નીચેની બાબતો તરફ ધ્યાન આપવું અનિવાર્ય લાગે છે:

૧. અભ્યાસનાં ઉચ્ચ વર્તુળોમાં ભારતીય તત્ત્વજ્ઞાનનું અધ્યયન-અધ્યાપન માત્ર પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો પાલવ પકડીને જ ચાલવું ન જોઈએ; એનું પણ સ્થાન પ્રધાન હોવું જોઈએ.

૨. અંગ્રેજી ભાષાંતરો કે વિવેચનો આદિનો છૂટથી લાભ લેવાય; પણ ભારતીય તત્ત્વજ્ઞાન શીખનાર અને શીખવનાર બન્નેની સંસ્કૃત ભાષા અને તેમાં લખાયેલ દાર્શનિક ગ્રંથો સમજવા-સમજાવવાની એવી શક્તિ કેળવાવી જ જોઈએ કે જે વડે તેઓ મૂળ ગ્રંથનો ભાવ પૂરેપૂરો અને પ્રામાણિકપણે રજૂ કરી શકે. જો આટલું થાય તો જ તેઓ દ્વારા પોતપોતાની માતૃભાષા અને છેવટે રાષ્ટ્રભાષામાં તત્ત્વજ્ઞાન અવતરી શકે.

૩. આ સાથે જ પ્રાદેશિક ભાષાઓ કે રાષ્ટ્રભાષામાં તત્ત્વજ્ઞાનના મૌલિક સાહિત્યના અનુવાદો કે સાર-વિવેચનો લખાવાનો પ્રશ્ન આવે છે. આવા ગ્રંથો ન લખાય ત્યાં લગી એમ. એ. અને તે પછીના અભ્યાસમાં વિદ્યાર્થીઓને સાચું માર્ગદર્શન ન જ મળી શકે. અને આવા મૌલિક અનુવાદ કે સારગ્રાહી વિવેચનો તો જ લખી શકાય, જો તે તે ભાષામાં લખાયેલ મૂળ તત્ત્વગ્રંથોને તે ભાષાના યોગ્ય અધિકાર સાથે જ શીખવા-શીખવવામાં આવે.

૪. ગુજરાતમાં વિશ્વવિદ્યાલયો એકથી વધારે છે તેમાં અને ગુજરાત બહારનાં વિદ્યાકેન્દ્રોમાં તત્ત્વજ્ઞાન વિષયક ચર્ચા પરિષદો ચાલતી રહેવી જોઈએ,

જેમાં નિબંધો રજૂ થાય; એના ઉપર ચર્ચા થાય, અને તુલનાત્મક તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ તત્ત્વના પ્રશ્નોને ચર્ચવાની એક નવી દિશા ઊઘડે. આ સાથે એ પણ ભુલાવું ન જોઈએ કે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના પ્રવાહોને આ ઉદાત્ત ચર્ચામાં યથાસંભવ સ્થાન મળે. આ ચર્ચાઓ મુક્તપણે ચાલે, અને તે દ્વારા ઈતર જિજ્ઞાસુ પણ લાભ મેળવી શકે, તે માટે એનું માધ્યમ સર્વ-સુલભ હોવું જોઈએ; નહિ કે પરંપરાગત એવું એકમાત્ર અંગ્રેજીનું જ માધ્યમ.

ગુજરાતી સાહિત્ય પરિષદે મને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ લેખે પસંદ કર્યો એ અધિકારની મારામાં યોગ્યતા છે કે નહિ, તે હું જાણું છું. પણ મેં આ સ્થળે મને જે સૂઝયું તે નમ્રપણે રજૂ કર્યું છે. જો પરિષદના વિવેકી સંચાલકોને એમાંથી કાંઈ પણ કરવા જેવું લાગે તો એ દિશામાં પ્રયત્ન કરે એવી મારી વિનંતી છે; કેમ કે પરિષદે પોતાના કાર્યક્ષેત્રમાં તત્ત્વજ્ઞાનને પણ સ્થાન આપ્યું છે. એટલે એ માટે ઘટતું બધું જ કરી છૂટવાની એની ફરજ છે.

## વિજ્ઞાનવિભાગના પ્રમુખ

## ડૉ. વિક્રમ સારાભાઈનું ભાષણ

ચૌદેક વરસ ઉપર હિરોશિમા નગર ઉપર અણુ બૉમ્બ ફેંકાતાં વૈજ્ઞાનિકોએ છૂટી મૂકેલી એક નવા જ પ્રકારની શક્તિનું જગતને એકાએક ભાન થયું. ત્યાર પછી આદર અને આશ્ચર્યની ભયમિશ્રિત લાગણી સાથે વિજ્ઞાન તેમ જ ટેકનોલૉજીનો વિકાસ આપણે નિહાળતા આવ્યા છીએ અને એ વિકાસનું અંતિમ બિંદુ રશિયાએ ચંદ્ર તરફ છોડેલા રૉકેટમાં જોવા મળે છે. એ સોવિયેટ રૉકેટ અલ્પ સમયમાં જ જગતે કદી ન જોયેલી ચંદ્રની ભૂમિના ખૂબ જ નજીકથી લીધેલા ફોટોગ્રાફ સાથે પૃથ્વી તરફ પાછું ફરશે. આ પ્રકારની પ્રગતિ કેવળ ભૌતિકવિજ્ઞાનના ક્ષેત્રે જ થઈ છે એવું નથી, જીવવિજ્ઞાન અને સમાજશાસ્ત્રોનાં ક્ષેત્રોમાં પણ એટલી જ પ્રગતિ જોવા મળી છે.

Cybernatics—કાઈબરનેટિક્સ કે માહિતી વિજ્ઞાનનું પણ એક આગવું શાસ્ત્ર છે. આપણે સિદ્ધ કરેલા જ્ઞાનના વિજ્ઞાન ઉપર એની જબરી અસર છે. વિશાળ સ્મૃતિભંડાર ધરાવતાં યંત્રોમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. એમાં જ્ઞાનને બે જ કોટિઓમાં વહેંચી નાખવામાં આવે છે અને પ્રશ્નનો જવાબ કેવળ 'હા' કે 'ના'માં જ મળી શકે છે, અર્થાત્ કોઈ પદાર્થ છે અથવા નથી. આ ઉપરથી આપણા મનમાં એવો પ્રશ્ન જાગે છે કે આપણાં અવલોકનો દ્વારા પ્રાપ્ત કરેલા બધા જ્ઞાનનો પાયો આ છે?

જીવવિજ્ઞાનની એક નવી શોધ પ્રમાણે, શીખવાની ક્રિયા મગજમાંની વિદ્યુન્મય ક્રિયાની ભાત (pattern) બદલી શકે છે. માનસિક ઘટનાઓના શારીરિક બંધારણ વિષે પણ અભ્યાસ થવા લાગ્યો છે. જીવ-રસાયણશાસ્ત્ર દ્વારા આપણે એવું સમજવા લાગ્યા છીએ કે જીવનની પ્રક્રિયાઓમાં પાચક રસો—Enzymes—નો અતિશય મહત્ત્વનો ફાળો છે. એ પાચકરસો સ્વયં અપરિવર્તિત રહેતા હોવા છતાં જીવરાસાયણિક પ્રતિક્રિયાને ઉત્તેજે છે અને જીવવ્યાપાર શક્ય બનાવે છે. રેડિયો-ઍસ્ટ્રોનોમીએ તો એક તદ્દન નવું જ દ્વાર ખોલી આપ્યું છે જેમાંથી આપણને આજુબાજુનું વિશ્વ નિહાળવાની તક મળે છે. ન્યુટ્રલ હાઈડ્રોજનના વાદળામાંથી આવી રહેલાં ૨૧ સે. વિકિરણોએ દર્શાવી આપ્યું છે કે આપણા તારાવિશ્વના મધ્યભાગની નજીકના કોઈક સ્થળેથી તેની Spiral Arms તરફ હાઈડ્રોજનનાં મોજાંઓ ધસમસ્યાં કરે છે. વિશ્વકિરણો—Cosmic

Rays—અને ઉપગ્રહોના અભ્યાસથી એમ સિદ્ધ થયું છે કે સૂર્યમાંથી ફેંકાતા આયોનાઈઝ્ડ વાદળોનું અસ્તિત્વ છે. સૂર્યમંડળ અને વિશ્વના અગાધ અવકાશો ખાલીખમ નથી, પણ હળવાં દ્રવ્યો અને વિકિરણોથી સભર છે. તેઓ આપણી પૃથ્વી પર અસર જમાવે છે જેની ભૂતકાળમાં કોઈએ કલ્પના પણ કરી ન હતી.

અવકાશવિજ્ઞાનનું પણ એક નવું ક્ષેત્ર ઝડપથી વિકસતું જાય છે. આ ક્ષેત્ર ખગોળશાસ્ત્રી, ભૌતિકવિજ્ઞાની, ભૂભૌતિકશાસ્ત્રી તેમ જ જીવવિજ્ઞાનીને રસ પડે એવા અનેક પ્રશ્નો રજૂ કરે છે. પૃથ્વીને આવરી રહેલું વાતાવરણ સૂર્ય તેમ જ વિશ્વ તરફથી આવતાં વિકિરણોમાંથી બહુ ઓછાંને જ પ્રવેશવા દે છે. વિશ્વકિરણોમાંથી ખૂબ જ શક્તિશાળી વિકિરણો વાતાવરણના ઉપલા થરની આછી હવા સાથે ટકરાય છે અને આપણે પૃથ્વી ઉપર જેનું માપ લઈએ છીએ તે તો એ શક્તિશાળી વિકિરણોના ટકરાઈ ટકરાઈને સૂક્ષ્મ બનેલા કણો માત્ર જ હોય છે. 'ક્ષ' કિરણો, અલ્ટ્રા વાયોલેટ કિરણો અને ઘણાંખરાં ઈન્ફ્રારેડ કિરણો પણ એવી જ રીતે વાતાવરણમાં શોષાઈ જાય છે. પૃથ્વીથી ઘણે અંતરે એક પ્રયોગશાળા સ્થાપવાની હવે શકયતા છે. તેમાં રહેલાં સ્વયં-સંચાલિત યંત્રો વિકિરણો સંબંધી માહિતી નોંધશે અને તેને પૃથ્વી પર પહોંચાડશે. ખગોળશાસ્ત્રીઓ માટે આ એક નવું અને શક્તિસંપન્ન સાધન બની રહેશે. વળી ભૌતિકશાસ્ત્રીઓને અત્યારે Magneto-Hydrodynamics ચુંબકીય-જળગતિશાસ્ત્રની ઘટનાઓના પ્રાયોગિક અભ્યાસમાં ઊંડો રસ જાગ્યો છે. હજુ ગઈકાલ સુધી તો વૈજ્ઞાનિકોને મન જળગતિશાસ્ત્ર અને વિદ્યુત ચુંબકત્વ જુદા જુદા વિષયો હતા. કારણ કે આપણે પૃથ્વીના પટ પર રહેલા હોવાથી એવી પરિસ્થિતિ છે કે એ બન્ને ઘટનાઓની પરસ્પર પ્રતિક્રિયા બહુ અલ્પ પ્રમાણમાં જ શકય છે. માત્ર આપણી પૃથ્વીના નાના સરખા કોટલાને બાદ કરીએ તો વિશાળ વિશ્વમાં ઘનતા — Density અને વહન — Conductivity ની બાબતમાં સંજોગો એવા અનુકૂળ છે કે ઉપર દર્શાવેલી બે ઘટનાઓ વચ્ચે જોરદાર પ્રતિક્રિયા ચાલ્યા જ કરે. આ વસ્તુઓ સાથે સંબંધ ધરાવતું સૈદ્ધાંતિક અને પ્રાયોગિક ભૌતિકશાસ્ત્રનું સમસ્ત નવું ક્ષેત્ર આજે ઊભું થયું છે. બીજી બધી ગણતરી એક બાજુ રાખીએ, અમે વ્યાવહારિક દૃષ્ટિએ જોઈએ તો આ ક્ષેત્ર ખૂબ મહત્ત્વનું છે કારણ કે તેનાથી તારાઓમાં તેમ જ હાઈડ્રોજન બૉમ્બમાં રહેલા મૂળભૂત શક્તિના પ્રવાહ—ઉષ્માકેન્દ્રી શક્તિના પ્રવાહને નાથવાની શકયતા ઊભી થઈ છે. આ વસ્તુ આપણી કલ્પનાથી પણ પર એવા ઉજ્જવલ ભાવિની દ્યોતક છે કારણ કે ગણીગાંઠી જગ્યાએ પરાણે હાથ લાગતા ભારે અને અસમતલ પરમાણુના વિભાજનમાંથી શક્તિ મેળવવાને બદલે હલકા અને પુષ્કળ પ્રમાણમાં મળતા હાઈડ્રોજન જેવા હલકા વાયુઓના

પરમાણુના સંશ્લેપણમાંથી શક્તિ પ્રાપ્ત થાય છે. ભૂ-ચુંબકત્વ, ઑરોરા બોરિયાલિસ કે ધ્રુવતેજ, રાત્રિની હવાચળકાટ-ઘટના, તેમ જ હવામાન ઉપર અસર કરનાર બળો વગેરેમાં રસ ધરાવનાર ભૂ-ભૌતિકશાસ્ત્રી માટે અવકાશવિજ્ઞાન (Space Science) અતિશય મહત્ત્વનું ગણાય. પૃથ્વીને વીંટળાયેલા વાન એલન રેડિયેશન — Van Allen radiation — ના પટાઓ અને પૃથ્વીથી ૨૮૦ માઈલ ઊંચે, વાતાવરણમાં હાઈડ્રોજન બૉમ્બ ફોડવાથી ઉત્પન્ન થતું કૃત્રિમ ધ્રુવતેજ, એ બન્ને ખૂબ સૂચક બનાવો ગણી શકાય. તાજેતરમાં મેં યુનાઈટેડ સ્ટેટ્સમાં ચાલી રહેલા અવકાશ સંશોધનના પ્રોગ્રામ અંગે કેમ્બ્રિજ ખાતે એમ. આઈ. ટી.માં, જીવવૈજ્ઞાનિકો અને પદાર્થવૈજ્ઞાનિકોની પરિષદમાં થયેલી ચર્ચા વેળા હાજરી આપી હતી. આ સભા સમક્ષ ઉત્ક્રાન્તિની બાબતમાં અતિશય અગત્યનો એવો સવાલ ઉપસ્થિત થયો હતો. એ સવાલ હતો :

"એવા કોઈ પ્રયોગો યોજી શકાય જેનાથી આપણી પૃથ્વી સિવાય બીજે ક્યાંય જીવન છે કે નહિ, એ શોધી શકાય?"

પરિષદ સમક્ષ મુખ્ય સમસ્યા એ હતી કે જીવનની વ્યાખ્યા શી? આપણા અનુભવને આધારે ઘડાયેલા જીવ માટેના, વ્યાપક ખ્યાલો ઉપરથી 'જીવન'ની વ્યાખ્યા કરવા જઈએ તોપણ જેને આપણે જીવતો ગણતા હોઈએ એવા જીવ-સમુદાયનો વિચાર કરવો જોઈએ. જીવસંશ્લેપણ દ્વારા ઉત્પન્ન કરાતા સંકુલ અણુઓનું અસ્તિત્વ બીજા ગ્રહો ઉપર હોવું જોઈએ — એ મુદ્દાને અનુલક્ષીને બીજા ગ્રહોનો અભ્યાસ કરવો જોઈએ. મંગળ ઉપર આ શક્ય છે એવો થોડોક પુરાવો તો છે. કોઈક જીવાણુને આપણા પ્રયોગ દ્વારા અન્ય ગ્રહમાં મોકલી ન દઈએ, એ વિશેની સાવધાની ખાસ મહત્ત્વની છે. બીજા કોઈ ગ્રહ ઉપર ત્યાંના કોઈક થર કે માધ્યમમાં આકસ્મિક રીતે જીવસંશ્લેપણની શક્યતા હોઈ શકે. આપણા પ્રયોગો દ્વારા ત્યાં નવા પ્રકારની ઉત્ક્રાન્તિ ન આણીએ તે માટે આપણે સાવચેત રહેવું જોઈએ. જેમને સંસ્કૃતિ અને વિજ્ઞાનનો ઇતિહાસ અને પુનરુત્થાન વેળાએ કૉપર્નિકસના સિદ્ધાંતોનું, તત્ત્વજ્ઞાન કલા અને સાહિત્ય પરનું સંઘટન ખ્યાલમાં છે તેઓ આ નવા પ્રકારની વૈજ્ઞાનિક સૂઝનું ઊંચું મૂલ્ય આંકશે જ. આ નવા વૈજ્ઞાનિક સંઘટનની અસર પશ્ચિમનાં વર્તમાન સંગીત કલા અને સાહિત્યમાં વરતાય છે.

પોતાની કુદરતી પરિસ્થિતિ અને મર્યાદિત શક્તિઓમાંથી આવો અંગદ-કૂદકો ભરવામાં માણસને કોણે મદદ કરી? આવો પ્રશ્ન આપણે જરૂર પૂછી શકીએ. મનુષ્યે સાધેલા જ્ઞાનવિકાસમાં વ્યક્તિ તરીકે અને એક પ્રજા તરીકે આપણું સ્થાન ક્યાં છે એ પણ આપણે વિચારવું જોઈએ: જ્ઞાનના આ વિકાસમાં

આપણો કંઈ ફાળો છે? આ રોમાંચક સાહસમાં આપણે સક્રિય ભાગ લઈએ છીએ ખરા? કે પછી માત્ર મૂઢ સાક્ષી બનીને જૂની જડ ભૂમિકાએ રાચીએ છીએ? આપણે આ જ્ઞાનવિકાસના બનાવોને જાદુમંત્રના રહસ્યભર્યા તમાશાઓ તો ગણતા નથી ને? અથવા મહાકાવ્યોમાં વર્ણવેલા ચમત્કારો ગણી કાઢતા નથી ને? અજ્ઞાનના આવરણમાં રહીને આપણે માનવશક્તિઓનો દુરુપયોગ થંભાવી શકીશું? આપણી સ્વતંત્રતા અને લોકશાહીને જાળવી શકીશું?

કુદરતી ઘટનાઓની ઊંડી સમજના વિકાસને પરિણામે જ વિજ્ઞાન આગળ વધી રહ્યું છે. આ સૈકાના ઉષ:કાળમાં જ આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદે અને મેકસ પ્લાન્કના કણવાદની શકવર્તી જાહેરાતે વૈજ્ઞાનિક વિચાર-સરણીમાં ક્રાન્તિકારક ફેરફારો જન્માવ્યા છે. વળી હાઈઝનબર્ગના અનિશ્ચિતતાના સિદ્ધાન્તે, ઉપર ટપકે દેખાતી અવ્યવસ્થામાં એક વ્યાપક, અતૂટ એકતાનું દર્શન કરાવ્યું છે. નિરીક્ષણ અને મૂળભૂત બાબતોની સમજમાંથી, તેમ જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કક્ષાએ જઈને વર્તનને રજૂ કરનાર નવા ગણિતશાસ્ત્રના રચનાકાર્યથી, વિજ્ઞાનને આગળ ધપવા માટે એક નવો મંચ મળી ગયો. વૈજ્ઞાનિક પદ્ધતિનો ક્રમિક અને પદ્ધતિપૂર્વક ઉપયોગ થવાથી નવું નવું જ્ઞાન મળતું ગયું. ટેકનોલૉજીનો પણ વિકાસ થયો. મુક્ત રાજ્યની લોકશાહી વિકસાવનાર આમજનતાની ચાંચ પણ ન ડૂબે એટલી હદે નવી નવી શોધખોળો થતી ગઈ. ખુદ વૈજ્ઞાનિકોને પણ નવા નવા ખ્યાલો સમજવામાં મુશ્કેલી પડે છે કારણ કે પરંપરાગત પ્રચલિત વિજ્ઞાન એના જૂના માળખા દ્વારા જ નવાને સમજવા તેઓ મથે છે. જમાને જમાને જે પડકાર માણસને ઝીલવો પડે છે એ જ પડકાર આપણી સામે છે. એ છે આપણી પોતાની પરિસ્થિતિ — Environment — ને સમજવાનો પડકાર.

આ વસ્તુ મને પાયાના સવાલ તરફ પ્રેરે છે; અને એ સવાલ છે શિક્ષણનો : વિજ્ઞાનશિક્ષણનો. એ સવાલ માત્ર નિપુણાત — સ્પેશિયાલિસ્ટોના શિક્ષણનો નથી પણ બહુજનસમાજને પણ એની સાથે એટલી જ લેવાદેવા છે.

હજુ હમણાં જ યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખને ત્યાંની સાયન્સ એડવાઈઝરી કમિટીએ એક રિપોર્ટ સુપરત કર્યો. એ રિપોર્ટ પ્રસિદ્ધ પણ થયો છે. શિક્ષણ અને વિજ્ઞાનના ક્ષેત્રની અગ્રણી વ્યક્તિઓની બનેલી આ કમિટીએ અમેરિકાની પરિસ્થિતિનો આબેહૂબ ચિતાર આપ્યો છે. એ કમિટીએ ભારપૂર્વક જણાવ્યું છે કે કેળવણી એ માત્ર જીવનની પૂર્વતૈયારી નથી પરંતુ એ તો જીવનનું એક અંગ છે. વર્તમાન જરૂરિયાતોને પહોંચી વળવા, શિક્ષણપદ્ધતિએ ચાર મુખ્ય મુદ્દાઓ ધ્યાનમાં લેવા જોઈએ :

(૧) કેળવણી એવી હોવી જોઈએ કે જે ઊગતી-ઊછરતી પેઢીની બુદ્ધિ-શક્તિને સરાણે ચડાવે અને તેની જિજ્ઞાસાવૃત્તિને પ્રેરે.

(૨) સદાયે વૃદ્ધિ પામતા જ્ઞાનભંડારમાંથી નવનીત તારવતાં, કેળવાયેલાને આવડે.

(૩) કેળવણી એવી હોય કે જેના પ્રભાવે સંસ્કૃતિની જરૂરિયાતો મુજબ રચનાત્મક સાધનો નિપજાવી શકે તેવા નેતાઓ સરજાવે.

(૪) કેળવણીએ એવા નાગરિકો સરજવા જોઈએ કે જેઓ એમનાં જ્ઞાન અને સાધનો, સામાજિક તેમ જ સાંસ્કૃતિક વિકાસ અર્થે જ પ્રયોજે.

શૈક્ષણિક સંસ્થાઓને અનુલક્ષીને કમિટીએ એવી ટીકા કરી છે કે, શિક્ષણવિષયક ચર્ચાઓ માત્ર મકાનો, બજેટ કે અભ્યાસક્રમ પૂરતી જ મર્યાદિત રહેવી ન જોઈએ. એ બધાં કોઈ એક સાધ્યનાં આવશ્યક સાધનો ગણાવાં ઘટે. પરંતુ આપણે સાધ્યનો પ્રથમ વિચાર કરવો જોઈએ. ખીલતાં બાળકોને, યુવાનો અને પ્રૌઢોને આપણે પૂર્વની પ્રજા — પેઢીઓના બૌદ્ધિક અને સાંસ્કારિક અનુભવોનાં તત્ત્વોથી પરિચિત કરવાં જોઈએ. કેળવણીનું કામ વ્યક્તિમાં જિજ્ઞાસા પ્રેરવાનું છે; દરેક વ્યક્તિને ભૂત પ્રત્યે નહિ, પરંતુ ભાવિ ભણી નજર કરતી કરવાનું છે; એનામાં રહેલી બૌદ્ધિક શક્તિઓને યથાશક્ય વિકસિત કરવાનું છે અને એ વિકાસને આજીવન ટકાવી રાખવાનું છે. આપણે માટે વારંવાર ચકાસી જોવાનું એ રહે છે કે ઉપદેશેલા સિદ્ધાન્તો કેટલે અંશે વ્યવહારમાં ઊતર્યા; કારણ કે અત્યારે કેળવણીકારો અલ્પસંતોષમાં રાચતા હોય એ ભયકારક પરિસ્થિતિ પ્રવર્તે છે, જે સ્થાનિક અને સરકારી કક્ષાએ કામ કરતા કેળવણીકારોને ભમાવે છે; પરિણામે બને છે એવું કે મર્યાદિત ક્ષેત્રોમાં થયેલા વિકાસની મદદથી સમગ્ર દૃષ્ટિએ કેળવણીના ક્ષેત્રના વિકાસની ઊણપને ઢાંકી દેવામાં આવે છે.

વિદ્યાર્થીઓને તેમની શક્તિના યથાશક્ય વિકાસ પ્રત્યે ઉન્મુખ કરવા, અધ્યાપકની પ્રતિષ્ઠાની વૃદ્ધિ કરવી, નિષ્ણાતો તેમ જ સામાન્ય વિદ્યાર્થીઓના શિક્ષણમાં સુધારણા કરવી, — આટલાં કાર્યો હાલના કેળવણીકારને શિરે આવે છે. વળી સમગ્ર શિક્ષણ જો સબળ બને તો જ ઍન્જિનિયરિંગ કે અન્ય વૈજ્ઞાનિક શાખા સબળ બની શકે. નિસર્ગશક્તિવાળી વ્યક્તિઓ પરત્વે વિશેષ ભાર મૂકવો ઘટે પણ તે અલ્પ શક્તિવાળાને ભોગે નહિ. ‘બધાંને સમાન તકો મળવી જોઈએ’ એવો એક પ્રચલિત ખ્યાલ છે. પરિણામે નિસર્ગશક્તિવાળાને સાધન-સગવડો ઓછી મળે એવું બને છે. દુર્બળ ભાંડુઓની સારસંભાળ લેવાની લોકોની સ્વાભાવિક ઇચ્છાને લીધે, કેટલાક મનોવૈભવશાળીને સાધન-સગવડો ઓછાં મળે છે.

આપણે આપણી જાતને પૂછીએ : 'અમેરિકન કેળવણીકારોએ કરેલી ટીકા આપણને કેટલે અંશે લાગુ પડે છે? આપણી શૈક્ષણિક પદ્ધતિ આપણી ઊછરતી પ્રજા-પેઢીમાં જિજ્ઞાસા પ્રેરે છે? વર્તમાન વિજ્ઞાનનું જ્ઞાન આપણે આપણા યુવાનોમાં સંક્રાન્ત કરી શકયા છીએ? શક્તિઓના યથાશક્ય વિકાસ પ્રત્યે આપણે વિદ્યાર્થીઓને અભિમુખ કરી શકીએ છીએ? નિસર્ગદત્ત શક્તિવાળા માટે આપણે કંઈ જોગવાઈ કરી છે? પ્રજાના વિશાળ સમૂહ સુધી પાયાની કેળવણી અને અક્ષરજ્ઞાન પહોંચ્યાં છે?' મોટા ભાગના પ્રશ્નોના જવાબમાં આપણે માથું જ ધુણાવવાનું રહે છે. અમેરિકા કરતાં આપણું કામ અનેકગણું દુષ્કર છે—જોકે શિક્ષણના ક્રૂર પ્રશ્નો—જેમનો આપણે સામનો કરવાનો છે તે બધા સર્વસ્પર્શી છે.

આપણા દેશમાં હાલના અધ્યાપકોની સામાજિક પ્રતિષ્ઠા કેવી છે? સોવિયેટ દેશે આ પાયાનો સવાલ બીજાં બધાં રાષ્ટ્રો કરતાં ઘણો વહેલો હાથ ધર્યો હતો. અનેક પ્રજા-પેઢીઓને લીધે આગળ વધેલાં રાષ્ટ્રોને પણ વિજ્ઞાન અને ટેકનોલૉજીમાં સોવિયેટ રાષ્ટ્રે આજે પાછળ રાખી દીધાં છે એ હકીકતના મૂળમાં અભ્યાસનિષ્ઠાપૂર્વક ખેડાયેલી શિક્ષણપદ્ધતિ જ છે. એ પદ્ધતિની શરૂઆત થાય છે શિક્ષકથી, વૈજ્ઞાનિક-સંશોધકથી, અને શિક્ષણશાસ્ત્રીઓથી. એ બધાની ગણના થાય છે સામાજિક પ્રથમ પંક્તિની વ્યક્તિઓ તરીકે. એમને માત્ર શાબ્દિક ઈલકાબ-ખિતાબોથી વધાવવામાં આવતા નથી. પણ ઊંચું જીવનધોરણ અને ઉત્તમ અધિકૃત વર્ગને મળે એ પ્રકારનું પ્રભાવપૂર્ણ સ્થાન આપવામાં આવે છે. સોવિયેટ રાષ્ટ્રમાં અક્ષરજ્ઞાન અને પાયાની કેળવણીના પ્રશ્નને, નિષ્ણાતો તૈયાર કરવા માટેના શિક્ષણ સાથે તેમ જ નિસર્ગદત્ત શકિતશાળીના શિક્ષણ સાથે ગૂંચવવામાં આવતો નથી.

બે વર્ષ પહેલાં, યુનાઈટેડ સ્ટેટ્સમાં નેશનલ સાયન્સ ફાઉન્ડેશને હાઈસ્કૂલના છેલ્લા ધોરણના ભૌતિકશાસ્ત્રના અભ્યાસક્રમની ફરી ચકાસણી કરવા એક કમિટી સ્થાપી. એમ જણાયું કે પ્રમુખ સંશોધકો અને જુનિયર કૉલેજ અને શાળાના શિક્ષકો વચ્ચે વિચાર અને સૂઝની બાબતમાં ઘણો મોટો ફેર છે. ફિઝિકલ સાયન્સ કમિટીએ શિક્ષકો અને મૌલિક સંશોધકના સંયુક્ત કાર્યનો પ્રોજેક્ટ હાથ ધર્યો. છેલ્લાં અઢી વરસથી અમેરિકાના ઉત્તમોત્તમ વૈજ્ઞાનિકો પચાસ જેટલા પ્રતિભાશાળી શિક્ષકો જોડે મળીને ભૌતિકશાસ્ત્રના શિક્ષણની પુનર્ઘટનાના કાર્યમાં ગૂંથાઈ ગયા છે. ભૌતિકશાસ્ત્ર માટે છેવટનો ઘડાયેલો અભ્યાસક્રમ ૨૦૦ જેટલી હાઈસ્કૂલોમાં કસોટી માટે પ્રયોજવામાં આવ્યો છે. આ અભ્યાસક્રમ પ્રમાણે પુનર્યોજિત ક્રમબદ્ધ પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે, જેમાંથી નિરર્થક હકીકતો ચાળી કાઢવામાં આવી છે. શાળા માટે પ્રયોજવા મુશ્કેલ એવા ૮૦ પ્રયોગોની ફિલ્મોનો એક સેટ તૈયાર

કરવામાં આવ્યો છે. તેમાં ભૌતિક નિયમોમાં રહેલી પાયાની એકતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. બીજું, પાયાના ભૌતિક સિદ્ધાન્તો પ્રગટ કરતા અનેક પ્રયોગો વિદ્યાર્થીઓએ જાતે કરવાના છે. તાલીમ આપનાર માટે માર્ગદર્શકો તૈયાર કરવામાં આવ્યા છે. શિક્ષકોની તાલીમ માટે વર્કશૉપ યોજવામાં આવે છે. નવા પુનર્યોજિત અભ્યાસક્રમને અનુસરનારા શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓનું માપન (Evaluation) પણ કરાય છે. વળી આ પ્રવૃત્તિક્રમમાં નવા વિજ્ઞાનવિકાસને અને વર્ગના ઓરડાઓમાં પ્રાપ્ત થયેલા શિક્ષકના અનુભવને ધ્યાનમાં લઈને વારેવારે પુનર્વિચારણા-પુનર્યોજના કરવામાં આવે છે. આ ઉપરાંત ગણિતશાસ્ત્ર અને બાયોલૉજીના શિક્ષણ માટે પણ આવી એક કમિટી કામ કરે છે.

મને ખાતરી છે કે આપણામાંથી ઘણાને એક સવાલ ઊઠશે: "આપણે હાલની પરિસ્થિતિમાં શું કરી શકીએ? પ્રથમ તો આપણે હાઈસ્કૂલ અને યુનિવર્સિટીની કક્ષાઓને ધ્યાનમાં રાખી અભ્યાસક્રમના ધ્યેયને સ્પષ્ટ કરવું જોઈએ. આપણે એક Forum—ફોરમની રચના કરવી જોઈએ. આપણે એ ધ્યેયની ચર્ચા-વિચારણા કરવી જોઈએ. આપણો મૂળભૂત સવાલ તો એ છે કે આપણી હાલની સંસ્થાઓ આપણી પ્રવર્તમાન પરંપરાઓ, અભ્યાસક્રમ અને શિક્ષણપદ્ધતિઓ સાચે જ આપને આપણા ઈષ્ટ હેતુઓ કે ધ્યેય તરફ લઈ જાય છે કે નહિ. હું ધારું છું, આપણા ગુજરાતમાં સૌથી ગંભીર સવાલ માત્ર શિક્ષણપ્રથાની દરિદ્રતાનો જ નથી પણ ગુજરાત, ભારત કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં નેતૃત્વ લઈ શકે તેવી સહજ તેજસ્વિતાવાળી વ્યક્તિઓ માટે જોગવાઈની ખામીનો છે. અધિક સામર્થ્યવાળા વિદ્યાર્થીઓને શક્તિઓના યથાશક્ય વિકાસ તરફ વાળે તેવા પ્રવૃત્તિક્રમ અને હેતુઓવાળી સંસ્થાઓની આપણે તાકીદની જરૂર છે. ગુજરાત જેવી એફિલિયેટિંગ યુનિવર્સિટીને લક્ષમાં લઈએ તો એમ થઈ શકે કે સૌથી અધિક શક્તિશાળીઓને માર્ગદર્શન આપવાનું કામ હાથ ધરી શકે એવો એક ખાસ શિક્ષકગણ નિયુક્ત કરવામાં આવે.

જેનો "ભાષાઓના યુદ્ધ" લેખે ઉલ્લેખ થાય છે તે ભાષાઓના ઝઘડાઓને લીધે આપણે ત્યાં એક પ્રકારની અંધાધૂંધી પ્રવર્તે છે. મોટા ભાગના લોકો એટલું તો કબૂલ કરશે કે માતૃભાષા દ્વારા જ્ઞાનની સંક્રાન્તિ સરળ રીતે થઈ શકે છે. આપણે આ ઘટનાને વાસ્તવિક બનાવવી હોય તો વિશ્વનું જ્ઞાન માતૃભાષામાં પ્રાપ્ત થાય તેવી સગવડ હોવી જોઈએ. ગુજરાતી ભાષાને શિક્ષણના માધ્યમ તરીકે મળનારી સફળતા ગુજરાતી ભાષા અને તેના સાહિત્યના વિકાસ પર અવલંબે છે. મૌલિક કૃતિઓના સર્જનની અને બીજી ભાષાના અનુવાદોની ઉત્ક્રાન્તિજન્ય પ્રક્રિયા સમય માગી લે તેવી છે. કદાચ એ પ્રક્રિયા પેઢીઓ

સુધી—સૈકાઓ સુધી પણ લંબાય. અત્યાર સુધીનો તેનો ઇતિહાસ નિરાશાજનક છે. જો આપણે ગુજરાતી ભાષાને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનાવવા ગંભીર ઇરાદો સેવતા હોઈએ—અને હું માનું છું કે સેવવો જોઈએ—તો સાહિત્યની હાલની 'દિલ ચાહે સો કરે'ની અવસ્થા નભવી ન જોઈએ. સદ્‌ભાગ્યે આપણી મુશ્કેલીઓ ઉકેલી આપવામાં મદદગાર બને એવાં બે ઉત્તમ દૃષ્ટાન્તો આપણી સમક્ષ છે. પ્રથમ રશિયાનું અને બીજું અમેરિકાનું. રશિયામાં અનુવાદકોની તો જાણે કે એક ફોજ છે, જે વ્યવસાયના ધોરણે અને વ્યવસ્થિત રીતે બધાં જ્ઞાનક્ષેત્રોની મુખ્ય મુખ્ય કૃતિઓનો અનુવાદ રશિયન ભાષામાં સુપ્રાપ્ય બનાવે છે. એથી સૌથી વિશેષ અગત્યની કૃતિઓ તેમના મૂળ દેશોમાં નિશ્ચિત થયેલી કિંમતથી પા કે અરધી કિંમતે અનુવાદ ગ્રંથોમાં લભ્ય બને છે. તાજેતરની મારી મોસ્કોની મુલાકાત વખતે વિશ્વ કિરણ પરિષદમાંના મારા એક સાથી એમ. આઈ. ટી.ના પ્રોફેસર હતા. તેમણે પુસ્તકની દુકાનમાં નેત્રવિદ્યા-ઑપ્ટિકસ પરના પોતાના પુસ્તકનો રશિયન અનુવાદ જોયો. એમને તે દિવસ સુધી એ પુસ્તકના રશિયન અનુવાદની ખબર જ ન હતી. અમારી યજમાન સંસ્થા—વિજ્ઞાન અકાદમી આગળ એમણે કૉપીરાઈટનો સવાલ ઊભો કર્યો કે તરત જ તેમને ૨૦,૦૦૦, રૂબલની એક સામટી રકમ આપવાનું કહેવામાં આવ્યું. માત્ર મુશ્કેલી એ હતી કે પૈસા એ દેશની બહાર લઈ જઈ ન શકાય. જે નગદ રકમ એમને મળી તેમાંથી પોતાના કુટુંબ માટે ગમે તેટલી ભેટ સોગાદો-ખરીદે તોપણ તે ખૂટે તેમ ન હતી. અમેરિકામાં પણ એક સુવ્યવસ્થિત મંડળ છે કે જે રશિયાનાં બધાં અગત્યનાં વૈજ્ઞાનિક પ્રકાશનોને લગભગ ત્રણેક માસમાં અંગ્રેજી ભાષામાં ઉપલભ્ય બનાવે છે. આ દૃષ્ટાન્તો એમ દર્શાવે છે કે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરતી ધીમી ઉત્ક્રાન્તિમય પ્રક્રિયાઓ ઉપર આપણે આધાર ન રાખવો જોઈએ. મારો તો આગ્રહ છે કે આ બાબતને યુદ્ધના પાયા ઉપર મુકાયેલી ગણીને ચાલવું જોઈએ. ભિન્ન ભિન્ન જ્ઞાનક્ષેત્રોમાં કૌશલ ધરાવનાર ૩૦ થી ૫૦ અનુવાદકોને કામે લગાડી દર વર્ષે ૧૫૦ થી ૨૦૦ પુસ્તકો આપણી ભાષામાં ઉપજાવવાં જોઈએ. હું માનું છું કે યુનિવર્સિટી પ્રેસે આ કામ હાથ ધરવું જોઈએ. એ પ્રેસની નજર માત્ર પાઠ્યપુસ્તકો પર જ નહિ પણ બહુજનસમાજની જરૂરિયાતો પર પણ હોવી જોઈએ.

પણ સંક્રાન્તિના ગાળામાં આપણે શું કરવું? હું ધારું છું કે ભાષા—ગુજરાતી કે ગમે તે—તો સાધ્ય માટેનું એક સાધન છે. જગતના પ્રવાહ સાથે વહેવા માટે જરૂરી પાયો તૈયાર કરવા સાથે સંબંધ ધરાવતી ન હોય તેવી મુદત મનસ્વી રીતે ઠરાવીને બળજબરીથી આપણે વર્તીશું તો શિક્ષણનું ધ્યેય આપણા હાથ-

માંથી સરી જશે. આ સળગતા પ્રશ્નને મેં વિસ્તારપૂર્વક છણ્યો છે તે એટલા માટે કે ગુજરાતી નવી પેઢીના શિક્ષણના આંખાયે સવાલ સાથે એ ગાઢ રીતે સંકળાયેલો છે. મારે એવા ઘણા માણસો જોડે ચર્ચા થઈ છે. કે જેઓ એવો અભિપ્રાય પ્રગટ કરે છે કે વિકાસ છેવટે તો આ કે તે મુખ્ય એવા સામાજિક કે આર્થિક કારણ પર અવલંબે છે; અને એ કારણ કેળવણીકારના કાબૂની બહાર છે. હું માનું છું કે આપણાં સમાજશરીરને જે લકવો લાગુ પડ્યો છે તેના મૂળમાં આ અભિપ્રાય પડેલો છે. અનેક મોરચાઓ ઉપર સિદ્ધ થયેલી નાની નાની પ્રગતિઓનો પણ સરવાળો કરીએ તો તે મહત્ત્વનો બની જાય છે અને પરિવર્તન માટે દિશા ઉઘાડી આપે છે. આપણે આપણા મનના આગળા ઉઘાડી નાખીએ અને આગેકૂચ આદરીએ.

## પત્રકારત્વ વિભાગના પ્રમુખ
## શ્રી રવિશંકર મહેતાનું ભાષણ

### સર્વોદય યુગનું પત્રકારત્વ

આપ સૌએ મને આપેલા આ માન બદલ હાર્દિક આભાર માનું છું.

સ્વભાવે અને તેના કરતાંયે વધુ સંસ્કારે હું એકાંતપ્રિય માણસ છું. તેમ છતાં મારી આસપાસ મેં સર્જેલી અગોચરતાની વાડ વીંધીને આપ સૌએ આ પદ માટે મારી પસંદગી કરી છે તો સજ્જનોએ આપેલા અને યદૃચ્છાએ ઉપસ્થિત થયેલા માનનું અવમાન ન થવું જોઈએ એવી બુદ્ધિથી અહીં આપની સમક્ષ હાજર થયો છું.

આજના આ ભાષણ માટે મેં પસંદ કરેલા મુખ્ય વિષય પર આવતાં પહેલાં આમાં, અન્યથા પ્રસ્તુત ગણાય એવા કયા વિષયોનો ઉલ્લેખ, શા માટે ટાળ્યો છે તે પ્રથમ જણાવી લઉં.

આ વ્યવસાયી પત્રકારોની સભા નથી. ભલે 'અલ્પજીવી' પણ પત્રકારત્વ એ પણ સાહિત્યિક પ્રવૃત્તિનું એક અંગ જ લેખાય એવા ખ્યાલથી પ્રેરાઈને આપે સાહિત્ય પરિષદના સમ્મેલનમાં આ વિભાગ નિર્માણ કર્યો છે. આમ સાહિત્યના એક અનુષંગી વિભાગના પ્રમુખસ્થાનેથી આજ હું બોલી રહ્યો છું એ ખ્યાલમાં રાખીને, વ્યવસાયી પત્રકારોમાં આજે મનોમંથન જગાવી રહેલા કેટલાક વિષયો જેવા કે વ્યવસાયી પત્રકારોના વેતન માટેની સરકારી સમિતિનો ચુકાદો, અખબારી પ્રકાશકોને વિકળ બનાવી રહેલો પાનાં-કિંમત સવાલ, અખિલ ભારત તંત્રી પરષિદની આતુર વિચારણાનો વિષય બની રહેલ વર્તમાનપત્રના તંત્રમાં સંપાદકના સ્થાનનો પ્રશ્ન અને એવા બીજા સવાલોની વિચારણા મેં અહીં ટાળી છે. અખબારી આલમના આ સવાલો મહત્ત્વના નથી એવું નથી; તેમ જ આ બધા સવાલો સાથે વ્યવસાયી પત્રકારો સિવાય બીજા કોઈને કશી જ નિસ્બત નથી, એવુંયે નથી. આગળ જતાં આ ભાષણમાં હું સૂચવવાનો છું તેમ, વર્તમાનપત્રના સમગ્ર તંત્રમાં મુખ્ય સંપાદકનું સ્થાન એ એક એવો વિષય છે કે જેમાં સમાજના યોગક્ષેમમાં રસ ધરાવતા સૌ કોઈએ રસ લેવો ઘટે તેવું છે. છતાં આ બધા વિષયો મહદંશે વ્યવસાયી પત્રકારોના રસના વિષયો હોઈ, તેમની ચર્ચા મેં અહીં ટાળી છે.

આ જ પ્રમાણે વિદેશી, ભારતનાં અંગ્રેજી, અન્ય દેશી ભાષાઓનાં અને ગુજરાતી વર્તમાનપત્રોના આપેક્ષિક ગુણદોષનું તારતમ્ય મેં ટાળ્યું છે; એ જ રીતે

તે તે દેશકાળના દેશી-વિદેશી ખ્યાતનામ પત્રકારો અને તેમણે પ્રચલિત કરેલાં વૃત્તનિરૂપણ અને વૃત્તવિવેચનનાં ધોરણો અને પ્રણાલિકાઓનો ઉલ્લેખ પણ આ ભાષણના હેતુઓ પૂરતો મેં ટાળ્યો છે. અને ભારત તેમ જ ગુજરાતના પત્રકારત્વના વિકાસ અને વીતકોના ઇતિહાસ અને ગુજરાતી પત્રકારત્વના મારા વર્તમાન સહ-ધર્મીઓનાં નામોનો ઉલ્લેખ પણ નિવારું છું.

આ બધાંની વિચારણા નિરુપયોગી અથવા નીરસ છે એમ હું માનતો નથી, પરંતુ સ્વર્ગીય પુણ્યસ્મરણ મહાદેવભાઈથી આરંભીને પરિષદના છેલ્લા સમ્મેલન પર્યન્તના મારા માનનીય પુરોગામીઓનાં ભાષણો હું વાંચી ગયો છું, તેમાં આ બધા વિષયોની ચર્ચા પૂરતા પ્રમાણમાં થઈ ચૂકી છે, પક્ષપ્રતિપક્ષની માંડણી જેવું પણ થોડુંક થઈ ચૂક્યું છે, અને ગુજરાતી પત્રકારોની વર્તમાન પેઢીના યશસ્વી પૂર્વજોને ઘટતી અંજલિ પણ અપાઈ ચૂકી છે. એટલે એ ખેડાઈ ચૂકેલા ખેતરમાં વધુ ખેડાણ કરવાનું મને ઉચિત નથી લાગતું.

વળી, આ બધા વિષયોની વિગતે રજૂઆત કરતું તેમ જ અખબારી કલાને લગતું વિપુલ સાહિત્ય અંગ્રેજી પુસ્તકો દ્વારા સુલભ છે, અને ગુજરાતી પત્રકારત્વનો પણ ગણનાક્ષમ ઇતિહાસ—શ્રી. રતન માર્શલનો—પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. અખબારી વ્યવસાયમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રસ ધરાવતા ઘણાખરાએ એ બધું વાંચ્યું પણ હોય છે. એટલે તેમાંથી મને ફાવે તેવું થોડુંક દોહન આપની સમક્ષ રજૂ કરી, પારકે પુત્રે સપુત્ર દેખાવાનું, મારી બહુશ્રુતતાનો આભાસ ઉત્પન્ન કરવાનું અને આપનો સમય બગાડવાનું મને ઉચિત નથી લાગ્યું.

છતાં, આપણા તેમ જ અન્યોના ભૂતકાળના અનુભવ અને વર્તમાનના આચાર-વિચારમાંથી ઘણુંક શીખવાનું તો હોય જ છે; અને ગુજરાતી પત્ર-કારત્વે છેલ્લા બે-ત્રણ દાયકાઓ દરમિયાન સર્વથા નોંધપાત્ર કહી શકાય એવો વ્યવસાયી ઉત્કર્ષ સાધ્યો હોવા છતાં, તેણે જે જાતના ભાવિ વિકાસની અપેક્ષા હું આ ભાષણમાં આગળ દાખવવાનો છું તેને પહોંચી વળવા માટે હજુ ઘણુંક શીખવાનું રહે જ છે એમ હું માનું છું. એટલે એ સંબંધમાં મારો જે અનુભવ અને ખ્યાલ છે તે ટૂંકામાં રજૂ કરું છું.

અઠ્ઠાવીસ વર્ષની પત્રકાર તરીકેની મારી અવિરત કારકિર્દીમાં હું ત્રણ સાંજનાં અને ત્રણ સવારનાં દૈનિક પત્રોમાં, ત્રણ—એક અંગ્રેજી અને બે ગુજરાતી—સાપ્તાહિકોમાં અને એક માસિકમાં સંપાદક તરીકે રહેતો આવ્યો છું. એ બધાં સાથેના સંબંધો હું સ્વેચ્છાએ જોડતો અને તોડતો રહ્યો છું એટલે રડતા પહાણા—rolling stone—જેવી એ મારી કારકિર્દી માટે કદાચ મારા સ્વભાવની ચંચળતા કારણભૂત હોઈ શકે, પણ વ્યવસાયી અણઆવડત તો નહિ. એ જે

હોય તે, પણ એ વિચિત્ર અને ભાતીગળ અનુભવ દરમિયાન મને પેલી અંગ્રેજી કહેવત A rolling stone gathers no moss—રડતા પહાણાને ફૂગ ન વળગે —એ ખોટી પડતી લાગી છે. ઘણાક પ્રકાશકો અને પત્રકારોના પરિચયમાં હું એથી આવી શક્યો છું, અને તેમાંથી મને ઘણુંક જાણવાનું અને શીખવાનું મળ્યું છે. વળી પત્રકારત્વમાં હું એક વ્યવસાયશોધક તરીકે નહિ પણ પ્રચારક આવેશ — જેને ઉજ્જવલ દેખાડવા missionary zeal પણ કહી શકાય—થી જોડાયેલો એટલે વૃત્તનિરૂપણ કરતાંયે વૃત્તવિવેચન—editorial and feature writing—સાથે મારી વધુ નિસ્બત રહેતી આવી છે. વ્યવસાયી જવાબદારીને કારણે વૃત્ત-નિરૂપણના સિદ્ધાંતો અને કળાનો અભ્યાસ પણ કરવો જ પડેલો; પરંતુ મારી મુખ્ય જવાબદારી હંમેશાં વૃત્તવિવેચનની જ રહી છે, એટલે વ્યવસાયના એ વિભાગમાં ઉત્કર્ષ સાધવા માટે એ વિષયનાં વિદેશી તેમ જ દેશી ખ્યાતનામ પત્રો અને પત્રકારોની વિવેચન-પદ્ધતિનો યથાશક્તિ અભ્યાસ—શરૂઆતનાં વર્ષોમાં તીવ્ર અને હવે થોડો મંદ એવો અભ્યાસ—કરતો રહ્યો છું.

એ અભ્યાસના પ્રમાણ અને પ્રકારની રજૂઆત કરીને હું આપનો સમય નહિ લઉં, પણ ટૂંકામાં એટલું જણાવી લઉં કે બીજા વિશ્વયુદ્ધ પહેલાં એમાં મુખ્યત્વે બ્રિટિશ લોકશાહી અને રશિયન સામ્યવાદી પત્રકારત્વનો અને ગૌણ અંશે અમેરિકી પત્રકારત્વનો સમાવેશ થતો. બ્રિટિશ પત્રોમાં 'લંડન ટાઈમ્સ', 'માન્ચેસ્ટર ગાર્ડિયન' એ બે દૈનિકો અને 'ન્યૂ સ્ટેઈટ્સમેન ઍન્ડ નેશન' અને 'ઑબ્ઝર્વર' સાપ્તાહિકોની વૃત્તવિવેચન પદ્ધિતઓનો મેં પદ્ધતિસર અભ્યાસ કરેલો. એ અભ્યાસનો નિષ્કર્ષ એ રહ્યો છે કે સંપાદકીય લેખો લખવાની કળામાં આખરે મને એકલા 'ઑબ્ઝર્વર'ના જે. એલ. ગાર્વિનની પદ્ધતિ પ્રત્યે જ સ્થાયી આદર રહ્યો અને સમાચાર-વિવેચનના—feature writingના—ક્ષેત્રે સ્વ. એચ. એન. બ્રેઈલ્સફર્ડ અને 'ડેઈલી હેરલ્ડ'ના શ્રી. ઈ. એન. યૂવરની પદ્ધતિ પ્રત્યે જ આકર્ષણ રહ્યું. ભારતીય પત્રકારત્વમાં વૃત્તિનિરૂપણ તેમ જ વૃત્તવિવેચન બંને ક્ષેત્રે ભૂતપૂર્વ 'બૉમ્બે ક્રૉનિકલ'ના સંપાદક સ્વ. બી. જી. હૉર્નિમૅન પ્રત્યે જ મને આદરબુદ્ધિ ઊપજી હતી અને તે આજ સુધી કાયમ રહી છે. એમના આછા પ્રત્યક્ષ પરિચયમાંથી સંપાદકીય કર્તવ્ય, સમાચાર-વાર્તાના લેખન અને શિરલીટીઓ આપવાની કળા તેમ જ વૃત્તવિવેચનની કળા વિશે જે શિક્ષણ મળ્યું તે મારે માટે ખૂબ જ ઉપકારક અને અવિસ્મરણીય બની રહ્યું છે. તેમના સિવાય બીજા ઘણાક હિંદી પત્રકારોના પરિચયમાં આવવાનું થયેલું અને તેમાંના કેટલાકના—દા. ત. સ્વર્ગીય અમૃતલાલ શેઠ અને સ્વામીનાથન સદાનંદના—કેટલાક વિશિષ્ટ ગુણો અને આવડતોનો મારા પર



વિજ્ઞાનવિભાગના પ્રમુખ ડૉ વિક્રમ સારાભાઈ વ્યાખ્યાન આપી રહ્યા છે.



પત્રકારત્વવિભાગના પ્રમુખ શ્રી રવિશંકર મહેતા વ્યાખ્યાન આપી રહ્યા છે.

બે દાયકા પહેલાં જ અપનાવી ચૂકેલાં. મારા ખ્યાલ પ્રમાણે એ પદ્ધતિ મુંબઈમાં શ્રી. લોટવાળાના 'હિંદુસ્તાન-પ્રજામિત્રના જૂથ'નાં પત્રોએ અપનાવેલી અને તે પછી આપણાં બધાં જ દૈનિક પત્રો એ માર્ગે વળેલાં અને હજુ આજેયે ટકી રહ્યાં છે. વૃત્તવિવેચનની બાબતમાં આપણે અમેરિકી પદ્ધતિના પ્રભાવ નીચે બહુ નથી આવ્યા, પરંતુ સંપાદકીય લેખોની સંક્ષિપ્તતા અને વિચારઘનતાનો અભાવ એ બંનેની સામાન્ય લાક્ષણિકતા દેખાઈ રહે છે. વૃત્ત-વિવેચનમાં વસ્તુનિષ્ઠતા — objectivity — અપૌરુષેયતા — impersonalness — એ તો કદાચ દુનિયાના બધા જ ભાગોના યુદ્ધોત્તરકાલીન પત્રકારત્વનું પ્રધાન લક્ષણ બની રહેલ છે, પણ આને પરિણામે એમાં સામાજિક જવાબદારી પ્રત્યેની ઉદાસીનતા અને કેવળ વ્યવસાયી ગુણયુક્તતા — professional competance — નો જે સંચાર થયો છે તેને લીધે વ્યક્તિઓ અને સમૂહો પર સંપાદકીય લખાણોની ચોટ — અથવા પ્રભાવ — ની જે ઊણપ વર્તાવા લાગી છે તે માત્ર ખેદજનક નહિ, ચિંતાજનક પણ છે.

યુદ્ધોત્તર કાળની એક વધારાની વિશિષ્ટતા એ રહી છે કે દેશની અંદરના વિવિધ ભાષાભાષી પત્રકારો વચ્ચે તેમ જ દેશ-વિદેશના પત્રકારો વચ્ચેનો સમાગમ સારી પેઠે વધી ગયો છે. ખ્યાતનામ પત્રકારો વિશે અગાઉ કેવળ વાંચવાનું જ રહેતું તેને બદલે તેમનો પ્રત્યક્ષ પરિચય અને તેમની સાથે સીધો વિચારવિનિમય હવે બહોળા પ્રમાણમાં સુલભ બન્યો છે. આવા સંપર્કો અને વિચારવિનિમયોમાંથી મેં જે સાર તારવ્યો છે તે એ છે કે પશ્ચિમના લોકો પાસે અખબારોનાં સર્જન અને પ્રકાશનની સાધન-સામગ્રીની વિપુલતા અને સરસાઈ અદેખાઈ ઉપજાવે તેવી હોય છે, બાકી વ્યવસાયી નિષ્ઠા કે આવડતની બાબતમાં આપણે તેમની પાસેથી નવું મેળવી શકીએ એવું બહુ ઓછું હોય છે. માનવધનમાં આપણે બીજા કોઈના કરતાં ઊતરતા નથી. હકીકતમાં એમાંના ઘણાક તો આપણા વ્યવસ્થાતંત્રની નિર્બળતા અને સાધનસગવડોની ઊણપ જોતાં જે જાતનાં અખબારો આપણે પ્રગટ કરી શકીએ છીએ તે બદલ સુખદ આશ્ચર્ય દાખવતા હોય છે. એટલે યંત્રવિષયક બાબતોને બાદ કરતાં વ્યવસાયી પ્રેરણા અને માર્ગદર્શન માટે બહાર નજર નાખવાની આવશ્યકતા આપણે માટે હવે બહુ રહી નથી એવો મારો મત બંધાયો છે.

જેને સમાચાર-સામયિકો — news magazines — કહેવામાં આવે છે તેમનો પ્રાદુર્ભાવ અમેરિકા-બ્રિટનમાં તો બીજા વિશ્વયુદ્ધ પહેલાં જ થઈ ચૂકેલો, પણ તેમને યુદ્ધોત્તર કાળની વિશિષ્ટ પેદાશ ગણી લેવામાં આવે તો ખોટું નથી. આપણે ત્યાં પણ અંગ્રેજી ભાષામાં 'બ્લિટ્ઝ', 'કરન્ટ' અને એક વર્ષથી

હસ્તીમાં આવેલ 'લિન્ક' એ પ્રકારનાં સમાચાર-સામયિકો છે. પત્રકારત્વના આ પ્રકારનો અવતાર હજુ ગુજરાતી ભાષામાં નથી થયો. આજના યંત્રયુગના માનવી માટે ગતિ, ગંભીરતા અને લઘુતાનો સમન્વય એવાં સામયિકો સાધી આપતાં હોય છે; પરંતુ સંગીનતાને ભોગે સનસનાટી અને સત્યને ભોગે સ-રસતા સાધવાની વૃત્તિનું આવાં સામયિકોમાં જે ખાસ વલણ હોય છે તે નિવારી ન શકાય તો આ પ્રકારનાં પ્રકાશનોથી ગુજરાત વંચિત રહે તેમાં તેને કંઈ ખાસ ગુમાવવા જેવું નહિ હોય. પત્રકારત્વનો આ નવો પ્રકાર ખેડનારાઓની વાત કરું છું ત્યારે 'લિન્ક' સમાચાર-સામયિકના સંપાદક શ્રી. અરદત્ત નારાયણનું નામ નવી પેઢીના નમૂનેદાર પત્રકાર તરીકે મારા ગુજરાતી વ્યવસાયી બંધુઓના ધ્યાન પર મૂક્યા વિના હું રહી શકતો નથી.

પરના નહિ પણ પોતાના અનુભવની આટલી વાત રજૂ કરી લીધા પછી હવે હું આ ભાષણના મુખ્ય વિષય પર આવું છું. નથી કહેવું, નથી કહેવું એમ કહેતાં કહેતાં આટલી જે વાત મેં કહી નાખી છે, અખબારી વ્યવસાય સંબંધે, તે આપને બધાને રસદાયક કે ઉપયોગી લાગી હશે કે કેમ તે તો હું જાણતો નથી; પરંતુ સર્વોદય યુગના જે પત્રકારત્વની અપેક્ષા હું વ્યક્ત કરવા માગું છું તેની ભૂમિકા રૂપે આટલી અભાવ-ભાવ-આત્મક રજૂઆત મને આવશ્યક લાગી હોવાથી જ આપનો આટલો સમય લીધો છે.

એ હકીકત પ્રત્યે હું પૂરતો સભાન છું કે 'સર્વોદય યુગ' શબ્દ ઉચ્ચારવાની સાથે જ હું ઊંડા પાણીમાં પગ મૂકી રહ્યો છું; એટલે શરૂઆતમાં ચોખવટ કરી લઉં છું કે સર્વોદય શબ્દ હું કોઈ સામ્પ્રદાયિક કે વિશિષ્ટ અર્થમાં નથી વાપરતો. એના સાદા-સીધા શબ્દાર્થમાં એ પ્રયોજું છું; અને એ શબ્દથી જે પ્રકારની સમાજરચના મને અભિપ્રેત છે, જે મારા નમ્ર અને આજના સામાજિક જીવનની આકાંક્ષા છે; અને જેના નિર્માણ તરફ આપણો ભારતીય સમાજ સભાન-અભાનપણે તણાઈ રહ્યો છે તેને માટે કોઈ એક વધુ ઉચિત શબ્દ ન મળવાથી જ એ શબ્દનો હું પ્રયોગ કરી રહ્યો છું.

કાર્લ માર્ક્સના દર્શન અનુસાર માનવસમાજના ઐતિહાસિક વિકાસક્રમમાં મૂડીવાદ પછીથી સમાજવાદનો તબક્કો અપરિહાર્ય છે, એ દર્શનને આપણે અમાન્ય લેખતા હોઈએ તોયે માનવકુળનો એકતૃતીયાંશ ભાગ તો એને વેદવાક્ય જ લેખે છે અને તે અનુસાર પોતાનું સામાજિક જીવન ઘડી રહેલ છે એ હકીકતની અવગણના કરી શકાય નહિ. વળી માર્ક્સના દર્શનને નહિ અનુસરનારા પશ્ચિમી વિચારકો પણ એવા જ નિર્ણય પર પહોંચેલા છે. આલ્ડસ હક્સ્લીએ કહ્યું છે કે આપણી શતાબ્દી એ 'સામાજિક માનવી'ની શતાબ્દી છે;

અને પ્રો. ટૉઇન્બી જેવા ઉત્તમ ઇતિહાસવેત્તાનું પણ એવું માનવું છે કે આખી પૃથ્વી અને સમગ્ર માનવસમાજ એ એક અખંડ સહસમૃદ્ધિક્ષેત્ર છે એવો વિચાર સ્વીકારવો અને તે માટે મથવું એ આગલા તમામ માનવયુગોની અપેક્ષાએ આપણા યુગનું વ્યાવર્તક લક્ષણ છે.

એ બધા સંકલ્પો ભૌતિક જીવનની દૃષ્ટિએ થયેલા છે; પરંતુ કાળબળનો પ્રભાવ જુઓ કે નૈતિક કે આધ્યાત્મિક વિચારણા અનુસાર આપણા ગાંધીજી પણ આવતી કાલના ભારતીય સમાજનું એવું જ સંકલ્પિત ચિત્ર, તેનાં રૂપ અને રેખાઓ સહિત આપણાં પ્રેરણા અને માર્ગદર્શન માટે મૂકી ગયા છે. સમાજવાદ શબ્દના કરતાં ભાવાત્મક રીતે વધુ શ્રીમંત એવો સર્વોદય શબ્દ એમની જ દેણગી છે. આચાર્ય વિનોબા આજે એ જ સંદેશો લઈને દેશમાં ઘૂમી રહ્યા છે અને માર્ક્સવાદની સામાજિક પરિવર્તનની સંઘર્ષ-વિરોધાત્મક પ્રક્રિયાથી વિમુખ એવો પંડિત નેહરુની કૉંગ્રેસનો સમાજવાદ એ પણ ગાંધીબોધ્યા સર્વોદય વિચારથી મને તો ખાસ ભિન્ન નથી લાગતો.

વૈચારિક વાત જવા દઈએ તો કેવળ વ્યાવહારિક દૃષ્ટિએ પણ સર્વોદયી સમાજના નિર્માણ સિવાય આપણે માટે ગત્યંતર નથી એમ જોઈ લેવું ખાસ મુશ્કેલ નથી. આપણે પુખ્ત વયના પ્રત્યેક નાગરિકને મતાધિકાર બક્ષી દીધો છે. આવી માનવ અને રાજકીય સમાનતા નિર્માણ કરી દીધા પછી જીવનના બીજા કોઈ પણ ક્ષેત્ર — આર્થિક, સામાજિક સાંસ્કૃતિક કે બીજા કોઈ પણ ક્ષેત્ર — માં તેને લાંબો વખત અસમાનતાનો ભોગ બનાવી રાખવાનું શક્ય નથી. લોકશાહીનો ઉચ્છેદ કરીને હાલની વિષમતાઓ જાળવવાનો પ્રયાસ કરવામાં આવે તેનું પરિણામ લોહિયાળ ક્રાન્તિમાં જ આવે. એટલે કોઈ પણ દૃષ્ટિએ એ દિશામાં ઝડપી પ્રગતિ અનિવાર્ય છે. વિના વિલંબે અંત્યોદય સાધ્યા વિના આપણો છૂટકો નથી; અને અંત્યોદય સર્વોદયના સિક્કાની બીજી બાજુ છે. દેશમાંના તમામ રાજકીય પક્ષો સમાજવાદી ધ્યેયમાં સંમત છે અને કૉંગ્રેસના હાલના ધ્યેય અને પ્રયાણને 'સ્વદેશી સામ્યવાદ' ગણીને તેનો વિરોધ કરવા સંગઠિત બની રહેલા નવા 'સ્વતંત્ર'પક્ષને પણ 'ગાંધીવાદી સમાજવાદ' તો મંજૂર છે જ. એટલે એ સ્પષ્ટ બની રહે છે કે નૂતન સમાજરચનાના ધ્યેય વિષે ખાસ મતભેદ છે નહિ; મતભેદ એ સાધવાના માર્ગો પૂરતો મર્યાદિત છે.

અને માર્ગો પરત્વેના મતભેદ પણ, સામ્યવાદીઓને બાદ કરતાં બીજાઓ વચ્ચે દેખાય છે એટલો ગંભીર નથી. આવશ્યક પરિવર્તન માટે પ્રત્યક્ષ પશુબળનો પ્રયોગ તો કોઈ જ વિહિત નથી માનતું. એટલે આવશ્યક પરિવર્તન રાજ્યસત્તાના અધિષ્ઠાનવાળા કાયદાના શાસનથી થાય કે લોકશક્તિના અધિષ્ઠાનવાળા

ધર્મના શાસનથી થાય એટલો જ વિવાદ આજે આપણે ત્યાં ચાલી રહ્યો છે. વિનોબા – સર્વોદયવાદીઓ – ની પરિભાષામાં દંડશક્તિ વિરુદ્ધ જનશક્તિનો આ સવાલ છે. પરંતુ હું એની રજૂઆત એ રીતે નથી કરતો કારણ કે લોકશાહીમાં રાજ્યસત્તા એ વ્યાપક જનસત્તાનું પ્રત્યક્ષ અને કેન્દ્રિત વ્યવસ્થાપક તંત્ર હોય છે. આમજનતાની વ્યક્ત-અવ્યક્ત આકાંક્ષાઓ-ઇચ્છાઓથી વિમુખ એવા વ્યવસ્થા-પક તંત્રની હસ્તી કલ્પી શકાય નહિ. છતાં એ હકીકતનો સ્વીકાર કરવો જ રહ્યો કે આપણે ત્યાં જે પ્રકારની લોકશાહી પ્રચલિત છે તેમાં તેના શાસનતંત્રના તમામ નિર્ણયો અને પ્રયાણો જનતાની સભાન અનુમતિ ધરાવતાં હોય અથવા તો તેમની તાત્કાલિક આકાંક્ષાઓ અને ઇચ્છાઓને અનુરૂપ જ હોય એવું ન બને. આવું આપણે ત્યાં વધતાઓછા પ્રમાણમાં બની રહ્યું છે એવી ઘણા લોકોની ફરિયાદ છે.

આમ થવા માટેનાં ઘણાંક કારણો છે, જેની તાત્ત્વિક ચર્ચામાં ઊતરવાનું અહીં પ્રાસંગિક નથી. પરંતુ રાજ્યસત્તા ને જનસત્તા વચ્ચેનો આ વિરોધ નહિ પણ માત્ર વિરોધાભાસ દૂર કરવાનો આપણા સૌનો પ્રયાસ હોવો જોઈએ. એ હેતુ આપણે શાસનવ્યવસ્થાનું વિકેન્દ્રીકરણ સાધીને અને સત્તાનો પિરામિડ રચીને સાધી શકીએ એવું મોટા ભાગના વિચારકોનું માનવું થયું છે; અને એ સાધવાના પ્રયાસો પણ આપણે ત્યાં ચાલી રહ્યા છે. એવા પ્રયાસોને આપણે વેગ અને વિસ્તાર આપીએ.

પરંતુ ભૂલીએ નહિ કે આવા સંસ્થાકીય — institutional — ફેરફારો માત્રથી આપણે ધ્યેયની દિશામાં બહુ આગળ નહિ વધી શકીએ. એ સંસ્થાઓનો ઉપયોગ કરનાર માનવીને પણ બદલવો જ પડશે. તેની જીવનદૃષ્ટિ અને જીવનનાં મૂલ્યોમાં પણ પરિવર્તન પ્રેરવું રહેશે. અસ્તેય, અપરિગ્રહ, વ્યાવહારિક સત્યનિષ્ઠા, મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાથી લક્ષિત થતી મર્યાદિત અહિંસા અને સંયમી જીવન એ પારમાર્થિક મૂલ્યોનો વ્યક્તિ અને સમાજના વ્યાવહારિક જીવનમાં વિનિયોગ સાધવો રહેશે. આપણા પ્રત્યેક બંધુ નાગરિકને એ વાત આપણે ગળે ઉતારવી જ રહેશે કે કામ, દામ કે કરની ચોરી હવે આ જમાનામાં નભી શકશે નહિ; સમાજના રક્ષણ અને બીજાના પસીનામાંથી પેદા થતી સંપત્તિ કેવળ અંગત ભોગવિલાસ માટે સંઘરવાનું હવે શકય રહેશે નહિ; અને સંપત્તિના સર્જનના સાધનની માલિકી દ્વારા કેવળ સ્વાર્થ સાધવાની તક હવે નભશે નહિ. સ્વાર્થ-સાધના માટે સાચ-જૂઠનો વિવેક વિસારે પાડવાનું હવે હાનિકારક પુરવાર થશે; બંધુ નાગરિકો પ્રત્યેની અસમભાવભરી દૃષ્ટિ સામાજિક તિરસ્કાર કે બહિષ્કાર નોતરી રહેશે. અને અસંયમી જીવનનો નતીજો સામાજિક પ્રતિષ્ઠાનો નાશ હશે.

અને તેમને એ પણ સમજાવવું રહેશે કે આ બધા ગુણોનો અમલ બળના પ્રયોગ સિવાય બીજી રીતે શકય નહિ બને તો સામ્યવાદ આવશે; કાયદાની યંત્રણા દ્વારા જ શકય બનશે તો પશ્ચિમી ઢબનો સમાજવાદ આવશે; અને જો તમારા સ્વયંભૂ પ્રયાસથી આવશે તો ગાંધીજીનો સર્વોદય સ્થપાશે. કાળબળોનો અને આપણી પરિસ્થિતિનો એવો તકાદો છે કે આમાંનું કોઈ એક આવવું તો અનિવાર્ય છે; એ કઈ રીતે આણવું છે તેની જ પસંદગી હવે આપણે માટે ખુલ્લી છે.

એ સમજાવતાંની સાથે એ પણ યાદ રાખવું જરૂરી બનશે કે આ નૈતિક મૂલ્યોનો ઉપદેશ પરાપૂર્વથી થતો આવ્યો છે; છતાં તેનું સામાજિક આચરણ આજ સુધીમાં શકય નહોતું કારણ કે સંપત્તિની વિપુલતા—economy of abundance—સર્જવાનું ત્યારે શકય નહોતું; એટલે સંસ્કૃતિનો વિકાસ શકય બનાવવા માટે સંપત્તિને મર્યાદિત હાથોમાં—અમુક વર્ગમાં—કેંદ્રિત કરવી પડતી અને સત્તાએ—રાજ્યની દંડશકિતએ—એ બંનેની રક્ષા કરવી પડતી. પરંતુ સંપત્તિ-સર્જનની આજની વૈજ્ઞાનિક સગવડોએ સુયોગ્ય વહેંચણી વ્યવસ્થા દ્વારા મનુષ્યમાત્રને તેના પ્રાણી તેમ જ સંસ્કારી જીવનની સગવડો પહોંચાડવાનું શકય બનાવ્યું છે. એટલે સર્વોદયની ઢબે—પ્રજાની સ્વયંભૂ અનુમતિથી—સર્વાંગી સમાનતાવાળી સમાજરચના નિર્માણ કરવી હોય તો સંસ્થાકીય ફેરફારો દ્વારા ઉપર્યુકત નૈતિક મૂલ્યોનું આચરણ વ્યકિતઓ માટે આસાન બનાવવાની, અને વૈયકિતક જીવનના મૂલ્યપરિવર્તન દ્વારા એ નવી સંસ્થાઓને વધુ દૃઢમૂળ અને કાર્યસાધક બનાવવાની બેવડી પ્રક્રિયા આપણે અમલમાં આણવી રહેશે. આ માટે શાસન સંસ્થાઓ પર લોકમતનો પ્રભાવ અને લોકમત પર શાસનનો પ્રભાવ પાડી શાસનના કાયદાને ધર્મતુલ્ય અને લોકોએ સ્વૈચ્છિક રીતે અપનાવેલા ધર્મ—સમાજલક્ષી આચાર—ને કાયદા જેવો બંધનકારક બનાવવાની પેરવી હાથ ધરવી રહેશે. આ પ્રકારની દ્વિમુખી પ્રક્રિયા સર્વોદયી સમાજના નિર્માણની હામી બની રહેશે એમ મારું માનવું છે.

એવા સર્વોદયી સમાજનું નિર્માણ કરવું એ આપણા ભારતીઓ માટે ભગવાન મહાકાલનો આદેશ અને સંકેત છે એમ મને લાગે છે. જે નૈતિક મૂલ્યોના અધિષ્ઠાન વિના બીજા ગમે તે પ્રકારના સર્વતોભદ્ર—સામ્યવાદી—સમાજનું ચણતર રેતીના પાયા પર થશે એમ હું માનું છું, એ મૂલ્યો આપણને સદ્ભાગ્યે વેદના વારાથી સાંપડયાં છે અને એ મૂલ્યોના આચરણની ભવ્યતા પ્રદર્શિત કરવા ત્યારથી આજ સુધી લગભગ પ્રત્યેક પેઢીએ સંખ્યાબંધ વ્યકિતઓ આપણે ત્યાં પ્રાદુર્ભાવ પામતી આવી છે. અને જયારે વિપુલતાનું અર્થકારણ સ્થાપવાનું ભૌતિક વિજ્ઞાને શકય બનાવ્યું ત્યારે એ મૂલ્યોના સામુદાયિક આચરણનો

ભૂમિકાનું ખેડાણ સૌથી વધુ એ પ્રદેશમાં થયું છે. અહિંસાનું સામુદાયિક આચરણ જેટલું ગુજરાતમાં છે તેટલું ભારતના બીજા કોઈ ભાગમાં નજરે ચડતું નથી. ઉપરાંત ગુજરાતની પ્રજાને ગાંધીજીના ઉપદેશ અને તેના વ્યાવહારિક પ્રાત્યક્ષિકનો પણ બીજા પ્રાન્તોની અપેક્ષાએ વધુ લાભ મળ્યો છે.

અને જાણે ઇતિહાસના આટલા સંકેતો અધૂરા હોય તેમ હવે ગુજરાતના અલગ રાજ્યનું નિર્માણ પણ લગભગ નિશ્ચિત થઈ ચૂક્યું છે. એટલે કૉંગ્રેસ અને ભારત સરકારની પ્રતિજ્ઞાના સમાજવાદને સર્વોદયનો ઘાટ આપી દેશના અન્ય પ્રાંતોને દાખલારૂપ બનવાની વિશિષ્ટ સગવડ પણ જાણે કે ઇતિહાસના એક વધારાના સંકેત રૂપે જ આપણને સાંપડી ગઈ છે.

એટલે ઇતિહાસના એ સંકેતને સાર્થક કરી બતાવવાની અનન્ય તક અને ફરજ આપણી સામે ઉપસ્થિત થઈ એમ હું માનું છું.

એ તકને દાદ આપવાની સામગ્રી પણ આપણી પાસે ઠીક ઠીક પ્રમાણમાં મોજૂદ છે. આપણી પ્રજાને ગાંધીજીની પ્રસાદદીક્ષા મળેલી છે અને સરદારશ્રીની વ્યવહારદક્ષતાનો વારસો મળેલો છે. કૃષ્ણાર્જુનની બેલડી જેવા એ નેતાઓને હાથે તાલીમ પામેલા સંખ્યાબંધ નેતાઓ આજે આપણી વચ્ચે વિદ્યમાન છે. વિકેન્દ્રિત શાસનના પાયારૂપ ગ્રામપંચાયતો દેશના અન્ય પ્રાન્તો કરતાં આપણે ત્યાં—ખાસ કરીને સૌરાષ્ટ્રમાં—વધુ સારી રીતે પોતાની કામગીરી અદા કરી રહી છે. સહકારી પ્રવૃત્તિનો વિકાસ પણ ગુજરાતમાં આશાસ્પદ રીતે ઝડપી અને વ્યાપક બન્યો છે. આપણો ખેડૂત પરિશ્રમશીલ અને બુદ્ધિમાન છે; અને આપણી સામાન્ય પ્રજા ઉદ્યમપ્રવણ છે. આટલું જાણે પૂરતું ન હોય તેમ તેલ અને અન્ય ખનિજોની શોધોરૂપે માતા ધરતીના આશીર્વાદ જાણે કે ગુજરાત પર ઊતરી રહ્યા છે. આપણી પાસે કંડલા જેવું પ્રથમ દરજ્જાનું અને બીજાં ઘણાંક ગૌણ દરજ્જાનાં બંદરો છે. વિપુલતાનું અર્થકારણ નિર્માણ કરવા માટે અને પ્રજાના જીવનને વિવિધ કક્ષાના ઉદ્યોગોના મધપૂડામાં પલટાવી નાખવા માટે ઔદ્યોગિક અનુભવ, વેપારી આવડત અને સાધનો આપણે ત્યાં સારા પ્રમાણમાં છે. અલગ રાજ્યરૂપે નિર્માણ થતાં ગુજરાતના ભાવિ યોગક્ષેમ વિશે આશંકા ધરાવવાનું કોઈ જ કારણ નથી.

અને એવા એ ઉદ્યમી ગુજરાતને સર્વોદયી ગુજરાતમાં પલટાવી નાખવાનું કામ પણ અતિ મુશ્કેલ હશે એમ મને લાગતું નથી. પરિગ્રહવૃત્તિના અને સત્તા-શોખના સીમાસ્તંભ જેવા રાજાઓને ત્યાગના માર્ગમાં સ્વેચ્છાએ વાળી શકનાર સરદારશ્રીના રાજકીય વારસો માટે ગુજરાતના ઉદ્યોગપતિઓને પોતાના ઉદ્યોગોના વિશ્વસ્તો—ટ્રસ્ટીઓ—માં પલટાઈ જવાને માર્ગે વાળવાનું, ખેડૂતોને પોતાના

ઊભડ મજૂરોને સાચા અર્થમાં સાથીઓમાં પલટાવી નાખવાને સમજાવવાનું અસામાન્ય રીતે મુશ્કેલ ન જણાવું જોઈએ. કાયદાઓ દ્વારા નહિ, પણ સમજાવટ દ્વારા સર્વોદયી સમાજરચનાનું માળખું આમ ગુજરાતને આંગણે પ્રથમ ઊભું કરવાનું માન અને ઐતિહાસિક કર્તવ્ય ગુજરાતને ફાળે નોંધાવું જોઈએ.

અનેક મુશ્કેલીઓ અને અવરોધો આપણા માર્ગમાં અવશ્ય ઊભાં હશે. એમાંનાં કેટલાંક તો જાણીતાં છે જ; અને તેમાંનાં થોડાંકનું નિરાકરણ તો મુંબઈ રાજ્યના વિભાજનના નિર્ણયમાં યોજાયેલું હશે જ એવી આપણે આશા રાખીએ. પરંતુ તે સિવાય પણ જે કોઈ નડતરો અને નિર્બળતાઓ હોય તે પાર કરી જવાની હામ આપણાં હૈયાંઓમાં હોવી ઘટે; તે માટેનાં ઉપાય-યોજનાની આવડત આપણાં ભેજાંમાં અને આવશ્યક પુરુષાર્થની શકિત આપણાં કાંડાં-બાવડાંમાં હોવી જોઈએ. પરિસ્થિતિનો જે પડકાર ઊભો થયો છે તે ઝીલી લેવાની અને જે અવસર આવ્યો છે તેને ગુજરાતની પ્રજાકીય અસ્મિતા પ્રગટાવીને દીપાવવાની આપણી પ્રાર્થનાયુક્ત આત્મશ્રદ્ધા હોવી જોઈએ. સ્વાયત્ત બનતા ગુજરાતને ભારતના પ્રથમ સર્વોદયી રાજ્યમાં પલટાવીને આપણે ગાંધીજી અને સરદારશ્રીના જીવનસંદેશને સાર્થક કરીએ.

ગુજરાતના આ ઐતિહાસિક સંદેશને અને તેના આ અવસરને ચરિતાર્થ કરવામાં બીજી સંસ્થાઓની સાથોસાથ આપણાં વર્તમાનપત્રોએ પણ અગત્યનો ભાગ ભજવવો રહેશે. પરંતુ હાલ છે તેવા સ્વરૂપે આપણાં અખબારો સર્વોદય યુગના તકાદાઓને બરાબર દાદ નહિ આપી શકે એમ મને લાગે છે. તે માટે કેટલાક સંસ્થાકીય અને અખબારોના આંતરિક તંત્રવિષયક ફેરફારો અમલમાં આણવા રહેશે. એ સંબંધે મારો જે ખ્યાલ છે તે ટૂંકામાં જણાવી દઉં.

સંસ્થાકીય ફેરફારો વિશેનો મારો ખ્યાલ આવો છે: અખબારોની વ્યક્તિગત માલિકી સર્વોદય યુગના પત્રકારત્વને અનુરૂપ નહિ હોય. એટલે હાલ જે અખ-બારો હસ્તી ધરાવે છે અને જીવનક્ષમ છે, તેમની આંતરિક વ્યવસ્થામાં ક્રમિક પરિવર્તન લાવવું પડશે અને નવાં પત્રો સંબંધે આયોજિત રીતે આગળ વધવું રહેશે. અખબારોની ત્રણ-ચાર કક્ષાઓ આપણે ખ્યાલમાં રાખવી રહેશે. સામાન્ય રસનાં અખબારોમાં બ્રિટન-અમેરિકા વગેરેમાં હાલ પ્રચલિત થયાં છે તેવાં રાષ્ટ્રીય અને જિલ્લાનાં પત્રો એવા બે ભાગ આપણે રાખવા પડશે. રાષ્ટ્રીય અખબારો કેવળ જિલ્લા, તાલુકા કે વ્યકિતગત ગામોને સ્પર્શતી બાબતો પર ઓછું ધ્યાન આપશે, પણ પોતાના વાચકોને દુનિયા, રાષ્ટ્ર અને રાજ્યના મહત્ત્વના ઘટના-પ્રવાહો અને વિચારપ્રવાહોથી સુમાહિતગાર રાખશે. આ પ્રકારની માહિતી માટે આપણો બુદ્ધિમાન વર્ગ આજ સુધી મુખ્યત્વે દેશનાં અંગ્રેજી અખબારો પર

આધાર રાખતો આવ્યો છે. પરંતુ એ સ્થતિનો હવે અંત આવવો જોઈએ. હું આપને આગળ જણાવી ગયો છું કે પ્રેરણા અને માર્ગદર્શન માટે હવે આપણા પત્રકાર વ્યવસાયે વિદેશો પર મીટ માંડવાનું બંધ કરવું જોઈએ. એવી જ રીતે અંગ્રેજી પત્રો પરનું અવલંબન પણ હવે ખતમ થવું જોઈએ. અંગ્રેજી ભાષા આ દેશમાંથી હવે જવા બેઠી છે અને જવી જ જોઈએ. તેનું સ્થાન રાષ્ટ્રભાષા હિંદી લે અને ઉત્તમ કોટિનાં હિંદી અખબારો આપણને સુલભ બને એમ હું અવશ્ય ઈચ્છું અને આવકારું. પરંતુ જો ગુજરાતીને આપણે રાજ્યની વહીવટી ભાષા અને તમામ કક્ષાના શિક્ષણની બોધભાષા બનાવવી જ હોય તો એ પ્રયાસના એક અનિવાર્ય ભાગરૂપે ઉચ્ચતમ કોટિનાં ગુજરાતી વર્તમાનપત્રો પણ આપણે ઉપજાવવાં પડશે જ. એવાં અખબારોને હું રાષ્ટ્રીય અખબારો કહું છું. એ અખબારો એવા પ્રકારનાં હોય કે સ્થાનિક કે જિલ્લા કક્ષાની ઘટનાઓનાં વિગતવાર નિરૂપણ અને છણાવટ માટે એ કક્ષાનાં પત્રો વાંચવા ઉપરાંત દેશ અને દુનિયાની ઘટનાઓથી સુમાહિતગાર રહેવા માટે પ્રત્યેક નાગરિકને એકાદ રાષ્ટ્રીય અખબાર વાંચવું પણ જરૂરી જણાય. આ પ્રકારનાં અખબારોને વિશાળ સંપાદક મંડળ, અભ્યાસ અને માહિતીનાં વિશિષ્ટ સાધનો અને ઉત્પાદન તેમ જ વ્યવસ્થાને લગતી બહોળી સાધનસામગ્રીની જરૂર રહેશે. જિલ્લા કક્ષાનાં પત્રો માટે એ સુલભ નહિ હોય એમ મારું માનવું છે, એટલે તેમણે આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય બાબતોને ગૌણ સ્થાન આપી, રાજ્ય, જિલ્લા અને મર્યાદિત વિસ્તારોની નિસ્બતની બાબતોને પ્રાધાન્ય આપવું રહેશે. આ બે પ્રકારો ઉપરાંત ચોક્કસ વ્યવસાયો અને વિદ્યા-કળાઓને લગતાં વિશિષ્ટ સામયિકોની હારમાળા પણ આપણે ખડી કરવી રહેશે.

હું ઉપર જણાવી ગયો તેમ એ નવાં અખબારોની માલિકી વ્યક્તિગત નહિ પણ સંસ્થાગત—એટલે કે જાહેર ટ્રસ્ટો, સહકારી સંસ્થાઓ અથવા તો પત્રકારોની પોતાની સહકારી મંડળીઓની હોય એ ઈચ્છનીય અને તેમનાં કર્તવ્યને અનુરૂપ—અનુકૂળ થઈ પડશે. વળી તેમની મૂળભૂત નીતિના નિર્માણ અને નિયમન માટે સુયોગ્ય વ્યક્તિઓની બનેલી સલાહકાર મંડળીઓ હોય એ પણ જરૂરી બનશે. સમાજલક્ષી યુગમાં સંક્રમણ કરીએ છીએ એટલે શું માલિક કે શું તંત્રી બેમાંથી એકેયની વ્યક્તિગત સગવડ કે ઈચ્છા પર અવલંબતી નીતિ અખબાર અને સમાજના શ્રેયની સાધનામાં બહુધા સહાયભૂત નહિ બની શકે.

પણ મૂળભૂત નીતિનિર્માણના વિષયમાં એટલું સ્વીકારી લીધા પછી બાકીની બધી જ બાબતોમાં નીતિનિરૂપણ તેમ જ પત્રના સંચાલનનો સમગ્ર દોર મુખ્ય

સંપાદકના હાથમાં છોડી દેવો પડશે. એમ નહિ કરવામાં આવે તો વર્તમાનપત્રમાં વ્યક્તિત્વ પાંગરશે નહિ; અને એમ નહિ થાય તો તેનો પ્રભાવ જનતા કે સરકાર કોઈના પર પડશે નહિ. ઘણાંક અંગ્રેજી અખબારોની બાબતમાં આજેયે બની રહ્યું છે તેમ બધાં જ સારાં અંગોનો એ સમૂહ બનશે, પરંતુ એક જીવંત પ્રાણવાન સત્ત્વ એ નહિ બની શકે; અને તેથી લોકોને એ પ્રેરણા કે માર્ગદર્શન આપી નહિ શકે. અખબારના સંચાલનમાં મુખ્ય સંપાદકના આવા નિર્ણાયક સ્થાન માટેનો અખિલ ભારત તંત્રીપરિષદનો જે આગ્રહ અને અહાલેક છે તેની સાથે હું સંપૂર્ણપણે મળતો થાઉં છું. એટલે સર્વોદય યુગનાં આપણાં વર્તમાનપત્રો—ખાસ કરીને રાજ્યની સાંસ્કારિક વિશેષતાના દૈનિક નમૂના જેવાં રાષ્ટ્રીય વર્તમાનપત્રો—માટે સુયોગ્ય મુખ્ય સંપાદકની તલાશ એ સૌથી મહત્ત્વનો વિષય બની રહેશે. એ મળી રહેશે તો બાકીનું બધું યથાક્રમે આપમેળે ગોઠવાઈ જશે.

સર્વોદય યુગના એ આદર્શ સંપાદકની મારી કલ્પના કેવી છે તેનો થોડો આડકતરો ખ્યાલ તો એ યુગનાં નૈતિક મૂલ્યોની જે ચર્ચા મેં આગળ કરી છે તેના પરથી આપને આવી ગયો હશે. છતાં મુદ્દાની અગત્ય જોતાં તેની ટૂંકામાં ફરી રજૂઆત કરી દઉં. જે પાંચ પારમાર્થિક મૂલ્યોનો વ્યાવહારિક સ્વરૂપે પ્રજાકીય જીવનમાં વિનિયોગ કરવાની જરૂરિયાત મેં જણાવી છે તે આવા સંપાદકના જીવનમાં તો વણાયેલાં હોવાં જ જોઈએ. એક જ શબ્દમાં તેનો અનુવાદ કરવો હોય તો એમ કહી શકાય કે સર્વોદય યુગનું પત્રકારત્વ એ 'બ્રાહ્મણ' વ્યવસાય હશે; અને બ્રાહ્મણવૃત્તિનો માણસ જ એના સંપાદક-પદ માટે સુયોગ્ય બનશે. સત્તા, સંપત્તિ અને મહત્તાની લાલસાઓથી અને રાજકીય પક્ષવાદથી એ પર હોવો જોઈશે અને એનું માનસ લોકસંગ્રહની ભાવનાથી પ્રેરાયેલા તટસ્થ દ્રષ્ટાનું હોવું જોઈશે. ઉમેરવાની ભાગ્યે જ જરૂર છે કે બહુશ્રુતતા અને વ્યવસાયી કાબેલિયત એ તો એના મૂળભૂત ગુણો હશે જ. એક આદર્શની મેં રજૂઆત કરી છે. એટલે જો તેના શબ્દાર્થમાં તેને લેશો તો આપને એમ લાગશે કે એવો માણસ અલભ્ય નહિ હોય તોયે અતિ દુર્લભ તો ગણાય જ. પરંતુ આને દિશાસૂચન લેખશો તો એ આદર્શને ઠીક ઠીક પ્રમાણમાં પોતામાં મૂર્તિમંત કરતા હોય એવા માણસો નહિ મળી રહે એમ હું માનતો નથી. ગુજરાતની ભૂમિ નિર્વીર્ય નથી; અને ગાંધીનું તપ આ ભૂમિમાંથી હજી પરવારી ગયું નથી.

સર્વોદય યુગમાં જે પ્રકારના રાષ્ટ્રીય અખબારની કલ્પના મેં આપની સમક્ષ રજૂ કરી છે તેનો અવતાર સાધવો જરાયે આસાન નથી. સાધનો અને સગવડો

આધાર રાખતો આવ્યો છે. પરંતુ એ સ્થતિનો હવે અંત આવવો જોઈએ. હું આપને આગળ જણાવી ગયો છું કે પ્રેરણા અને માર્ગદર્શન માટે હવે આપણા પત્રકાર વ્યવસાયે વિદેશો પર મીટ માંડવાનું બંધ કરવું જોઈએ. એવી જ રીતે અંગ્રેજી પત્રો પરનું અવલંબન પણ હવે ખતમ થવું જોઈએ. અંગ્રેજી ભાષા આ દેશમાંથી હવે જવા બેઠી છે અને જવી જ જોઈએ. તેનું સ્થાન રાષ્ટ્રભાષા હિંદી લે અને ઉત્તમ કોટિનાં હિંદી અખબારો આપણને સુલભ બને એમ હું અવશ્ય ઈચ્છું અને આવકારું. પરંતુ જો ગુજરાતીને આપણે રાજ્યની વહી-વટી ભાષા અને તમામ કક્ષાના શિક્ષણની બોધભાષા બનાવવી જ હોય તો એ પ્રયાસના એક અનિવાર્ય ભાગરૂપે ઉચ્ચતમ કોટિનાં ગુજરાતી વર્તમાનપત્રો પણ આપણે ઉપજાવવાં પડશે જ. એવાં અખબારોને હું રાષ્ટ્રીય અખબારો કહું છું. એ અખબારો એવા પ્રકારનાં હોય કે સ્થાનિક કે જિલ્લા કક્ષાની ઘટનાઓનાં વિગતવાર નિરૂપણ અને છણાવટ માટે એ કક્ષાનાં પત્રો વાંચવા ઉપરાંત દેશ અને દુનિયાની ઘટનાઓથી સુમાહિતગાર રહેવા માટે પ્રત્યેક નાગરિકને એકાદ રાષ્ટ્રીય અખબાર વાંચવું પણ જરૂરી જણાય. આ પ્રકારનાં અખબારોને વિશાળ સંપાદક મંડળ, અભ્યાસ અને માહિતીનાં વિશિષ્ટ સાધનો અને ઉત્પાદન તેમ જ વ્યવસ્થાને લગતી બહોળી સાધનસામગ્રીની જરૂર રહેશે. જિલ્લા કક્ષાનાં પત્રો માટે એ સુલભ નહિ હોય એમ મારું માનવું છે, એટલે તેમણે આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય બાબતોને ગૌણ સ્થાન આપી, રાજ્ય, જિલ્લા અને મર્યાદિત વિસ્તારોની નિસ્બતની બાબતોને પ્રાધાન્ય આપવું રહેશે. આ બે પ્રકારો ઉપરાંત ચોક્કસ વ્યવસાયો અને વિદ્યા-કળાઓને લગતાં વિશિષ્ટ સામયિકોની હારમાળા પણ આપણે ખડી કરવી રહેશે.

હું ઉપર જણાવી ગયો તેમ એ નવાં અખબારોની માલિકી વ્યક્તિગત નહિ પણ સંસ્થાગત—એટલે કે જાહેર ટ્રસ્ટો, સહકારી સંસ્થાઓ અથવા તો પત્ર-કારોની પોતાની સહકારી મંડળીઓની હોય એ ઈચ્છનીય અને તેમનાં કર્તવ્યને અનુરૂપ—અનુકૂળ થઈ પડશે. વળી તેમની મૂળભૂત નીતિના નિર્માણ અને નિયમન માટે સુયોગ્ય વ્યક્તિઓની બનેલી સલાહકાર મંડળીઓ હોય એ પણ જરૂરી બનશે. સમાજલક્ષી યુગમાં સંક્રમણ કરીએ છીએ એટલે શું માલિક કે શું તંત્રી બેમાંથી એકેયની વ્યક્તિગત સગવડ કે ઈચ્છા પર અવલંબતી નીતિ અખબાર અને સમાજના શ્રેયની સાધનામાં બહુધા સહાયભૂત નહિ બની શકે.

પણ મૂળભૂત નીતિનિર્માણના વિષયમાં એટલું સ્વીકારી લીધા પછી બાકીની બધી જ બાબતોમાં નીતિનિરૂપણ તેમ જ પત્રના સંચાલનનો સમગ્ર દોર મુખ્ય

સંપાદકના હાથમાં છોડી દેવો પડશે. એમ નહિ કરવામાં આવે તો વર્તમાન-પત્રમાં વ્યક્તિત્વ પાંગરશે નહિ; અને એમ નહિ થાય તો તેનો પ્રભાવ જનતા કે સરકાર કોઈના પર પડશે નહિ. ઘણાંક અંગ્રેજી અખબારોની બાબતમાં આજેયે બની રહ્યું છે તેમ બધાં જ સારાં અંગોનો એ સમૂહ બનશે, પરંતુ એક જીવંત પ્રાણવાન સત્ત્વ એ નહિ બની શકે; અને તેથી લોકોને એ પ્રેરણા કે માર્ગ-દર્શન આપી નહિ શકે. અખબારના સંચાલનમાં મુખ્ય સંપાદકના આવા નિર્ણાયક સ્થાન માટેનો અખિલ ભારત તંત્રીપરિષદનો જે આગ્રહ અને અહાલેક છે તેની સાથે હું સંપૂર્ણપણે મળતો થાઉં છું. એટલે સર્વોદય યુગનાં આપણાં વર્તમાનપત્રો—ખાસ કરીને રાજ્યની સાંસ્કારિક વિશેષતાના દૈનિક નમૂના જેવાં રાષ્ટ્રીય વર્તમાનપત્રો—માટે સુયોગ્ય મુખ્ય સંપાદકની તલાશ એ સૌથી મહત્ત્વનો વિષય બની રહેશે. એ મળી રહેશે તો બાકીનું બધું યથાક્રમે આપમેળે ગોઠવાઈ જશે.

સર્વોદય યુગના એ આદર્શ સંપાદકની મારી કલ્પના કેવી છે તેનો થોડો આડકતરો ખ્યાલ તો એ યુગનાં નૈતિક મૂલ્યોની જે ચર્ચા મેં આગળ કરી છે તેના પરથી આપને આવી ગયો હશે. છતાં મુદ્દાની અગત્ય જોતાં તેની ટૂંકામાં ફરી રજૂઆત કરી દઉં. જે પાંચ પારમાર્થિક મૂલ્યોનો વ્યાવહારિક સ્વરૂપે પ્રજાકીય જીવનમાં વિનિયોગ કરવાની જરૂરિયાત મેં જણાવી છે તે આવા સંપાદકના જીવનમાં તો વણાયેલાં હોવાં જ જોઈએ. એક જ શબ્દમાં તેનો અનુવાદ કરવો હોય તો એમ કહી શકાય કે સર્વોદય યુગનું પત્રકારત્વ એ 'બ્રાહ્મણ' વ્યવસાય હશે; અને બ્રાહ્મણવૃત્તિનો માણસ જ એના સંપાદક-પદ માટે સુયોગ્ય બનશે. સત્તા, સંપત્તિ અને મહત્તાની લાલસાઓથી અને રાજકીય પક્ષવાદથી એ પર હોવો જોઈશે અને એનું માનસ લોકસંગ્રહની ભાવનાથી પ્રેરાયેલા તટસ્થ દ્રષ્ટાનું હોવું જોઈશે. ઉમેરવાની ભાગ્યે જ જરૂર છે કે બહુ-શ્રુતતા અને વ્યવસાયી કાબેલિયત એ તો એના મૂળભૂત ગુણો હશે જ. એક આદર્શની મેં રજૂઆત કરી છે. એટલે જો તેના શબ્દાર્થમાં તેને લેશો તો આપને એમ લાગશે કે એવો માણસ અલભ્ય નહિ હોય તોયે અતિ દુર્લભ તો ગણાય જ. પરંતુ આને દિશાસૂચન લેખશો તો એ આદર્શને ઠીક ઠીક પ્રમાણમાં પોતામાં મૂર્તિમંત કરતા હોય એવા માણસો નહિ મળી રહે એમ હું માનતો નથી. ગુજરાતની ભૂમિ નિર્વીર્ય નથી; અને ગાંધીનું તપ આ ભૂમિ-માંથી હજી પરવારી ગયું નથી.

સર્વોદય યુગમાં જે પ્રકારના રાષ્ટ્રીય અખબારની કલ્પના મેં આપની સમક્ષ રજૂ કરી છે તેનો અવતાર સાધવો જરાયે આસાન નથી. સાધનો અને સગવડો

હાલ સારાં ગણાતાં અંગ્રેજી અખબારોમાં હોય છે એ જાતનાં જ જોઈશે; પણ આજનાં આપણાં સારામાં સારાં અખબારો પણ તેના નમૂના જેવાં તો નથી જ; અને વિદેશી અખબારોમાં બ્રિટનના હાલ 'ગાર્ડિયન' બનેલા 'માન્ચેસ્ટર ગાર્ડિયન' પર નજર બેસે છે. છતાં તેનો વધારે સારો નમૂનો તો એકમાત્ર અમેરિકાનું 'ક્રિશ્ચિયન સાયન્સ મોનીટર' જ મારા ખ્યાલમાં આવે છે. પરંતુ તેનીયે સીધી નકલ — Carbon copy — તો આપણે માટે વિહિત નહિ જ હોય. એ પત્રમાં હાલનાં આપણાં અંગ્રેજી અને દેશી ભાષાનાં વર્તમાનપત્રોમાં સમાચારો અને વિચારોની જે રીતે રજૂઆત થાય છે તેમાં કઈ જાતના ફેરફારો આમેજ કરવા જોઈશે તેનું એક સુરેખ ચિત્ર મારા મગજમાં છેલ્લા કેટલાક વખતથી આકાર લઈ રહ્યું છે; પરંતુ તેની રજૂઆતમાં હું આપનો સમય નહિ લઉં. પ્રસંગ મળશે તો મારા વ્યવસાયી મિત્રોની ચર્ચા-વિચારણા માટે એ છે તેવા સ્વરૂપે રજૂ કરવાનો ઇરાદો રાખું છું. આપને અને આ પરિષદ મારફતે ગુજરાતની ગુણજ્ઞ જનતાને મારો એટલો જ અનુરોધ છે કે વિશેષ નહિ તો આવું એકાદ અખબાર તો ગુજરાતને આંગણે અવતારવાની ચોંપ આપણે અવશ્ય રાખીએ. એમાંથી બીજાં અખબારોને પ્રેરણા અને માર્ગદર્શન આપોઆપ મળી રહેશે.

એક વિશેષ વાત આ અનુસંધાનમાં આપને કરી લઉં. આજના વિજ્ઞાનપ્રવણ યુગમાં જેમ દરેક વ્યવસાય અને તેનાં અંગોપાંગો માટે વિશેષજ્ઞો ખેવના કરી રહે છે તેવું જ અખબારી વ્યવસાયનાં વિવિધ અંગો પરત્વે પણ છે. એટલે એવા વિશેષજ્ઞોની તાલીમનો પ્રબંધ કરવા તરફ ગુજરાતની યુનિવર્સિટીઓએ લક્ષ આપવું ઘટે છે. એ પ્રકારની તાલીમ આજે તો કેવળ અખબારી વ્યવસાયમાં જ નહિ પણ અન્યત્ર પણ સારી પેઠે ઉપયોગી થાય. ઉદ્યોગ અને વ્યાપારના નવા યુગમાં જાહેર સંબંધક — Public relations — અધિકારીની માંગ ખીલવા લાગી છે. એવા લોકો માટે પણ અખબારી તાલીમ જરૂરી છે. એટલે આ જરૂરિયાત તરફ ઘટતું લક્ષ આપવું ઘટે છે.

અને છેલ્લે, આ પરિષદને જેની સાથે સીધી નિસ્બત છે એવા એક મુદ્દાની રજૂઆત કરીને આ ભાષણ સમાપ્ત કરું.

આપના સૌના ખ્યાલમાં તો હશે જ કે અમે વર્તમાનપત્રો નવા નવા શબ્દપ્રયોગોનાં ચાલુ કારખાનાં છીએ. દુનિયા અને દેશના જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અદ્‌ભુત અને વેગીલું પરિવર્તન આજે આકાર લઈ રહ્યું છે; અને જ્ઞાનવિજ્ઞાનની શાખા-પ્રશાખાઓનો વિસ્તાર પણ મૂંઝવી નાખે એટલો ઊંડો અને વ્યાપક બનતો ચાલ્યો છે. અનિવાર્ય રીતે જીવનના આ બધા આવિષ્કારોનો અમારે પત્રકારોએ સ્પર્શ કરવો પડે છે; અને તેથી અનેક પ્રકારના નવા અને પારિભાષિક શબ્દોનો

અવતાર અમારે સાધવો પડે છે. આપનામાંના બહુ થોડાને કદાચ ખ્યાલ હશે કે આવી વ્યવસાયી જરૂરિયાતને કારણે માર્ક્સવાદી વિચારસરણીની આખી પરિભાષા અમે ગુજરાતી પત્રકારોએ ઊભી કરેલી છે; અને એ પરિભાષા આજે લગભગ જેના તે સ્વરૂપે ચલણી નાણા જેવી બની ગયેલી છે.

આ બધું કર્યે તો જઈએ છીએ પણ મારો ખ્યાલ એવો રહેતો આવ્યો છે કે અમે પત્રકારો ભાષાશાસ્ત્રીઓ અને વિવિધ વિષયોના તજ્જ્ઞો ન હોવાથી અમારે હાથે સર્જાતા શબ્દપ્રયોગો યથાર્થના કરતાં અયથાર્થ હોવાનો સંભવ વધુ રહે છે. છતાં એ શબ્દો ભાષાનું ચલણી નાણું બનવાની શક્યતા ખરી જ. આજ સુધી તો આમ ચાલ્યું છે; પરંતુ હવે ગુજરાતી ભાષાના પદ્ધતિસરના વિકાસના સભાન પ્રયત્નો આપણે હાથ ધર્યા છે અને તેને રાજ્યકક્ષાની વહીવટી ભાષા અને સર્વ-કક્ષાના શિક્ષણનું માધ્યમ બનાવવા માગીએ છીએ ત્યારે આ પરિષદ એવા નવા શબ્દપ્રયોગોની નોંધ લઈ તેમની યોગ્યાયોગ્યતા ચકાસી તેમના પર 'પ્રમાણ'ની છાપ મારે અથવા વિકલ્પી શબ્દપ્રયોગો સૂચવે એવા અધિકૃત સાક્ષરોની એક ખડી સમિતિ નીમે એમ હું ઇચ્છું છું. વળી એવા નવા પ્રમાણિત શબ્દપ્રયોગોની પુસ્તિકાઓ પ્રસંગોપાત્ત બહાર પાડી તે વર્તમાનપત્રો, શિક્ષણસંસ્થાઓ અને રસ ધરાવતી અન્ય જાહેર સંસ્થાઓ પર મોકલી આપવાનો પ્રબંધ થાય એ મને ખૂબ જ ઇષ્ટ લાગે છે.

નવા શબ્દપ્રયોગોનું પ્રકરણ અમો પત્રકારો પૂરતું જ મર્યાદિત નથી. ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ગુજરાતી ભાષા બનતાં પાઠયપુસ્તકો વગેરેમાં અનેક નવા શબ્દો પ્રયોજાઈ રહ્યા છે; અને આપણાં વહીવટી તંત્રો પણ તેમના બરના ઘણાક નવા શબ્દો પ્રચલિત કરી રહ્યાં છે. એટલે એ બધાની સંભાળ રાખવાની વ્યવસ્થા આ પરિષદ તરફથી યોજાવી જોઈએ એમ મારું માનવું છે. પરંતુ આ ભાષણ સારી પેઠે લાંબું થઈ ચૂક્યું છે એટલે એ વિષયની વધુ છણાવટ નહિ કરતાં આટલો અંગુલિનિર્દેશ કરીને જ આ ભાષણ સમાપ્ત કરું છું.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ

૨૦ મું સંમેલન

# હેવાલ

ખંડ ૩ : નિબંધો

નર્મદ પછી તરત જ આપણને મળે છે નવલરામનું નીતર્યું ગદ્ય. સર્જક ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'માં એકીસાથે બોલચાલની છટાઓ અને પ્રજ્ઞાપ્રકાશ ઝીલતી શબ્દશક્તિ પ્રગટ થાય છે. મણિલાલમાં બુદ્ધિસ્પંદ અને હૃદયવેગ, ક્યારેક પક્ષિલ છતાં, આગવું આકર્ષણ જમાવે છે. શ્રીમદ્ રાજચંદ્રનાં પત્રો અને હાથનોંધો તત્ત્વજ્ઞાનપૂત ધર્માનુભવના વર્ણન માટે આપણી વાણી કેટલી હદે કામ આપી શકે છે તેના સુંદર નિદર્શનરૂપ છે. કાન્ત–કલાપીમાં શિષ્ટતાપક્ષપાતી ગદ્ય તો બલવંત-રાયમાં વિવિધ વ્યક્તિછટા વિકસાવતું ગદ્ય મળે છે. આનંદશંકરનો આત્મપ્રસાદ, મુનશીનો વેગ, ગાંધીજીની ગંભીર સરળતા, કિશોરલાલભાઈની નિષ્કંપ વૈજ્ઞાનિકતા, કાકાસાહેબ કાલેલકરની ભૂમાપ્રવણ કાવ્યમયતા, મેઘાણીની ભાતીગળ લોકસંવેદના, આદિ ગુજરાતી ગદ્યની અનેક સંસિદ્ધિઓ છે.

ગુજરાતી ગદ્યની સમૃદ્ધિ અંગેની એક જ વાત અહીં ચર્ચવાનો ખ્યાલ છે. તે તે ગદ્યકારે પોતાનું મનોગત પોતાને તે સમયે મળેલી ભાષાની મદદથી વ્યક્ત કર્યું અને એમના પ્રયત્નોનો સંચય એ જ ભાષાનો ગદ્યવૈભવ છે. ગદ્યવૈભવ ઉપર નજર નાખતાં જોવા મળે છે કે અમુક સમયના ગદ્યકારોનાં લખાણોમાં કેટલીક લઢણો આગળ તરી આવે છે, જે પાછળના ગદ્યકારોના લખાણમાં એટલી તરી આવતી નથી. એકને એ લઢણોએ પૂરું કામ આપ્યું છે, બીજાને એ એટલી કામની નથી – બીજી લઢણો એ જાતનું કામ આપવા માટે વિકસી છે. આ સ્વાભાવિક ક્રમ છે. સવાસો વરસ પહેલાં ગદ્યને — અવિકસિત ગદ્યને એકાએક અભિવ્યક્તિની અનેકવિધ માંગને પહોંચી વળવાનો પ્રસંગ આવ્યો તેના પરિણામે – અને ગદ્યને પગભર કરવા જે જુદી જુદી જાતના પ્રયત્નો થયા તેને લીધે – ઉક્તિની નવી નવી લઢણો ખીલે એ અનિવાર્ય હતું. કેટલીક જૂની લઢણોનું સ્થાન નવી લઢણો લે છે અને જૂનીનો ઉપયોગ ધીમે ધીમે ઘટતો જતો દેખાય છે. કેટલીક નવી ખીલેલી લઢણો પણ વપરાશમાંથી હટતી જતી હોય એવુંય તે જોવા મળે છે. આવી, ગુજરાતી ગદ્યની ઘસાતી – એટલે કે લેખનમાં ઓછી વપરાતી લાગતી – લઢણોનો કાંઈક પરિચય કરવાનો અત્યારે અહીં ખ્યાલ છે. એથી કાંઈ નહિ તો ઓછામાં ઓછું ગદ્યસમૃદ્ધિમાં ફાળો આપનાર એક અંગ – લઢણો (modes of expression) ઉપર, આ ચર્ચા પૂરતું, વિશેષભાવે ધ્યાન કેન્દ્રિત થશે.

લઢણોનો પ્રશ્ન એ મુખ્યત્વે વાક્યરચના સાથે જોડાયેલો છે. વાક્યમાં પદોની સ્થિતિ – વાક્યમાં પદોના ક્રમ અને વ્યુત્ક્રમ, એકના એક શબ્દની વિવિધ વાક્યોમાં સંદર્ભવશાત્ વિવિધ કામગીરી, પ્રધાનવાક્ય અને ગૌણવાક્યના તેમ જ અન્ય વાક્યાંશોના પરસ્પર સંબંધો સૂચવવા માટેનાં પદોની યોજના, – વગેરેની લઢણો બનેલી હોય છે. કોક વાર કોઈ શબ્દાંગ – પ્રત્યય સુધ્ધાં – ના વિશેષ ઉપયોગમાંથી

પણ લઢણ જામી હોય. વાકચના કથયિતવ્યને અને આખી કૃતિની એકવાકચતાને લઢણો ઉપકારક નીવડતી હોય છે અને એ રીતે શૈલીના એક અગત્યના અંગરૂપ છે.

દરેક ભાષાને પોતાની આગવી લઢણો હોય છે—વ્યવહારની જરૂરિયાતોને પહોંચી વળવાના પ્રયત્નો કરતાં કરતાં તે તે ભાષા બોલનારાઓએ અચૂક ખીલવી હોય છે. ગુજરાતીની બધી આગવી લઢણોમાંથી ગદ્યસાહિત્યમાં છેલ્લાં સો સવાસો વરસમાં ઘસાતી જળાતી લઢણોની—અને તેમાંથી પણ નમૂનારૂપ કેટલીકની જ—વાત અહીં કરીશું.

લઢણોની ચર્ચાનો સંબંધ મુખ્યત્વે ભાષાની અભિવ્યંજના (expression)ની શક્તિ એટલે કે કોઈ એક સમુદાયમાં જન્મેલી વ્યક્તિને અભિવ્યક્તિ માટે સુલભ ભાષાવિષયક સકલ સાજ(માત્ર કોશમાંના શબ્દો જ નહિ પણ વાકચમાં પદોનો વિશિષ્ટ ક્રમ, રૂઢિપ્રયોગો, વાકચયોગી કાકુ વ્યુત્ક્રમ આદિથી વાકચમાં પ્રગટતા આરોહઅવરોહ, ગદ્યલય, પદ્યલયના સીમાડા સુધી પહોંચતો ગદ્યલય, આદિ સમેત)ની સ્થિતિની સાથે રહેશે. કયાંક શબ્દની વાત પણ આવશે ત્યારે અને સામાન્ય રીતે ભાષાવિજ્ઞાન—ખાસ કરીને વ્યાકરણશાસ્ત્ર—સાથે ચર્ચાનો કાંઈ ને કાંઈ સંબંધ રહેવાનો, તેમ છતાં મુખ્યત્વે જેને ગદ્યશૈલી કહે છે તેની સાથે નિસ્બત વધારે રહેવાની.[1]

---

૧. આ લેખ લખાયા પછી લુઈ એચ. ગ્રેનું 'ભાષાના પાયા' (ફાઉન્ડેશન્સ ઑફ લેન્ગ્વેઈજ, ૧૯૫૦) વાંચવામાં આવતાં, તેમાંથી કેટલાંક અવતરણો-ઉલ્લેખો પાદટીપોમાં આપ્યાં છે.

ગ્રે ભાષાની અભિવ્યક્તિ-લઢણોને અને રૂઢિપ્રયોગોને ('modes of expression and particularly its idioms' ને ફા. લે. પૃ. ૯ ઉપર) સાથે ઉલ્લેખે છે.

ભાષાવિજ્ઞાનના ભાગ રૂપ વાકચરચના(સિન્ટેક્સ)ની ચર્ચા કરતાં ગ્રે કહે છે કે "એ શકય છે કે લય એ શબ્દક્રમમાં થોડોઘણો ભાગ ભજવે છે, પણ આપણું આ વિષયનું જ્ઞાન હજી એટલું બધું અપૂરતું છે કે ચર્ચા લાભદાયક ન નીવડે." (પૃ. ૨૩૯.) લય અને શૈલીને લગતી બાબતો ભાષાવિજ્ઞાનના અભ્યાસમાં પણ અમુક અંશે ઉપકારક છે એમ દર્શાવી, એમને મુખ્યત્વે સાહિત્યના અભ્યાસના ભાગરૂપે જ જોવા એ કહે છે: ". . .તળ ભાષાવિજ્ઞાનમાંથી લય. . . અને સાહિત્યશૈલીની બધી વિચારણાઓને દૂર રાખવી જોઈએ, સિવાય કે એ તત્ત્વો તે વખતે વિચારમાં લેવાતી ભાષા કે ભાષાઓનાં ધ્વનિપ્રક્રિયા, સ્વરભાર, રૂપતંત્ર, વાકચરચના, અથવા અર્થપ્રક્રિયા ઉપર અસર કરતાં હોય." (પૃ. ૪૪.) એમ કહીને એ ઉમેરે છે કે એ

ગદ્યલેખનમાં ઉત્તરોત્તર અમુક લઢણો ઘસાતી જતી–ઓછી ઉપયોગમાં લેવાતી–જોવા મળે છે તેમાં મુખ્ય કારણ એ છે કે સંસ્કૃતિસંદર્ભ બદલાતો ચાલે તેના પરિણામે ભાષાપરિવર્તનો અનિવાર્ય છે.

આપણી એક પ્રચલિત કહેવતને વિસ્તારીને કોઈ કહી શકે કે બાર ગાઉએ તેમ બાર વરસે બોલી બદલાય. તત્કાળ કદાચ અણપ્રીછયાં રહેતાં એવાં કાંઈ ને કાંઈ પરિવર્તનો થયાં જ કરતાં હોય છે. ધીમે ધીમે કેટલીક લઢણો બોલચાલમાંથી પણ બિલકુલ નાબૂદ થાય. એવી લઢણો જૂના ગદ્યસાહિત્યમાંથી જાણવામાં આવે, પણ સામાન્ય રીતે અતિઉપયોગથી લપટી પડી ગયેલી અથવા તો જુનવાણી કે કાલગ્રસ્ત લઢણોનો આશરો લેવાને બદલે તેમને સ્થાને આવેલી નવી તાજી લઢણો યોજવાની વૃત્તિ રહે એ જીવનનાં બીજાં ક્ષેત્રોની જેમ વાઙ્મય વ્યવહારમાં પણ સ્વાભાવિક છે.

બોલચાલમાં કેટલીક લઢણો સારી પેઠે વપરાતી હોય, ગદ્યલેખકના ભાષાનુભવના ભાગરૂપ પણ હોય, તેમ છતાં લખવા બેસે ત્યારે એમનો એ ઉપયોગ ન કરે એવું પણ બનતું હોય એમ જોવા મળે છે. લખાતી ભાષાની બોલાતી ભાષાથી સહેજ દૂરતા ( કહેવી હોય તો કહો કે કૃત્રિમતા ) રહેવાની જ. પણ એ દૂરતા( કે કૃત્રિમતા )ની માત્રા કોઈક દાખલાઓમાં વધુ પડતી પણ જોવા મળે.

આપણે ત્યાં ભાષાશિક્ષણપ્રચાર માટે ગઈ સદીના મધ્ય ભાગમાં વાચનમાળાનો ઉપયોગ શરૂ થયો તે પછી ભાષાપ્રયોગોમાં એક જાતનું સામાન્ય ધોરણ સ્થપાવાની ( standardization થવાની ) સાથે સાથે મોટો ફેરફાર એ થયો છે કે ભાષાની અભિવ્યંજનાશક્તિનો પૂરેપૂરો લાભ લેવાનું બનતું ન હોય એવું પણ ક્યારેક જોવા મળે છે. લખાતી ભાષામાં તો ઠીક, બોલાતી ભાષામાં પણ. દા. ત. અભણ દાદીમા પોતાનાં પૌત્રપૌત્રીને વારતા કહે એ સાંભળો. પછી એમના સુશિક્ષિત દીકરાને એનાં બાળકોને એ જ વારતા કહેવા દો. બંનેની ભાષાનો ફરક ઊડીને કાને વળગશે. નિરક્ષર દાદીમા ભાષાની અભિવ્યંજનાશક્તિનો પૂરો કસ કાઢતાં જણાશે જ્યારે એમના પુત્રની ભાષા પ્રમાણમાં જુદી–કોઈને કદાચ ફીકી પણ–લાગશે. પુત્રની ભાષામાં યોગ્ય રીતે જ સંસ્કૃત શબ્દો અને અંગ્રેજી લઢણો મળશે, પણ પોતાની ભાષાની સજજતાનો મબલક લાભ માતા જેવો લે છે તેવો એ લેતો જણાતો નથી, સ્વભાષાની વારસે મળેલી જે અનેક લઢણો માતા યોજે

---

રીતે તે અસર કરતાં ન હોય ત્યારે " આ પ્રશ્નો વાગ્મિતા (રહેટરિક) અને શૈલીતત્ત્વ-(સ્ટાઈલિસ્ટિક્સ)ના છે, નહિ કે ભાષાવિજ્ઞાનના." ( પૃ. ૪૪. )

છે તે બધી એ કામમાં લેતો દેખાતો નથી.[2] અભિવ્યક્તિ માટે તૈયાર થયેલાં ભાષાકીય ઓજાર સુલભ હોય છતાં અમુક સંજોગોમાં તે ધીમે ધીમે બિનવપરાશી બની જાય. શૈલીપરિવર્તનોના ઇતિહાસકાર માટે એ હકીકત નોંધપાત્ર અને અભ્યાસયોગ્ય છે.

એક મહાન પરિવર્તનયુગમાં ગુજરાતીમાં ગદ્યસાહિત્ય લગભગ નવેસરથી અને ઝડપથી રચાયું, અંગ્રેજી વાક્યરચનાના પ્રભાવ નીચે રચાયું. સુશિક્ષિતો લખતી વખતે – અને બોલતી વખતે પણ અંગ્રેજી વાક્યરચના અને વાક્યવળાંકોની વધુ નજીક રહેવા પ્રેરાયા – ટેવાયા અને એની અસર ભાષાની ઇબારત ઉપર સારી એવી પડી.[3] આવું ભાષાના ઇતિહાસમાં વારંવાર બનતું નથી.[4] સામાન્ય રીતે ભાષાઓમાં જે પરિવર્તનો થતાં હોય છે તે હમેશાં આટલાં ક્રાન્તિકારક હોતાં નથી.

સામાન્ય ધોરણો સ્થપાય ( સ્ટેન્ડર્ડાઈઝેશન થાય ) એ વ્યવહાર માટેના વાહનની વ્યાપક ઉપયોગિતા માટે જરૂરી છે. આપણે ત્યાં ઉદ્યોગીકરણને લીધે વધેલી આવજાને પરિણામે અને એકસરખી શિક્ષણપદ્ધતિને પરિણામે ભાષાવાહન અંગે એકવિધતા તરફ ગતિ વધે એ સ્વાભાવિક છે. પણ તે સાથે જ ભાષાવાહનની કાર્યક્ષમતા કેવી સચવાય છે – અને નવા સંજાગોમાં નવી રીતે કેવી ખીલે છે એનો પણ

---

૨. "... કોઈએ એ ભૂલવું ન ઘટે કે કેળવણી ઘણી બધી વાર બોલનાર કે લખનારના શબ્દક્રમને મઠારે છે" ( ફ્રા. લે., પૃ. ૨૪૦ ) એમ ગ્રે કહે છે. શબ્દક્રમ-વાક્યરચના ઉપર આધાર રાખતી લઢણો અંગે પુત્રના દાખલામાં જુદો અનુભવ થવામાં એની કેળવણી કારણભૂત હોવાની. ( ઉપરાંત જુઓ આ પછીની પાદટીપ. )

૩. તેમાં વળી અંગ્રેજી એ વાક્યરચનાની દૃષ્ટિએ દૃઢ – નિશ્ચિત શબ્દક્રમવાળી ભાષા. ગ્રે કહે છે:

"બહોળી રીતે બોલતાં, કેટલીક ભાષાઓ – દા. ત. હિટાઈટ, અંગ્રેજી, ફ્રેંચ અને જર્મન – ને **દૃઢ** શબ્દક્રમ છે એમ કહેવાય છે અને ગ્રીક, લૅટિન, આર્મેનિયન અને સંસ્કૃત જેવી બીજી ભાષાઓને **મોકળાશવાળો** ક્રમ છે." (ફ્રા. લે. પૃ. ૨૩૨.)

"... જેનું પ્રત્યયરહિતતા એ લક્ષણ છે ... – તે અંગ્રેજી તેમ જ ચીની ભાષામાં મોટે ભાગે શબ્દક્રમ નિશ્ચિત છે." (પૃ. ૨૩૭.)

૪. હિંદીમાં અત્યારે, દા. ત., ફારસી, અરબી આદિ શબ્દો સભાનપણે ટાળવાનું અને સંસ્કૃતનો ઐકાન્તિક આશરો લેવાનું વલણ વધ્યું છે તેમાં એ ભાષાનાં જે આગવાં અભિવ્યક્તિસાધનો ખીલેલાં હોય તેનો પૂરો લાભ લેવાનું જાણીજોઈને જતું કરવામાં આવતું ન હોય એવું વરતાય છે. ભાષાની સારીય ઇબારત ઉપર આની દૂરગામી અસર પડવાની.

અભ્યાસ થતો રહેવો જોઈએ. આપણી ભાષાઓ અંગે છેલ્લા સૈકામાં આ વિષયનો અભ્યાસ થયો છે કે કેમ એ પ્રશ્ન છે. ગુજરાતીની વાત કરીએ તો વ્યાકરણ અંગ્રેજી ઢાંચા પ્રમાણે—અને સંસ્કૃતને અવલંબીને—તૈયાર કરવાના પ્રયત્ન થયા. પણ સાક્ષાત્ ઉપયોગમાં લેવાતી ભાષા ઉપરથી તેનું સ્વરૂપ અને તેના નિયમો આલેખવાના પ્રયત્નો નજીવા થયા. વાકચરચનાની ગુજરાતી ભાષાએ ખીલવેલી લઢણોનો—અને નવી ખીલતી લઢણોનો અભ્યાસ થવો બાકી જ છે. (શૈલીની દૃષ્ટિએ જ નહિ, ભાષાવિજ્ઞાનના અભ્યાસના એક ભાગરૂપે પણ ગુજરાતીની વાકયરચના—સિન્ટૅક્સ—ની ઝીણવટભરી તપાસ થવી બાકી છે.)

અનિવાર્ય હતું તેમ, અંગ્રેજી વાકયરચનાનો પ્રભાવ ગુજરાતી ઉપર પુષ્કળ પડયો છે. બલકે અંગ્રેજી પ્રભાવની ગેરહાજરીમાં અર્વાચીન ગુજરાતી ગદ્યસસમૃદ્ધિની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એ પ્રભાવને કારણે કેટલીક ઉપકારક નીવડે એવી નવી લઢણો ખીલી, તેમ છતાં તેમાં અતિચાર પણ થયા. ગુજરાતી ભાષાની ઈબારતથી વિરુદ્ધ જનારા પ્રયોગો સામે આંગળી ચીંધવામાં આવતી હોય એવું કયારેક જોવા મળે છે. કમળાશંકર પ્રા. ત્રિવેદી 'બૃહદ્ વ્યાકરણ'ના "ભાષાશૈલી"—પ્રકરણમાં (પૃ. ૪૨૪) કહે છે:

"એક ભાષાની બધી રચના અન્ય ભાષાને સુશ્લિષ્ટ થતી નથી. દાખલા તરીકે, સાપેક્ષ સર્વનામનો પ્રયોગ, કોઈના બોલેલા શબ્દોને દર્શાવવાની આડકતરી ભાષારચના, પ્રધાન ને ગૌણ વાકયમાં કાળોનું સાદૃશ્ય—આ અને એવી બીજી રચના જેવી અંગ્રેજી ભાષામાં હોય છે તેવી ગુજરાતી ભાષામાં નથી."

ગદ્યલેખક અનિર્વાહ્ય એવી અંગ્રેજી લઢણો બેધડક અપનાવે છે એટલું જ નહિ, પણ બોલચાલમાં નિત્ય કાને પડતી ગુજરાતી ભાષાની આગવી અનેક લઢણોનો લખતી વખતે એટલો આદર કરતો નથી જેટલો વાચનમાળાની સામાન્ય ધોરણની (સ્ટૅન્ડર્ડ) ભાષા શાળાઓ દ્વારા પ્રચારમાં આવ્યા પછીના ગદ્યસાહિત્યની નવી લઢણોનો કરે છે. ગુજરાતી ગદ્યની કેટલીક લઢણો ઘસાવા પાછળ આ જાતની પ્રક્રિયા પણ દેખાય છે.

ઘસાઈ ગયેલી કે ઘસાતી લઢણો અંગે કાંઈ અફસોસ કરવાનો હોય નહિ. માત્ર એક વિશિષ્ટ પ્રકારના સંક્રાન્તિકાળમાં થયેલા પરિવર્તનની અસરોની, હકીકત તરીકે, નોંધ લેવી અને એનો પરિચય કરવો એ જ અભ્યાસી માટે વિશેષે તો રહે છે. દૃષ્ટાન્તો જોતાં આપણને જણાશે કે જૂની લઢણનો સદંતર ત્યાગ થયા પછી કેટલેક ઠેકાણે એ યોજવાથી લાભ હોય ત્યાં પણ એ યોજાતી નથી, તો કોઈ દાખલામાં નવી લઢણ સારી રીતે કામ આપી શકે એમ હોય ત્યાં જૂની જરીક-

અટપટી લઢણ ચાલુ રહે છે, તો વળી અમુક નવી ખીલેલી લઢણો અભિવ્યક્તિને ઉપકારક હોવા છતાં લાંબો વખત ટકી શકતી નથી અને કરમાઈ જાય છે. આપણે એ પણ જોઈશું કે ભાષાની કેટલીક આગવી લઢણો ભિન્નભિન્ન સમયમાં પણ ડોકિયાં કર્યા વગર રહેતી નથી.

જુનવાણી, કાલગ્રસ્ત, લપટી પડેલી લઢણો વાપરવાનું વલણ ધીમે ધીમે ઘટે છે. આમાં સમાજપરિવર્તનનો ફાળો હોય જ છે. કથા કરનાર વ્યાસ આદિ 'કહેતા હવા' એવો પ્રયોગ કરતા તેને બદલે ગદ્યલેખક 'કહ્યું' વાપરીને સંતોષ માને છે. ગદ્ય કરતાં પદ્ય વધુ રૂઢિચુસ્ત હોય છે, બલકે, રૂઢિનો વિશેષ પ્રકારે ઉપયોગ કરતું હોય છે. (અતિપરિચિતતા ટાળવી એ કાવ્યને માટે જરૂરી પણ હોય છે.) 'તણું-કેરું', 'મોઝાર' હજી આજે પણ પદ્યમાં યોજાય છે. વળી બાજાં ક્ષેત્રમાં બને છે તેમ વપરાશમાંથી હટેલી કોઈક જૂની વસ્તુ ફરી ક્યારેક યોજાય તો આકર્ષક પણ નીવડે છે. શ્રીધરાણીના, ગુરુ રામદાસ વિષયક, કાવ્યમાં યોજાયેલ 'હુવા અવાક' ઉપર બલવંતરાય પ્રસન્ન થયા હતા. એ પોતે પણ મધ્યકાલીન અત્યારે બિનવપરાશી અલ્પવપરાશી 'સપરાણો' જેવા શબ્દો[5] તો ઠીક પણ 'લ્યાવી' જેવાં રૂપ પણ યોજતા.

---

૫. શબ્દો વપરાશમાંથી કેમ નીકળી જાય છે ને તેનું સ્થાન બીજા લે છે એ પણ તપાસવા જેવો વિષય છે. પલટાયેલા સંસ્કૃતિસંદર્ભમાં કેટલાક શબ્દો ટકી રહે છે, પણ કોઈ વાર તો મૂળ અર્થ ઢંકાઈ ગયો હોય એ રીતે. કુશ+લ (દર્ભ કાપનાર) એ શબ્દના મૂળ અર્થને ન વિચારતાં 'નિપુણ'ના અર્થમાં એને આપણે યોજીએ છીએ. 'હાંજા ગગડી જવા–છૂટી જવા–નાહિમત થઈ જવું, ઢીલા થઈ જવું.' એમ જોડણીકોશ કહે છે, અને 'હાંજા'નો અર્થ નિશ્ચયપૂર્વક આપવાની સ્થિતિમાં ન હોઈ અંતે પ્રશ્નચિહ્ન મૂકે છે. ખરું જોતાં 'હાંજા ગગડી જવા'માં 'આંજા' [=(જોડણીકોશ પ્રમાણે જ) કૂવાથંભની બે બાજુના સઢ બાંધવાનાં મોટાં દોરડાં] શબ્દ છે. હજાર માઈલનો દરિયાકિનારો ધરાવતા ગુજરાતની ભાષામાં સમુદ્રજીવનનો સંપર્ક ઘસાતાં 'આંજા' પ્રજામાં શુદ્ધીકરણથી વળી 'હાંજા' બની 'હાંજા ગગડી જવા'માં લાક્ષણિક અર્થમાં જ ટકી રહ્યો. પોર્ચુગીઝ 'આરિયા' ઉપરથી 'આરિયાં કરવાં' પ્રયોગ આપણી દરિયાખેડુ પ્રજા સઢ ઉતારી નાખવા માટે કરતી. અત્યારે શૅરબજારની સાહસિક સૃષ્ટિમાં ભારે ઊથલપાથલ થતાં કોઈ પાર્ટી ઢળી જાય તેને માટે 'આરિયાં થયા'નું બોલાય છે એમાં લાક્ષણિક અર્થમાં 'આરિયાં' યોજાય છે. દરેક ભાષામાં આવા અનેક નમૂના હોય છે.

નર્મદ ૧૮૨૮થી કર્નલ જેરવીસથી ગદ્યનો આરંભ સૂચવે છે. ૧૮૩૦માં લીલા કરી ગયેલા સ્વામી સહજાનંદનાં પછીથી સંપાદિત થયેલાં વચનામૃતનો ગ્રંથ ગુજરાતી ગદ્યસિદ્ધિનું એક શિખર છે. અંગ્રેજીની અસર નીચે નવું ગદ્ય લખાવું શરૂ થયું તેની તરત પૂર્વે ગુજરાતી ગદ્યની લઢણો કેવી હતી તેનો પરિચય 'વચનામૃતમ્'ની મદદથી થઈ શકે છે. 'જે', 'જેતે', 'કાંજે' 'કેમ જે', 'શા સારુ જે' 'કેવું છે તો' 'કેવું છે તો જે'–આદિના પ્રયોગો તરત ધ્યાન ખેંચે છે. પહેલાં પ્રશ્નાર્થસૂચક લઢણો જોઈએ.

'વચનામૃતમ્'નો 'પરથારો' (પ્રસ્તાવના) જે ગુજરાતી વાક્યથી શરૂ થાય છે તે ઉતારું છું:

"શ્રીગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે, તે કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર ને અગ્નિ તે સરખું પ્રકાશમાન છે ને દિવ્ય છે, ને અત્યંત શ્વેત છે, ને સચ્ચિદાનંદ રૂપ છે અને જેને બ્રહ્મપુર કહે છે અમૃતધામ કહે છે પરમપદ કહે છે, અનંત, અપાર કહે છે બ્રહ્મ કહે છે ચિદાકાશ કહે છે એવું જે એ અક્ષરધામ તેને વિષે શ્રી કૃષ્ણભગવાન જેતે સદાય વિરાજમાન છે તે કેવા છે તો જેને પુરુષોત્તમ કહે છે વાસુદેવ કહે છે નારાયણ કહે છે . . . અને વળી તે ભગવાન કેવા છે તો ક્ષર અક્ષર થકિ પર છે સર્વજ્ઞ છે સર્વકર્તા છે . . . શરદ્ ઋતુનું જે કમળ તેનિ પાંખડિ સરખાં અણિવાળાં છે નેત્રકમળ જેનાં એવા છે અને રુડું એવું જે સુગંધિમાન ચંદન તેણે કરીને ચર્ચ્યાં છે અંગ જેનાં એવા છે અને મધુરે સ્વરે કરીને વેણુને વજાડે છે . . . એવા જે

---

'નંદશંકર જીવનચિત્ર'(૧૯૧૬)માં શ્રી વિનાયક મહેતાએ બે વાર વાપરેલા 'ભીડવું' શબ્દે મારામાં કૌતુક ઉપજાવ્યું છે:

"તે મમતી, નિરુદ્યમી પુરુષ મુંબઈ ભીડ્યા." (પૃ. ૬૨.)

"સાંભળો શ્રોતાઓ આ કવિનું ગાન! ને આગળ ભીડો." (પૃ. ૧૧૮.)

ભીડવું = વાસવું, બંધ કરવું, (બારણાં ભીડવાં, આંકડા ભીડવા), લઢવું (કોઈથી ભીડવું – ભડવું) – એ અર્થો પરિચિત છે. બાથ ભીડવી, હામ ભીડવી એમાં 'લગાડવું' અર્થ લાગે છે, જે 'નરસિંહ મહેતાના દીકરાનો વિવાહ'માં "ભીડચો કૈલાસનાથ" જેવા પ્રયોગોમાં પણ છે. ઉપરના બે દાખલાઓમાં સુરત બહાર બોલ-ચાલમાં પણ અપરિચિત એવો 'જઈ લાગવું', 'જવું' અર્થ સંદર્ભ ઉપરથી લાગે છે. મરાઠીમાં भिडणें આવી પહોંચવું, સ્પર્શવું – એવા અર્થમાં પણ છે. બંગાળીમાં ভিড়া ઊતરવાના સ્થાનને સ્પર્શ કરવો ('ঘাটে নৌকা ভিড়িলো' – ઘાટે નૌકા લાગી) – એ અર્થમાં છે.

શ્રી કૃષ્ણ પુરુષોત્તમ ભગવાન તે જેતે આજે પોતાનું સમગ્ર ઐશ્વર્ય તેણે યુક્ત થકા પૃથ્વીને વિષે . . . પ્રગટ થતા હવા." (પૃ. ૧—૨.)[૬]

પછીની ગુજરાતીમાં ". . . કૃષ્ણભગવાન સદાય," ". . . સદાય વિરાજમાન છે તે-ને પુરુષોત્તમ કહે છે . . ." ". . . વળી તે ભગવાન ક્ષરઅક્ષર થકી પર છે . . ." અને ". . . ભગવાન તે આજે . . ." એ રીતે વસ્તુ મૂકવી પૂરતી જણાઈ હોત.

જોઈ શકાશે કે 'કેવું છે તો' અને 'કેવું છે તો જે'[૭] એ પ્રશ્નાર્થસૂચક લઢણો કેવળ નિરર્થક ન હતી. આ અને આવી બીજી પ્રશ્નાર્થસૂચક લઢણો 'શા સારુ જે', 'શો ભાવ કે,' 'કેવો સ્વભાવ છે તો' વાક્યની અંદર આખા વાક્યને પ્રશ્નાર્થપર્યવસાયી બનાવ્યા વગર ચાલતા વાક્યમાં જ એક લહેકારૂપે આવતી અને અર્થના અમુક અંશને ઉઠાવ આપતી. આજે એ નાબૂદ થઈ છે એમ કહી શકાય. અત્યારે 'એ સારુ કે', 'એ ભાવ કે', 'એવો સ્વભાવ છે કે'-થી આપણું કામ ચાલે છે.

દયારામના (અથવા એમના શિષ્યના) ગદ્યના નમૂના મળે છે તેમાં એક વાક્યના અંતભાગ "એટલે શો ભાવ કે જો તપતા હોય તો દર્શન કેમ ન આપે?"[૮]-માં પહેલાં પ્રશ્ન પૂછી પછી ઉત્તરરૂપે બાકીના શબ્દો કહ્યા છે.

'વચનામૃતમ્'ના ". . . બ્રહ્મચારી, સાધુ તથા સત્સંગી તેની સાથે હેત રાખવું અને એ સર્વને સંભારી રાખવા. તે શા સારુ જે . . ." (પૃ. ૩૯)માં પણ એ જ સરણી છે.

'વચનામૃતમ્'નું બીજું એક વાક્ય જોઈએ:

". . . મનનો તો કેવો સ્વભાવ છે તો જેમ બાળક હોય તે સર્પને અગ્નિને તથા ઉઘાડી તલવારને ઝાલવા જાય તે જો ઝાલવા ન દેઈએ તો પણ દુ:ખી થાય અને ઝાલવા દેઈએ તો પણ દુ:ખી થાય, તેમ જો મનને વિષય

---

૬. બધે જ, અહીં અને આગળ પણ, અક્ષરો મેં ઘાટા કર્યા છે. 'વચનામૃતમ્'ની ૧૯૫૫ ની આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

૭. 'કેવા જે' લઢણ જૂની છે. વિક્રમના ચૌદમા સૈકાના ગદ્યનું ઉદાહરણ જોઈએ: "માહરઉ નમસ્કારુ આચાર્ય હુઉ. કિસા જિ આચાર્ય, પંચવિધુ આચારુ જિ પરિપાલઇ તિ આચાર્ય ભણિયઇ." (નવકારવ્યાખ્યાનમ્, 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ', પૃ. ૫૦૫.)

૮. પાદટીપ ૧૦ પ્રમાણે.

ભોગવવા ન દેઈએ તો પણ દુ:ખી થાય ને જો ભોગવવા દેઈએ તો પણ વિમુખ થઈને અતિશે દુ:ખી થાય." (પૃ. ૫૭૪.)

આ વાકચનો આરંભ 'મનનો તો એવો સ્વભાવ છે કે' એ રીતે કરવાથી પ્રશ્નાર્થવાળી લઢણમાં જે ચોટ છે તે મોળી પડતી લાગ્યા વગર નહિ રહે.

બીજી એક પ્રશ્નાર્થલઢણ પણ નોંધપાત્ર છે. 'બુદ્ધીવરધક ગ્રંથ' (અંક બીજો—દેશાટણવિષય,[૯] સન ૧૮૫૩, પૃ. ૬–૭) માં એક વાકચ છે: "કોઈ માણસ સુચના આપવાને હિમત કરીને બોલે શું એટલામાં તો તે બીચારાને નાદાન ગણીને અને તેને હસીને બેસાડી મુકે; . . ." અત્યારે કદાચ "બોલે એટલામાં" એમ 'શું' રદ કરીને વાકચ લખાય. એમ કરતાં શું જાય એ તપાસવા જેવું ખરું.

પ્રવચન કરતી વખતે, ભાષા સાંભળવાની હોય—વાંચવાની ન હોય ત્યારે, વાકચ વચ્ચેના પ્રશ્નસૂચક લહેકાનું મહત્ત્વ હશે. છાપેલું વાંચવાનો પ્રસંગ આવ્યા પછી થોડો સમય લખાણમાં એ લઢણો ટકી રહી, પણ પછી એટલી જરૂરી નહિ જણાઈ હોય. અત્યારે બોલવાલખવામાં આ પ્રશ્નસૂચક લઢણ "જીવનમાં શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ" (કાકાસાહેબ કાલેલકર) જેવામાં અને 'પણ' અધ્યાહાર રહ્યું હોય તેવા દાખલામાં ["દસકા પછી તો કોણ-જાણે, (પણ) અત્યારે એ મત લોકપ્રિય છે." "વાઘસિંહ તો શું, બકરી (પણ) એને *બિવડાવી શકે*."] *જેવા મળે છે. ક્યારેક એ 'શાથી કે' જેવા પ્રયોગમાં* સાંભળવા મળે છે. ઉપરાંત 'કેમ કે' માં અને કવચિત્ 'કાં કે' માં એ લઢણ અત્યારે બોલવાલખવામાં યોજાય છે, પણ બોલતાં-વાંચતાં 'કેમ?' 'કાં?'—એવા પ્રશ્નને ઉઠાવ આપવાનો હોતો નથી.

અપેક્ષાપૂરક સંયોગી અવ્યય 'જે'ને બદલે 'કે' નો વપરાશ ૧૮૨૮–૩૦ આસપાસના ગદ્યમાં તરી આવે છે. 'વચનામૃતમ્'માં ક્યાંય—એક વાર પણ—'કે' વપરાયો નથી, 'જે' વપરાયો છે. અને પછીનાં 'કાં કે' ને સ્થાને પણ 'કાંજે', 'કેમજે' યોજાયા છે.

---

૯. ૮૭ પાનાંના આ ગ્રંથમાં પ્રથમ ૧–૩૨ પૃષ્ઠમાં 'આપણાં હિંદુઓની માઠી અને જુલમભરેલી ચાલ ઉપર વિચાર' એ 'રિસાલો' આપ્યો છે, જેને અંતે 'લા. સેવક કરશનદાસ મૂળજી' એવી સહી છે; એટલે અહીં ૧–૩૨ પૃષ્ઠમાંથી લીધેલાં અવતરણો કરસનદાસ મૂળજીના ગદ્યલેખમાંથી છે.

". . . દેવતા સર્વે અમારાં વખાણ કરવા માંડ્યા જે તમે નરનારાયણના એકાંતિક ભક્ત ખરા કેમજે તમારું મન ભગવાનને મુકિને ક્યાંઈ લોભાતું નથી." (પૃ. ૫૭૧.)

"માટે તુચ્છ એવાં જે સંસારનાં સુખ તે સાધુને ઈચ્છવાં નહિ, કાંજે એ સાધુ . . ." વગેરે. (પૃ. ૫૭૦.)

પણ પછી 'જે'નું સ્થાન ધીરે ધીરે 'કે' લે છે.

"આ નીચે લખેલા વિષયનો આરંભ આજ સંવત ૧૮૯૯ ના પોસ વદી ૧૨ વાર શુક્રે તા. ૨૭ જાન્યુઆરી સન ૧૮૪૩ ને દિવસેથી હું (એટલે દુર્ગારામ મંછારામ) કરવા માંડું છૌં, અને આરંભ સમયે ભગવાનની પ્રાર્થના કરૂં છૌં કે તે મને સાહ્ય થાય." ('દુર્ગારામચરિત્ર,' પૃ. ૧૩.) પણ ચૌદ દિવસ પછી બીજા કોઈને આવી રીતે નિત્યનોંધ લખવા પ્રેરતાં તેઓ લખે છે: "ત્યારે મેં કહ્યું જે તમે લખવું જોઈયે સાથી કે આ જગતમાં મનુષ્યનું જીવવું અલ્પ છે, તેથી આપણો વિચાર કોઈ આગળના લોકો જાણશે નહીં." (પૃ. ૨૪.) અહીં 'જે' અને 'કે' બંને યોજાયા છે. પણ ૧૮૫૧થી લખવા માંડતા નર્મદમાં 'કે' જ મળશે.

એ સમયમાં 'જે'વાળી લઢણ જુનવાણી બની, એમ કહી શકાય. જૂના શાસ્ત્રીપુરાણી અને સંપ્રદાયવાળાઓમાં એ ટકી રહેલી જોવા મળે છે. ૧૮૬૦ માં કરસનદાસ મૂળજીના 'સત્યાર્થપ્રકાશ' સામે જદુનાથજી મહારાજ 'સ્વધર્મવર્ધક અને સંશયછેદક' પત્ર કાઢે છે તેમાંના થોડાક ઉતારા મેં જોયા તેમાં 'જે' જ મળે છે.

"વળી એ સત્યપ્રકાશવાળાએ લખ્યું છે જે . . ." (પુસ્તક ૧, અંક ૧, પૃ. ૪૫–૬.)

". . . સત્યપ્રકાશવાળો કહે છે જે . . ." (પુસ્તક ૨, અંક ૨, પૃ. ૨૯–૩૦.)

". . . તે એટલા સારુ જે . . ." (પુસ્તક ૨, અંક ૨, પૃ. ૨૯–૩૦.)

પણ પચીસી પછી શ્રીમદ્ રાજચંદ્રનાં ધર્મવિષયક લખાણોમાં 'જે'ને બદલે પ્રચલિત 'કે' મળે છે.[૧૦]

---

૧૦. સંયોગી અવ્યય 'જે' ને બદલે 'કે' વપરાવા માંડ્યો તે અંગેની ચર્ચા સદ્ગત નરસિંહરાવ ભો. દીવેટિયાએ કરેલી છે. 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'—ભાગ ૧, પૃ. ૧૦–૨૨.

આ જૂનો અપેક્ષાપૂરક સંયોગી અવ્યય 'જે' યત્-માંથી આવ્યો છે અને જૂની લઢણે પત્ર લખનારાઓને હાથે વાકયારંભે 'જત લખવાનું કે' માં 'જત' રૂપે અને 'વિ. વિ. જે' માં 'જે' રૂપે હજી યોજાતો જોવા મળે છે. વાક્યાન્તે 'જે' યોજવાની લઢણ સુરત તરફ બોલચાલમાં 'શું છે જે?'માં જોવા મળે છે. 'વચનામૃતમ્'માંનો વાક્યાન્તે 'જે' નો દાખલો નોંધપાત્ર છે:

"તે અધ્યાત્મવાર્તા જેમ છે તેમ યથાર્થપણે અમે કહીએ છીએ તે સર્વે સાંભળો જે." (પૃ. ૪૩.)

અત્યારે આપણે 'સાંભળો જોઉં', 'સાંભળો જો'—અને 'સાંભળો તો' —બોલીશું-લખીશું. સાબરકાંઠામાં અમે 'સાંભળો કે (હાંભરો-કં)'—એમ અત્યારે બોલીએ છીએ.

સંબંધી સર્વનામ—'જેતે' જોડાયેલા એક શબ્દ રૂપે એ વખતે બહુ વપરાશમાં લાગે છે. ધાર્મિક પ્રવચનકારોમાં એ પ્રચલિત હોવા સંભવ છે.

"તે વાર્તાને સાંભળીને સ્વામી જેતે અતિશે પ્રસન્ન થયા." (પૃ. ૧૫.)

પછીથી આ 'જેતે' કેવળ અદૃશ્ય થયો છે. "... સ્વામી અતિશે પ્રસન્ન થયા"—એટલું પર્યાપ્ત લેખાય.

સંબંધી સર્વનામ 'જે-તે' ૧૮૨૮ પછીની નવી ગદ્યલઢણો શરૂ થતાં પહેલાં એક બીજી રીતે—ટીકામાં પર્યાયો આપવા માટે—પ્રયોજાતાં. દયારામે (કે તેમના શિષ્યે) એમની કૃતિ 'સતસૈયા' પર લખેલી ગુજરાતી ગદ્ય ટીકા જોઈએ:

"એક દુર્વાનામાં ગોપી જે'ન છે, તે પોતાની સખી પ્રત્યે પોતાના વ્રેહે તાપનું દુઃખ કહે છે કે અલી મારા વિરહની વ્યથા જે પીડા તે જેને હું કહું છું તે સાંભળતાં તેનું શરીર તપી જાય છે, તારે મારા હૃદયના તાપનું શું કહેવું? પણ અહો કહેતાં એક મોટું આશ્ચર્ય છે જે તે હૃદયમાં મનમોહન જે નંદલાલ તે વસે છે તો એ પણ સીરે કહેતાં ટાઢે રહ્યા. એટલે શો ભાવ કે જો તપતા હોય તો આવીને દર્શન ન કેમ ન આપે?"[૧૧]

અહીં જ્યાં નામ હોય ત્યાં પર્યાયનું સૂચન 'જે—તે' ની મદદથી કર્યું છે, અન્યત્ર 'કહેતાં' વાપર્યું છે. અત્યારે આપણે 'એટલે' અથવા 'એટલે કે' વાપરીશું. આનંદશંકર ધ્રુવમાં પર્યાયસૂચક 'કહેતાં', 'નામ' વાપરવાની શાસ્ત્રીઓની લઢણ જોવા મળે છે. આ લઢણો હવે કાલગ્રસ્ત અને નાબૂદ થઈ લેખી શકાય.

---

૧૧. *Milestones in Gujarati Literature*, પૃ. ૩૨૬.

સંબંધી સર્વનામ ‘જે – તે’નો ‘વચનામૃતમ્’માં બહોળો ઉપયોગ થયો છે. પણ તે દૂર કરી શકાય એવાં જણાતાં પછીથી તેવાં સ્થાનોએ યોજાતાં અટકયાં છે.

“. . . જ્ઞાનવૈરાગ્યે યુકત જે ભક્તિ તે સંબંધી જે વાર્તા તે પોતાના ભક્તજનની આગળ કહે છે.” વચનામૃતમ્ (પૃ. ૩૦)નું આ વાકય આજે જે–તે જે–તે ટાળીને “જ્ઞાનવૈરાગ્યે યુક્ત ભક્તિસંબંધી વાર્તા પોતાના ભક્તજનની આગળ કહે છે” એ રીતે ઘણુંખરું મુકાશે. તેમ છતાં જોઈ શકાશે કે ‘જ્ઞાન વૈરાગ્યે યુક્ત’નો સંબંધ ‘ભક્તિ’ સાથે જ છે અને ‘વાર્તા’ સાથે નહિ એ નિઃસંદેહપણે આગલી લઢણ વડે જ સૂચવાય છે. આ બંને લઢણો સંસ્કૃતની, ખાસ તો ટીકામાં સમાસને છોડતી વેળાની, વ્યસ્ત અને સમસ્ત લઢણોના અનુવાદ છે એ જોઈ શકાશે. ज्ञानवैराग्य युक्ता या भक्तिः तत्सम्बन्धिनी या वार्ता ताम् અને ज्ञानवैराग्ययुक्तभक्तिसम्बन्धिनीं वार्ताम्ની છાયાઓ જ આપણી લઢણો છે.

‘વચનામૃતમ્’ ના પરથારાનું અંતિમ વાકય જોઈએ:

“. . . તેમણે શ્રી ગઢડામાં રહ્યા થકા . . . જે જે વચનામૃત કહ્યાં છે અમદાવાદ તથા વરતાલને વિષે રહ્યા થકા તથા બીજાં ગામોમાં થઈને જે જે વચનામૃત કહ્યાં છે તેમાંથી કેટલાક દિવસનાં જે વચનામૃત તે . . . પોતાની જે સ્મૃતિ તથા બુદ્ધિ તેને અનુસારે લખીએ છીએ.” આમાં “દિવસનાં જે વચનામૃત તે”માંથી ‘જે – તે’ ટાળી “દિવસનાં વચનામૃત” કરવાથી કોઈ એવી હાનિ નથી, પણ “પોતાની જે સ્મૃતિ તથા બુદ્ધિ તેને અનુસારે લખીએ છીએ”નું “પોતાની સ્મૃતિ તથા બુદ્ધિ અનુસારે લખીએ છીએ” એમ કરવા જતાં, ‘જે – તે’ ટાળતાં, કશુંક ખોઈએ છીએ એમ લાગે છે. ‘વચનામૃતમ્’–ના નીચેના વાકયમાં પહેલું ‘જે – તે’ સહેજે નિવાર્ય છે, પણ છેવટનું ‘જે–તે’ કથયિતવ્યને શિથિલ કર્યા વિના ટાળી ભાગ્યે જ શકાય.—

“ઉત્તમ વૈરાગ્ય જેને હોય તે પરમેશ્વરની આજ્ઞાયે કરીને અથવા પોતાના પ્રારબ્ધ કર્મવશે કરીને વ્યવહારમાં રહે પણ તે વ્યવહારમાં જનક રાજાની પેઠે લોપાય નહિ, અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પંચ પ્રકારના જે ઉત્તમ વિષય તે પોતાના પ્રારબ્ધ અનુસારે પ્રાપ્ત થાય તેને ભોગવે પણ પ્રીતિયેં રહિત ઉદાસ થકો ભોગવે અને તે વિષય એને લોપિ શકે નહિ ને તેનો ત્યાગ મોળો ન પડે અને તે વિષયને વિષે નિરંતર દોષને દેખતો રહે અને વિષયને શત્રુ જેવા જાણે અને સંત સત્શાસ્ત્ર અને ભગવાનની સેવા તેનો નિરંતર સંગ રાખે

અને દેશ કાળ સંગ આદિક જો કઠણ આવી પડે તો પણ એની જે એવી સમજણ તે મોળી પડે નહિ." (પૃ. ૩૮.)

તેમ છતાં આવી 'જે-તે' લઢણ પણ સંયુક્ત 'જેતે' જેટલી જ જુનવાણી કાલગ્રસ્ત બની લેખી શકાય અને કોઈક વાર જ કોઈ ગદ્યકાર ખાસ પ્રયોજન અર્થે એનો ઉપયોગ કરે તો કરે.

૧૯૮૪માં ડરબનમાં વસતા 'આત્માર્થી ગુણગ્રાહી સત્સંગયોગ્ય ભાઈશ્રી મોહનલાલ'(ગાંધી)ને શ્રીમદ્ રાજચંદ્ર લખે છે તેમાંના એક વાક્યમાં 'જે–તે' ઉમેરવો વાક્યબંધની દૃષ્ટિએ ઇષ્ટ છે કે કેમ તે જોવા જેવું છે:

"...તે પરત્વે જે કંઈ પ્રશ્ન થાય તે લખશો, કેમ કે જે પ્રકારની સમજ તેથી નિવૃત્ત થવા રૂપ કાર્ય કર્યે જીવને મોક્ષદશા પ્રાપ્ત થાય છે." (પૃ. ૪૨૬.)[૧૨]

અહીં "જે પ્રકારની સમજ તેથી નિવૃત્ત થવારૂપ જે કાર્ય તે કર્યે જીવને..." એ 'જે–તે'વાળી લઢણની ઉપકારકતા તપાસવા યોગ્ય છે.

'જે–તે'ની એક લાક્ષણિક લઢણ હજી પ્રચલિત છે. મહીપતરામસંપાદિત 'ભવાઈસંગ્રહ'માં અડવાની એક ઉક્તિ છે:

"ભીલ જે દોડ્યા તે સોનીને પકડી હેઠે નાખ્યો ને બધુંએ હરી લીધું." (પૃ. ૩૫.)

"મને જે રીસ ચઢી તે એક દહાડો..." (પૃ. ૩૮.)

'જે' વાળું ગૌણવાક્ય જે લઢણે 'વચનામૃતમ્', નર્મદ અને શ્રીમદ્ રાજચંદ્ર આપે છે તે રીતે અત્યારે અપાતું જોવા મળતું નથી. આપણને એ સંસ્કૃત પદ્ધતિનાં વાક્યોમાં વ્યુત્ક્રમ જણાશે.

'વચનામૃતમ્'(પૃ. ૨)ના ઉપર આપેલા અવતરણમાં "...પાંખડિ સરખાં અણિયાળાં છે નેત્રકમળ જેનાં..." જેવામાં એ લઢણ જોવા મળે છે.

"...પણ તેથી થવાની જે અવ્યવસ્થા ને અશુચિ, તેનો વિચાર કરે છે?" માં નર્મદ છેક ૧૮૮૪ માં આ લઢણ યોજે છે. તેવામાં જ શ્રીમદ્ રાજચંદ્રની લેખનીમાંથી નીકળતાં વાક્યો જોઈએ:

"તમે કહ્યું જે વાક્ય તે યથાર્થ છે." (પૃ. ૨૪૩.)

"ધર્મજવાસી છે જેઓ, તેમને સમ્યક્જ્ઞાનની હજુ જો કે પ્રાપ્તિ નથી, તથાપિ ..." (પૃ. ૩૦૮.)

---

૧૨ શ્રીમદ્ રાજચંદ્રમાંથી આપેલાં અવતરણોના પૃષ્ઠાંક આ લખાણમાં બધે જ 'શ્રીમદ્ રાજચંદ્ર'(પ્ર. બ્રહ્મચારી ગોવર્ધનદાસ, અગાસ, ઈ. ૧૯૫૧)ના સમજવા.

"ધર્મજ જેમનો નિવાસ છે, તેઓ હજુ તે ભૂમિકામાં આવ્યા નથી." (પૃ. ૩૦૮.)

પ્રશ્નાર્થસૂચક લઢણો, અને સંબંધી 'જેતે', 'જે – તે'–ની લઢણો ઘસાઈ, અપેક્ષાપૂરક વાક્યયોગી 'જે'(यत्)ને સ્થાને નવી 'કે'ની લઢણ આવી, તે જોયા પછી, કોઈ ને કોઈ કારણે લેખનમાં વિરલપણે યોજાતી કેટલીક લઢણોની વાત કરીએ.

ક્રિયાપદ વગર (મુખ્યત્વે 'હોવું,' 'થવું' વગર) ગુજરાતીમાં વાક્ય હોઈ શકે, ઘણીવાર તો બહુ જ સાર્થક રીતે, એ જૂના ગદ્યમાં અને બાળવાર્તાઓમાં આપણે જોઈએ છીએ.

'વિદિશા નગરી, વેત્રવતી નદીનિ તટિ. . . . ઉજ્જેણી નગરી પુરીશિરોમણિ. ત્યહાં સૂર્યવંશી તારાપીડ રાજા અતિવિખ્યાત. તેહનો મંત્રી શુકનાશ નામિ બ્રાહ્મણ ધીર અતિચતુર." (કવિ સિદ્ધિચંદ્ર : સંક્ષિપ્ત ગુજરાતી કાદંબરી, 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ', પૃ. ૫૯૦–૧.)

સદ્‌ગત ગિજુભાઈએ કેટલીક સાંભળેલી બાળવાર્તાઓને શબ્દબદ્ધ કરી છે, તેમાંથી બીજા નમૂના જોઈએ :[૧૩]

"એક હતા રામસિંગભાઈ અને બીજા હતા ચાંદાભાઈ.

બંને ગિરાસદારો.

---

૧૩. 'બાળવાર્તા'ની મેં વાપરેલી આવૃત્તિઓ: શ્રેણી પહેલી – ડિસે. ૧૯૫૬, બીજી – મે ૧૯૫૬, ત્રીજી – ડિસે. ૧૯૫૫, ચોથી – સપ્ટે. ૧૯૫૫. ૧૯૫૫ માં પ્રગટ થયેલી ચોથી શ્રેણીમાંથી ઉપર ઉતારેલા ભાગમાં "રામસંગભાઈ હતા ગામેતી" છે, પણ થોડાં વરસ પહેલાં મેં જૂની આવૃત્તિમાંથી અવતરણ લીધેલું તે "રામસંગભાઈ ગામેતી" છે. અત્યારે જૂની આવૃત્તિ હું મેળવી શક્યો નથી, પણ જૂનીમાં જો ક્રિયાપદ ન હોય તો પાછળના મુદ્રણ વખતે 'હતા' ઉમેરી દેવાયું એમ માનવું રહે, જે ક્રિયાપદ વિના – ખાસ તો સહાયક 'હો' વિના ન ચલાવવાના ચાલુ વલણનું દ્યોતક નીવડે. 'સરસ્વતીચંદ્ર'ના પુનર્મુદ્રણમાં એક ઠેકાણે 'છે' ઉમેરાયું છે એ નોંધપાત્ર છે. ભાગ ચોથા(ઉત્તરાર્ધ)ના પ્રકરણ ૩૯માં ૧૯૫૭ની સાતમી આવૃત્તિ "આપે આપનું આયુષ્યશેષ કેવી પ્રવૃત્તિમાં ગાળવું ધાર્યું છે તે સમજાવો" (પૃ. ૭૪૮) આપે છે તેનો અગાઉની આવૃત્તિઓનો સાચો પાઠ ". . . ગાળવું ધાર્યું તે સમજાવો" – એમ છે. સાતમી આવૃત્તિમાં બીબાં ગોઠવનારે કે પ્રૂફ જોનારે "છે" ઉમેર્યું. "પછી તમે શું નક્કી કર્યું?" જેવા વાક્યમાં અંતે "છે" ઉમેરવાથી અર્થમાં ફરક પડે તેવો ઉપરના દાખલામાં "છે" ઉમેરવાથી પડ્યો છે.

રામસિંગભાઈ હતા ગામેતી. પાંચસાત ગામના ધણી. ચાંદાભાઈને ઘેર માત્ર બે જ સાંતીની ભોં.

રામસિંગભાઈનો તો રાજદરબાર. . . .

ચાંદાભાઈના ઘરમાં ઠણકણપાળ ને મદનગોપાળ. ચાર ખૂણે ચાર અગિયારસ ને વચમાં ગોકળઆઠમ." (બા. ૪, પૃ. ૯૭.)

"ચકલીએ વળી ઊઠીને ચારે કોર તપાસ્યું. પણ ત્યાં તો અવાજ બંધ!

વારે વારે 'કડૂક કડૂક' થાય અને ચકલી તો જોવા ઊઠે; પણ જ્યાં ઊઠે ત્યાં તો પાછું ટાઢુંટમ." (-બા. ૨, પૃ. ૪૪–૫.)

અત્યારે ત્રણચાર સૈકા પહેલાંની રીતે અથવા કથાતી લોકવારતાની જેમ જ ભાષા વાપરવી એમ કોઈ ન માગે. ભાષાક્રમ – કહો કે જીવનક્રમ માટે એવી સરણી જરૂરી નથી. પણ ક્રિયાપદના દાખલામાં જોવા મળે છે તેમ, અંગ્રેજી ભાષામાં સામાન્ય રીતે ક્રિયાપદ વગર વાક્ય ન હોઈ શકે[૧૪] એ હકીકતની અસર આપણી ભાષા ઉપર કાંઈક વધારે પડતી પડી ગણાય. લેખકો બોલચાલમાં ક્રિયાપદ વગર વાક્ય બોલતા હશે પણ સામાન્ય રીતે લેખનમાં ક્રિયાપદ વિનાનું વાક્ય યોજવાની હિંમત ખોઈ બેઠા. પણ ભાષાની આ એક ખાસ લઢણ હોઈ કેટલાક લેખકોમાં ક્રિયાપદ વિનાનાં વાક્યો અવારનવાર જોવા મળે છે જ. નર્મદની કલમે સહેજે એવાં વાક્યો ચઢી જાય છે:

"ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, માંડો પંડ્યા ઘરથી, ઉદ્યમે છે સિદ્ધિ, હારે તેને હરિ મળે, નીતિએ નારાયણ વસે, સત્યે લક્ષ્મી, સંપે જંપ, પાપે ક્ષય ને ધર્મે જય." ('નર્મદનું મંદિર – ગદ્યવિભાગ', પૃ. ૧૧૮.)[૧૫]

સદ્ગત રામનારાયણ પાઠકે 'નર્મદ'ના પરિશિષ્ટ–૧માં (પૃ. ૧૮૨) નોંધ્યું છે કે "...તેના બધા ગદ્યમાં ક્રિયાપદ વિનાનાં વાક્યો તે વાપરે છે, જે

---

૧૪. પૂર્ણ વાક્ય માટે ઓછામાં ઓછું એક પદ – ક્રિયાપદ તો જોઈએ જ એમ કહ્યા પછી શ્રી ગ્રે માત્ર એક અપવાદ નામિક વાક્ય (નોમિનલ સેન્ટેન્સ)નો બતાવે છે અને પ્રાગ્ – ભારતીય - યુરોપીયમાં 'હો' ક્રિયાપદનો અભાવ હતો તે સ્થિતિ વૈદિક સંસ્કૃત, અવેસ્તા-ભાષા, લૅટિન, ગ્રીક આદિમાં પછી પણ ટકી રહી હતી એમ ઉમેરે છે. વૈદિક સંસ્કૃતનો એ દાખલો આપે છે: एतद् वै सोमस्य रूपम् । (ફા. લૅ, પૃ. ૨૩૨.)

૧૫. નર્મદમાંથી આપેલાં અવતરણોના પૃષ્ઠાંક આ લખાણમાં બધે જ 'નર્મદનું મંદિર–ગદ્યવિભાગ' (સં. શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, પ્ર. ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ–૧૯૩૭)ના સમજવા.

ભંગીને હું આપણી ભાષાને તદ્દન અનુકૂળ માનું છું." નર્મદની પહેલાંના દુર્ગારામ અને પછીના શ્રીમદ્ રાજચંદ્ર અને આનંદશંકરમાં પણ ઉદાહરણો મળે છે.

૧૮૪૩માં દુર્ગારામ લખે છે: "મને કરીને પવિત્ર કોને જાણવો, કે જેના મનમાં પાપનો વિચાર થાય નહીં; પરોપકાર કરવા ઉપર જેનું મન ઘણું; જે લોકોને સુધારવામાં પોતે નિરંતર મન રાખે છે; તેને જાણવો." ('દુર્ગારામચરિત્ર' પૃ. ૭૪.) 'પરોપકાર...ઘણું' એ ગૌણ વાક્યમાં ક્રિયાપદ અધ્યાહાર છે.

શ્રીમદ્‌ના પ્રયોગો જોઈએ:–

"પણ અમને લોકોનો પરિચય 'જ્ઞાની છીએ' એવી તેમની માન્યતા સાથે ન પડ્યો હોત તો ખોટું શું હતું?

તે બનનાર." (પૃ. ૨૪૩.)

ભવિષ્યકૃદન્ત 'બનનાર' પછી 'હોવું'નું રૂપ મૂકીને કે કોઈ પણ રીતે વાક્યને છેડવા જતાં અભિવ્યક્તિ ઢીલી થઈ જશે.

નીચેનામાં 'જ્યાં'વાળાં ગૌણ વાક્યોમાં તેમણે ક્રિયાપદ વગર ચલાવ્યું છે:

"હે ગૌતમ! તે કાળ અને તે સમયમાં છદ્મસ્થ અવસ્થાએ, હું એકાદશ વર્ષની પર્યાયે, છઠ્ઠ છઠ્ઠે સાવધાનપણે, નિરંતર તપશ્ચર્યા અને સંયમથી આત્મતા ભાવતાં, પૂર્વાનુપૂર્વીએ ચાલતાં, એક ગામથી બીજે ગામ જતાં, જ્યાં સુષમાપુર નગર, જ્યાં અશોક વનખંડબાગ, જ્યાં અશોક વર પાદપ, જ્યાં પૃથ્વીશિલાપટ્ટ, ત્યાં આવ્યો;..." (પૃ. ૨૩૩.)

સદ્‌ગત આનંદશંકર ધ્રુવના એક લેખમાંનાં નીચેનાં વાક્યો પણ ક્રિયાપદ અધ્યાહાર રાખવાનાં ઉદાહરણો છે:

"આનો ઉત્તર કે દુનિયામાં હમેશાં ઘોડે જ બેસવાનું હોતું નથી." ('આપણો ધર્મ'–આ. ૨, પૃ. ૧૯.)

"વ્યવહારનો આધ્યાત્મિક ભાષામાં જે અર્થ, તેનું જ ટૂંકું નામ 'ધર્મ' છે,...." (એ જ, પૃ. ૧)

નર્મદ ક્રિયાપદનો ઉપયોગ કર્યા વિના વાક્યો લખે છે ત્યારે ગુજરાતીમાં સૈકાઓથી ખીલેલી એક વિશિષ્ટ ગદ્યશૈલીની નજીક જઈ પહોંચે છે:

"વેદને ન માનો; દેવપિતર ખોટા; મંત્રકર્મ થોથાં; જન્માંતર જૂઠાં; મૂર્તિપૂજા મૂર્ખાઈ; ધર્મગુરુ ભૂંડા." (પૃ. ૫૨૭.)

આને માણિક્યસુંદરસૂરિકૃત 'પૃથ્વીચંદ્રચરિત્ર'માંના ગદ્ય સાથે સરખાવવું રસિક થઈ પડશે.:

"મઉરિયા સહકાર, ચંપક ઉદાર, વેઉલ બકુલ, ભ્રમરકુલ સંકુલ, કલરવ કરઈં કોકિલ તણાં કુલ."

નોંધવાનું એ છે કે ક્રિયાપદ અધ્યાહાર રાખતાં વાક્યનો લય બદલાય છે, ક્યારેક એટલો બધો બદલાય છે કે એ પ્રાસ મેળવવા પ્રેરે છે.

ગદ્યમાં કોઈક વાર પ્રાસ મેળવાઈ જાય, પણ રીતસરનું એ લક્ષણ બને એ હદે વાક્યલય બદલાય એવું સામાન્ય રીતે ગદ્યલેખકો નહિ કરે. ક્રિયાપદ વિનાની વાક્યલઢણો યોજતાં, કાવ્યપ્રવૃત્તિ માટે ગદ્ય વાહન બન્યું ન હોય ત્યાં, આ વસ્તુ લેખકના ખ્યાલમાં રહેવાની.

કર્તા વગર, કર્તાને અધ્યાહાર રાખીને, પણ, ગુજરાતીમાં મજાથી વાક્ય હોઈ શકે છે—અને કોઈક વાર ઘણું જ ચોટવાળું.

૧૮૫૩ના બુદ્ધિવર્ધક ગ્રંથમાં ઉદાહરણ મળે છે:

"જે પ્રમાણે વરસાદ, કે જેના વગર માણસને મુતલગ ચાલે જ નહીં તેનામાં પણ આપણે ખામી શોધવા માગીશું તો નીકલશે. કહીશું કે વરસાદથી વેપાર, રોજગાર બંધ પડે છે અને તે સબબથી હજારો માણસની રોજી બંધ પડે છે." ('બુદ્ધીવરધક ગ્રંથ – અંક બીજો – દેશાટણવિષય – સન ૧૮૫૩' પૃ. ૨૬–૨૭.)

સદ્‌ગત નાનાલાલ કવિમાંથી બે નમૂના ઉતારું છું:

"એક વેળા એકે ટીકા કરી કે Guiarat parochial & prcvincial છે. કહ્યું તમારું જ્ઞાન parochial લાગે છે.

ત્યારે વળી બોલ્યા: Inter-provincial Marriagesમાં બંગાળે પહેલ કરી છે, ગુજરાત પછાત છે. કહ્યું તમારું જ્ઞાન પછાત હશે." (ચાંદોદ-માંડવા ૧૯૩૬ના મણિમહોત્સવ-વ્યાખ્યાનમાં.)

"...એકે હમણાં અનુભવ પૂછ્યો કે કવિતા—લેખનકાળની સ્થિતિ કેવીક હોય છે? કહ્યું: 'સમાધિની કાવ્યતલ્લીનતામાં શ્વાસોચ્છ્‌વાસ પણ લગભગ થંભી જાય છે; આત્મા અનન્તમાં ઘૂમે છે. ચાર હાથ છેટેની સ્હામી ભીંત ઉઘાડી આંખ પણ ન પેખે.' કહે: 'એ તો reverie – જાગ્રત સ્વપ્નની દશા.' કહ્યું: 'હા, કંઈક એવી. . . ." ('બુદ્ધિપ્રકાશ', ઑક્ટો. – ડિસે. ૧૯૪૪).

ક્રિયાપદનું નકારયુક્ત સંયુક્ત 'નથી' (=છે નહિ) આપણી પાસે છે. બુદ્ધિવર્ધક (૧૮૫૩)માં એક વાક્યમાં બીજી એક લઢણ નોંધાઈ છે:

"અમોએ સોગન ખાઈને કહ્યું કે તમારે અંગે બદનામીનો ડાઘ લાગ્યો તે અમોને લાગ્યા બરાબર છે વાસ્તે રે પ્યારા દેશીઓ ઉપર કરેલા ખોટા અને વગર પાયાના ખ્યાલ આ સભા વિશે લાવોના." (પૃ. ૮.)

મારા એક મિત્રનાં પત્ની(ભરૂચ જિલ્લાનાં)ને મોઢે આ લઢણ વારંવાર યોજાતી મેં સાંભળી છે. કહેશે: 'હું ઘણુંય પૂછું, પણ તે બોલે ના.' લેખનમાં આ લઢણ કેમ પ્રચારમાં નહિ હોય? આ પ્રશ્ન ખાસ તો એટલા માટે થાય છે કે મરાઠીમાં તો આ લઢણ मीं त्याला सांगितलं पण तो मानीना એમ ચાલુ યોજાય છે.

નકારવાચક 'નહિ'ના વિલક્ષણ ઉપયોગ—નકાર ન સૂચવાય એવા ઉપયોગવાળી એક લઢણ ખાસ નોંધપાત્ર છે: "ચંદ્રકાંતને ખભે હાથ મૂકી સરસ્વતીચંદ્ર ઘડીક તે છવિ જોઈ રહ્યો, છવિની પાસે ગયો, પાછો આવી મિત્રને ગળે બાઝી. . . તેના ખભા ઉપર માથું મૂકી ન્હાના બાળક પેઠે રોયો! રોયો નહી પણ રોયો." ('સરસ્વતીચંદ્ર'–૧, પૃ. ૨૩૦.)

ક્રિયાપદોની હારમાળા સંસ્કૃતમાં અને ગુજરાતીમાં શક્ય છે. સીતાની ભાળ મળતાં હર્ષમત્ત હનુમાનથી સ્વભાવવશાત્ જે અનેક ક્રિયાઓ થઈ જાય છે તેનું સુંદરકાંડ(૧૦–૫૫)માં વર્ણન છે:

आस्फोटयामास चुचुम्ब पुच्छं ननन्द चिक्रीड जगौ जगाम ।
स्तम्भानरोहन्निपपात भूमौ निदर्शयन्स्वां प्रकृतिं कपीनाम् ॥

કાવ્યમાં ખખો "બોડે તોડે જોડે વાળ"માં અને બળવંતરાય "કંપી ડેલી લચી વિખરી શોભા પડી સ્કન્ધ દેશે"માં સાથેલાગાં ક્રિયાપદો યોજે છે. નર્મદના ગદ્યમાં આના નમૂના મળે છે. ". . . સંસારનો ત્યાગ કે રાગ એ વિષયમાં પ્રજાએ ત્યાગને જ અવશ્યે પ્રધાન જાણ્યો માન્યો પાળ્યો હતો." (પૃ. ૫૦૮.) ". . .તો હવે મોહિત મૂર્છિત પતિત લોકને. . ."(પૃ. ૫૧૬)માં ભૂતકૃદન્ત યોજાયાં છે. ક્રિયાપદની જેમ નામની હારમાળા પણ ગુજરાતીમાં યોજાય છે. સં. ૧૮૪૭ (ઈ. સ. ૧૭૯૧)ના એક દસ્તાવેજમાંથી કેટલોક ભાગ ઉતારું છું:

". . .હવે એ ઘરમાં એ મેના ૦લાલ ૦રામ પોતે રહે તથા મેના ૦લાલની સ્ત્રી તથા મેના ૦લાલના પુત્ર-પૌત્રાદીક આદઓલાદ રહે વસે વાસે વસાવે ભરે ભરાવે ભાડે આપે તથા ઘરેણે આપે તથા વેચે બખસે ધર્મે આપે ઈચ્છા ઉપજે તે કરે સાત માલ આવાસ કરે મનમાં આવે તે કરે તારે એ ઘરના વેચનાર મેના ૦રામનું અથવા આલઓલાદનું લેનુદેનુ નહી સરસબંધ નહી એ ઘરનો તથા ડેલાનો વેરસી વારસી હીસાદાર કરજદાર દાવાદાર સફાદાર ગરવીદાર નવોજુનો પ્રગટીને એ ઘર બાબત તથા ડેલા બાબત નવોજુનો પ્રગટીને એ ઘર બાબત એ મેના ૦લાલને અથવા મેના ૦લાલની સ્ત્રીપુત્રપૌત્રાદીકને હરકત પેચલદાવો ઝગડો કરે તો એ ઘરના વેચનાર મેહેતા ૦રામ પોતે જવાપ કરે સમઝાવે

જ્યાકાલે જે હાજર હોય તે જવાપ કરે સમઝાવે એ ઘરમાંથી તથા ડેહેલામાંથી તથા એ ઘરની ભોમીમાંથી ત. પીઢપાટડામાંથી દૈવવસાત નવનીધ પ્રગટે તો એ ઘરના વેચનારનુ લેવુદેવુ નહી એ ઘરનો તથા ડેહેલાનો પાલ નીકાલને વનીછારો વાડો કુઈ આ[ઓ] ટલા આંગણું હદહદુદ અસલ પ્રમાણે જે જમ સદાંમત હોય તે રીત્યે ભોગવે વાવરે એ ઘર દરોબસ્ત વેચુ તે ઘર સાથે તથા એ ઘરના ચાલનીકાલ સાથે હદહદુદ સાથે તથા એ ડેહેલા સાથે તથા એ ડેહેલાના ચાલનીકાલ સાથે એ મેતા ૦રાયનું અથવા એ મેતા ૦રાયની આદઓલાદનુ લેવુદેવુ નહી સરસમંધ અલાપો નહી લાગોભાગો નાસ્તી તડાકેપી જલસમંધો નાસ્તી આચંદ્રાર્કમેદની પ્રજંતૂ કુલ અભ્રમની દાવા પત્ર લીપી આપા તે સ્હી…"

ક્રિયાપદ, નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, સર્વનામ જેવાની હારમાળા ગદ્યમાં એક શૈલીછટા પણ ઉપજાવે છે. નર્મદ, ગોવર્ધનરામ અને બલવંતરાયના ગદ્યમાં એ જોવા મળે છે. અત્યારે ખાસ કરીને શ્રી ચંદ્રવદન મહેતા અને શ્રી સ્વામી આનંદનાં લખાણોમાં એના નમૂના મળશે.

અધ્યાહાર ક્રિયાપદ અને કર્તા, તેમ જ ક્રિયાપદો નામો આદિની હારમાળા ઉપરાંતની કેટલીક પ્રકીર્ણ લઢણો જોઈએ. બુદ્ધિવર્ધક ગ્રંથમાં એક વાકચ છે:

"શું સારા ઉપાયો તેઓને જ સુજ પડે અને આપણને નહીં? પ્યારા દેશીઓ આપણને પડે તો ખરા પણ ચાલ પાધરી હોય ત્યારે કે?"

આજે 'ત્યારે કે' ને બદલે 'ત્યારે ને' મુકાય, જોકે પ્રશ્નાર્થસૂચન માટે 'ને', 'ના'—'નાં' કરતાં 'કે' વધુ વ્યાપક છે.

સ્વામી સહજાનંદ કહે છે: "ત્યાં થકી ધોળકે જઈને રાત રહ્યા અને ધોળકાના ચાલ્યા . . ." વગેરે. આજે 'ધોળકાથી' લખાય. જોકે સ્થળ અંગે છઠ્ઠીની પાંચમી વિભક્તિ કરી, પણ કાળ અંગે 'બે વાગ્યાનો બેઠો છું' જેવા પ્રયોગમાં હજી પાંચમીના અર્થમાં છઠ્ઠી વપરાવી ચાલુ છે.

રામનારાયણ વિ. પાઠકની એક વાર્તામાં નીચેનું વાકચ છે:

"રૂપાળો છોકરાને લઈને ધવરાવ્યો . . ." (દ્વિરેફની વાતો—૩, પૃ. ૧૦.)

આમાં 'રૂપાળો'નો સંબંધ ક્રિયાપદ સાથે છે. 'રૂપ્પાઆઆળો' એમ પહેલો શબ્દ બોલવાથી વાકચનો અર્થ અવગત થશે. વાકચ ભાષાની લઢણ પ્રમાણે છે.

હમણાં મારા ગામમાં એક દિવસમાં બે વાર નીચેની લઢણ યોજાતી મેં સાંભળી હતી:

"બસ ત્યાં પહોંચી નથી, ને જીપ અહીં આવી નથી."

અર્થાત્ બસ ત્યાં પહોંચે કે તરત જીપ અહીં આવશે. લેખનમાં આ લઢણ યોજાતી મારી જાણમાં નથી.

ગિજુભાઈની બાળવાર્તામાં એક વાક્ય છે:

"માછલું નહિ પકડાય ને જશે ક્યાં?" (બાળવાર્તા–૪, પૃ. ૮૨.)

આજે આપણે '. . . તો જશે ક્યાં?' કહીશું.

નર્મદે 'જ' નામ અને નામયોગી અવ્યયની વચ્ચે મૂક્યો છે.

"એ તેઓના સ્વભાવ જ ઉપરથી દેખાય છે." શ્રી રા. વિ. પાઠક આ દાખલો આપી "'જ'ના સ્થાનની ભૂલ છે" એમ કહે છે. ('નર્મદ', પૃ. ૧૮૪.) પર્યાપ્ત અભિવ્યક્તિ માટે મથનાર[૧૬] શ્રીમદ્ રાજચંદ્રમાં એક દૃષ્ટાન્ત શબ્દ અને પ્રત્યય વચ્ચે 'જ' મૂક્યાનું છે:

"આ વાત અને આખું ભાગવત એ એક જ ને પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષરે ભરપૂર છે." (પૃ. ૨૬૪.)

આ લઢણ ચાલી નહિ એથી જ 'ભૂલ'વાળી લેખાઈ. લઢણો ભૂલ વગરની કે ભૂલવાળી હોવાનો આધાર લોકપ્રચાર ઉપર જ છે, વૈયાકરણો કે શૈલીવિવેચકો ઉપર નહિ. (લઢણો સાચી કે ખોટી – એ વિશે અભિપ્રાય આપતાં આ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે.) પણ હિંદીમાં બરાબર આ જ લઢણ

---

૧૬. શબ્દ અંગે પણ અભિવ્યક્તિની જરૂરિયાતોને પહોંચી વળવા પ્રયોગો થયા કરતા હોય છે અને સુલભ શબ્દોને સંજીવન પણ મળતું હોય છે તેનાં ઉદાહરણ શ્રીમદ્ રાજચંદ્રમાં મળે છે. તેઓ शल्यादि વર્ગના ધાતુ યોજતા રહે છે: "'સત્' શ્રાદ્ધ્યું નથી" (પૃ. ૨૪૬), 'ધર્મ પ્રરૂપ્યો' (પૃ. ૬૬૫), 'ઉપદેશ પરિણમતો નથી' (પૃ. ૨૬૩), 'વીતરાગશાસ્ત્ર કલ્પિત અર્થથી વિરોધાયાં, કેટલાંક તો ખંડાયાં' (પૃ. ૬૬૫.–વિરોધાયાં–૦નો વિરોધ થયો, ખંડાયાં–૦નું ખંડન થયું). અંગ્રેજી to aim at માટે 'તાકવું' હમણાં કેટલાંક વરસથી ખાસ કરીને શ્રી મગનભાઈ દેસાઈના લખાણમાં વપરાતું જોવા મળે છે. શ્રીમદ્ રાજચંદ્રે એ અર્થમાં 'તાકવું' વાપર્યું છે:

"હતી દીનતાઈ ત્યારે તાકી પટેલાઈ અને
મળી પટેલાઈ ત્યારે તાકી છે શેઠાઈને;
સાંપડી શેઠાઈ ત્યારે તાકી મંત્રિતાઈ અને –" વગેરે. (પૃ. ૯૩.)

અખાના છપ્પાની એક હસ્તપ્રતમાં છેકેલી એક કડીમાં "જાવું વનમાં ત્યારે ન તાકવી વસતી"માં પણ એ મળે છે. (જુઓ 'અખાના છપ્પા' – મારી આવૃત્તિ – પૃ. ૧૩૫.)

મોહન ही ने तो कहा પ્રચારમાં છે. ગુજરાતીને કઢંગી જણાઈ. ઉપયોગી હતી નિઃસંશય. ગુજરાતીમાં 'તો' પહેલાં આવતો 'જ' 'સ્'માં રૂપાંતર પામે છે અને એ બંનેનું 'સ્તો' રૂપ પુરોગામી શબ્દ સાથે જોડાઈ જાય છે: 'પડ્યો જ તો'નું 'પડ્યોસ્તો', 'હા જ તો'નું 'હાસ્તો', 'એમ જ તો'નું 'એમસ્તો'એ રૂપો પ્રચલિત છે. વિભક્તિ પ્રત્યયોની પૂર્વે હિંદી ही દીર્ઘસ્વરને લીધે પદનું અંગ બનતાં ટકી રહે છે અને ઉચ્ચારક્ષમ છે એવું 'જ' અંગે ન હોઈ અને 'ને', 'નો, ની, નું, નાં,' 'માં'—એ પ્રત્યયો પૂર્વે એ ટકી રહે પણ 'થી' પૂર્વે એને 'સ્'માં રૂપાંતર પામવાનો પ્રસંગ હોઈ એનો એવો ઉપયોગ વિરલ બન્યો હશે.

વિભક્તિ પ્રત્યયો પહેલાં 'ય' માત્ર 'કશું' સર્વનામ સાથે, પોતે વચ્ચે પદનું અંગ બની જાય એ રીતે, વપરાય છે; દા. ત. 'કશાયને', 'કશાયથી', 'કશાયનું', 'કશાયમાં'. 'માત્ર' શબ્દ પણ એ રીતે વિભક્તિપ્રત્યય પૂર્વે પદનું અંગ બની જાય છે; દા. ત. 'નામમાત્રનો', 'માણસમાત્રમાં', 'બોલવામાત્રથી', વગેરે.

એક ગુજરાતી શબ્દ 'તે'ની કેટલી જુદી જુદી લઢણો બની છે એ નોંધપાત્ર છે. એ બધી લઢણોમાંથી લખાતા ગદ્યસાહિત્યમાં કેટલી યથાવસરે યોજાય છે તે જોવું જોઈએ. 'તે'ની લઢણો જોતાં એ પણ સ્પષ્ટ થશે કે કથા-સાહિત્ય ઉપરાંત વિકસેલું નાટ્યસાહિત્ય હોય તો એમાં ભાષાની ઘણી અભિ-વ્યક્તિ-લઢણોનો પરિચય થાય. ઘણુંખરું ગિજુભાઈમાંથી નીચે દૃષ્ટાન્તો આપ્યાં છે.

"વરસાદ આવ્યો. આવ્યો, આવ્યો તે બસ આવ્યા જ કરે."

"ગબડ્યો ગબડ્યો તે ખીણને તળિયે જઈ પડ્યો."

"એક હતો રાજા. રાજા તે રાજા તે રાજા તે એવો મોટો રાજા કે બસ ખૂબ મોટો." (શ્રી મૂળશંકર ભટ્ટ: પરિચયપુસ્તિકા ૩, પૃ. ૨.) આ દાખલા-ઓમાં રીતિવાચક 'તે' યોજાયો છે.

"રસ્તામાં છે તે એક વાણિયો મળ્યો—"માં છે તેમ ચાલુ કેટલાક લોક 'છે'ની સાથે 'તે' વધારાનો બોલતા હોય છે. કેટલાક 'જે છે તે' વાક્યમાં વચ્ચે વચ્ચે ઉમેરતા હોય છે.

પરિણામવાચક 'તે' નીચેના દાખલામાં જોવા મળે છે:

"પડતું મૂક્યું તે સોયે વરસ પૂરાં."

"આ હમણાં મારા દીકરાઓ વછૂટશે તે ખબર પડવી છે." (બા. ૪, પૃ. ૭૭.)

સંબંધવાચક 'તે' નીચેના ઉદાહરણમાં છે:

"તે તમે શું કહો છો?"

હેતુવાચક 'તે'ના નમૂના પણ મળે છે:

"એક લાકડી રાખી તે પાસે આવે તો મારીએ."

'વળી'ના જેવો અર્થ 'તે'માંથી કેટલીક વાર મળતો હોય છે:—

"એમ તે કાંઈ ઘોડી પર બેસાતું હશે?" (બા. ૩, પૃ. ૮૨.)

"એવા પંડિત તે કેવા હતા કે બોલ્યું એનું ન સમજાય?" (કિશોર-કથાઓ—૧, ૧૯૫૬. પૃ. ૮૨.)

"માડી ઘરડે ઘડપણ તમને તે આ શું સૂઝ્યું? મારાથી તે તમને કેમ પરણાવાય?" (બા. ૩, પૃ. ૬૭.)

"રોજરોજ તે આ કેમ ખમાય?" (બા. ૩, પૃ. ૬૪)

"પણ બાપા! તમે બેઠાં તે મારી મા રાંડતી હશે?" (બા. ૪, પૃ. ૫૮.)

"તમારીય તે હમણાં ખબર પડશે." (બા. ૪, પૃ. ૬૧)

'એટલે'ના અર્થમાં કારણસૂચક 'તે' પણ પ્રયોજાતું જોવા મળે છે:

"આ ડોક ને કાન સૂઝી ગયા છે તે ચોપડયું છે." (બા. ૩, પૃ. ૬૪.)

"ભાણેજ માંદો હતો તે ખબર કાઢવા ગયો હતો." (બા. ૪, પૃ. ૫૬.)

'તો'ના અર્થમાં પણ 'તે' વપરાતો દેખાય છે:

"એ તો રાતી રાણ જેવાં હતાં તે રાંડયાં શી રીતે?" (બા. ૪, પૃ. ૫૬.)

કાકુથી કોક વાર તે-વાળી લઢણ ઘણી અર્થસમર્પક બનતી જણાય છે:

"તમારા બાપનો માલ છે તે." (બા. ૪, પૃ. ૭૭.)

બીજો દાખલો, એકલા 'તે'ના વાકયનો, બનાવીને મૂકું છું:

'નહિ આવો તો સારું નહિ લાગે.' 'તે?'

છેલ્લા દાખલાઓમાં બોલનાર કાકુથી પોતાને અભિપ્રેત અર્થ સૂચવે છે અને વાકય અધૂરું જ છોડી દેતો લાગે છે.

વ્યુત્ક્રમની લઢણો પણ ભાષામાં છે. દા. ત. "ત્યહાં સૂર્યવંશી તારાપીડ રાજા અતિ વિખ્યાત"—માં "ત્યહાં સૂર્યવંશી અતિવિખ્યાત તારાપીડ રાજા" એમ વાકય તો છે, પણ મિલ્ટન કવિની બે વિશેષણો વચ્ચે વિશેષ્ય વાપરવાની લઢણો રૉબર્ટ બ્રિજીઝ જેવા પણ 'forbidden hopes profound'માં યોજે છે તેવું એ ઉદાહરણ ગણાય. આવી સ્વાભાવિક ગુજરાતી ગદ્યલઢણો અપનાવવાને લીધે તેમ જ અંગ્રેજીમાં કર્તા—ક્રિયાપદ આવી ચૂકયા પછી કેટલીય વસ્તુઓ વાકયાન્તે આવી શકે છે તેની પણ અસર નીચે નર્મદે વ્યુત્ક્રમ વારંવાર યોજ્યા છે:

"એ બે ઊલટપૂલટ થાય એટલે પ્રવૃત્તિનો ધર્મ પ્રધાન મનાતો થાય સકળ પ્રજામાં, તેવો નવો વિચાર ત્રીસેક વર્ષ થયાં દેશમાં ઘૂંઘૂં કરી રહ્યો છે." (પૃ. ૫૦૮.)

મોહન હી ને તો કહા પ્રચારમાં છે. ગુજરાતીને કઢંગી જણાઈ. ઉપયોગી હતી નિ:સંશય. ગુજરાતીમાં 'તો' પહેલાં આવતો 'જ' 'સ્'માં રૂપાંતર પામે છે અને એ બંનેનું 'સ્તો' રૂપ પુરોગામી શબ્દ સાથે જોડાઈ જાય છે: 'પડયો જ તો'નું 'પડયોસ્તો', 'હા જ નો'નું 'હાસ્તો', 'એમ જ તો'નું 'એમસ્તો'એ રૂપો પ્રચલિત છે. વિભક્તિ પ્રત્યયોની પૂર્વે હિંદી હી દીર્ઘસ્વરને લીધે પદનું અંગ બનતાં ટકી રહે છે અને ઉચ્ચારક્ષમ છે એવું 'જ' અંગે ન હોઈ અને 'ને', 'નો, ની, નું, નાં,' 'માં'—એ પ્રત્યયો પૂર્વે એ ટકી રહે પણ 'થી' પૂર્વે એને 'સ્'માં રૂપાંતર પામવાનો પ્રસંગ હોઈ એનો એવો ઉપયોગ વિરલ બન્યો હશે.

વિભક્તિ પ્રત્યયો પહેલાં 'ય' માત્ર 'કશું' સર્વનામ સાથે, પોતે વચ્ચે પદનું અંગ બની જાય એ રીતે, વપરાય છે; દા. ત. 'કશાયને', 'કશાયથી', 'કશાયનું', 'કશાયમાં'. 'માત્ર' શબ્દ પણ એ રીતે વિભક્તિપ્રત્યય પૂર્વે પદનું અંગ બની જાય છે; દા. ત. 'નામમાત્રનો', 'માણસમાત્રમાં', 'બોલવામાત્રથી', વગેરે.

એક ગુજરાતી શબ્દ 'તે'ની કેટલી જુદી જુદી લઢણો બની છે એ નોંધપાત્ર છે. એ બધી લઢણોમાંથી લખાતા ગદ્યસાહિત્યમાં કેટલી યથાવસરે યોજાય છે તે જોવું જોઈએ. 'તે'ની લઢણો જોતાં એ પણ સ્પષ્ટ થશે કે કથા-સાહિત્ય ઉપરાંત વિકસેલું નાટ્યસાહિત્ય હોય તો એમાં ભાષાની ઘણી અભિ-વ્યક્તિ-લઢણોનો પરિચય થાય. ઘણુંખરું ગિજુભાઈમાંથી નીચે દૃષ્ટાન્તો આપ્યાં છે.

"વરસાદ આવ્યો. આવ્યો, આવ્યો તે બસ આવ્યા જ કરે."

"ગબડયો ગબડયો તે ખીણને તળિયે જઈ પડયો."

"એક હતો રાજા. રાજા તે રાજા તે રાજા તે એવો મોટો રાજા કે બસ ખૂબ મોટો." (શ્રી મૂળશંકર ભટ્ટ: પરિચયપુસ્તિકા ૩, પૃ. ૨.) આ દાખલા-ઓમાં રીતિવાચક 'તે' યોજાયો છે.

"રસ્તામાં છે તે એક વાણિયો મળ્યો—" માં છે તેમ ચાલુ કેટલાક લોક 'છે'ની સાથે 'તે' વધારાનો બોલતા હોય છે. કેટલાક 'જે છે તે' વાકયમાં વચ્ચે વચ્ચે ઉમેરતા હોય છે.

પરિણામવાચક 'તે' નીચેના દાખલામાં જોવા મળે છે:

"પડતું મૂકયું તે સોયે વરસ પૂરાં."

"આ હમણાં મારા દીકરાઓ વછૂટશે તે ખબર પડવી છે." (બા. ૪, પૃ. ૭૭.)

સંબંધવાચક 'તે' નીચેના ઉદાહરણમાં છે:

"તે તમે શું કહો છો?"

હેતુવાચક 'તે'ના નમૂના પણ મળે છે:

"એક લાકડી રાખી તે પાસે આવે તો મારીએ."

'વળી'ના જેવો અર્થ 'તે'માંથી કેટલીક વાર મળતાં હોય છે:—

"એમ તે કાંઈ ઘોડી પર બેસાતું હશે?" (બા. ૩, પૃ. ૮૨.)

"એવા પંડિત તે કેવા હતા કે બોલ્યું એનું ન સમજાય?" (કિશોર-કથાઓ—૧, ૧૯૫૬. પૃ. ૮૨.)

"મારી ઘરડે ઘડપણ તમને તે આ શું સૂઝ્યું? મારાથી તે તમને કેમ પરણાવાય?" (બા. ૩, પૃ. ૬૭.)

"રોજરોજ તે આ કેમ ખમાય?" (બા. ૩, પૃ. ૬૪)

"પણ બાપા! તમે બેઠાં તે મારી મા રાંડતી હશે?" (બા. ૪, પૃ. ૫૮.)

"તમારીય તે હમણાં ખબર પડશે." (બા. ૪, પૃ. ૬૧)

'એટલે'ના અર્થમાં કારણસૂચક 'તે' પણ પ્રયોજાતું જોવા મળે છે:

"આ ડોક ને કાન સૂઝી ગયા છે તે ચોપડ્યું છે." (બા. ૩, પૃ. ૬૪.)

"ભાણેજ માંદો હતો તે ખબર કાઢવા ગયો હતો." (બા. ૪, પૃ. ૫૬.)

'તો'ના અર્થમાં પણ 'તે' વપરાતો દેખાય છે:

"એ તો રાતી રાણ જેવાં હતાં તે રાંડ્યાં શી રીતે?" (બા. ૪, પૃ. ૫૬.)

કાકુથી કોક વાર તે-વાળી લઢણ ઘણી અર્થસમર્પક બનતી જણાય છે:

"તમારા બાપનો માલ છે તે." (બા. ૪, પૃ. ૭૭.)

બીજો દાખલો, એકલા 'તે'ના વાક્યનો, બનાવીને મૂકું છું:

'નહિ આવો તો સારું નહિ લાગે.' 'તે?'

છેલ્લા દાખલાઓમાં બોલનાર કાકુથી પોતાને અભિપ્રેત અર્થ સૂચવે છે અને વાક્ય અધૂરું જ છોડી દેતો લાગે છે.

વ્યુત્ક્રમની લઢણો પણ ભાષામાં છે. દા. ત. "ત્યહાં સૂર્યવંશી તારાપીડ રાજા અતિ વિખ્યાત"—માં "ત્યહાં સૂર્યવંશી અતિવિખ્યાત તારાપીડ રાજા" એમ વાક્ય તો છે, પણ મિલ્ટન કવિની બે વિશેષણો વચ્ચે વિશેષ્ય વાપરવાની લઢણો રૉબર્ટ બ્રિજીઝ જેવા પણ 'forbidden hopes profound'માં યોજે છે તેવું એ ઉદાહરણ ગણાય. આવી સ્વાભાવિક ગુજરાતી ગદ્યલઢણો અપનાવવાને લીધે તેમ જ અંગ્રેજીમાં કર્તા—ક્રિયાપદ આવી ચૂક્યા પછી કેટલીગ વસ્તુઓ વાક્યાન્તે આવી શકે છે તેની પણ અસર નીચે નર્મદે વ્યુત્ક્રમ વારંવાર યોજ્યા છે:

"એ બે ઊલટપૂલટ થાય એટલે પ્રવૃત્તિનો ધર્મ પ્રધાન મનાનો થાય સકળ પ્રજામાં, તેવો નવો વિચાર ત્રીસેક વર્ષ થયાં દેશમાં ઘૂંઘૂં કરી રહ્યો છે." (પૃ. ૫૦૮.)

મોહન હી ને તો કહા પ્રચારમાં છે. ગુજરાતીને કઢંગી જણાઈ. ઉપયોગી હતી નિઃસંશય. ગુજરાતીમાં 'તો' પહેલાં આવતો 'જ' 'સ્'માં રૂપાંતર પામે છે અને એ બંનેનું 'સ્તો' રૂપ પુરોગામી શબ્દ સાથે જોડાઈ જાય છે: 'પડચો જ તો'નું 'પડચોસ્તો', 'હા જ તો'નું 'હાસ્તો', 'એમ જ તો'નું 'એમસ્તો'એ રૂપો પ્રચલિત છે. વિભક્તિ પ્રત્યયોની પૂર્વે હિંદી ही દીર્ઘસ્વરને લીધે પદનું અંગ બનતાં ટકી રહે છે અને ઉચ્ચારક્ષમ છે એવું 'જ' અંગે ન હોઈ અને 'ને', 'નો, ની, નું, નાં,' 'માં'—એ પ્રત્યયો પૂર્વે એ ટકી રહે પણ 'થી' પૂર્વે એને 'સ્'માં રૂપાંતર પામવાનો પ્રસંગ હોઈ એનો એવો ઉપયોગ વિરલ બન્યો હશે.

વિભક્તિ પ્રત્યયો પહેલાં 'ય' માત્ર 'કશું' સર્વનામ સાથે, પોતે વચ્ચે પદનું અંગ બની જાય એ રીતે, વપરાય છે; દા. ત. 'કશાયને', 'કશાયથી', 'કશાયનું', 'કશાયમાં'. 'માત્ર' શબ્દ પણ એ રીતે વિભક્તિપ્રત્યય પૂર્વે પદનું અંગ બની જાય છે; દા. ત. 'નામમાત્રનો', 'માણસમાત્રમાં', 'બોલવામાત્રથી', વગેરે.

એક ગુજરાતી શબ્દ 'તે'ની કેટલી જુદી જુદી લઢણો બની છે એ નોંધપાત્ર છે. એ બધી લઢણોમાંથી લખાતા ગદ્યસાહિત્યમાં કેટલી યથાવસરે યોજાય છે તે જોવું જોઈએ. 'તે'ની લઢણો જોતાં એ પણ સ્પષ્ટ થશે કે કથા-સાહિત્ય ઉપરાંત વિકસેલું નાટ્યસાહિત્ય હોય તો એમાં ભાષાની ઘણી અભિ-વ્યક્તિ-લઢણોનો પરિચય થાય. ઘણુંખરું ગિજુભાઈમાંથી નીચે દૃષ્ટાન્તો આપ્યાં છે.

"વરસાદ આવ્યો. આવ્યો, આવ્યો તે બસ આવ્યા જ કરે."

"ગબડચો ગબડચો તે ખીણને તળિયે જઈ પડચો."

"એક હતો રાજા. રાજા તે રાજા તે રાજા તે એવો મોટો રાજા કે બસ ખૂબ મોટો." (શ્રી મૂળશંકર ભટ્ટ: પરિચયપુસ્તિકા ૩, પૃ. ૨.) આ દાખલા-ઓમાં રીતિવાચક 'તે' યોજાયો છે.

"રસ્તામાં છે તે એક વાણિયો મળ્યો—"માં છે તેમ ચાલુ કેટલાક લોક 'છે'ની સાથે 'તે' વધારાનો બોલતા હોય છે. કેટલાક 'જે છે તે' વાક્યમાં વચ્ચે વચ્ચે ઉમેરતા હોય છે.

પરિણામવાચક 'તે' નીચેના દાખલામાં જોવા મળે છે:

"પડતું મૂકચું તે સોયે વરસ પૂરાં."

"આ હમણાં મારા દીકરાઓ વછૂટશે તે ખબર પડવી છે." (બા. ૪, પૃ. ૭૭.)

સંબંધવાચક 'તે' નીચેના ઉદાહરણમાં છે:

"તે તમે શું કહો છો?"

હેતુવાચક ‘તે’ના નમૂના પણ મળે છે:

“એક લાકડી રાખી ને પાસે આવે તો મારીએ.”

‘વળી’ના જેવો અર્થ ‘તે’માંથી કેટલીક વાર મળતો હોય છે:—

“એમ તે કાંઈ ઘોડી પર બેસાતું હશે?” (બા. ૩, પૃ. ૮૨.)

“એવા પંડિત તે કેવા હતા કે બોલ્યું એનું ન સમજાય?” (કિશોર-કથાઓ—૧, ૧૯૫૬. પૃ. ૮૨.)

“માડી ઘરડે ઘડપણ તમને તે આ શું સૂઝ્યું? મારાથી તે તમને કેમ પરણાવાય?” (બા. ૩, પૃ. ૬૭.)

“રોજરોજ તે આ કેમ ખમાય?” (બા. ૩, પૃ. ૬૪)

“પણ બાપા! તમે બેઠાં તે મારી મા રાંડતી હશે?” (બા. ૪, પૃ. ૫૮.)

“તમારીય તે હમણાં ખબર પડશે.” (બા. ૪, પૃ. ૬૧)

‘એટલે’ના અર્થમાં કારણસૂચક ‘તે’ પણ પ્રયોજાતું જોવા મળે છે:

“આ ડોક ને કાન સૂઝી ગયા છે તે ચોપડ્યું છે.” (બા. ૩, પૃ. ૬૪.)

“ભાણેજ માંદો હતો તે ખબર કાઢવા ગયો હતો.” (બા. ૪, પૃ. ૫૬.)

‘તો’ના અર્થમાં પણ ‘તે’ વપરાતો દેખાય છે:

“એ તો રાતી રાણ જેવાં હતાં તે રાંડ્યાં શી રીતે?” (બા. ૪, પૃ. ૫૬.)

કાકુથી કોક વાર તે-વાળી લઢણ ઘણી અર્થસમર્પક બનતી જણાય છે:

“તમારા બાપનો માલ છે તે.” (બા. ૪, પૃ. ૭૭.)

બીજો દાખલો, એકલા ‘તે’ના વાક્યનો, બનાવીને મૂકું છું:

‘નહિ આવો તો સારું નહિ લાગે.’ ‘તે?’

છેલ્લા દાખલાઓમાં બોલનાર કાકુથી પોતાને અભિપ્રેત અર્થ સૂચવે છે અને વાક્ય અધૂરું જ છોડી દેતો લાગે છે.

વ્યુત્ક્રમની લઢણો પણ ભાષામાં છે. દા. ત. “ત્યહાં સૂર્યવંશી તારાપીડ રાજા અતિ વિખ્યાત”—માં “ત્યહાં સૂર્યવંશી અતિવિખ્યાત તારાપીડ રાજા” એમ વાક્ય તો છે, પણ મિલ્ટન કવિની બે વિશેષણો વચ્ચે વિશેષ્ય વાપરવાની લઢણો રૉબર્ટ બ્રિજીઝ જેવા પણ ‘forbidden hopes profound’માં યોજે છે તેવું એ ઉદાહરણ ગણાય. આવી સ્વાભાવિક ગુજરાતી ગદ્યલઢણો અપનાવવાને લીધે તેમ જ અંગ્રેજીમાં કર્તા—ક્રિયાપદ આવી ચૂક્યા પછી કેટલીય વસ્તુઓ વાક્યાન્તે આવી શકે છે તેની પણ અસર નીચે નર્મદે વ્યુત્ક્રમ વારંવાર યોજ્યા છે:

“એ બે ઊલટપૂલટ થાય એટલે પ્રવૃત્તિનો ધર્મ પ્રધાન મનાતો થાય સકળ પ્રજામાં, તેવો નવો વિચાર ત્રીસેક વર્ષ થયાં દેશમાં ધૂંધૂં કરી રહ્યો છે.” (પૃ. ૫૦૮.)

"...શત્રુ આવી દુઃખ દે તો કનક કામિનીનો ત્યાગ કરી સામું થવું—હારવાને કે જીતવાને પણ પૂરેપૂરા." (પૃ. ૫૧૬.)

"તો હવે અમે કાળને નમી માનપૂર્વક સુધારાનું વિસર્જન કરીશું, તેનો ઉપકાર માનીને તથા સુધારાવાળાઓની કીર્તિ કરીને." (પૃ. ૫૧૯.)

ઉપરના જેવાં દૃષ્ટાન્તોમાં, અંગ્રેજી વાકયરચનાની અસર નીચે નર્મદ વ્યુત્ક્રમ યોજે છે.[૧૭] વચલા દૃષ્ટાન્તમાં 'હારવાને કે જીતવાને' 'પણ પૂરેપૂરા' એમ વક્તવ્યને બે વાર વ્યુત્ક્રમથી વળ મળે છે. વ્યુત્ક્રમ ટાળીને 'દે તો' પછી 'હારવાને કે જીતવાને' મૂકીને કે વાકય પ્રણાલિકા મુજબનું કરી શકાય, પરંતુ 'પણ પૂરેપૂરા'ને વિસ્તાર્યા વગર એમાં સમાવવું મુશ્કેલ પડશે. નર્મદે લખેલા વાકયમાં ચોટ છે તે એવી બીજી રીતની રચનામાં રહેશે નહિ. સામા થવું, પરિણામે હાર થાય કે જીત, વળી તે હાર કે જીત પૂરેપૂરી હોય,—આ વસ્તુઓ તે ક્રમમાં કહેવી એ લેખકને ઈષ્ટ છે. વ્યુત્ક્રમ ટાળવો જ હોય તો ત્રણ વાકયો કરવાં રહે. (શત્રુ ... સામું થવું. પછી હાર થાઓ કે જીત થાઓ. અને હારવું કે જીતવું તો પૂરેપૂરા.)

અંગ્રેજી વાકયરચનાની અસર નીચે આ લઢણ ખીલી તે કથયિતવ્યને ઉપકારક હતી. પછીથી શ્રી મુનશીમાં અને બીજા પણ અનેક લેખકોમાં અવારનવાર તે ડોકિયાં કરે છે, પણ એ બરોબર સ્થિર થઈ છે એમ કહી ન શકાય. સ્થિર ન થવા આડે મુખ્ય કારણ એ લાગે છે કે આવી લઢણવાળા વાકયનો લય વધારે પડતો બદલાઈ જાય છે, ચાલુ ગદ્યલયથી ખસી જાય એટલો બધો લચકાઈ જાય છે, પછીથી 'ડોલનશૈલી' કે 'અપદ્યાગદ્ય' નામે ઓળખાતા લય સુધી પહોંચી જાય છે. નર્મદમાં એવા દાખલા ઘણા છે:

"...નરે (સગુણ) નારાયણ થઈ રહેવું સદાકાળ તે." (પૃ. ૫૨૯.)

"...તોપણ તેમાંના વિષય પર પોતે જ વિચાર કર્યા કરવો ધીરજ રાખીને." (પૃ. ૫૧૬.)

"...તે જ અર્થમાં સ્ત્રીનો સ્વધર્મ સમજવો આ પત્રિકામાં." (પૃ. ૫૩૮—પા. ૨.)

"પૂજ્ય છે પ્રભુનો નિયમ કે ચડતી પડતી સર્વને છે." (પૃ. ૫૫૬.)

"દેહાંતરને વશ છે પ્રાણીમાત્ર પોતપોતાના કર્મને લીધે." (પૃ. ૫૨૮.)

છેલ્લાં બે વાકયો તો બરોબર અપદ્યાગદ્યમાં છે. છેલ્લા વાકયમાં 'પોતપોતાના કર્મને લીધે' વાકયને અંતે મૂક્યું છે તે ઉપરાંત 'છે' ક્રિયાપદ કર્તાની

---

૧૭. આની પ્રત્યે સદ્ગત રામનારાયણ વિ. પાઠકે 'નર્મદ'માં (પૃ. ૧૭૭) ધ્યાન ખેંચ્યું છે.

પૂર્વે મૂક્યું છે. આ રીતે અપદ્યાગદ્યમાં સરી ન પડાય એ રીતે અંગ્રેજી વાક્ય-રચનાની અસર નીચે વ્યુત્ક્રમ યોજાય (પહેલા દૃષ્ટાંતજૂથમાં છે તેમ) એ સુરેખ અભિવ્યક્તિના લાભમાં આવકાર્ય છે.

ગુજરાતીની આગવી વાક્યલઢણોમાં વ્યુત્ક્રમ નિર્વાહ્ય હોય અને બહુ અર્થ-પોષક હોય એવા દાખલા કેટલાક જોઈ શકાશે.

"સુધારો તમોગુણે યૂરોપની નીતિ આપણામાં દાખલ કરવાને હજી પણ મથે, પણ તે દાખલ થશે નહિ ને થઈ કદાપિ, તો તે લોહી ચૂસી લીધા વિના પણ રહેશે નહિ." (પૃ. ૫૧૫.) આમાં નર્મદ 'કદાપિ થઈ'ને વ્યુત્ક્રમથી યોજે છે. એ લઢણ આજે પણ બોલચાલમાં પ્રચલિત છે.

"અને જીવે શું નથી કર્યું?"(પૃ. ૨૬૨)માં શ્રીમદ્ રાજચંદ્ર 'નથી' (નહિ છે) 'કર્યું'ની આગળ મૂકીને મનોગતને ઉઠાવ આપે છે. આ લઢણ પણ બોલ-ચાલમાં પ્રચલિત છે.

શ્રીમદ્‌ની પહેલાં ૧૮૫૧માં દાદાભાઈ નવરોજીએ જ્ઞાનપ્રચારક મંડળીમાં 'પ્રવાહી શાસ્તર' ઉપર આપેલા ભાષણમાં એ લઢણ યોજાયેલી જોવા મળે છે. 'નથી' ક્રિયાપદની તરત આગળ જ નહિ વાગ્મિતા માટે વાક્યારંભે મુકાયું છે: "અવે જુઓ કે પાણી કોણ નથી જાણતું? નથી કોણ દરરોજ જોતું? નથી કોણ દરરોજ પીતું? . . ." ('સમાજસુધારાનું રેખાદર્શન', ૧૯૩૪, પૃ. ૩૯.)

બલવંતરાય ઠાકોર મેડી પરથી પડતા કૂંડાને વર્ણવતાં "જાય રે હેઠળ" ('દર્શનિયું', ૧૯૪૦, પૃ.૭) લખે છે તેમાં પણ બોલચાલમાં પ્રચલિત "જાય રે નાઠો"માંની વ્યુત્ક્રમલઢણ છે. વળી, આવા દાખલાઓમાં 'રે' વચ્ચે આવીને કથયિ-તવ્યને એટલો બધો ઉપકારક બને છે કે ઉપરના ત્રણ શબ્દોમાં જે કહેવાય છે તેને 'રે' ટાળીને કહેતાં ઘણા વધુ શબ્દો વાપરવા પડે અને તોપણ મૂળની અભિવ્યક્તિ સિદ્ધ થાય કે કેમ તે પ્રશ્ન છે.

જુદા જુદા સમયે તે તે મહાન ગદ્યકારે પોતાને સુલભ લઢણોનો કેવો લાભ લીધો છે અને ભિન્ન ભિન્ન યુગમાં થયેલા ગદ્યકારોનું કામ અટકતું નથી પણ ગાડું કેવું તો ગબડે છે—બલકે ઘણુંખરું કામ કેવું રંગેચંગે ચાલે છે, એ બધું ગદ્યની ઘસાઈ ચૂકેલી, ઘસાતી જતી, ગળચિયાં ખાતી ટકવા મથતી, નવી ઊભી થતી, પગભર થવા કરતી લઢણો ઉપર નજર નાખવાથી કાંઈક જોવા મળે છે. આજને ટાંકણે ગુજરાતી ગદ્યકાર અભિવ્યક્તિ માટે કેવાં ભાષાકીય ઓજારો સાથે કામ પાડી રહ્યો છે અને એ બધાં અત્યારની ક્ષણે શી હાલતમાં છે તેનો કાંઈક ક્યાસ પણ લઢણોનાં સ્વરૂપનો પરિચય કરવાથી મળે. ગદ્યસમૃદ્ધિમાં ફાળો આપનાર, શૈલીના એક મુખ્ય અંગ સમી, લઢણોનો અભ્યાસ થયાં કરે એ ઇષ્ટ છે.

# ૨. વિજ્ઞાનના યુગમાં કલ્પનોત્થ સાહિત્યનું સ્થાન

ગુલાબદાસ બ્રોકર

યુગોયુગોથી, સંસ્કૃતિના ઉગમકાળથી માંડીને છેક આજ પર્યંત, મનુષ્ય-જાતિનો મુખ્ય પુરુષાર્થ એક જ રહ્યો છે—જ્ઞાનપ્રાપ્તિનો. એ જ્ઞાનમાં જ્ઞાનની બંને શાખાઓ સમાઈ જાય છે—બાહ્ય પદાર્થોના બનેલા જગત વિશેના જ્ઞાનની, અને માનવીની વ્યક્તિમત્તા વિશેના, એટલે કે માનવ વ્યક્તિના આંતરિક જગત વિશેના જ્ઞાનની. જ્ઞાનને એની આ બંને શાખાઓ દ્વારા પ્રાપ્ત કરવા માટે જે રીતો પ્રયોજવામાં આવે છે તેમાં પારસ્પરિક સહયોગ ઘણીવાર દેખવામાં આવે છે, છતાં એટલું તો વિના સંકોચે કહી જ શકાય કે બાહ્ય પદાર્થો વિશેના જ્ઞાનનો સંચય કરવાનાં સાધનો મુખ્યત્વે બુદ્ધિ અને સમજણશક્તિનાં હોય છે, અને મનુષ્યના આંતરિક જગત વિશે ચિત્તનો વિસ્તાર સાધી શકનારાં વાહનો, સામાન્ય રીતે, લાગણી અને આંતરિક સહજસૂઝનાં હોય છે. પહેલી જાતનાં સાધન વડે જ્યારે સિદ્ધિ પ્રાપ્ત થાય છે ત્યારે તેમાંથી શક્તિ જન્મે છે, બીજી જાતમાંથી આનંદ—પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓ જેને 'રસ' કહીને ઓળખતા હતા તે તત્ત્વ. પહેલી કક્ષામાં સમાયેલા જ્ઞાનની પ્રાપ્તિ સૂક્ષ્મ પૃથક્કરણની રીતિથી થઈ શકે. પદાર્થોના જગતને તેનાં જુદાં જુદાં ઘટક તત્ત્વોમાં વહેંચી નાખીને, અને એ દરેકે દરેક ઘટક તત્ત્વ જાણે કોઈ અનોખું અને અલગ અસ્તિત્ત્વ ધરાવતું હોય એ રીતે એની માવજત કરીને એ પૃથક્કરણની રીત પોતાનું કાર્ય સાધે છે. જોકે પદાર્થોનાં આ બધાંયે તત્ત્વો કોઈને કોઈ રીતે કોઈ રહસ્યમય એકત્વથી ગૂંથાયેલાં હોય છે, અને એ રહસ્યમયની રહસ્યમયતા ઉકેલવા મથવું એ જ મુખ્ય કર્તવ્ય છે એ વાત, સૂક્ષ્મ પૃથક્કરણની રીતનો પ્રયોગ કરતી વખતે પણ ગર્ભિત રીતે સ્વીકારી લેવામાં આવેલી હોય છે જ. પરંતુ, એથી ઊલટા પક્ષે, બીજી કક્ષામાં સમાયેલું જ્ઞાન તો સામાન્ય સમીકરણની પદ્ધતિ દ્વારા જ પ્રાપ્ત થઈ શકે. એ પદ્ધતિમાં વ્યક્તિઓ તો જાણે જુદાં જુદાં અસ્તિત્વ ધરાવતાં સ્વયંસંપૂર્ણ એકમો હોય એ રીતે, એમને વિશે જોકે વિચાર કરવામાં આવ્યો હોય છે, અને એ જાતની જ એમને માવજત મળી હોય છે, છતાંયે એ પદ્ધતિ દ્વારા જે પરિણામો પ્રાપ્ત થાય છે તેમાંથી જે એક સામાન્ય છાપ ઊપસી આવે છે તે તો મનુષ્યનો આખા એવા એક સંપૂર્ણ વ્યક્તિત્વ ધરાવતા પ્રાણી તરીકે જ એમાં વિચાર કર-વામાં આવ્યો હોય એવી જ હોય છે. એ મનુષ્યપ્રાણી લક્ષાવધિ આકારો અને

કોટિ કોટિ વૈવિધ્યભરી છાયાઓમાં ભલે વહેંચાઈ ગયેલું હોય, અને લાગણીઓ, ઊર્મિઓ, સંઘર્ષો અને પરસ્પર વિરોધી તુમુલ ભાવોની રમણાઓના કોઈ વિચિત્ર મિશ્રણ જેવું ભલે લાગતું હોય, છતાંયે, આખરમાં તો, એ એક અને અખંડ છે, એ છાપ જ એ પદ્ધતિમાં સર્વોપરી રહે છે. પરિણામે મનુષ્યની એક સંપૂર્ણ વ્યક્તિમત્તા ધરાવતા સત્ત્વ તરીકે જ એ પદ્ધતિ સ્થાપના કરે છે—રહસ્યમય અને દુર્ભેદ્ય, જેની ગહરાઈઓ ભેદી એને વિશેના સત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું મનુષ્યનું મુખ્ય કર્તવ્ય ન હોય જાણે, એવા સત્ત્વ તરીકે.

કલ્પનાશક્તિનો અત્યંત સત્ત્વશીલ અંશ જેમાં પ્રયોજાયેલો ન હોય એવી કોઈ પણ ક્રિયા દ્વારા કોઈ રહસ્ય ઉકેલી શકાતું નથી, કોઈ ગહરાઈઓ ભેદી શકાતી નથી. એટલે આ બંને જગતો વિશે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કલ્પનાશક્તિ તો મુખ્ય આધારસ્તંભ છે જ; પરંતુ આ બંને જુદાં જુદાં જગતોમાં મૂળગત તાત્ત્વિક ભેદ હોવાથી તેમાં જે કલ્પનાશક્તિ પ્રયોજાયેલી હોય છે તે જુદાં જુદાં પરિણામો નિપજાવે છે. પરિણામોનો એ ભેદ ગુણવાચક છે.

અત્યાર સુધીમાં જ્ઞાનનાં આ બંને ક્ષેત્રોમાં જે પરિણામો પ્રાપ્ત થયાં છે તે અસાધારણ મહત્ત્વવાળાં છે. બાહ્ય પદાર્થોના જગત વિશેના, એટલે કે વિજ્ઞાનના જગત વિશેના જ્ઞાનમાં તો મનુષ્યજાતિ છેલ્લાં પચ્ચાસેક વર્ષમાં એટલી ઝડપી ગતિએ અને એટલાં વિરાટ પગલાં ભરીને આગળ વધી છે કે એણે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ તો કોઈ પણ મનુષ્ય જોઈ શકે—ભલે એમ કરતાં એની આંખો આશ્ચર્યથી ભરી ભરી બની જાય, અને એના ગળામાંથી ઊભરી આવતો આશ્ચર્યનો ઉદ્‌ગાર એ માંડ માંડ અટકાવી શકે. છેલ્લાં થોડાં વર્ષોમાં—અરે વર્ષોમાં શા માટે, છેલ્લાં થોડા મહિનાઓમાં જ, માણસે આકાશનો અંતરાય ભેદી નાખ્યો છે, અને પોતાના રહસ્યને અને વૈભવને ખુલ્લાં કરવાને સર્વથા તત્પર એવું સિદ્ધિનું સમગ્ર જગત, તેની સમક્ષ પથરાયેલું પડ્યું છે. લોહીમાંસથી ધબકતાં જીવંત પ્રાણીઓ આ પૃથ્વીના પડની બહાર જઈ પણ શક્યાં છે, અને ત્યાંથી પાછાં પણ લોહીમાંસથી ધબકી રહેલી અને જીવંત સ્થિતિમાં આ પૃથ્વીના પડમાં પ્રવેશ પામી શક્યાં છે. વૈદ્યકીય વિજ્ઞાને, મનુષ્ય માટે, પહેલાં કદીયે હતું તે કરતાં વધારે દીર્ઘ જીવન શક્ય બનાવ્યું છે, અને વધારે સુદૃઢ અને સબળ તંદુરસ્તીની શક્યતા પણ તેને માટે સર્જી આપી છે. સાઠ વર્ષનો મનુષ્ય આજે ભાગ્યે જ એ ઉંમરનો લાગે છે. એ વિજ્ઞાને જીવલેણ ગણાતાં અનેક દર્દોનો સમૂળગો વિનાશ કરી નાખ્યો છે અને એવાં જ બીજાં થોડાં દર્દોનો વિનાશ કરવાની અણી ઉપર તે પહોંચી ગયું છે. આપણી આ વિશાળ દુનિયાના દૂરદૂરના પ્રદેશો વચ્ચે પથરાયેલાં અંતરો હવે તો થોડા કલાકોમાં જ ઓળંગી શકાય છે, અને સાચી જાતનું

ધ્વનિ ઝીલવાનું યંત્ર જો પાસે હોય તો તેની મદદ વડે, એક જગ્યાએ બોલાઈ રહેલા અવાજને, પળથી પણ ઓછા સમયમાં, દુનિયાના દરેકે દરેક ખૂણાખાંચામાં સાંભળી શકાય છે.

ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં જ માત્ર નહિ, પણ મનુષ્યના જીવનની પ્રક્રિયાનાં બીજાં ક્ષેત્રોમાં પણ વિજ્ઞાને જબરજસ્ત પ્રગતિ કરી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિ, વૈજ્ઞાનિક રીતિ અને વૈજ્ઞાનિક મતિએ રાજકારણ, અર્થકારણ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને એ બધાં સાથે સંબંધ ધરાવતા અન્ય વિષયોને, જેને સ્પષ્ટ રીતે વિજ્ઞાનનું ચોક્કસ ક્ષેત્ર કહેવાય, એ ક્ષેત્રની સપાટીએ લગભગ લાવી મૂક્યા છે. મનુષ્યજીવનનાં અનેક ક્ષેત્રોને વિજ્ઞાને પોતામાં સમાવી લીધાં છે, અને હજીયે વધુ ને વધુ ક્ષેત્રોને પોતામાં સમાવી લેવા તે પ્રતિદિન મથી રહ્યું છે. એટલે તો આ યુગને, તેના સાચા અર્થમાં, વિજ્ઞાનનો યુગ ખુશીથી કહી શકાય.

વિજ્ઞાનનો આ લગભગ સર્વગ્રાહી કહી શકાય એવો સ્વભાવ હોવા છતાં જીવનનું એક ક્ષેત્ર એવું છે કે જેને વિશે અમુક ચોકખાચટ નિયમો બાંધી શકાય નહિ કે જેના વહનની અમુક સ્પષ્ટ રીતિ આંકી શકાય નહિ, કે જેને માટે વ્યવહારનો અમુક સ્પષ્ટ કાર્યક્રમ ઘડી આપી શકાય નહિ. એ ક્ષેત્રમાં, ઘણીયે વાર તો, પુરોગામી ઘટનાઓની શૃંખલામાંથી જે સૂચિત થતું હોય તેને બદલે તેનાથી તદ્દન ભિન્ન પ્રકારનું પરિણામ પણ આવે, અને એને પાછું તર્કશાસ્ત્રના કોઈ પણ નિયમથી સમજાવી શકાય એવું એ ન પણ હોય. એકઠી કરેલી બધી સાહેદી એક દિશા તરફ જ અંગુલિનિર્દેશ કરી રહી હોય, અને પરિણામ એ સાહેદીથી તદ્દન વિપરીત પ્રકારનું અને તર્કશાસ્ત્રના સઘળા નિયમોથી વિરુદ્ધનું ભલે દેખાતું હોય, તોપણ, એ વિશિષ્ટ ક્ષેત્ર પૂરતું તો, જે આવે એ જ પરિણામ, હકીકતની દૃષ્ટિએ જ માત્ર નહિ પણ વાસ્તવની દૃષ્ટિએ પણ સત્ય હોવાનું, અને એના આંતરિક સંયોગોના વિશિષ્ટ સંદર્ભમાં તો એ એક જ પરિણામ શક્ય હોવાનું. આ ક્ષેત્રમાં ઊંડું અવગાહન કરી તેને વિશે સંતોષકારક ફલશ્રુતિ મેળવવા માટે વિજ્ઞાને કોઈ અતિ સબળ શસ્ત્રાસ્ત્રો શોધી કાઢ્યાં હોય એવું દેખાતું નથી. એ ક્ષેત્ર એટલે માનવી સંબંધો અને પ્રત્યાઘાતોનું ક્ષેત્ર, માનવ્ય લાગણીઓ અને ઊર્મિઓનું ક્ષેત્ર, માનવીનાં સુખ અને દુ:ખનું ક્ષેત્ર, ટૂંકમાં કહીએ તો માનવજીવનનું ક્ષેત્ર.

માનવીના જીવન અને ચેતનાને ઘેરી વળેલી લગભગ અભેદ્ય એવી રહસ્યમયતાને ભેદવાનો પ્રયત્ન કરવામાં કલ્પનોત્થ સાહિત્યે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે તે સિદ્ધિઓ પોતાના વિશિષ્ટ કાર્યક્ષેત્રમાં વિજ્ઞાને પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ જેટલી જ ધ્યાન ખેંચનારી છે. સાહિત્યની કલા માનવીને માનવીની—તેના બધાયે

વૈવિધ્ય સહિતના માનવીની—જે સમજણ આપે છે અને જે એ આપતી રહી છે, તેવી ઊંડી સમજણ આપવાનું વિજ્ઞાનની કોઈ પણ શાખા માટે શક્ય નથી. એ કલાએ મનુષ્યને તેની અખિલાઈમાં આલેખ્યો છે, અને પોતાના ભક્તોને મનુષ્યપ્રાણીની આંતરિક ચેતનાનાં છેક મૂળ સુધી તે લઈ ગઈ છે. લાખો કરોડો લાગણીઓ અને ઊર્મિઓનું, અને જીવનનાં સઘળાં સંઘર્ષમય તત્ત્વોનું તેણે નિરૂપણ અને આલેખન ભલે કર્યું હોય, પણ તે છતાં આપણી સમક્ષ મૂર્તિ તો તેણે સાંગોપાંગ સંપૂર્ણ એવા મનુષ્યપ્રાણીની જ ઊભી કરી છે. એ મનુષ્યપ્રાણી પરસ્પર વિરોધી આવેગો અને આંતરિક પ્રેરણાથી ઘેરાયેલો હોવા છતાં એક અને અખંડ જ લાગે છે. પ્રાકૃતિક પ્રેરણાઓની રમણા, વાસના અને કામનાઓનું બળ, ઈચ્છાશક્તિનું પ્રાબલ્ય, આ બધાંને અંગે સર્જાતો વિનાશ અને એ બધાં દ્વારા સિદ્ધ થતાં શિખરો માનવ્ય ભાવોમાં એ બધાંનું નિરૂપણ કરવાનું, માત્ર સાહિત્યના ક્ષેત્રમાં જ શક્ય છે. જીવનને એની અખંડ સર્વ-ગ્રાહિતામાં એ નિરૂપે છે, અને એ નિરૂપણની પ્રક્રિયા દરમિયાન જ એ આપણને જીવનનાં રહસ્યમય અને મૂંઝવી મારતાં બળોની સમજણ પ્રત્યે દોરી જાય છે. પ્રાકૃતિક પ્રેરણા એટલે શું એ વિજ્ઞાન આપણને કહે છે, પરંતુ એ પ્રેરણાને એની ગતિશીલતામાં નિરૂપવાનું કાર્ય તો માત્ર સાહિત્યે જ કરવાનું હોય છે.

એક દાખલો લઈએ: માનસશાસ્ત્રનો પ્રદેશ એવો છે કે એમાં વિજ્ઞાન અને સાહિત્ય એક બીજાની અત્યંત નજદીક આવી જાય, કેમકે મનુષ્યના મનના આઘાત અને પ્રત્યાઘાતોની વૈવિધ્યમય આંતરિક લીલા માનસવિજ્ઞાન સમજાવી શકે છે. દાખલા તરીકે જાતીય વિકૃતિમયતાનો અભ્યાસ કરવો હોય તો આપણને હેવલોક એલિસ અને સિગ્મંડ ફ્રોઈડ અને બીજા અનેક માનસશાસ્ત્રીઓનાં સર્વ-માન્ય શાસ્ત્રીય લખાણોમાંથી પૂરતો મસાલો મળી રહે. માણસને વિકૃત બનાવી મૂકનાર આંતરિક બાબતો, દમનો, સંઘર્ષો, પીડનો અને એ બધાંમાંથી જન્મતી અને એ બધાંને જન્મ આપતી અનેક ક્રિયાપ્રક્રિયાઓનો, એ લખાણો આપણને ખ્યાલ આપી શકે. એ દ્વારા આપણે કોઈ વિકૃત મનુષ્યને વિકૃત તરીકે તો ઓળખી શકીએ જ, પણ આપણે એને એક અખંડ માનવી તરીકે પણ સાથોસાથ ઓળખી શકીએ ખરા—જેનામાં એની વિકૃતિ ઉપરાંત બીજાં પણ અનેક તત્ત્વો ભરેલાં હોય એવા માનવી તરીકે? એવાને વિકૃત વ્યક્તિ તરીકે અને સળંગ માનવી તરીકે—બંને રીતે—ઓળખવા માટે તો જેમાં માત્ર વિકૃતિમયતા જ નહિ, પણ જીવન પોતે જ અત્યંત સચોટતાપૂર્વક નિરૂપાયેલું હોય એવા "લોલિતા" જેવા એકાદ પુસ્તક તરફ આપણે ન વળવું જોઈએ? આતો હું માત્ર દાખલો આપવા માગું છું, કોઈ પુસ્તકની પ્રશંસા કરવા નથી માગતો. હકીકત તો એ

ધ્વનિ ઝીલવાનું યંત્ર જો પાસે હોય તો તેની મદદ વડે, એક જગ્યાએ બોલાઈ રહેલા અવાજને, પળથી પણ ઓછા સમયમાં, દુનિયાના દરેકે દરેક ખૂણાખાંચામાં સાંભળી શકાય છે.

ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં જ માત્ર નહિ, પણ મનુષ્યના જીવનની પ્રક્રિયાનાં બીજાં ક્ષેત્રોમાં પણ વિજ્ઞાને જબરજસ્ત પ્રગતિ કરી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિ, વૈજ્ઞાનિક રીતિ અને વૈજ્ઞાનિક મતિએ રાજકારણ, અર્થકારણ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને એ બધાં સાથે સંબંધ ધરાવતા અન્ય વિષયોને, જેને સ્પષ્ટ રીતે વિજ્ઞાનનું ચોક્કસ ક્ષેત્ર કહેવાય, એ ક્ષેત્રની સપાટીએ લગભગ લાવી મૂક્યા છે. મનુષ્યજીવનનાં અનેક ક્ષેત્રોને વિજ્ઞાને પોતામાં સમાવી લીધાં છે, અને હજીયે વધુ ને વધુ ક્ષેત્રોને પોતામાં સમાવી લેવા તે પ્રતિદિન મથી રહ્યું છે. એટલે તો આ યુગને, તેના સાચા અર્થમાં, વિજ્ઞાનનો યુગ ખુશીથી કહી શકાય.

વિજ્ઞાનનો આ લગભગ સર્વગ્રાહી કહી શકાય એવો સ્વભાવ હોવા છતાં જીવનનું એક ક્ષેત્ર એવું છે કે જેને વિશે અમુક ચોકખાચટ નિયમો બાંધી શકાય નહિ કે જેના વહનની અમુક સ્પષ્ટ રીતિ આંકી શકાય નહિ, કે જેને માટે વ્યવહારનો અમુક સ્પષ્ટ કાર્યક્રમ ઘડી આપી શકાય નહિ. એ ક્ષેત્રમાં, ઘણીયે વાર તો, પુરોગામી ઘટનાઓની શૃંખલામાંથી જે સૂચિત થતું હોય તેને બદલે તેનાથી તદ્દન ભિન્ન પ્રકારનું પરિણામ પણ આવે, અને એને પાછું તર્કશાસ્ત્રના કોઈ પણ નિયમથી સમજાવી શકાય એવું એ ન પણ હોય. એકઠી કરેલી બધી સાહેદી એક દિશા તરફ જ અંગુલિનિર્દેશ કરી રહી હોય, અને પરિણામ એ સાહેદીથી તદ્દન વિપરીત પ્રકારનું અને તર્કશાસ્ત્રના સઘળા નિયમોથી વિરુદ્ધનું ભલે દેખાતું હોય, તોપણ, એ વિશિષ્ટ ક્ષેત્ર પૂરતું તો, જે આવે એ જ પરિણામ, હકીકતની દૃષ્ટિએ જ માત્ર નહિ પણ વાસ્તવની દૃષ્ટિએ પણ સત્ય હોવાનું, અને એના આંતરિક સંયોગોના વિશિષ્ટ સંદર્ભમાં તો એ એક જ પરિણામ શક્ય હોવાનું. આ ક્ષેત્રમાં ઊંડું અવગાહન કરી તેને વિશે સંતોષકારક ફલશ્રુતિ મેળવવા માટે વિજ્ઞાને કોઈ અતિ સબળ શસ્ત્રાસ્ત્રો શોધી કાઢ્યાં હોય એવું દેખાતું નથી. એ ક્ષેત્ર એટલે માનવી સંબંધો અને પ્રત્યાઘાતોનું ક્ષેત્ર, માનવ્ય લાગણીઓ અને ઊર્મિઓનું ક્ષેત્ર, માનવીનાં સુખ અને દુઃખનું ક્ષેત્ર, ટૂંકમાં કહીએ તો માનવજીવનનું ક્ષેત્ર.

માનવીના જીવન અને ચેતનાને ઘેરી વળેલી લગભગ અભેદ્ય એવી રહસ્યમયતાને ભેદવાનો પ્રયત્ન કરવામાં કલ્પનોત્થ સાહિત્યે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે તે સિદ્ધિઓ પોતાના વિશિષ્ટ કાર્યક્ષેત્રમાં વિજ્ઞાને પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ જેટલી જ ધ્યાન ખેંચનારી છે. સાહિત્યની કલા માનવીને માનવીની—તેના બધાયે

વૈવિધ્ય સહિતના માનવીની—જે સમજણ આપે છે અને જે એ આપતી રહી છે, તેવી ઊંડી સમજણ આપવાનું વિજ્ઞાનની કોઈ પણ શાખા માટે શક્ય નથી. એ કલાએ મનુષ્યને તેની અખિલાઈમાં આલેખ્યો છે, અને પોતાના ભક્તોને મનુષ્યપ્રાણીની આંતરિક ચેતનાનાં છેક મૂળ સુધી તે લઈ ગઈ છે. લાખો કરોડો લાગણીઓ અને ઊર્મિઓનું, અને જીવનનાં સઘળાં સંઘર્ષમય તત્ત્વોનું તેણે નિરૂપણ અને આલેખન ભલે કર્યું હોય, પણ તે છતાં આપણી સમક્ષ મૂર્તિ તો તેણે સાંગોપાંગ સંપૂર્ણ એવા મનુષ્યપ્રાણીની જ ઊભી કરી છે. એ મનુષ્યપ્રાણી પરસ્પર વિરોધી આવેગો અને આંતરિક પ્રેરણાથી ઘેરાયેલો હોવા છતાં એક અને અખંડ જ લાગે છે. પ્રાકૃતિક પ્રેરણાઓની રમણા, વાસના અને કામનાઓનું બળ, ઈચ્છાશક્તિનું પ્રાબલ્ય, આ બધાંને અંગે સર્જાતો વિનાશ અને એ બધાં દ્વારા સિદ્ધ થતાં શિખરો માનવ્ય ભાવોમાં એ બધાંનું નિરૂપણ કરવાનું, માત્ર સાહિત્યના ક્ષેત્રમાં જ શક્ય છે. જીવનને એની અખંડ સર્વ-ગ્રાહિતામાં એ નિરૂપે છે, અને એ નિરૂપણની પ્રક્રિયા દરમિયાન જ એ આપણને જીવનનાં રહસ્યમય અને મૂંઝવી મારતાં બળોની સમજણ પ્રત્યે દોરી જાય છે. પ્રાકૃતિક પ્રેરણા એટલે શું એ વિજ્ઞાન આપણને કહે છે, પરંતુ એ પ્રેરણાને એની ગતિશીલતામાં નિરૂપવાનું કાર્ય તો માત્ર સાહિત્યે જ કરવાનું હોય છે.

એક દાખલો લઈએ: માનસશાસ્ત્રનો પ્રદેશ એવો છે કે એમાં વિજ્ઞાન અને સાહિત્ય એક બીજાંની અત્યંત નજદીક આવી જાય, કેમકે મનુષ્યના મનના આઘાત અને પ્રત્યાઘાતોની વૈવિધ્યમય આંતરિક લીલા માનસવિજ્ઞાન સમજાવી શકે છે. દાખલા તરીકે જાતીય વિકૃતિમયતાનો અભ્યાસ કરવો હોય તો આપણને હૅવલૉક ઍલિસ અને સિગ્મંડ ફ્રૉઈડ અને બીજા અનેક માનસશાસ્ત્રીઓનાં સર્વ-માન્ય શાસ્ત્રીય લખાણોમાંથી પૂરતો મસાલો મળી રહે. માણસને વિકૃત બનાવી મૂકનાર આંતરિક બાબતો, દમનો, સંઘર્ષો, પીડનો અને એ બધાંમાંથી જન્મતી અને એ બધાંને જન્મ આપતી અનેક ક્રિયાપ્રક્રિયાઓનો, એ લખાણો આપણને ખ્યાલ આપી શકે. એ દ્વારા આપણે કોઈ વિકૃત મનુષ્યને વિકૃત તરીકે તો ઓળખી શકીએ જ, પણ આપણે એને એક અખંડ માનવી તરીકે પણ સાથોસાથ ઓળખી શકીએ ખરા—જેનામાં એની વિકૃતિ ઉપરાંત બીજાં પણ અનેક તત્ત્વો ભરેલાં હોય એવા માનવી તરીકે? એવાને વિકૃત વ્યક્તિ તરીકે અને સળંગ માનવી તરીકે—બંને રીતે—ઓળખવા માટે તો જેમાં માત્ર વિકૃતિમયતા જ નહિ, પણ જીવન પોતે જ અત્યંત સચોટતાપૂર્વક નિરૂપાયેલું હોય એવા "લોલિતા" જેવા એકાદ પુસ્તક તરફ આપણે ન વળવું જોઈએ? આતો હું માત્ર દાખલો આપવા માગું છું, કોઈ પુસ્તકની પ્રશંસા કરવા નથી માગતો. હકીકત તો એ

છે કે હું "લોલિતા" નામની નવલકથાનો પ્રશંસક નથી પરંતુ હું જે કહેવા માગું છું તેનું સત્ય એ સચોટ રીતે સિદ્ધ કરે છે.

ને એકલી "લોલિતા"ની જ કે એકલી વિકૃતિની જ વાત શા માટે કરવી? અસૂયા અને ઉદાત્તતા લાચાર બનાવી નાખનાર મહત્ત્વાકાંક્ષા અને આંતરિક સારપ, ખુશામતપ્રિયતા અને દયાપ્રેરક નૈતિક નિર્બળતા, "જીવવું કે ન જીવવું" (to be or not to be)ના મહત્ત્વના પ્રશ્ન જોડે બાથ ભીડવા મથતા અસ્થિર ચંચળ મનવાળા એક જુવાનનાં મનોમંથનો — જે જુવાન એ જાતની મનોદશાને અંગે સર્વનાશ નોતરતો હોવા છતાં પોતે તો આપણા સમભાવને જ પાત્ર રહે — સંઘર્ષભરી આ બધી ઊર્મિઓનું જે જગત શેક્સપિયરે ઊભું કર્યું છે તે શું આપણને અસૂયા, મહત્ત્વાકાંક્ષા, પ્રશંસાપ્રિયતા અને અનિર્ણયાત્મકતાના ફલસ્વરૂપ નીપજતાં બૂરાં પરિણામો વિશે જ માત્ર સમજણ કે જ્ઞાન આપે છે? કે એ તો, જેના નિરૂપણ દ્વારા માનવ જીવન ઉપર પ્રાબલ્ય ધરાવતાં, તેને બગાડી મૂકતાં, ગૌરવ અર્પતાં કે ઉન્નત બનાવતાં બલાબલો — ઉપર કહ્યાં તે અને તે ઉપરાંત એવાં બીજાં અસંખ્ય બલાબલો — વિશે આપણે જાગૃત — આંતરિક રીતે અને સત્ય સ્વરૂપે જાગૃત — બની જઈએ તેવું, એના કરોડો આકારો, વળાંકો અને રંગો સહિતનું જીવનનું આખુંયે તંત્ર આપણી સમક્ષ ઊભું કરી દે છે? શેક્સપિયર જેવા મહાન સાહિત્યસ્વામીની જ માત્ર નહિ, પણ જે કોઈ કૃતિને સાહિત્યનું નામ આપી શકાય તે સઘળી કૃતિઓ એ જ કામ કરે છે. અને એ વસ્તુ જ કલ્પનોત્થ સાહિત્યની કામગીરીને વિજ્ઞાનની કામગીરીથી જુદી પાડે છે. વિજ્ઞાન પદાર્થો વિશે સમજણ આપે છે, સાહિત્ય જીવનને, મનુષ્યને આંતર-બાહ્ય સર્વ રીતે પ્રકાશિત કરી દે છે.

એ છતાં પણ, આધુનિક સમયમાં અત્યંત વેગપૂર્વક વિસ્તાર સાધતાં જતાં વિજ્ઞાનનાં બળો સાહિત્યની અભિવ્યક્તિને માત્ર નહિ પણ સાહિત્યની અનુભૂતિને પોતાને પણ ઘડવામાં મદદરૂપ બન્યાં છે; એટલું તો કબૂલ કરવું જ જોઈએ. એમણે ઘણીયે વાર સાહિત્યને નવી દિશા સુઝાડી છે, અને નવીન વસ્તુની તેને ભેટ ધરી છે. કોઈ પણ પ્રેમાર્ત પ્રિયતમ તેની પ્રિયતમાને કૉલ આપે કે પોતે મેઘની પાંખ ઉપર ઊડીને તેની પાસે પહોંચી જશે, અને એ સાંભળીને પ્રિયતમા રાજી રાજી થઈ જાય એવું લખાણ કરવું હવે સાહિત્યના ક્ષેત્રમાં પોષાય નહિ; કેમ કે હવે તો એ રીતસર વિમાનમાં ઊડીને પોતાની પ્રિયતમા પાસે પહોંચી શકે છે. અને એ પ્રિયતમાને પણ એ એમ કરે એ જ વાજબી લાગે એમ છે. ચેતનાનાં જે અવનવીન ઊંડાણોનું અસ્તિત્વ વિજ્ઞાનના મહર્ષિઓએ ખોળી કાઢ્યું છે એ ઊંડાણોમાં ઊંડા ઊતરી એનો તાગ પામવા આધુનિક સાહિત્યસ્વામીઓ નિરંતર પ્રયત્નશીલ રહે છે. એ માટે

એ લોકો જે ભાષા અને શૈલીપ્રયોગો પ્રયોજે છે એ જાતની ભાષા અને શૈલીપ્રયોગોથી પણ અગાઉના સમયના સાહિત્યકારો તો તદ્દન અજાણ હતા. વિજ્ઞાનની નવી નવી શોધખોળોની સાહિત્યકારોના મન ઉપર એવી સચોટ અસર પડી છે કે તેમનાં લખાણોમાં ઝિલાયેલી એ સ્પષ્ટ સ્વરૂપે દેખાઈ આવે છે. એમ થાય છે કારણ કે આંતરિક જગત અને બાહ્ય જગત એ બંને પરસ્પરથી સદંતર વિભિન્ન એવાં ઘટકો નથી, પરંતુ આપ-લેની નિરંતર ચાલુ રહેતી ઘટમાળ દ્વારા, જેમાં બહિર્જગત મનુષ્યના મનની આંતરિક ક્રિયાપ્રક્રિયાઓમાં પોતાનું પ્રતિબિંબ પાડતું રહે, અને એ, બીજા જગતના વાહનવ્યવહારની પ્રક્રિયાના થોડાઘણા અંશના ઘડતરમાં, પોતાને પક્ષે, મનુષ્યનું મન પણ પોતાની પ્રતિછાયા મૂકી જાય, એવો સંયોગ હંમેશાં સર્જાતો જ રહે છે. એમ ન હોય તો, વિનાશનાં જબરજસ્ત શક્તિશાળી સાધનો પેદા કરવા માટે વિજ્ઞાનની શોધખોળોનો દિનપ્રતિદિન જે વધારે ને વધારે ઉપયોગ થઈ રહ્યો છે તેની સમજૂતી આપણે બીજી કઈ રીતે આપી શકીએ?

જ્ઞાનની આ બંને શાખાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા મનુષ્યો ક્વચિત્ જ એકબીજા જોડે હળેમળે છે, અથવા એકબીજાને સમજવાનો, કરવો જોઈએ તેટલો, પ્રયત્ન ક્વચિત્ જ કરતા દેખાય છે, એ હકીકત દુઃખપ્રેરક છે. પોતાની અલગ એવી દુનિયામાં એ લોકો એકબીજાથી તદ્દન અલગ રીતે જીવતા હોય એવું જ જાણે લાગ્યા કરે છે. અને તેમને બંનેને, એ બંને દુનિયાના માણસોને, જાણે એમ લાગતું હોય એમ દેખાય છે કે તેમના પોતાના કાર્યની જાત, કાર્યનું તેમનું પોતાનું ક્ષેત્ર, અને અંતમાં, તેઓ પોતે જ, કોઈ નહિ ને કોઈક રીતે બીજા વર્ગના લોકો કરતાં ઊંચી કક્ષાના છે. હમણાં એક ભાષણમાં બ્રિટનના સર સી. પી. સ્નોએ બહુ જ બંધબેસતા શબ્દ વાપરીને કહ્યું હતું તેમ તે બંને દિશાના માણસોએ પોતપોતાની "સંસ્કૃતિઓ" ઉપજાવી કાઢી હોય તેમ લાગે છે—બે ભિન્ન ભિન્ન સંસ્કૃતિ, એક કલાઓની, બીજી વિજ્ઞાનની. એમ ન હોવું જોઈએ, કેમ કે આપણે સહુ જાણીએ છીએ તેમ વિજ્ઞાન અને કલાઓ, બંને, જીવનની ક્રિયાને સમૃદ્ધ, ઉન્નત અને ઊંડાણભરી બનાવે છે.

મનુષ્યજાતિને સત્તા અને સૌંદર્ય માટેની આંતરિક અને અશમ્ય લાલસા હોય છે. વિજ્ઞાન સત્તા અર્પે છે, સાહિત્ય સૌંદર્ય. આંતરિક સૂઝની તેને મળેલી બક્ષિસ દ્વારા સાહિત્યનો કલાકાર સત્યના ઊંડામાં ઊંડા હાર્દમાં દૃષ્ટિક્ષેપ કરે છે, અને એની અનુભૂતિ તેને થાય છે. એ અનુભૂતિ અપૂર્વ હોય છે. તેના મનુષ્યબંધુઓના મોટા ભાગ કરતાં તેની સંવેદનશક્તિ વધારે ઊંડી હોય છે, અને એની અનુભૂતિને અભિવ્યક્તિ આપવાની શક્તિ તેને વરેલી હોય છે. એ શક્તિ દ્વારા એક આખું વિશ્વ એ રચી શકે છે—સ્વયંસંપૂર્ણ અને પોતાના જ નિયમોને વશ

છે કે હું "લોલિતા" નામની નવલકથાનો પ્રશંસક નથી પરંતુ હું જે કહેવા માગું છું તેનું સત્ય એ સચોટ રીતે સિદ્ધ કરે છે.

ને એકલી "લોલિતા"ની જ કે એકલી વિકૃતિની જ વાત શા માટે કરવી? અસૂયા અને ઉદાત્તતા લાચાર બનાવી નાખનાર મહત્ત્વાકાંક્ષા અને આંતરિક સારપ, ખુશામતપ્રિયતા અને દયાપ્રેરક નૈતિક નિર્બળતા, "જીવવું કે ન જીવવું" (to be or not to be)ના મહત્ત્વના પ્રશ્ન જોડે બાથ ભીડવા મથતા અસ્થિર ચંચળ મનવાળા એક જુવાનનાં મનોમંથનો—જે જુવાન એ જાતની મનોદશાને અંગે સર્વનાશ નોતરતો હોવા છતાં પોતે તો આપણા સમભાવને જ પાત્ર રહે—સંઘર્ષભરી આ બધી ઊર્મિઓનું જે જગત શેકસપિયરે ઊભું કર્યું છે તે શું આપણને અસૂયા, મહત્ત્વાકાંક્ષા, પ્રશંસાપ્રિયતા અને અનિર્ણયાત્મકતાના ફલસ્વરૂપ નીપજતાં બૂરાં પરિણામો વિશે જ માત્ર સમજણ કે જ્ઞાન આપે છે? કે એ તો, જેના નિરૂપણ દ્વારા માનવ જીવન ઉપર પ્રાબલ્ય ધરાવતાં, તેને બગાડી મૂકતાં, ગૌરવ અર્પતાં કે ઉન્નત બનાવતાં બલાબલો—ઉપર કહ્યાં તે અને તે ઉપરાંત એવાં બીજાં અસંખ્ય બલાબલો—વિશે આપણે જાગૃત—આંતરિક રીતે અને સત્ય સ્વરૂપે જાગૃત—બની જઈએ તેવું, એના કરોડો આકારો, વળાંકો અને રંગો સહિતનું જીવનનું આખુંયે તંત્ર આપણી સમક્ષ ઊભું કરી દે છે? શેક્સપિયર જેવા મહાન સાહિત્યસ્વામીની જ માત્ર નહિ, પણ જે કોઈ કૃતિને સાહિત્યનું નામ આપી શકાય તે સઘળી કૃતિઓ એ જ કામ કરે છે. અને એ વસ્તુ જ કલ્પનોત્થ સાહિત્યની કામગીરીને વિજ્ઞાનની કામગીરીથી જુદી પાડે છે. વિજ્ઞાન પદાર્થો વિશે સમજણ આપે છે, સાહિત્ય જીવનને, મનુષ્યને આંતર-બાહ્ય સર્વ રીતે પ્રકાશિત કરી દે છે.

એ છતાં પણ, આધુનિક સમયમાં અત્યંત વેગપૂર્વક વિસ્તાર સાધતાં જતાં વિજ્ઞાનનાં બળો સાહિત્યની અભિવ્યક્તિને માત્ર નહિ પણ સાહિત્યની અનુભૂતિને પોતાને પણ ઘડવામાં મદદરૂપ બન્યાં છે; એટલું તો કબૂલ કરવું જ જોઈએ. એમણે ઘણીયે વાર સાહિત્યને નવી દિશા સુઝાડી છે, અને નવીન વસ્તુની તેને ભેટ ધરી છે. કોઈ પણ પ્રેમાર્ત પ્રિયતમ તેની પ્રિયતમાને કૉલ આપે કે પોતે મેઘની પાંખ ઉપર ઊડીને તેની પાસે પહોંચી જશે, અને એ સાંભળીને પ્રિયતમા રાજી રાજી થઈ જાય એવું લખાણ કરવું હવે સાહિત્યના ક્ષેત્રમાં પોપાય નહિ; કેમ કે હવે તો એ રીતસર વિમાનમાં ઊડીને પોતાની પ્રિયતમા પાસે પહોંચી શકે છે. અને એ પ્રિયતમાને પણ એ એમ કરે એ જ વાજબી લાગે એમ છે. ચેતનાનાં જે અવનવીન ઊંડાણોનું અસ્તિત્વ વિજ્ઞાનના મહર્ષિઓએ ખોળી કાઢ્યું છે એ ઊંડાણોમાં ઊંડા ઊતરી એનો તાગ પામવા આધુનિક સાહિત્યસ્વામીઓ નિરંતર પ્રયત્નશીલ રહે છે. એ માટે

એ લોકો જે ભાષા અને શૈલીપ્રયોગો પ્રયોજે છે એ જાતની ભાષા અને શૈલી-પ્રયોગોથી પણ અગાઉના સમયના સાહિત્યકારો તો તદ્દન અજાણ હતા. વિજ્ઞાનની નવી નવી શોધખોળોની સાહિત્યકારોના મન ઉપર એવી સચોટ અસર પડી છે કે તેમનાં લખાણોમાં ઝિલાયેલી એ સ્પષ્ટ સ્વરૂપે દેખાઈ આવે છે. એમ થાય છે કારણ કે આંતરિક જગત અને બાહ્ય જગત એ બંને પરસ્પરથી સદંતર વિભિન્ન એવાં ઘટકો નથી, પરંતુ આપ-લેની નિરંતર ચાલુ રહેતી ઘટમાળ દ્વારા, જેમાં બહિર્જગત મનુષ્યના મનની આંતરિક ક્રિયાપ્રક્રિયાઓમાં પોતાનું પ્રતિબિંબ પાડતું રહે, અને એ બીજા જગતના વાહનવ્યવહારની પ્રક્રિયાના થોડાઘણા અંશના ઘડતરમાં, પોતાને પક્ષે, મનુષ્યનું મન પણ પોતાની પ્રતિછાયા મૂકી જાય, એવો સંયોગ હંમેશાં સર્જાતો જ રહે છે. એમ ન હોય તો, વિનાશનાં જબરજસ્ત શક્તિશાળી સાધનો પેદા કરવા માટે વિજ્ઞાનની શોધખોળોનો દિનપ્રતિદિન જે વધારે ને વધારે ઉપયોગ થઈ રહ્યો છે તેની સમજૂતી આપણે બીજી કઈ રીતે આપી શકીએ?

જ્ઞાનની આ બંને શાખાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા મનુષ્યો ક્વચિત્ જ એક-બીજા જોડે હળેમળે છે, અથવા એકબીજાને સમજવાનો, કરવો જોઈએ તેટલો, પ્રયત્ન ક્વચિત્ જ કરતા દેખાય છે, એ હકીકત દુઃખપ્રેરક છે. પોતાની અલગ એવી દુનિયામાં એ લોકો એકબીજાથી તદ્દન અલગ રીતે જીવતા હોય એવું જ જાણે લાગ્યા કરે છે. અને તેમને બંનેને, એ બંને દુનિયાના માણસોને, જાણે એમ લાગતું હોય એમ દેખાય છે કે તેમના પોતાના કાર્યની જાત, કાર્યનું તેમનું પોતાનું ક્ષેત્ર, અને અંતમાં, તેઓ પોતે જ, કોઈ નહિ ને કોઈક રીતે બીજા વર્ગના લોકો કરતાં ઊંચી કક્ષાના છે. હમણાં એક ભાષણમાં બ્રિટનના સર સી. પી. સ્નોએ બહુ જ બંધબેસતા શબ્દ વાપરીને કહ્યું હતું તેમ તે બંને દિશાના માણસોએ પોતપોતાની "સંસ્કૃતિઓ" ઉપજાવી કાઢી હોય તેમ લાગે છે—બે ભિન્ન ભિન્ન સંસ્કૃતિ, એક કલાઓની, બીજી વિજ્ઞાનની. એમ ન હોવું જોઈએ, કેમ કે આપણે સહુ જાણીએ છીએ તેમ વિજ્ઞાન અને કલાઓ, બંને, જીવનની ક્રિયાને સમૃદ્ધ, ઉન્નત અને ઊંડાણભરી બનાવે છે.

મનુષ્યજાતિને સત્તા અને સૌંદર્ય માટેની આંતરિક અને અશમ્ય લાલસા હોય છે. વિજ્ઞાન સત્તા અર્પે છે, સાહિત્ય સૌંદર્ય. આંતરિક સૂઝની તેને મળેલી બક્ષિસ દ્વારા સાહિત્યનો કલાકાર સત્યના ઊંડામાં ઊંડા હાર્દમાં દૃષ્ટિક્ષેપ કરે છે, અને એની અનુભૂતિ તેને થાય છે. એ અનુભૂતિ અપૂર્વ હોય છે. તેના મનુષ્ય-બંધુઓના મોટા ભાગ કરતાં તેની સંવેદનશક્તિ વધારે ઊંડી હોય છે, અને એની અનુભૂતિને અભિવ્યક્તિ આપવાની શક્તિ તેને વરેલી હોય છે. એ શક્તિ દ્વારા એક આખું વિશ્વ એ રચી શકે છે—સ્વયંસંપૂર્ણ અને પોતાના જ નિયમોને વશ

વર્તીને ચાલતું હોય એવું વિશ્વ! સંપૂર્ણ અદ્ભુત સુંદર આકારોનું વિશ્વ! જીવનનાં અનાકાર તત્ત્વોમાંથી સાહિત્યનો માણસ પોતાની અનુભૂતિ જેમાં સમગ્રતયા સમાઈ જાય એવા આકારો સર્જવાનો પ્રયત્ન કરે છે. અનાકારને આકાર આપવાનો આ પ્રયત્ન વસ્તુને સૌંદર્ય અર્પે છે, અને સૌંદર્ય આનંદને જન્મ આપે છે.

માત્ર કોઈક એકાદ મનપસંદ આકાર સર્જીને જ સાહિત્યનો કલાકાર અટકી જતો નથી, પરંતુ પોતાની અનુભૂતિની અભિવ્યક્તિને નવીનતર સૌંદર્યથી અન્વેષિત કરવાને માટે તે નવા નવા આકારોની શોધ પાછળ પ્રવૃત્ત રહ્યા જ કરે છે. એ એમ કરે છે, એને એમ કરવું જ પડે છે, કેમ કે નિરંતર વપરાશથી જૂના આકારો પોતાની સબળતા અને માધુર્ય ગુમાવી બેસતા હોય છે; નવીનતર આકારો માટેની કલાકારની આ નિરંતર ખોજ, અને સત્યના રહસ્યને પામી જવાની તેને કુદરતે બક્ષેલી આંતરિક દૃષ્ટિ કલાકારના કલાકાર તરીકેના જીવનના મહત્ત્વના અંશો છે. જ્યાં સુધી સંસ્કૃતિ ટકી રહેશે ત્યાં સુધી એ અંશો પણ ટકી રહેવાના એ વિશે આપણે શ્રદ્ધા જરૂર રાખી શકીએ. ત્યાં સુધી એ કલાકાર મનુષ્યજાતિના બાકીના ભાગને નિરંતર આનંદ અર્પ્યે રાખવાનો, અને સાથોસાથ માનવચેતનાના ગુહ્યતમ અંશોને સ્પર્શ કરવાની કોઈ અદૃશ્ય ક્રિયા દ્વારા એ ચેતનાને એ વધારે ને વધારે સૂક્ષ્મ બનાવ્યે જવાનો. વિજ્ઞાનનો યુગ તેનો તાગ પામવા માટે નવીનતર ક્ષેત્રોની બક્ષિસ ધરશે, અને વસ્તુના હાર્દમાં ઊતરી તેનું સત્ય એ પામી શકે એ માટે એને દૃષ્ટિનું વિશેષ ગહરું ઊંડાણ પણ વિજ્ઞાનની શોધખોળો દ્વારા જ પ્રાપ્ત થશે. એ દૃષ્ટિની સહાયથી અનુભૂતિનાં નવીનતર ક્ષેત્રોનું પગેરું એ શોધી કાઢશે, અને સૌંદર્યના નવીનતર આકારો સર્જશે. અને એટલે સાહિત્યના કલાકારની અને કલ્પનોત્થ સાહિત્યની જરૂર તો હંમેશાં રહેવાની જ. આમ વિજ્ઞાનના યુગમાં કલ્પનોત્થ સાહિત્ય, જો તેનું કંઈયે થવાનું હોય તો, મૂરઝાઈ જવાને બદલે ઊલટું વિશેષ ફૂલવા ફાલવાનું; કારણ કે, એનાં મૂળિયાં માનવજાતિના મૂળભૂત આવેગોમાંના મુખ્ય આવેગમાં રૂઢ થયેલાં છે.

# ૩. ‘નળાખ્યાન’માં દાંપત્યભાવના : એક ચર્ચા

ઉપેન્દ્ર પંડયા

સ્વ. શ્રી રામનારાયણ પાઠકે ‘નળાખ્યાન’ વિશેના તેમના બે લેખમાં એમ પ્રતિપાદિત કરવા પ્રયત્ન કર્યો છે કે મહાભારતકાળથી જુદા પડીને પ્રેમાનંદે ‘નળાખ્યાન’માં દાંપત્યપ્રેમનું ‘એક મહાન સત્ય’ ગૂંથ્યું છે, ને એ એની પ્રતિભાનો વિશેષ છે. ‘નળાખ્યાન’માં પ્રેમાનંદના હાસ્યરસ વિશે ચર્ચા કરતાં તેઓ લખે છે: “પ્રેમાનંદની પ્રતિભાએ એક બીજું રહસ્ય જોયું. અથવા વધારે ચોક્કસ રીતે કહું તો એની પ્રતિભાએ સ્વૈરલીલાથી જ એના વૃત્તાંતમાં રહેલા રહસ્યને વિકસાવ્યું. એ રહસ્ય તે દાંપત્યપ્રેમવિકાસનું રહસ્ય છે. નળ-દમયંતી પરણે છે તે માત્ર એકબીજાના શરીરસૌંદર્યના મોહને લીધે. અંગ્રેજી સાહિત્યમાં ‘પ્રથમ દર્શને મોહ’નું વર્ણન આવે છે પણ આ તો પ્રથમ શ્રવણે મોહ હતો! પ્રેમ શરીરસૌંદર્યના આકર્ષણથી શરૂ થયો પણ પછી તેના વિકાસની છેલ્લી દશાએ તે શરીરને અતિક્રમી ગયો. એવો સુંદર નળ અનેક બનાવોથી છેક કદરૂપો બાહુક બન્યો. છતાં દમયંતીને જ્યારે ખાત્રી થઈ કે એ બાહુક સાચો નળ જ છે ત્યારે તેણે તેને સ્વીકાર્યો. **આ રીતે નળ-દમયંતીવૃત્તાંતમાં દાંપત્યપ્રેમનું એક મહાન રહસ્ય રહેલું જ છે.** પ્રેમાનંદે એ રહસ્ય પકડ્યું. એ રહસ્યને અવલંબીને નળદમયંતીનો શૃંગાર વાર્તામાં આવ્યો. એ જ રહસ્યને અવલંબીને પ્રેમાનંદે તેમાં હાસ્યને પણ અવકાશ આપ્યો. એ જ રહસ્યને અવલંબીને નળદમયંતીના વિરહનો કરુણ આપ્યો. સાચો દાંપત્યપ્રેમ આવો ગહન, આવો વ્યાપક, આવો ગંભીર અને છેક શરીરથી આત્મા સુધી જનારો ભેદક છે, તો એ પ્રેમની વિડંબના હાસ્યજનક! અને નળાખ્યાનનો હાસ્યરસ એ જ તત્ત્વને અવલંબીને વિકસે છે. . : . આવી રીતે ‘નળાખ્યાન’ના બધા રસો મેં ઉપર જણાવેલા દાંપત્યરહસ્યની આસપાસ ગૂંથાયેલા છે.

. . . . . નળાખ્યાનના વસ્તુમાં પ્રેમાનંદે દાંપત્યપ્રેમનું રહસ્ય જોયું અને તેને અવલંબીને સ્વતંત્ર કાવ્ય રચ્યું. અને તેની ભોંયમાં બરાબર ગુજરાતી વાતાવરણ રાખ્યું. એ એની પ્રતિભાનું લક્ષણ છે. . . .નળાખ્યાનમાં તે તેના શક્ય રહસ્ય સુધી ઊંડે જાય છે તે નાનીસૂની વાત નથી.” (‘કાવ્યની શક્તિ’-પૃ. ૧૨૧)

ઉપરના અવતરણમાંથી નીચેના મુદ્દાઓ ઉપસ્થિત થાય છે—(૧) નળાખ્યાનમાં દાંપત્યપ્રેમનું રહસ્ય છે. (૨) આ રહસ્ય કવિની સ્વતંત્ર પ્રતિભાનું લક્ષણ છે.

(૩) આ દાંપત્યપ્રેમ શરીરસૌંદર્યના આકર્ષણથી શરૂ થયો પણ તેના વિકાસની છેલ્લી દશાએ તે શરીરને અતિક્રમી ગયો. (૪) નળાખ્યાનના બધા રસો આ દાંપત્યરહસ્યની આસપાસ ગૂંથાયેલા છે.

આ ચારે મુદ્દા ચર્ચાસ્પદ છે. પણ બીજા બધા મુદ્દા દાંપત્યપ્રેમના રહસ્યમાંથી જ ફલિત થાય છે, એટલે સૌથી વધુ ચર્ચાસ્પદ વિધાન 'નળાખ્યાન'માં દાંપત્ય-પ્રેમના રહસ્ય વિશેનું છે. શ્રી. રા. વિ. પાઠકે આ આખ્યાનમાં દાંપત્યપ્રેમનું મહાન રહસ્ય હોવાનું કહ્યું છે, પણ એ મહાન રહસ્ય કયું છે તે એમણે સ્ફુટ કર્યું નથી. જો શરીરભાવનું વિગલન એ જ મહાન રહસ્ય હોય તો તેના સંભવાસંભવ ને ઔચિત્યાનૌચિત્યની ચર્ચા આગળ કરીશું. પણ જો રહસ્યની દૃષ્ટિએ શ્રી. રા. વિ. પાઠક 'નળાખ્યાન'ને સ્વતંત્ર કૃતિનું મહત્ત્વ આપતા હોય તો તે ભાવનાના સંભવાસંભવ પર નિર્ભર હોઈ એટલું જ ચિંત્ય છે. પ્રેમાનંદે 'નળાખ્યાન'માં રસસર્જન સ્વતંત્ર રીતે કર્યું છે, એ ખરું, પણ તેથી સમગ્ર કૃતિ સ્વતંત્ર રચના બની છે કે કેમ, અને પ્રેમાનંદની મૌલિક પ્રતિભાનો બળવાન ઉન્મેષ એમાં છે કે કેમ તે ચર્ચાસ્પદ જ છે.

આમ તો નળ અને દમયંતીની કથા આ આખ્યાનનો વિષય છે, એટલે એમાં દંપતીભાવ હોય, અગ્રપદે હોય એ સ્વાભાવિક છે. મૂળ મહાભારતમાંયે આ દંપતીભાવ ઘણી ઉદાત્તતાથી આલેખાયો છે—પ્રેમાનંદ કરતાં તો નિઃશંક ઘણી વિશેષ. પણ પ્રેમાનંદે આ આખ્યાનમાં—ભલે પ્રતિભાની સ્વૈરલીલાથી—દંપતી-પ્રેમનું રહસ્ય ગૂંથી લીધું ને વિકસાવ્યું એમ શા આધારે શ્રી પાઠક સાહેબ કહે છે? 'નળાખ્યાન'ની કૃતિ સંતતપણે દંપતીભાવને લક્ષ્ય કરીને એ પ્રતિ જ વળતી કે વહેતી હોય એમ તો જણાતું નથી. હકીકતે પ્રેમાનંદ રંજનધર્મી કથારસપરાયણ લોકલાડીલો આખ્યાનકાર જ છે. સામાન્ય લોકદૃષ્ટિને ને લોકરુચિને શું ગમશે, શું નહિ ગમે, શું આકર્ષક નીવડશે ને શું નહિ નીવડે તેની પરખ એનામાં અસાધારણ છે. તત્કાલીન લોકરુચિને આ આખ્યાનમાં પણ પોપવાનું ને પંપાળવાનું—અનુચિત લાગે તોયે બહેલાવવાનું—એનું વલણ એણે જતું કર્યું નથી. આમ પ્રેમાનંદનાં બધાં આખ્યાનો પરથી એનો સર્વ સામાન્ય પ્રવર્તક ઉદ્દેશ તો સમકાલીન રુચિવૃત્તિને સંતર્પે તેવું રસપૂર્ણ આખ્યાન રચવામાં જ પરિસમાપ્ત થતો હોય એમ લાગે છે. એની કોઈ કૃતિમાં કશું રહસ્ય જ નથી, એમ અહીં વિવક્ષિત નથી. વક્ષ્યમાણ છે તે એટલું જ કે એના કોઈ પણ આખ્યાનમાં કોઈ વિશિષ્ટ રહસ્યને તાકીને, કોઈ નવતર પ્રયોજનથી પ્રેરાઈને એણે આખ્યાનની રચના કરી હોય એવું ક્યાંય સ્પષ્ટપણે દેખાતું નથી. અલબત્ત, આખ્યાનના કથાવસ્તુમાં બીજરૂપ કંઈ રહસ્ય અંતહિત હોય તો તે તેણે સ્વયમેવ અંકુરિત થવા દીધું

છે—'મામેરું' ને 'સુદામાચરિત' એનાં ઉજ્જ્વલ ઉદાહરણો છે. પરંતુ એણે સભાનપણે કે શક્તિમંત સર્જકની સ્વૈરલીલાથી કોઈ પણ રહસ્ય કે ભાવનાનો અધ્યારોપ કોઈ પણ આખ્યાનમાં કર્યો હોય એમ માનવું કંઈક વધારે પડતું છે.

મહાભારતમાં તો અર્જુન વિનાના યુધિષ્ઠિરના વનવાસ વેળાના શોકાનુભવમાં ધૃતિ અને શાંતિ પ્રગટે એ માટે જ બૃહદશ્વ ઋષિ 'दुःखे दुःखाधिकं पश्य' એ ન્યાયે યુધિષ્ઠિરને આ કથા કહે છે. જે નિયતિપ્રેરિત છે, તેનું નિવારણ થઈ શકતું નથી; માટે એવા અવશ્યંભાવિ ભાવોનો પ્રતિકાર અશક્ય હોઈ સહનશક્તિ ને સમજણ-શક્તિ કેળવવાનો જ અનુરોધ તાપસ યુધિષ્ઠિરને કહે છે. યુધિષ્ઠિરને ભાઈઓ ને દ્રૌપદીનો સાથ છે, જે થયું તેમાં પોતે પણ દોષભાગી છે, પરંતુ નળદમયંતીના જીવનમાં જે નરી કરુણતા ઊભી થઈ તેમાં દમયંતીનું તો કશું જ કર્તૃત્વ ન હોવા છતાં, ને નળનું કર્તૃત્વ ઘણું અલ્પાલ્પ હોવા છતાં, કલિકર્તૃત્વને લીધે બંનેની ભારે ચકાસણી થઈ. દમયંતીના વિરહવિદગ્ધ જીવનમાં સત્ અને શીલનીયે કસોટી થઈ, ને ગંભીર આરોપો મુકાયા. નળ પોતે પણ દમયંતીના શીલ વિષે શંકિત બન્યો. છતાં અંતે સત્‌નો જ વિજય થયો ને શુભની જ સ્થાપના થઈ, તે ઘટના આ ચરિત્રકથાનો આલેખ્ય વિષય છે. પ્રેમાનંદે તેમાં રંજન-તત્ત્વને વધુ વિકસાવ્યું, ગુજરાતીતાના અંશો દાખલ કરી કૃતિને બહુજનભોગ્ય બનાવી તથા શૃંગાર, હાસ્ય અને કરુણથી છલકાવી દીધી એ ખરું; એટલા પૂરતી એની કંઈક મૌલિકતા કહેવી હોય તો કહી શકાય; પરંતુ 'નળાખ્યાન'માં પ્રેમાનંદ પર પુરોગામી આખ્યાનકારોનુંયે ઘણું ઋણ છે. કથાની રચનામાં પરંપરા એને ઘણું પ્રાપ્ત થયું છે એ ભૂલવું ન જોઈએ. અને છતાંયે 'નળા-ખ્યાન'માં મહાભારતના નલોપાખ્યાનથી વિશિષ્ટ કે વ્યતિરિક્ત કોઈ પ્રયોજન ગૂંથાયું હોય ને તે ઉત્કટપણે ઉપસી આવતું હોય એમ દેખાતું નથી. પ્રેમા-નંદની આ કૃતિમાં દાંપત્યભાવ છે, પણ દાંપત્યભાવના હેતુભૂત હોય, મહા-ભારતથી ખાસ વિશિષ્ટ હોય એવું તરી આવતું નથી.

આમ હોઈ, દાંપત્યભાવનાનું રહસ્ય કવિની સ્વતંત્ર પ્રતિભાના ઉન્મેષરૂપે 'નળાખ્યાન'માં દેખાય છે એમ કહેવું તે ભાગ્યે જ ન્યાય્ય હોય. વાસ્તવમાં દંપતીભાવનું જે કંઈ આલેખન અહીં થયું છે તે કરતાં ઘણું ઉચ્ચતર ને બળ-વત્તર આલેખન મહાભારતકારે કરેલું છે. મહાભારતકારે નળના પાત્રનું ગૌરવ જરાયે ખંડ્યું નથી એટલું જ નહિ, એ દમયંતી પ્રત્યે એક સરખો—અવિકૃત—સ્નેહ અને સમાદર સર્વાવસ્થામાં વ્યક્ત કરે છે. જ્યારે પ્રેમાનંદ તો જ્યાં પોતાનું કંઈ ગાંઠનું ઉમેરવા ગયો છે ત્યાં પડ્યો જ છે. विशिष्टया विशिष्टेन सङ्गमो गुणवान् भवेत् । એમ મહાભારતમાં હંસ દમયંતીને નળ પ્રતિ પ્રેરતાં કહે છે તે એ ગુણવાન

સંગમ સર્વથા બે વિશિષ્ટ જનોનો છે. જીવનની સર્વ ઉચ્ચાવચ અવસ્થામાં, એ મહાભારતકાર બરોબર દર્શાવે છે. પણ મત્સ્યસંજીવન પ્રસંગમાં પ્રેમાનંદના હાથ તો સાવ હેઠા જ પડ્યા છે. શ્રી. રા. વિ. પાઠકે પણ આ સ્વીકાર્યું છે— "એ પ્રસંગે દમયંતી જેવી દીન બને છે ને નળ જેટલો અધમ બને છે તેટલો બીજે ભાગ્યે જ બને છે" ('કાવ્યની શક્તિ' પૃ. ૧૩૧). તો પ્રશ્ન એ છે કે આવા હીન આચરણની કશી અસર દાંપત્યભાવના પર પણ પડે કે નહિ? મહાભારતમાં 'शोकोन्मथितचित्तात्मा' નળ દમયંતીનો ત્યાગ કરે છે, તેની પહેલાં ને પછી, સર્વત્ર એનું આભિજાત્ય જાળવી રાખે છે, દમયંતી માટે અપાર સદ્‌ભાવ દર્શાવે છે ને 'સતી' 'મહાભાગા' 'અનિંદિતા' 'કલ્યાણી' 'યશસ્વિની' ને 'તપસ્વિની' જેવાં ઉદાત્ત વિશેષણો જ એને માટે યોજે છે. નળ દમયંતીનો, દમયંતીના જ સુખ ખાતર ત્યાગ કરે છે ત્યારે એ અત્યંત શ્રદ્ધાપૂર્વક કહે છે:

न चैषा तेजसा शक्या कैश्चिद्धर्षयितुं पथि ।
यशस्विनी, महाभागा, मद्भक्तेयं पतिव्रता ।।

અને છેવટે આવાગમનને હિંડોળે ચડ્યા પછી દમયંતીનો દુ:ખપૂર્વક ત્યાગ કરે છે ત્યારેયે એ દમયંતી વિશે દેવોને પ્રાર્થે છે:

आदित्या वसवो रुद्रा अश्विनौ समरुद्‌गणौ ।
रक्षन्तु त्वां महाभागे धर्मेणासि समावृता ।।

ઋતુપર્ણને ત્યાં સારથિરૂપે બાહુક વેશે નળ રહે છે ત્યારેયે માત્ર 'दुःखिते मनसि सर्वमसह्यम्' જેવો ભાવ જ અનુભવીને એ નથી અટકતો, પણ દમયંતીનું જ સતત કરુણાર્દ્રભાવે ચિંતનસ્મરણ કરે છે:

क्वनु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी ।
स्मरन्ती तस्य मन्दस्य कं वा साद्योपतिष्ठति ।।

નળ અહીં પોતાને 'મંદ' કહે છે ને દમયંતીને 'તપસ્વિની' કહે છે એ શબ્દપ્રયોગ પણ ઘણો સૂચક છે. જ્યારે 'નળાખ્યાન'નો નળ તો દમયંતીને પાપણી ગણી હડહડતો તિરસ્કાર કરે છે એટલું જ નહિ પોતાના પતિત્વનો ને એના પત્નીત્વનો પણ નિષેધ કરે છે!

"તું નહીં નારી, હું નહીં કંથ, આ તાહારા પીહરનો પંથ." (કડવું ૩૩–૩)

અહીં વધુ વિલક્ષણ તો એ છે કે નળને દમયંતીના અમૃતસ્રાવિયા કરની વિસ્મૃતિ થઈ, પણ 'દ્યૂત ન રમવું ને નારીનો વિશ્વાસ ન કરવો' એ પ્રકારની હંસની ઉક્તિનું વિસ્મરણ ન થયું! ઊલટું તીવ્ર સ્મરણ જ થયું! અને તેથી

સર્પ કાંચળીને તજે, વૃક્ષ પત્રને પરહરે તેમ વમનના અન્ન જેવી દમયંતીને ગણી લઈ નળ તેનો તિરસ્કાર કરે છે, કેમ કે, "કો સમે સુજને મારે નેટ, હુંપે વહાલું એહને પેટ." આ બધી કલિની અસર છે એમ કહેવું પણ અપર્યાપ્ત છે. કલિનો પ્રભાવ ગમે તેટલો હોય પણ તેયે નળના સ્વભાવની વિરુદ્ધ તો ન જ હોઈ શકે—કલિની દુર્ધર્ષતા છતાંયે નળનું નળત્વ એટલું જ અવિકૃત રહેવું ઘટે.

વળી આ પ્રસંગે નળ આટલો અધમ બને છે ત્યારે દમયંતી પાઠક સાહેબે સ્વીકાર્યું છે તેમ માત્ર દીન જ નથી બનતી, પણ અસત્યનો આશ્રય લે છે, એથી તો દમયંતીનું પાત્ર પણ નીચું પડે છે. જેમાં દંપતીને પરસ્પર વિશ્વાસ નથી—તે દંપતીની ભાવના મહાન છે એમ ભાગ્યે જ કહી શકાય. નળને મારા સત્ય કથનમાં પતીજ નહિ પડે એમ માનીને "ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યાં મેં, નવ રેહેવાયું રાણા" એમ દમયંતી કહે છે તે અત્યંત અશોભન છે. આ અસત્ય કથનથી દમયંતીની જે કરુણ અવસ્થા સર્જાઈ તેથી વધુ કરુણ અવસ્થા તો તેના સત્ય કથનથી ન જ થઈ હોત! અને પાછું છેવટે તો એને જે સત્ય હતું તે કહેવું જ પડે છે!

પણ દાંપત્યભાવનામાં વિઘાતક લાગે તેવો આ કંઈ એક જ પ્રસંગ નથી. જાતકામા દમયંતી અતિ વિહ્વલ બનીને પોતાની માતાને જે વચનો સંભળાવે છે તેમાં તો નરી પ્રાકૃતતા જ છે.

મુખ મરડી બોલી દમયંતી: ઘરડાં માણસ ઢોર,
પરણ્યાં કુંવારાં કાંઈ ન પ્રીછે, ફોગટ કરવો શોર.
(કડવું ૧૬–૧૨)

પછીની કડી તો ન ટાંકવામાં જ ઔચિત્ય છે. એ જ દમયંતી પછીના કડવામાં સુદેવ દ્વારા નળને જે પત્ર પાઠવે છે તેયે છે તો "કાલાવાલાની કંકોતરી" ને "લખિતંગ દમયંતી કિંકરી." નળને પરણવા માટે માતાની ખબર લઈ નાખતી દમયંતી અહીં 'કિંકરી' શા માટે બને? નળ જેવો નળ 'કિંકરી'ને પરણે એમાં તો નળનુંય ગૌરવ નથી. આ દાસીભાવનું પુનઃકથન પારધીને શાપ-દગ્ધ કર્યા પછીની દમયંતીની ઉક્તિમાં પણ દેખાય છે:

'હો, વિષ્ણુ, એટલું માંગતી મરું, નળની દાસી થઈ અવતરું'
(કડવું ૩૯–૩૦)

પણ પ્રેમાનંદ-કાળમાં—વાસ્તવમાં મધ્યકાળમાં—જે ભાવનાભ્રંશ આપણા સામાજિક ને સાંસ્કારિક જીવનમાં સર્વત્ર દેખાતો હતો, માત્ર ગુજરાતમાં જ નહિ, સમગ્ર

ભારતમાં – તેની જ ચોખ્ખી અસર અહીં દેખાય છે. પરિણીત સ્ત્રી, પુરુષની સમાન ભૂમિકાએ સ્થાપિત થવાને બદલે બહુધા દાસી જ ગણાતી. સ્ત્રી વિશેના આ હીનભાવને લીધે જ કશા નિમિત્તનૈમિત્તિક સંબંધ વિના હંસ જેવું નિર્દોષ પંખી નળને કહે છે: "બીજી ના સ્ત્રીનો કરીશ વિશ્વાસ." દ્યૂત રમવાની વાત તો ઠીક છે, પણ સ્ત્રી વિશે હંસ કયા પૂર્વાનુભવથી કહેતો હશે એમ નળ પણ પૂછતો નથી ને જાણે સિદ્ધસ્વીકાર કરે છે! સ્ત્રી વિશેનો આવો ભાવ જ તે વખતે કદાચ આટલો દઢાયિત હશે!

પુરુષ કરતાં સ્ત્રી ઊતરતી જ હોવાનો ભાવ તે જમાનામાં જેમ સુવ્યાપ્ત હતો, તેમ ભોગ્યવૃત્તિથી સ્ત્રીને જોવી એ પણ એટલું જ સામાન્ય હતું. (કાલિદાસ જેવો પણ 'न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः' એમ કહે છે. ખરો! જો કે ત્યાં તો દુષ્યન્ત પોતે જ એનો ભાવિ ભોક્તા છે એટલે તે કદાચ બહુ ખૂંચે એવું નથી.) એટલે જ 'નળાખ્યાન'માં દમયંતીને પરણવા માટે અત્યુત્સુક બનતા દેવો, રાજાઓ ને પારધી તો ઠીક પરંતુ ઋતુપર્ણ ને નળને પણ આ ભોગ્યૈકવૃત્તિથી જ ફરી ફરી પ્રદર્શિત કરે છે. પ્રેમાનંદ એનો ઉપહાસ કરે છે ને મધુરહાસ્ય એમાંથી નિષ્પન્ન થાય છે, પણ ત્યાં શિષ્ટતાની ને સુરુચિની મર્યાદા બધો વખત જળવાતી નથી. દેવોનો દૂત બનેલો નળ જ્યારે આત્મવિલોપન કરીને દમયંતી પાસે જાય છે ત્યારેયે "ભોગી ભૂપને ભામિની ભોગ્ય" (કડવું ૨૧–૧) જેવો વિચાર એના ચિત્તમાં ચમક્યા વિના રહેતો નથી! અને દૂત બનીને દમયંતી સાથે એ વાત કરે છે ત્યારે એના દૂતત્વમાં પ્રચ્છન્ન નળત્વ છે જ એ ગણના બાજુએ મૂકીએ તોયે, કોઈપણ પરપુરુષ સ્ત્રીને પહેલી જ વાર મળે ત્યારે વિષયભોગની દૃષ્ટિથી લગ્નની વાત શી રીતે કરી શકે? ને એવી વાત પરપુરુષ કરે તોયે સ્ત્રી કશીયે પીડા વિના સાંભળી શી રીતે શકે તે સમજવું મુશ્કેલ છે. પણ નળ તો દૂત બનીને એ જ ભોગ્યતાની દૃષ્ટિથી દમયંતીને જુએ છે ને કહે છે: 'સુર સંગે ભોગવવા ભોગ': 'પી સુધાભોગની વાગુણી': 'થાઈશ તૃપ્ત વાસવસંગ સ્વાદે.' આવાં વચનો દમયંતી સાંભળી રહે છે ને દૂતના વેશમાં રહેલા નળનું પ્રત્યભિજ્ઞાન થતાં દમયંતી જે વચનો ઉચ્ચારે છે તેમાં પણ આ ભોગવૃત્તિ જ સૂચવાય છે: 'જથારથ બોલો રે જોગી, ભોગી છો ભૂપાળ' (કડવું ૨૨–૧૦)

સ્ત્રી વિશેની આ ભોગૈકવૃત્તિ–ભોગૈકદૃષ્ટિ–ઋતુપર્ણ ને નળના સંવાદમાં અતિશયિત ને અનુચિત રૂપ ધારણ કરે છે. પણ એ જ વૃત્તિને કારણે દમયંતીને પરણવા નીકળેલો ઋતુપર્ણ પોતાની રાણી સાથે જે રીતે વર્તે છે તે તો

ઘણું જ ક્લેશકારક છે. પોતાને ભ્રમરવૃત્તિનો અબાધિત અધિકાર હોવાનું તે જણાવે છે ને રાણીના વિરોધને કારણે —

'રીસ ચડી ઋતુપર્ણને, પછે ધણિયાણી ધડ્રોઈ' (કડવું ૫૩–૨૯)

આ જ વૃત્તિને નળ તેના બાહુકવેશમાં પણ પ્રદર્શિત કરે છે. એમાં દમયંતીની પરીક્ષા કરવાનો એનો આશય હોય, એને પડકારવાની ને પડમાં આવી જવાની સૂચના હોય તોયે જે રીતે આ ભાવનું પ્રદર્શન થાય છે તે ઘણું જ જુગુપ્સાજનક છે. નળ ત્યાં નળ રહેતો જ નથી, કુત્સિત વૃત્તિવાળો કોઈ નીચ લંપટને જ બની રહે છે, ને આ પ્રસંગમાંથી જન્મતું હાસ્ય પણ તેથી જ ભવાઈના વિકૃત વેશ જેવું બની રહે છે. એ પોતાને માટે જ યદ્વાતદ્વા નથી બોલતો પણ દમયંતી ને સમસ્ત સ્ત્રીજાતિ પર પણ અધમ આરોપ મૂકે છે:

પારકા ઘરમાંહાં અમો ન આવું, હોયે સ્ત્રીનાં ચંચળ મન,
અમો સાધુપુરુષને સદ્ય પાડે, આવી દે આલિંગન.
(કડવું ૫૮–૧૬)

અને દાસી હઠ કરીને એને લઈ જાય છે ત્યારે કોઈ ઉન્મત્ત-પ્રમત્તની જેમ નળ બોલે છે:—

જાતાં કેહે કિંકરીને: માહરા બ્રહ્મચર્યનિ છે ઘાત,
વૈદર્ભી વિકારે ભરી, મુને વશ કીધાની વાત.
(કડવું ૫૮–૨૦)

નળનાં આવાં હીન વચન ને 'વિપયીનાં ચિહ્ન'વાળું હીનાદપિહીન આવું આચરણ, છતાં દમયંતી તેનો લવલેશ વિરોધ કરતી નથી! આવું અશ્રાવ્ય સાંભળીને તે જરાયે દુભાતી નથી! આ નિરૂપણમાં તો ઉજ્જવલશીલવતી દમયંતી કરતાં પ્રેમાનંદકાલીન ગુજરાતની કોઈ ગૌરવભ્રષ્ટ નિરાધાર નારીની જ છબિ વધુ દેખાય છે.

નળે વિના વાંકે દમયંતીને ત્યજી દીધી એ કેટલું બધું અણઘટતું ગણાય, એમ દમયંતી બાહુકની પરખ માટે પૂછે છે ત્યારેયે જરા પણ શોકાકુલ બન્યા વિના, દમયંતીની દયનીય અવસ્થા અંગે સમભાવ ને સ્નેહનાંયે બે વેણ ઉચ્ચારવાને બદલે બાહુક તો કહે છે:

ભાર વિહોણી ભારજાને ભજે ભરથાર જે અજ્ઞાન,
મુખે મધુરી વાણી ભાખે, કપટ મનમાંહાં રાખે;
સ્વાદઈંદ્રી પોતાની પોષે, ભોજન કરે પ્રભુ પાખે
(કડવું ૬૦: ૧–૨)

ને પછી કહે છે,

કોણ કેહેનાં દુ:ખને રોશે, જો કળિએ પૂર્યો વાસ.

આમ પોતાની વિપત્તિઓ અંગે નળ કલિકર્તૃત્વ દર્શાવે છે, પણ દમયંતીની આવી દયનીય અવસ્થામાંય કળિ જ કારણભૂત હતો, માછલાંવાળો પ્રસંગ પણ કલિ-પ્રેરિત જ હતો, એ સ્વીકારવાની ઉદારતા તો શું પણ ઉદાત્તતાયે નળ બતાવી શકતો નથી!

આની તુલનામાં મહાભારતનો નળ સાવ જુદો જ છે. દમયંતીના સ્વયંવરની વાત ઋતુપર્ણને ત્યાં આવી પર્ણાદ કરે છે. ત્યારે બાહુકવેશમાં રહેલો નળ નિ:શ્વાસ નાંખી 'रुदित्वा च पुनः पुनः' જે વચનો ઉચ્ચારે છે તે સમસ્ત સ્ત્રીજાતિ માટે ગૌરવરૂપ છે:

वैषम्यमपि संप्राप्ता गोपायन्ति कुलस्त्रियः।
आत्मानमात्मना सत्यो जितः स्वर्गो न संशयः।।
रहिता भर्तृभिश्चैव न कुप्यन्ति कदाचन।
प्रागांश्चारित्रकव चान्धारयन्ति वरस्त्रियः।।
विषमस्थेन मूढेन परिभ्रष्ट सुखेन च।
यत्सा तेन परित्यक्ता तत्र न क्रोद्धुमर्हति।।
प्राणयात्रां परिप्रेप्सोः शकुनैर्हृतवाससः।
आधिभिर्दह्यमानस्य श्यामा न क्रोद्धुमर्हति।।

(વનપર્વ, અધ્યાય ૭૦: ૮ થી ૧૦)

અને દમયંતીને નળ બાહુકવેશમાં મળે છે ત્યારેયે 'आविष्टः शोकदुःखाभ्यां वभूवाश्रुपरिप्लुतः' એમ તે સહેજે શોકાવિષ્ટ ને અશ્રુપૂર્ણ બની આ અવદશા કલિએ કરી હોવાનો ખુલાસો કરે છે; તે દમયંતીના જ શાપથી મારા શરીરમાં રહેલો કલિ અગ્નિમાં મૂકેલા અગ્નિની જેવો દાઝવા લાગ્યો. હવે તે જિતાયો છે તે માટે હે શુભે, હવે આપણા શાપનો અંત આવશે, એમ કહે છે. દમયંતી જેવી સ્ત્રી આવા અનુરક્તને ને અનુવ્રત ભર્તાને છોડીને બીજા કોઈને કેમ વરે તેનુંયે નળને કુતૂહલ છે. ને તેથી જ પોતે અહીં આવ્યો છે, એ નળ સાવ સ્પષ્ટ કરે છે. ને ત્યારે પ્રાંજલવેશે વિનયાવનત વાણીમાં દમયંતી સૂર્યચંદ્રાદિ દેવતાનું સ્મરણ કરી, 'હું જો જૂઠું બોલતી હોઉં તો દેવો મારા પ્રાણનો અંત આણે ને કાં મારા શીલની સાક્ષી પૂરે' એમ જણાવે છે, ત્યારે વાયુ દમયંતીના શીલની સાખ પૂરે છે. અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ થાય છે, ને દેવોનાં દુંદુભિ વાગે છે. નળરાજાની શંકાનું આમ સંપૂર્ણ નિવારણ થાય છે; ને ત્યારે–

दमयन्त्यपि भर्तारमासाद्याप्यायिता भृशम्।
अर्वसंजातसस्येव तोयं प्राप्य वसुंधरा।।

આવું મહાભારતમાં નિરૂપણ છે. તેને બદલે પ્રેમાનંદ તો દમયંતીને નળ-સમક્ષ પુરુષોની કઠોરતા ને સ્વાર્થમયતા વિશે થોડાં આકરાં વેણ ઉચ્ચારતી બતાવે છે. અને બાહુકના જવાબથી, બાહુક તે જ નળ છે એવી પ્રતીતિ પામી, ગઈ ગુજરી વિસરી જાય છે, પણ તત્કાલીન નારીજીવનની રંકતા ને નિરાધારતાને છતી કરતી નિષ્પ્રભ વાણીમાં નિર્બળ ઉચ્ચારણ કરે છે:

અમો અબુધ્ય અબળામાં થોડી;
કરે વિનતી પ્રેમદા, પાણ જોડી.
નથી રૂપનું કામ રે ભૂપ માહારા,
થઈ કિંકરી અનુસરું ચર્ણ તાહારા.
અને
સુણી વિનતી નારની દીન વાણી;
ઊઠયા બાહુક અંતર પ્રીત આણી.
(કડવું ૬૧ : ૫૬–૫૮)

અબળામાં બુદ્ધિ ઓછી ને સ્ત્રી તો પુરુષની કિંકરી જ છે એવો ભાવ 'નળાખ્યાન'ના નિર્વહણમાંયે કવિ મૂક્યા વિના રહ્યો નથી તે ઘણું અપ્રશસ્ત છે. આ ઉક્તિથી 'નળાખ્યાન'ની દાંપત્યભાવના—જો તે આ આખ્યાનમાં મહાન રહસ્યરૂપે હોય તો—ઘણે અંશે તિરોધાન પામે છે; કહો કે એનું ખગ્રાસગ્રહણ થાય છે. દાંપત્યપ્રતિષ્ઠા નારીપ્રતિષ્ઠાની અવિરોધી ભાવના છે. જો નારીની નારી તરીકે પ્રતિષ્ઠા ન હોય તો દાંપત્યપ્રતિષ્ઠા એટલે અંશે દૂષિત થયા વિના રહે નહિ.

પણ પાઠક સાહેબ ઉપરની બધી પંક્તિઓને સમગ્રપણે ન જોતાં તેમાંથી માત્ર બે જ પંક્તિઓ મહત્ત્વની ગણી તારવી કાઢે છે, ને 'નથી રૂપનું કામ રે ભૂપ મારા' એ પંક્તિને અતિમાર્મિક ને દમયંતીના પ્રેમ અને વફાદારીથી ભરેલી ગણી આ આખ્યાનમાં દંપતીભાવના શરીરસૌન્દર્યને અતિક્રમી જાય છે એમ કહે છે; તે અંશ અહીં જરૂર પ્રગટ થાય છે. પણ પ્રસ્તુત આખ્યાનમાં જ્યાં જ્યાં દંપતીભાવ વ્યક્ત થયો છે તેનું સમગ્રદર્શન જો કરવામાં આવે, અહીં થયું છે એમ માત્ર અંશદર્શન જ નહિ, તો 'નળાખ્યાન'ની દાંપત્યભાવનાનું સ્ફુરણ ઘણું નિર્બળ અને નિસ્તેજ ભાસ્યા વિના રહેશે નહિ. શરીરસૌન્દર્યનો ગૌણભાવ દાંપત્યભાવનામાં મહત્ત્વનો અંશ હોવા છતાં, અહીં નળદમયંતી વચ્ચે સમાનતાનો ભાવ દેખાતો નથી. જ્યાં સ્ત્રી દાસી જ છે, અથવા જ્યાં પુરુષના વર્ચસ્વને સ્ત્રીએ નિરાધારવૃત્તિથી સ્વીકારવું પડે છે, તેમ જ જ્યાં ભોગ્યવૃત્તિથી જ સ્ત્રીને જોવામાં આવે છે ને તેની દમનીય અવસ્થા જાણ્યા છતાંયે જ્યાં પતિ પ્રેમથી દ્રવીભૂત થતો નથી, માત્ર પોતાનો જ પક્ષ ખેંચ્યા કરે છે, ત્યાં દાંપત્યભાવ ખંડિત થયા વિના રહે નહિ.

પ્રેમાનંદે નળના પાત્રનું જે આલેખન કર્યું છે તે એટલું તો અસમંજસ છે કે તેને લીધે પણ દાંપત્યભાવના ટકી શકતી નથી. કદાચ એટલે જ શ્રી રા. વિ. પાઠકને પણ 'નળાખ્યાન'ની દાંપત્યભાવના કેટલેક અંશે ચિન્ત્ય લાગી જણાય છે અને તેથી એમણે 'નળાખ્યાન'ની મહાભારતના નલોપાખ્યાન સાથે તુલના કરતાં મત ફેરવ્યો છે. એમના જ શબ્દોમાં જોઈએ તો, "પ્રેમાનંદે 'નળાખ્યાન'ને સ્વતંત્ર કાવ્ય તરીકે નિરૂપ્યું છે અને તેમ કરતાં તેના હાથે 'નળાખ્યાન'નું રહસ્ય, માત્ર એક અભિજાત અને ઉચ્ચ સ્થિતિના માણસ પર કેવી આપદા પડી, એ બતાવવું એટલું જ નહિ પણ એક દંપતીના પ્રેમનો, **ખાસ કરીને પત્નીના પ્રેમનો વિકાસ,** તેના આદિ અને વિકાસની અંતિમ મર્યાદા બતાવવી – એ થઈ ગયું છે" ('કાવ્યની શક્તિ,' પૃ. ૧૨૨). આમ પત્નીપ્રેમનો વિકાસ 'નળાખ્યાન'માં સારી રીતે થયો છે એમ એમણે સ્વીકાર્યું છે. કદાચ આ જ મત સત્યની સૌથી વધુ નજીક છે. જોકે તોયે દમયંતીનું પાત્ર નલોપાખ્યાનની તુલનામાં ઘણે અંશે નીચું પડયું છે અને તેથી દમયંતીનો પત્નીપ્રેમ 'નળાખ્યાન'માં સતત દ્રવમાન દેખાય છે, પરંતુ એ પાત્ર નળને હાથે જોઈએ તેવો ન્યાય પામ્યું નથી અને તેથી 'ઉત્તર રામચરિત'કારના શબ્દોમાં કહીએ તો અનુગુણ દંપતીનું સર્વાવસ્થામાં, સુખદુ:ખમાં જે અદ્વૈત હોય છે – અને ખરું અદ્વૈત તો સુખ કરતાં દુ:ખમાં જ વિશેષ હોવું ઘટે — તે આપણને અહીં ભાગ્યે જ કંઈ દેખાય છે.

આમ હોવાથી શ્રી રામનારાયણ પાઠક 'નળાખ્યાન'માં દાંપત્યભાવ ગહન, વ્યાપક અને ગંભીર તથા 'છેક શરીરથી આત્મા સુધી જનારો ભેદક છે' એમ જણાવે છે એ નવાઈ જેવું છે. એ પ્રકારની અભિવ્યક્તિ એકાદ પંક્તિને બાદ કરતાં ક્યાંય થઈ હોય એવી કશી પ્રતીતિ કે અનુભૂતિ આપણને થતી નથી. વસ્તુત: રહસ્ય તો ફૂલમાંના પરિમલની પેઠે અંદરથી ઊગી નીકળે, એકાદ પંક્તિને જ વળગીને પકડવાનું ન હોય; ગર્ભદીપનો પ્રકાશ જેમ છિદ્રોમાંથી ચારેય બાજુ પ્રસરી રહે, તેમ તેના અંગ-પ્રત્યંગમાંથી એ રહસ્ય નિર્ઝરી રહેવું જોઈએ.

અને પ્રેમાનંદે આ કૃતિમાં જે રસસંકલના કરી છે, તે દાંપત્યભાવનાના રહસ્યને કેન્દ્રમાં રાખીને કરી હોય, એવું પણ ક્યાંય પ્રતીત થતું નથી. નળદમયંતીનો શૃંગાર, શરીરભાવના ક્રમિક વિગલનને સૂચવવા માટે પ્રોદ્દીપક રીતે નિરૂપાયો છે એમ કહેવું બહુ ઉચિત લાગતું નથી. વાસ્તવમાં આ શૃંગાર નર્યો ભોગપ્રધાન અને સ્થૂળતાયુક્ત જ છે. એમાં સંજાતકામા દમયંતી અને વિરહ-વિહ્વલ નળની અવસ્થાનું જે નિરૂપણ છે, ત્યાં ક્યાંય દાંપત્યભાવનાનું રહસ્ય-બિંદુ દેખાતું નથી. એ નિરૂપણ ઘણે અંશે પારંપરિક છે અને શરીરના સૌન્દર્યને કે શરીરના ભાવને ભેદીને ઊંચે જવાનો કોઈ પુરુષાર્થ બેમાંથી એકેયમાં – સમગ્ર

કૃતિમાં ક્યાંય દેખાતો નથી. એટલે પ્રેમાનંદે તો શૃંગારને રસરાજ તરીકે જ બહેલાવ્યો છે, એમ માનવું વધુ સ્વાભાવિક લાગે છે! આગળ જણાવ્યું છે તેમ જે શૃંગારભાવ અહીં આલેખાયો છે તે ઊલટો ઘણે અંશે અણછાજતો લાગે છે, જ્યારે મહાભારતમાં એનું આલેખન અત્યંત સંયત અને શાલીનતાભર્યું છે. પ્રેમાનંદે મહાભારતકારને અનુસરીને જ—નહિ કે દાંપત્યભાવનાના રહસ્યથી પ્રેરાઈને—કરુણરસનું સર્જન કર્યું છે એમ પણ સ્પષ્ટ વરતાય છે. કેમકે, કલિ દમયંતીને પોતાની ન કરી શક્યો ને તેથી વૈરદ્વેષપ્રેર્યા કલિએ નળદમયંતી પર વિતાવવામાં કંઈ બાકી નથી રાખ્યું. કરુણરસનું ઉદ્ભાવન આમ કલિને લીધે જ સર્વત્ર શક્ય બન્યું છે. પરંતુ દાંપત્યભાવના સાથે, એના રહસ્ય સાથે એના કરુણને બહુ જ ઓછો સંબંધ છે. કલિના આટઆટલા કર્તૃત્વ છતાં દમયંતીની પતિત્વની ભાવના સાદ્યંત અખંડ રહે છે અને કશી આંચ આવતી નથી, એટલે આ રહસ્યને જ અવલંબીને કરુણ જન્મે છે એમ નહિ કહી શકાય. જે રીતે મહાભારતમાં કરુણરસ ઉદ્ભવ પામે છે, તે જ રીતે અહીં પણ એનો ઉદ્ભવ થાય છે. પ્રેમાનંદે કેટલાક પ્રસંગો વધાર્યા અને વિકસાવ્યા. પણ તેથી કરુણના મૂળભૂત નિરૂપણમાં કશો તાત્ત્વિક ભેદ પડતો નથી. અને હાસ્યરસનું સર્જન પણ સર્વત્ર કામુકતાની વૃત્તિ ઊભી કરીને પ્રેમાનંદે કર્યું છે. બાહુકના પાત્રને એણે ભવાઈના રંગલા જેવું કરી મૂકતાં કશો આંચકો ખાધો નથી. કોઈ કોઈ સ્થળે તો હાસ્ય ખાતર હાસ્ય, શૃંગાર ખાતર શૃંગાર ને કરુણ ખાતર કરુણ આવે છે એમ લાગે છે. પ્રેમાનંદની રંજનપરાયણતાએ આમ ઉત્કટ નિરૂપણ, ઔચિત્યાનૌચિત્યની કશી પરવા કર્યા વિના આવકાર્યું છે અને તેથી જ એને કર ચુકવવો પડ્યો છે—કલાની નિરપેક્ષ દૃષ્ટિએ. તેમ જ ભાવનાની દૃષ્ટિએ પ્રેમાનંદનું રસસર્જન કલાકૃતિની કોઈ મધ્યવર્તી ભાવનાના અનિવાર્ય કે અવિયોજ્ય અંશ તરીકે ઘણીવાર નથી હોતું-એટલે જ એમાં ઉચ્ચાવચ અંશો દેખાય છે. અને એ રસસર્જન ઘણીવાર સમગ્ર કૃતિથી કંઈક જુદું પણ પડી જાય છે. આમ હોઈ દાંપત્ય પ્રેમની વિડંબનામાંથી કરુણ કે હાસ્ય ઉદ્ભવે છે એમ કહેવું ભાગ્યે જ યથાર્થ હોય. વળી એ સહેજેય વિચારવું ઘટે કે દાંપત્યપ્રેમની વિડંબના કોણે કરી છે? સ્વયંવરમાં જતા રાજાઓ, દેવો કે દમયંતીને ત્રાસ પમાડતો પારધી અથવા તો ઋતુપર્ણ નળની કે દમયંતીની પ્રેમભાવનાનું વિડંબન કરવાને માટે કંઈ કરે છે એવું ભાગ્યે જ પ્રતિપાદન થઈ શકે. ઋતુપર્ણે નળદમયંતીના પ્રેમની વિડંબના કરી છે, એમ કહેવું પણ અન્યાય્ય છે. દમયંતી ફરી સ્વયંવર કરવાની છે એવી કંકોતરી એ પોતે જ ઋતુપર્ણને સામેથી મોકલાવે છે, અને ઋતુપર્ણને લગ્ન માટે નિમંત્રે છે, તે જોતાં ઋતુપર્ણ દમયંતીના પ્રેમની વિડંબના કરે છે એમ શી રીતે કહી શકાય? રાજાઓમાં બહુ પત્નીત્વ તે વખતે પ્રવર્તતું

હતું જ. અને બાહુક, બાહુક નથી પણ નળ છે, એવું ઋતુપર્ણ ઓછો જ જાણતો હતો? ઋતુપર્ણ બાહુકનો ઉપહાસ કરે તો એ દૃષ્ટિએ એમાં કશું અનૌચિત્ય નથી. આમ 'નળાખ્યાન'ના હાસ્યરસને નળ અને દમયંતી સાથે સંબંધ છે, પણ તેમની દાંપત્યભાવના સાથે કશો સાક્ષાત્ સંબંધ નથી. અંતમાં પ્રેમાનંદના 'નળાખ્યાન'માં દાંપત્યભાવ છે, દાંપત્યભાવના નથી—અને જો તે કોઈ અંશોમાં હોય તો તેમાં મહાભારતનું જ નિર્બળ અનુસરણ છે એમ કહેવું જોઈએ. દમયંતીની પતિત્વની ભાવના 'નળાખ્યાન'માં આલેખાયેલી છે ખરી અને દમયંતી કદાચ શરીરસૌંદર્યને અતિક્રમે છે એમ પણ સ્વીકારીએ, પરંતુ એ પરથી નળ પણ શરીરસૌંદર્યને અતિક્રમે છે, એમ માનવું અથવા એટલા પરથી દાંપત્યભાવનાનું ઉપબૃંહણ થાય છે, એમ મનાવવું તો ઘણું વધુ પડતું છે. એટલે પ્રેમાનંદના 'નળાખ્યાન'માં જે દાંપત્યભાવ છે તે મહાભારતની તુલનામાં તો 'निर्विशेषाविशेष:' જેવો જ છે, એમ કહેવું જોઈએ. અને તો પછી 'નળાખ્યાન'માં પ્રેમાનંદે કોઈ નવું રહસ્ય નિરૂપ્યું છે અને મૌલિક પ્રતિભાનો કોઈ નવો સ્વતંત્ર ઉન્મેષ દાખવ્યો છે એમ માનવું ભાગ્યે જ તર્કસંગત હોય.

## ૪. કાવ્યનો આસ્વાદ

સુરેશ જોષી, વડોદરા

અમેરિકાના કવિ મેકિલશે એક વાર કહેલું કે કવિતાના સૌથી મોટા શત્રુ તે કવિતાનું શિક્ષણ આપનારા અધ્યાપકો છે. આપણા અભ્યાસકાળને યાદ કરીશું તો આ વિધાનનું સમર્થન કરનારા પ્રસંગોની સ્મૃતિ તાજી થશે. જે કવિતા વર્ગ-બહાર આનંદથી વાંચીવંચાવી હોય તે જ જ્યારે વર્ગમાં શિક્ષક 'ચલાવે' ત્યારે કેવી શુષ્ક પ્રાણહીન બની જતી? જેઓ સારા શિક્ષકો મેળવવાને ભાગ્યશાળી બન્યા હોય તેમની વાત જુદી. પણ મોટે ભાગે કવિતા શિક્ષકના હાથમાં આવે એટલે પદ્યની અતંત્ર અરાજકતામાં શબ્દો સ્વચ્છંદી બની ગયા હોય એમ માનીને એમના પર વ્યાકરણનું શાસન સ્થાપી; કર્તા, કર્મ, ક્રિયાપદને શોધી, એ બધાંને યથાસ્થાને ખડાં કરી દઈ ફરીથી કાયદો અને વ્યવસ્થા સ્થાપવામાં આવે. પણ કાયદો અને વ્યવસ્થાના આ સુશાસિત રાજ્યમાંથી કવિતા કઈ ઘડીએ છટકી જતી તેની કશી ખબર પડતી નહિ. આથી આગળ વધીને કેટલીક વાર કેન્દ્રવર્તી વિચારની શોધ ચાલતી, તો કેટલીક વાર હિંમત કરીને કવિતાના 'રસદર્શન' સુધી પહોંચી જવાતું. આ 'રસદર્શન' પણ શાસ્ત્રીય પદ્ધતિએ કરવામાં આવે: વિભાવ-અનુભાવ સ્થાયીસંચારીની ધરપકડ

કરીને એમાંથી આખરે રસને ખડો કરી દેવામાં આવે. કોઈ વાર રસ સીધો હાથમાં ન આવે તો પોતાના નામ જેવા નિરુપદ્રવી 'શાંત' રસને મદદે બોલાવી એવી વિકટ પરિસ્થિતિમાંથી ઊગરી જવાની ગોઠવણ પણ કરી લેવાતી. સાદી સીધી ભાષા કાંઈ કાવ્યમાં ચાલે નહિ, માટે ઝડઝમક જોઈએ; ઉપમાઉત્પ્રેક્ષારૂપકાદિની ટીપકીઓ ચોંટાડવી જોઈએ. એમાં થોડીક બારીક ઝીણવટ અને કૈશિકી પૃથક્કરણ કરવાની કસરતને પણ અવકાશ રહેતો: આ સમાસોક્તિ છે કે દૃષ્ટાંત? આ તદ્ધિતગા ઉપમા કહેવાય? અહીં અપહ્નુતિ અને શ્લેષનો સંકર થયો કહેવાશે કે સંસૃષ્ટિ?—આવા નાનામોટા ચુકાદાઓ આપવાની પરિસ્થિતિ પણ ઊભી કરવામાં આવતી, એથી આગળ વધતાં તત્કાલીન સામાજિક પરિસ્થિતિ, કવિની જીવનદૃષ્ટિ, રશિયાનો સામ્યવાદ, ગાંધીજીની રાષ્ટ્રીય ચળવળ વગેરે પરિબળો—કવિતા જાણે આ બધાંનું બનાવેલું સંભારિયું હોય તેમ એ મસાલાનો પણ વિદ્વત્તાપૂર્ણ અહેવાલ આપવામાં આવતો. એથી પણ આગળ વધીને, વધસ્થાને લઈ જવાતા ગુનેગારના છેલ્લા સંદેશની જેમ, કાવ્યના સંદેશની પણ ખબર રાખવામાં આવતી. અનેક પ્રકારના વર્ગીકરણનાં ચોકઠાંઓમાં કવિતાને છિન્નવિચ્છિન્ન કરવામાં આવતી. કવિતા પરના આ બળાત્કારના ઘણા નમૂનાઓ આપણા કાવ્યવિવેચનસાહિત્યમાંથી, શોધનારને, જડી રહેશે.

કાવ્યનિવેદન રસિકોને અર્થે હોય છે ને રસિકો કાવ્યનો આસ્વાદ માણવા ઇચ્છે છે. કાવ્યને માણીને જાણી શકાય કે જાણીને માણી શકાય? કાવ્યમાં માણવું અને જાણવું એ પૂર્વાપર અવસ્થાઓ નથી, બંનેની યુગપદ્ સ્થિતિ છે એમ કહેવું જ ઉચિત લેખાશે. આપણે આ માણવાજાણવાની કળા વિશે થોડું વિચારીએ.

મારી સામે પડેલી ખુરશી વિશે વર્ણનાત્મક વિધાનો કરવામાં આવે તો એ પરત્વે મતૈક્ય મોટે ભાગે સિદ્ધ થઈ શકે. એ 'ખુરશી' નામના પદાર્થની રચના બહુ સ્પષ્ટ છે: એના ચાર પાયા ને એની પીઠ, એના હાથા, વાર્નિશના રંગ—આ બધાં વિશે ઝાઝો મતભેદ સંભવે નહિ. પણ 'કવિતા' નામના પદાર્થ વિશે આવું આવું મતૈક્ય સંભવે ખરું? ખુરશીની રચનાથી કંઈક વિશિષ્ટ પ્રકારની એની રચના છે. આપણે કદી ન જોયેલા, અપરિચિત, યંત્રની અટપટી રચના એના જાણકારે આપેલા નકશાની મદદથી આપણે સમજી લઈએ. એની રચનામાં જો મતભેદ રહે તો તે આપણા અજ્ઞાનને લીધે, એ દૂર થતાં મતભેદને અવકાશ રહે નહિ. આમ ખુરશી કે યંત્રની રચના અને કાવ્યની રચના પરત્વે આ ભેદ નોંધવા જેવો છે. કાવ્યની રચના પરત્વે છંદનું જ્ઞાન, શબ્દાર્થનું જ્ઞાન, કાવ્યના વિષયનું જ્ઞાન હોવા છતાં એ પરત્વે એકવાક્યતા હમેશાં સંભવતી નથી. એનો અર્થ એ કે કાવ્યની રચનામાં એવું કશુંક છે જે કેવળ છંદના, શબ્દાર્થના કે વિષયના જ્ઞાનથી

આપણી પકડમાં આવતું નથી. આ અગ્રાહ્ય તત્ત્વ તે શું છે ને એનો સ્વભાવ આમ અગ્રાહ્ય અથવા તો દુર્ગ્રાહ્ય રહેવાનો કેમ છે તે આપણે તપાસવું જોઈએ.

ઘડીભર આપણે કાવ્યમીમાંસામાં વપરાતી બધી પારિભાષિક સંજ્ઞાઓને ભૂલી જઈએ. એ સંજ્ઞાઓ કાવ્યને વર્ણવવાને આપણે યોજીએ છીએ. એ સંજ્ઞાઓ કાવ્યના વર્ણનમાં બને તેટલી એકવાકયતા આણવામાં મદદ કરે છે. અમુક કાવ્યમાં અમુક પંક્તિમાં કયો અલંકાર છે એ વિશે કે અમુક કાવ્યનો છંદ કયો છે એ વિશે મતભેદ સંભવે નહિ. પણ એ અલંકાર કે એ છંદ કાવ્યના કાવ્યત્વમાં શો ભાગ ભજવે છે, કાવ્યનું કાવ્યત્વ શેમાં રહેલું છે એ પરત્વે મતભેદ રહેવાનો. કાવ્ય જેમ વધારે સમૃદ્ધ, સત્ત્વવાળું તેમ આવા મતભેદને અવકાશ ઝાઝો રહે એમ પણ બને. બાહ્યદૃષ્ટિએ સરળ રચનાવાળું લાગતું કાવ્ય, એના સંવિધાનને તપાસીએ ત્યારે, એ દેખીતી સરળતા પાછળ સંકુલ સમૃદ્ધિ છુપાવી બેઠેલું દેખાય છે. આ સમૃદ્ધિ કવિએ વાપરેલા અલંકાર કે છંદનું નામ દઈ દેવાથી આપણા હાથમાં આવતી નથી. કવિએ આ પ્રતીક યોજ્યું છે એમ કહેવાથી પણ કશો ફેર પડતો નથી. આવી સંજ્ઞાઓનો ઉપયોગ કાવ્યના આસ્વાદને માટેના સાચા પ્રયત્નમાંથી આપણને ઉગારી લે છે. પણ આવી કોઈ સંજ્ઞાઓને વચમાં લાવ્યા વિના, કાવ્યમાં શું બને છે, કવિકર્મનો શો વિશેષ છે તે જાણવું કાવ્યના આસ્વાદ માટે જરૂરી છે. કાવ્ય આપણી પકડમાં આવે તે માટે એને સંકોચવું, હ્રસ્વ કરવું, એના કરતાં કાવ્યની સાથે આપણે વિસ્તરીએ તે વધારે ઇષ્ટ છે. શાસ્ત્રીયતા કે એકવાકયતાને નામે કાવ્યના આસ્વાદને જતો કરીને આપણને અભિમત લાગણીઓ કે ભાવનાઓ જોડે તાળો મેળવવાનો, અમુક નિયમો કાવ્યમાં પળાયા છે કે તૂટયા છે તેની તપાસ કરવાનો કે કાવ્યને પહેલો બીજો નંબર આપવાનો વ્યવસાય આપણા અહંને પોષક ભલે હોય, કાવ્યાસ્વાદને માટે તો અપ્રસ્તુત જ છે એ હકીકતનો સ્વીકાર થવો જોઈએ.

આપણે જે ભાષા વાપરીએ છીએ તે જ ભાષા કવિ વાપરે છે. કવિ આપણામાંનો જ એક હોઈ એનાં સુખદુ:ખ રાગવિરાગ આપણા જેવાં જ હોય છે. ને તેમ છતાં જયારે કાવ્ય વાંચીએ છીએ ત્યારે એ ભાષા પાસેથી કવિ જુદા જ પ્રકારનું કામ લેતો હોય એમ લાગે છે; આપણને પરિચિત લાગણીઓનાં રૂપ કવિતામાં બદલાઈ ગયેલાં લાગે છે. આ શી રીતે બને છે તે જોઈએ તો કવિ શો કીમિયો કરે છે તે કદાચ સમજી શકાય.

આપણો મોટા ભાગનો વ્યવહાર ગદ્ય ચલાવી આપે છે માટે ગદ્યનો આપણા પર દોર ચાલે છે. આથી જે પદ્યમાં હોય તેને ગદ્યના અન્વયના ચોકઠામાં મૂકી દેવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. પણ ગદ્ય જે વ્યવહાર ચલાવી આપે

છે તેનો અન્વય અને આપણા ભાવજગતના વ્યવહારનો પદ્યમાં પ્રકટ થતો અન્વય —આ બેમાં ભેદ રહ્યો છે. આપણે એક કાવ્યપંક્તિ લઈએ:

બેઠી ખાટે, ફરી વળી બધે, મેડીએ ઓરડામાં;

બ. ક. ઠાકોરના, 'જૂનું પિયરઘર' નામના, કાવ્યમાંની આ પહેલી પંક્તિ છે. છંદને જાણનાર કોઈ પણ, વિના મુશ્કેલીએ, કહી શકશે કે આ પંક્તિ મંદાક્રાન્તા છંદમાં લખાયેલી છે. એમાં વપરાયેલા શબ્દો આપણે સામાન્ય વ્યવહારમાં વાપરીએ તેવા જ, પ્રથમ દૃષ્ટિએ, લાગે છે. એનો ગદ્યાન્વય કરવો મુશ્કેલ નથી: (તે) ખાટે બેઠી, મેડીએ, ઓરડામાં—બધે ફરી વળી, પણ આટલાથી આપણને કાંઈ સંતોષ થતો નથી. તરત જ આપણને લાગે છે કે કશુંક આપણી પકડની બહાર રહી ગયું. પંક્તિ તરફ ફરી એક નજર નાખીએ:

બેઠી ખાટે, ફરી વળી બધે......

એક વાત નજરે ચઢે છે: કવિ શરૂઆત કરે છે 'બેઠી ખાટે' કહીને, ને તરત જ એને ઉઠાડીને બધે ફેરવે છે. અહીં એક પ્રકારની વ્યાકુળતા, અસ્વસ્થતાની મુદ્રા સાકાર થઈ ઊઠે છે. કાવ્યનો સંદર્ભ આવો છે: પરણ્યા પછીથી પતિ સાથેનો પ્રથમ દીર્ઘ સહવાસ માણીને, પ્રથમ પ્રસૂતિ નિમિત્તે, કાવ્યની નાયિકા ફરી પિયર આવી છે. આ પિયરઘર હવે 'જૂનું' લાગે છે, કારણ કે હમણાં જ એ જીવનના એક સાવ નવા અનુભવને માણીને આવી છે. એ અનુભવની નિત્યનવીનતાને આ 'જૂનું' શબ્દ વાપરીને કવિએ ઉપસાવી છે. સાસરે તો એ ખાટ પર સાધારણ રીતે ન બેસે, પણ પિયરમાં તો એવો આરામ ભોગવવાનો એનો અધિકાર. માટે કાવ્યની શરૂઆત આ અધિકારના ભોગવટાથી થઈ. પણ ખાટ પર બેસતાંની સાથે જ પોતે એકલી છે એનું તીવ્ર ભાન થયું, જે જીવનની નાનીમોટી બધી જ ક્રિયામાં પોતાની સાથે અવિચ્છિન્નપણે એક થઈ ગયો છે તેની અનુપસ્થિતિનું શૂળ એને વીંધી ગયું ને એ બેઠી ન બેઠી ત્યાં તરત જ ઊભી થઈ ગઈ, માત્ર ઊભી જ ન થઈ, બધે ફરી વળી. પ્રિયતમની સતત ઉપસ્થિતિથી ટેવાયેલી એ એની આવી અનુપસ્થિતિ એ ભ્રાંતિ જ હશે એમ માનીને, અધીરી બનીને, એ ક્યાંક આટલામાં જ હશે એમ ધારી એને શોધવા મેડીએ ઓરડામાં બધે ફરી વળે છે. આ વ્યાકુળતાનો દ્રુત લય, કવિ મંદાક્રાન્તાના સાર્થક ઉપયોગથી, પ્રકટ કરે છે મંદાક્રાન્તાના પ્રથમ ચાર ગુરુ ખાટ પર નિશ્ચિતતાથી બેસતી નાયિકાની આસાયેશની આરામની લાગણી પ્રકટ કરે છે; પણ તરત જ, પેલી અનુપસ્થિતિનું ઉગ્ર ભાન થતાં, એ ઊભી થઈ જાય છે ને બધે ફરી વળે છે. આ ત્વરિતતા, આ બહાવરી ગતિ, મંદાક્રાન્તામાં પહેલા ચાર ગુરુ પછી એક સાથે આવતા પાંચ લઘુની મદદથી કવિએ પ્રકટ કરી છે. આમ ભાવજગતનો આવો ક્રમિક

વિલમ્બિત અને દ્રુત લય અને એની મદદથી નાયિકાની મૂર્ત થતી છબિ પેલા ગદ્યાન્વયમાં આપણને મળતી નથી. આથી આગળ વધીને આપણે એમ પણ કહીએ કે પ્રથમ પ્રસૂતિ માટે પિયર જતી નાયિકાનો મનોભાવ એને કાવ્યનો વિષય લેખીએ તો વિષય લેખે એમાં કશું નાવીન્ય નથી, પણ એ નિમિત્તે ભાષા, છંદ અને ભાવસંદર્ભનું કવિએ જે સંવિધાન કર્યું છે એમાં કવિકાર્યનો વિશેષ પ્રકટ થાય છે.

કવિ આમ ભાષા, છંદ આદિ સામગ્રીની મદદથી જે વિશિષ્ટ પ્રકારનું સંવિધાન કરે છે તે કાવ્યને કાવ્યત્વ અર્પે છે. કાવ્યને માટે આવું વિશિષ્ટ સંવિધાન અનિવાર્ય છે. આપણને જે લાગણી થાય છે તેનું યથાતથ સંક્રમણ કરવું અશક્ય છે. કોઈને એકલતાનો અનુભવ થતો હોય તો તે વર્ણવવાને 'મને એકલું એકલું લાગે છે' એમ જો એ કહે તો એથી કહેનાર કે સાંભળનાર આગળ આ એકલતા મૂર્ત થઈ ઊઠતી નથી; એ ભાવને આકાર મળતો નથી. આપણું સંવેદન ઇન્દ્રિયગ્રાહ્ય હોય છે, માટે એની મૂર્તતા માટે એ બધી ઇન્દ્રિયોનાં પરિમાણનો વિષય બની રહે તો જ એ સાચા અર્થમાં વાસ્તવિક બને. આ એકલતાના અનુભવની તીવ્રતા જ મને મારી તત્કાલીન ચિત્તસ્થિતિની સંકીર્ણતામાંથી બહાર કાઢીને આ એકલતાના સ્વરૂપને સ્ફુટ કરવામાં ઉપકારક નીવડે એવી સ્મૃતિમાં સચવાયેલી વેરવિખેર સંવેદનાઓ, અધ્યાસ—આ બધાંને પોતા તરફ ચુંબકીય બળથી આકર્ષીને એનો એક ભાવપુદ્ગલ રચી આપે છે. અપૂજ શિવમંદિરમાંના ગભારામાંનો દીપથી અજવાળાયા વિનાનો એકાકી સૂનો અંધકાર, સાંજવેળાની નિસ્તબ્ધતામાં મંદિરની આરતીનો પ્રસરી જઈને લોપ થતો ઘંટારવ, જીર્ણ અવાવરુ વાવને તળિયે શેવાળ બાઝેલા પાણી પર કોઈક છિદ્રમાંથી આવી ચઢેલું અટૂલું સૂર્યકિરણ—આવી ધ્વનિની, દૃશ્યની વિક્ષિપ્ત ઘટનાઓ એકાએક એકસૂત્ર ગૂંથાઈ જઈને મારી એકલતાની અનુભૂતિને સાકાર કરી આપે છે. આ રીતે સાકાર થયેલી અનુભૂતિને ભાષામાં પ્રકટ કરતી વેળાએ ઘુમ્મટના પોલાણમાં ઘૂમરાતા અવાજના ગુણવાળા ગોરંભાતા વર્ણોની યોજના કરીને એ એકલતાને વધુ મૂર્ત કરી શકાય. આ રીતે મૂર્ત થયેલી એકલતા પછીથી મારી અમુક સમયની ભાવાવસ્થા મટી જઈને, આ પ્રક્રિયાઓમાંથી પસાર થવાને કારણે, વ્યક્તિનિરપેક્ષ, સ્થળકાળનિરપેક્ષ સદાને માટે આસ્વાદ્ય એવી કલાકૃતિ બની રહે છે. કેટલીક વાર આપણે આપણા ચિત્તમાં સંચિત થયેલી ધ્વનિની મુદ્રાઓ, સ્પર્શની સ્મૃતિ, વગેરે વિશે પૂરતા સજાગ કે ક્રિયાશીલ નથી હોતા ત્યારે આ બાબતમાં પટુકરણ કવિ પોતાના ભાવની મૂર્તતાને સિદ્ધ કરવાને આવી સામગ્રીનો સફળ વિનિયોગ કરે તે આપણી નજરે ચઢતું નથી. ટેનિસનની આ પ્રખ્યાત પંક્તિ

આપણે લઈએ: Between the loud stream and the trembling stars. અહીં નીચેનું ઝરણું અને ઉપરના આકાશના ટમકતા તારા—આ બે વચ્ચેની વિશાળતાના ઉપર સેતુ રચવો હોય તેમ, l, s, t, r, m—આ વર્ણોની યોજના કવિએ કરી છે એ કદાચ પ્રથમ દૃષ્ટિએ આપણે ન જોઈ શકીએ; પણ બીજી વાર આ લીટીનો પાઠ કરતાં એ તરત આપણું ધ્યાન ખેંચશે.

આમ કવિકાર્યનો વિશેષ એ છે કે જે આપણી ભાષાની પકડની બહારની વસ્તુ છે તેને એ સંવેદ્ય ને આસ્વાદ્ય બનાવી આપે છે; એમાંથી એની તાત્કાલિકતાને ગાળી નાંખે છે; એને માટે જે આકાર ઘડે છે તેમાં, આકારની દૃઢ સીમામાં રહીને, એના આકલનની અનેકવિધ શક્યતાઓનો અવકાશ રાખે છે. આપણે જેને કાર્યકારણની આનુપૂર્વીમાં ગોઠવીને અવગત કરીએ છીએ તેટલી જ આપણી વાસ્તવિકતા નથી. પ્રત્યેક પળે એકબીજા જોડે અનેક પ્રકારના સંબંધમાં આવી રૂપાંતરિત થયા કરતી એ તો એક ભારે સંકુલ અવસ્થા છે. ભાષામાં વાક્યબંધનો અન્વય તો આનુપૂર્વીને વશ વરતે છે. એવી ભાષાને જ માધ્યમ તરીકે સ્વીકારીને પેલી સંકુલ અવસ્થાનું નિરૂપણ કરવાનું કવિ માથે લે છે. આવો ચમત્કાર એ શી રીતે સિદ્ધ કરે છે તે જોવું ભારે રસભર્યું થઈ પડે છે. કાવ્યના આસ્વાદની સાચી સામગ્રી એ છે. આને માટે એ શબ્દોના ધ્વનિને ખપમાં લે છે, ઇન્દ્રિયોનાં પરિમાણને બદલે છે—જે શ્રાવણગોચર હોય તેને સ્પર્શક્ષમ કે દૃષ્ટિગોચર બનાવે છે; પ્રથમ નજરે આ સંવિધાન ન દેખાય એમ બને, પણ એકવાર આવા સંવિધાનનો અણસારો મળે કે તરત કાવ્યમાં ઘટક અંશો તરીકે યોજેલાં અંગોની વચ્ચેનું પારસ્પરિક આદાનપ્રદાન, વૃદ્ધિપૂર્તિ જોવાનું રસપ્રદ બની રહે. કાવ્યમાં આ બધાની ક્રમબદ્ધ ગોઠવણી છે એમ નહિ, પણ કવિએ યોજેલા સંદર્ભની વિશિષ્ટ આબોહવામાં એક નવા જ પ્રકારની સજીવતા પ્રાપ્ત કરીને આપણા રસાસ્વાદની પ્રત્યેક પળે એ અંગો કાવ્યને વધુ ને વધુ ઉપકારક બનતાં રહે છે. આ સંદર્ભ ને એની વિશિષ્ટ આબોહવા કવિ શી રીતે સરજે છે? આપણે આ સમજવા માટે એક દૃષ્ટાંત લઈએ: હું ૮"×૧૨"ની સાંકડી ઓરડીમાં બેઠો છું. ઓરડીમાંનો અસબાબ મારા તરફ ધસી આવીને રૂંધામણ ઊભી કરે છે. ત્યાં મારી નજર દીવાલ પરના એક ચિત્ર પર પડે છે. એ ચિત્રમાં નાના શા ફલક પર આછીપાતળી, બાળકના અસ્થિર હાથે દોરાઈ હોય એવી, રેખાઓનાં ગૂંછળાં છે. એક રીતે જોઉં છું તો માત્ર આટલું જ દેખાય છે: એક કાગળના ટૂકડા પર થોડીક, અમુક રીતે દોરેલી, લીટીઓ. પણ તરત જ મને એમાં બીજું કશુંક દેખાય છે ને એ વધારે સાચું લાગે છે. એ ચિત્રમાં લાંબા વખતથી ઉપેક્ષિત થઈને પડી રહેલો બાગ મને દેખાય છે. એમાંની અતંત્ર

અરાજકતાનો વિસ્તાર જોઈને હું મારી ૮"×૧૨"ની ઓરડીમાં સ્થળના નવા જ પરિમાણનો પ્રત્યક્ષ અનુભવ કરું છું. આમ મારી સાંકડી ઓરડીના સંકુચિત સ્થળના પરિમાણની ભૂમિ પર જ આ ઉપેક્ષિત ઉદ્યાનની વિસ્તૃત અરાજકતાની નવી વાસ્તવિકતાનું નિર્માણ થયું. આટલેથી વાત અટકતી નથી. એને જોતાં મને મારા હૃદયની ઉપેક્ષિત અતંત્રતાનો નવે રૂપે સાક્ષાત્કાર થયો, ને એ સ્થિતિમાંથી પસાર થયા પછી હું કેવળ ઉપેક્ષિત અરાજકતાના એ મૂર્ત રૂપને જ માણી રહ્યો. આમાં જેમ 'આભાસી વિસ્તૃતિ'ની રચના થઈ તેમ કાવ્યમાં પણ શબ્દની મદદથી આવી 'આભાસી'(Virtual) વિસ્તૃતિ કે આભાસી સંકોચ, આભાસી ઘનતા કે લઘુતા, આભાસી મસૃણતા કે પેશલતા ઊભી કરી શકાય. એ અમુક શબ્દોથી થતી નથી, અલંકારથી થતી નથી, પ્રતીકથી થતી નથી, પણ આ બધાંના વિશિષ્ટ સંવિધાનથી રચાયેલા સંદર્ભમાં એ નીપજી આવે છે. સંગીતમાં સમયના પ્રવાહનો સાક્ષાત્કાર થાય છે; ચિત્ર અને સ્થાપત્ય કે શિલ્પમાં સ્થળના પરિમાણનું પુનર્વિધાન દેખાય છે. કવિતામાં કવિ એકી સાથે આ બંનેને સિદ્ધ કરે છે. કાવ્યની એક પંક્તિમાં એવો દોષ હોય કે એ પૂરી થયા પછી ક્યાંય સુધી એની ચારે બાજુ નિસ્તબ્ધ શૂન્યતાનો પ્રસાર જ વર્તાયા કરે; તો વળી કેટલીકવાર એવા શબ્દોની યોજના કરી હોય કે એમની પારસ્પરિક સન્નિધિ એમની વચ્ચેનું બધું જ કચડી નાંખતી લાગે; કેટલીક વાર શબ્દો રૂપોને એટલી ત્વરિતતાથી ઝળકાવે કે ક્ષણે ક્ષણે એકબીજામાં ભળીને રૂપાંતર પામતાં એ રૂપોના નિર્વિશેષ સાતત્યનું જ આપણને ભાન રહે. આ તો અભિવ્યક્તિની થોડીક શકયતાઓ થઈ; એ શકયતાઓ તો અનંતવિધ છે. રૂપક અલંકારની કે ઉત્પ્રેક્ષા અલંકારની વ્યાખ્યા તો આપણે જાણીએ છીએ પણ ઉપમાનના ગુણોનું ઉપમેયના પર આરોપણ કરવાની કે પ્રકૃતની સમ તરીકેની સંભાવના કરવાની શકયતાઓ અનેકવિધ છે. 'અહીં ચંદ્રના ગુણનું આરોપણ મુખના પર થયું છે' એટલું કહેવું રસાસ્વાદને માટે પૂરતું નથી; એ આરોપણમાં રહેલા કવિકર્મનું વૈશિષ્ટ્ય, ને એને પરિણામે કાવ્યના કાવ્યત્વને થતો લાભ — આ પણ આપણે જાણવું જોઈએ.

કવિને કોઈ નિમિત્તે કશીક સંવેદના થઈ (એ ઉત્કટ, અસાધારણ, ચમત્કારિક જ હોવી જોઈએ એવું પણ નથી), એને પરિણામે વ્યવહારમાં એ અમુક કાર્ય કરવા પ્રવૃત્ત થયો. એ કાર્યમાં પ્રવૃત્ત હતો તે દરમિયાન કે એ કાર્ય પૂરું થયા પછી, નિરપેક્ષ ભાવે તાટસ્થ્યથી એ સંવેદનના પર એ નજર નાંખે ત્યારે, વ્યક્તિગત પ્રયોજનથી નિરપેક્ષ રહીને સાધેલા આ પ્રકારના abstrctionથી, એ સંવેદનનું નવું જ રૂપ એ જોવા પામે છે. એ સંવેદન રસાનુભૂતિના પ્રાથમિક

જાણુ aesthetic monad રૂપે ક્રિયાશીલ બને છે. ચેતનામાં એનો સ્ફોટ ાં એક વિશિષ્ટ પ્રકારની શક્તિ મુક્ત થાય છે. એને પરિણામે એ બીજાણનું ચીકરણ જ નહિ પણ સહસ્રીકરણ થાય છે. એ આ પ્રકારના કે એથી વિરુદ્ધ કારના, પૂરક સમર્પક વિરોધી સંઘર્ષાત્મક—એવાં બીજાં, ચિત્તમાં સ્મૃતિનાં ધળા પ્રદેશમાં વિક્ષિપ્ત નિરવયવીરૂપે પડેલાં, કેટલાંય સંવેદનોના મંડળને પોતા રફ આકર્ષે છે. આ પરિવેશમાં એ મૂળ સંવેદનનું એક નવું જ રૂપ પ્રકટ ાય છે. આ રૂપમાં વ્યાપ્તિ છે, સઘનતા પણ છે; સાદૃશ્ય છે, વિરોધ પણ ; સંવાદ છે, સંઘર્ષ પણ છે. આ બધાંનો એકી સાથે સાક્ષાત્કાર થાય એ કારની શક્તિ ભાષામાં એણે ઉપજાવવી પડે છે. કવિ ભાષામાં આ શક્તિ શી તિ ઉપજાવે છે તે જોવું એ કાવ્યના રસાસ્વાદનું જ એક અંગ છે. કેટલીક ાર એ આ બધી વિરોધી લાગતી વિક્ષિપ્તતાના પ્રસારને ઘનીભૂત કરીને એક સંગીન મૂર્ત કલ્પન ઉપજાવે, ને કાવ્યમાં એનું સંવિધાન એવી રીતે કરે કે કાવ્યની શિરાએ શિરાએ એનું અભિસરણ થતું રહે; તો કેટલીકવાર એ આખા કાવ્યને એ બૃહત્ વ્યાપ્તિમાં અવગાહન કરવાને માટેના બિન્દુ તરીકે યોજે. એવી સ્થિતિમાં કાવ્યનું સમસ્ત, દ્વારની જેમ ઊઘડી જઈને પેલી વ્યાપ્તિનો પ્રવેશ કરાવે. આ વ્યાપ્તિનો અનુભવ આપણને આદીમાનવની અર્ધચેતનાવસ્થામાં ઉપજાવેલી આકારોની સૃષ્ટિમાં લઈ જાય અને એ રીતે એક વ્યાપક ભૂમિકા પર આપણી ચેતનાનું અનુસંધાન સાધી આપે. આપણે આ બધાંને જ 'ઈમેજ', 'સિમ્બોલ' અને 'મીથ'ને નામે ઓળખાવીએ છીએ. વિસ્તાર છતાં સઘનતા, વ્યાપ્તિ છતાં ઊંડાણ, મૂર્તતા છતાં નમનીયતા (plasticity, mobility)નો અનુભવ કળામાં જ સિદ્ધ થાય. આ રીતે કળા આપણા અનુભવને જે નવું પરિમાણ બક્ષે છે તેના વિના એ અનુભવની 'વાસ્તવિકતા' પૂરેપૂરી પ્રકટ ન થાય.

આપણી સંવેદનાની કાચી ધાતુનું આ રીતે રૂપાંતર આપણને એક અપૂર્વ, અનનુભૂત વસ્તુની લ્હાણ કરે છે. કાવ્યવિવેચનમાં 'કવિ આ કાવ્યમાં શું કહેવા માગે છે?' 'આ કાવ્યનો વિષય શો છે?' જેવા પ્રશ્નો, આ કારણે, કવિને કે કાવ્યને ન્યાય કરતા નથી. કવિ કશું કહેવા માગતો નથી, એ કશુંક કરવા માગે છે; ને એનું એ કાર્ય તે ભાષાનું પુનર્વિધાન, ભાષાનો અપૂર્વ વિનિયોગ. આપણે જેને કાવ્યનો વિષય કહીને ઓળખીએ છીએ એ તો નજીવું નિમિત્ત છે. કાવ્યનું જીવાનુભૂત તત્ત્વ એ નથી. પણ પરીક્ષામાં વિદ્યાર્થીનું જ્ઞાન માપી શકાય એ માટે કાવ્યને પણ આપણે એ માપના ચોકઠામાં ગોઠવવાનો જુલમ કરીને પૂછીએ છીએ: 'ફલાણા કાવ્યનો સાર આપો', 'અમુક કવિની અમુક કવિતાની વિચારધારા સ્પષ્ટ કરો', 'અમુકની કવિતા તત્કાલીન સામાજિક પરિસ્થિતિને કેવી

રીતે પ્રતિબિમ્બિત કરે છે તે સ્ફુટ કરો.' આવા પ્રશ્નો પ્રશ્ન પૂછનારની કાવ્ય-સૂઝની મર્યાદાના જ દ્યોતક બની રહે છે ને મેકિલશે કવિતાના શિક્ષકો સામે કરેલી ફરિયાદને સાચી પાડે છે. વિદ્યાર્થીને છંદનું જ્ઞાન છે કે નહિ તે જાણવા માટે એમ પૂછવામાં આવે છે: 'નીચેની પંક્તિઓમાંના છંદો ઓળખાવો.' પણ એ પંક્તિમાં પ્રયોજાયેલા છંદની કાવ્ય પરત્વે ઉપકારકતા કે સમર્પકતા વિશે આપણે પૂછતા નથી. આવી જ રીતે અલંકારોને પણ 'ઓળખાવવાનું' જ પૂછવામાં આવે છે.

આવી જ મુશ્કેલી કાવ્યના 'અર્થ'ની છે. મૂઠીમાં સમાય એવો અર્થ કાવ્યમાંથી તારવીને ભાવક સુધી પહોંચાડી શકાય એવી અપેક્ષા હજુ કવિ પાસે રાખવામાં આવે છે. કાવ્યનો 'અર્થ' તો કાવ્ય સમસ્ત જ છે; એ એના અમુક અંશમાં નથી, પણ કાવ્યમાં સર્વત્ર છે. કાવ્યમાં Form થી Contentનું પૂરેપૂરું નિગરણ થાય છે ને કવિએ રચેલું એ અપૂર્વ રૂપ, કવિનું એ અનોખું સંવિધાન, કાવ્યનો સાચો 'અર્થ' છે. એ અર્થ સમૃદ્ધ છે, માટે એમાં એકવાકયતા ન સંભવે, પણ આ એકવાકયતાનો અભાવ તે સંદિગ્ધતાને કારણે નથી પણ અપરિમેયતાને કારણે છે.

તો કાવ્યોની ઉચ્ચાવચતાનાં ધોરણો શી રીતે નક્કી કરવાં? દરેક સાચું કાવ્ય, પોતાની આગવી રીતે, અદ્વિતીય હોય છે. એને નંબર આપવા માટે બીજી કૃતિ સાથે સરખાવવાની વૃત્તિ થાય છે. પણ કાવ્યાસ્વાદ માટે એ જરૂરી નથી. છતાં કેટલાક કાવ્યના ઉદાત્ત વિષય કે વ્યાપક ફલકને આવા ધોરણ તરીકે ગણાવે છે. આવાં quantitative ધોરણ અનિવાર્ય નથી. સાચો કવિ એક પંક્તિમાં આપણી અનુભૂતિના પરિમાણને વિસ્તારી દે છે. ઓછામાં ઓછી સામગ્રીના ઉપયોગથી જે કવિ વધુ સિદ્ધ કરે છે તે ઊંચો કવિ. પોતાની અભિવ્યક્તિના માધ્યમની શકયતાઓને જે કવિ વધુ પ્રમાણમાં સિદ્ધ કરે છે તે ઊંચો કવિ. જેને આકાર આપવો અશકયવત્ છે તેને સુરેખ આકાર આપવાનું આહ્વાન જે ઝીલે છે તે ઊંચો કવિ. એવા કવિની બે પંક્તિ પણ મહાકાવ્ય છે, કારણ કે એમાં ભાવજગતના નવા ખંડની શોધનું સાહસ છે. વિશાળ કથાપટ, એનું સંકુલ સંકલન, એની શાખાપ્રશાખા—આ બધી જટાજાળનો શંભુમેળો તે દીર્ઘકાવ્ય બને, અનિવાર્યતયા મહાકાવ્ય ન બને.

આપણો કાવ્યવિવેચક કાવ્ય પાસે કાવ્ય મેળવવા જાય છે કે પછી કાવ્ય વિશેની પોતાની નિશ્ચિત રૂઢ ધારણાની માપપટ્ટીથી એનું માપ કાઢવા જાય છે તે જાણી લેવું જોઈએ. આજકાલ વિવેચનના ઓજારના ઉપર ભાર મૂકવામાં આવે છે. 'તમારાં ઓજાર બતાવો' એવો આદેશ થાય છે. પણ વિવેચકનું સૌથી સમર્થ ઓજાર તે અનેક કલાકૃતિના પરિશીલનથી પરિષ્કૃત મુકુરીભૂત રુચિ. એના

વિના બીજા બધા જ નિયમોનું જ્ઞાન મિથ્યા બની રહે છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે વિવેચકના વિવેચનને પણ કાવ્યના રસાસ્વાદની અપેક્ષા છે. એમ કરવાને બદલે કવિતામાંથી એ મૂલ્યબોધનું વ્યાકરણ શોધી લાવે, આગલી પરંપરાના અવશેષોનો ભારો બાંધી લાવે, કવિતાજીવન જોડે કવિતાનો સંબંધ જોડી આપે, કવિતાને તત્કાલીન સામાજિક પરિબળોના સંદર્ભમાં ગોઠવી આપીને કવિને પ્રગતિશીલ કે પ્રતિક્રિયાવાદી ઠરાવે તો એવા વિવેચકની વિદ્વત્તા, ચતુરાઈ, ધૂર્તતા અચરજ પમાડે; પણ આપણે રસાસ્વાદથી તો દૂરના દૂર જ રહીએ.

કેટલાક કહેશે: કેવળ રસાસ્વાદ? તો તો પછી રસાસ્વાદને નામે તમને સ્વચ્છંદી બનતાં કોણ અટકાવશે? કવિના મનમાં સ્વપ્નેય નહિ હોય એવું તમે શોધી કાઢો ને તર્કપટુતાથી એને સ્થાપી આપો—એવી અપ્રામાણિકતામાંથી બચી શી રીતે શકાય? કાવ્યને નિમિત્ત બનાવીને રસાસ્વાદને નામે યદૃચ્છાવિહાર કરતાં કોણ અટકાવશે—હા,' આવા પ્રશ્નો ઉદ્‌ભવશે. આ ભયસ્થાનોની નોંધ લેવી જ જોઈએ. આનો એક જ જવાબ આપી શકાય: કાવ્ય પોતે જ આવા યદૃચ્છાવિહારને રોકશે, કારણ કે કાવ્ય એ અતંત્ર અરાજકતા નથી, એમાં તો એવી અરાજકતામાંથી આસ્વાદક્ષમ રૂપ ઉપજાવવામાં આવ્યું હોય છે. ને કાવ્યનું આ વિધાયકબળ, ઋત જ એને વિશેના સ્વેચ્છાચારને ખોટો ઠરાવશે. કાવ્યને જ કાવ્યવિવેચનનું નિયામક તત્ત્વ બનવા દઈએ તે ઠીક.

આમ જો આપણાં વિવેચનની ને કાવ્યની દૃષ્ટોદૃષ્ટ થશે તો એ મંગળ પ્રસંગ બંનેને માટે એક સરખો ઉપકારક થઈ પડશે. આપણી કવિતાની ઇબારતને, અભિવ્યક્તિના સામર્થ્યને એણે કેવે રૂપે અને કેટલે અંશે સિદ્ધ કર્યું છે, એ દૃષ્ટિએ તપાસવાનો પ્રયત્ન થવો ઘટે છે. એ જ રીતે અલંકારયોજનાની પ્રક્રિયાને પણ તપાસવી ઘટે છે. સાથે સાથે ચલણી ઇબારતને રગશિયે ચીલે ચાલતો કવિ અક્ષુણ્ણ માર્ગે અભિવ્યક્તિના નવા સાહસની દિશામાં પદાર્પણ કરે એવું વાતાવરણ પણ રચાશે. આપણું કાવ્યશિક્ષણ પણ સુધરશે, કવિતાના રસાસ્વાદ આડેના અંતરાયો દૂર થતાં ભાવક અને સર્જક વચ્ચે સક્રિય પ્રાણમય વિનિમયની શક્યતા ઊભી થશે ને આખી પ્રજાની સંવેદનાને સૂક્ષ્મતા, ઊંડાણ અને વ્યાપકતા લાધશે.

# ૫. કવિ છોટમની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ કૃતિઓ

અધ્યા૦ હરિપ્રસાદ શાસ્ત્રી, એમ.એ., પીએચ.ડી.

જેમનાં કીર્તન ચરોતરમાં પ્રગટયાં હોવા છતાં છેક સોરઠ સુધી ગવાય છે અને જેમનાં કીર્તન તેમ જ આખ્યાન રચાયે લગભગ સો વર્ષ થયાં હોવા છતાં હજી વૃદ્ધજનોને કંઠસ્થ છે, તે કવિ છોટમ દલપતકાલના એક લોકપ્રિય સંતકવિ છે. ઈ.સ. ૧૮૧૨–૧૮૯૩ના આયુષનો ઉત્તરાર્ધ ધર્મચિંતન અને યોગસાધના ઉપરાંત ધર્મસાહિત્યના સર્જનને અર્પણ કરનાર શ્રી છોટાલાલ કાલિદાસ ત્રવાડીએ 'છોટમ'ના લોકપ્રિય નામે અનેકાનેક પદ્યકૃતિઓ રચી છે, જેમાંથી ઘણી કૃતિઓ ગ્રંથરૂપે પ્રગટ થયેલી છે.

એમના કનિષ્ઠ બંધુ વ્રજલાલ સિનોરમાં વ્યાકરણનો અભ્યાસ કરતા હતા, ત્યારે એમની ભલામણથી તેઓ રેવાતટે કાર્ત્તિકેશ્વર મહાદેવની યાત્રાને પ્રસંગે શ્રી પુરુષોત્તમ નામે સિદ્ધ-યોગીના દર્શને ગયા અને એ યોગીના સમાગમે એમના મનમાં રહેલા ધર્મવિષયક સંશયોનું નિવારણ કર્યું એટલું જ નહિ, એ સમયે પ્રવર્તતા પાખંડપંથોનું ખંડન કરી સદ્ધર્મના ગ્રંથો રચવાનો આદેશ દીધો. ત્યારથી કવિ છોટમની કવનપ્રવૃત્તિ શરૂ થઈ.

કવિ છોટમે સેંકડો છૂટક કીર્તન રચ્યાં છે, જેનો રચનાસમય નક્કી કરવો મુશ્કેલ છે. પરંતુ એમણે જે નાનામોટા ગ્રંથ રચ્યા છે, તેમાં ઘણાને અંતે રચનાની મિતિ આપી હોઈ એમના એ પદ્યગ્રંથોની રચનાની પ્રવૃત્તિની સાલવારી આંકી શકાય એમ છે.

જેની રચનામિતિ ઉપલબ્ધ છે તેવી કૃતિઓને રચનાના ક્રમે નીચે પ્રમાણે ગોઠવાય :—

| કૃતિ | સંવત |
|---|---|
| ૧. કપિલગીતા | ૧૯૦૬ |
| ૨. શિવસ્વરોદય | ૧૯૧૧ |
| ૩. ભોળાભીમની વાર્તા | ૧૯૧૭ |
| ૪. બોધચિંતામણિ | ૧૯૧૮ |
| ૫. આચાર્ય ચરિત્ર | ૧૯૨૦ |
| ૬. દેવબોધિ ચરિત્ર | ૧૯૨૦ |
| ૭–૮. એકાદશી-કથાઓ — ૨ | ૧૯૨૦ |

| | | |
|---|---|---|
| ૯. | શિવ-વિવાહ | ૧૯૨૧ |
| ૧૦. | ભક્તિકલ્પતરુ | ૧૯૨૨ |
| ૧૧–૩૨. | એકાદશી કથાઓ — ૨૨ | ૧૯૨૨ |
| ૩૩. | ધુંધુમાર આખ્યાન | ૧૯૨૩ |
| ૩૪. | અંકાવલી | ૧૯૨૩ |
| ૩૫. | પ્રબોધ સૂર્યોદય | ૧૯૨૩ |
| ૩૬. | પ્રહ્‌લાદ આખ્યાન | ૧૯૨૫ |
| ૩૭. | ઉપાસના કુતૂહલ | ૧૯૨૫ |
| ૩૮. | ગુરુમહિમા | ૧૯૨૫ |
| ૩૯. | ચંદ્રસેન આખ્યાન | ૧૯૨૬ |
| ૪૦. | અક્ષરમાળા | ૧૯૨૬ |
| ૪૧. | ભક્તિધર્મ મહિમા | ૧૯૨૭ |
| ૪૨. | મદાલસા આખ્યાન | ૧૯૨૮ |
| ૪૩. | જડમુનિ આખ્યાન | ૧૯૨૮ |
| ૪૪. | ભક્તિભાસ્કર | ૧૯૨૯ |
| ૪૫. | જાનકી વિવાહ | ૧૯૩૦ |
| ૪૬. | ગુરુમહિમા | ૧૯૩૦ |
| ૪૭. | બોધ-બાવની | ૧૯૩૨ |
| ૪૮. | ગુરુ ગીતાસાર | ૧૯૩૨ |
| ૪૯. | બુદ્ધિધન ચરિત્ર | ૧૯૩૩ |
| ૫૦. | હંસ ઉપનિષદ સાર | ૧૯૩૬ |

આ ઉપરાંત કવિ છોટમની બીજી કેટલીક કૃતિઓ છે, જેમાં એની રચનામિતિ આપવામાં આવી નથી. એને અકારાદિ ક્રમે આ પ્રમાણે ગોઠવાય:—

૧. અક્ષરબાવની
૨. અંગદવિષ્ટિ
૩. ઉદ્ધવ ગીતા
૪. છાંદોગ્ય સાર
૫. જ્ઞાન કક્કો
૬. તારકમહિમા (ચિત્રભાનુ આખ્યાન)
૭. ધર્મબ્રહ્મપ્રકાશ
૮. ધર્મસિદ્ધિ
૯. નાગરગુણવર્ણન
૧૦. નારાયેશય આખ્યાન
૧૧. નૃસિંહકુંવર આખ્યાન
૧૨. પંચીકરણ
૧૩. પુરુષોત્તમ સિદ્ધ યોગી આખ્યાન
૧૪. પ્રશ્ન ઉપનિષદ
૧૫. પ્રશ્નોત્તરમાળા
૧૬. મા૧નસિંહ આખ્યાન

પ્રસિદ્ધ થયું. સં. ૧૯૭૮માં છોટમકૃત કેટલાંક અપ્રસિદ્ધ આખ્યાનો, ખંડકાવ્યો અને કીર્તનોનો કાવ્યસંગ્રહ બહાર પડયો. દરમ્યાન ભિક્ષુ અખંડાનંદે પણ આ સંતકવિની પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ કૃતિઓનું સંશોધન કરી એના પ્રકાશનની યોજના હાથમાં લીધી. આ યોજના અનુસાર 'છોટમની વાણી' ભાગ ૧ લો સં. ૧૯૮૨માં બહાર પડયો, જેમાં કીર્તનમાળાના કીર્તનસંગ્રહો ઉપરાંત વીસ વધુ કીર્તનો અને ત્રણ ખંડકાવ્યોનો ઉમેરો થયો. સં. ૧૯૮૪માં 'છોટમની વાણી' ભાગ–૨ પ્રગટ થયો, જેમાં ધર્મસિદ્ધિ નામે લાંબું કાવ્ય, આઠ આખ્યાન અને બે ખંડકાવ્ય ગ્રંથસ્થ થયાં. સં. ૧૯૮૫માં 'છોટમની વાણી' ભાગ ૩ બહાર પડયો, જેમાં 'ભક્તિભાસ્કર' અને 'ભક્તિકલ્પતરુ'નાં ભક્તિકાવ્યો ઉપરાંત બે ખંડકાવ્યો અને કેટલાંક કીર્તનો પ્રગટ થયાં. આ પછી છોટમની કૃતિઓના પ્રકાશનની પ્રવૃત્તિમાં ઓટ આવ્યો.

છેલ્લાં દસેક વર્ષમાં છોટમની કૃતિઓના પ્રકાશનમાં વળી કંઈ વેગ આવ્યો છે. 'છોટમની વાણી'ના ભાગ ઘણા સમયથી અપ્રાપ્ય હોઈ, સં. ૨૦૦૪માં સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયે એમાંથી ૯૬ પદોની પસંદગી કરી એક નવો સંક્ષિપ્ત સંગ્રહ પ્રગટ કર્યો. સં. ૨૦૦૮માં 'સાંખ્યસાર' તથા 'યોગસાર', સં. ૨૦૧૦માં 'સુમુખ આખ્યાન', તથા 'નૃસિંહકુંવરનું આખ્યાન' અને સં. ૨૦૧૧માં 'એકાદશી માહાત્મ્ય' એમ કુલ ત્રણ પુસ્તકોમાં છોટમની કેટલીક અપ્રસિદ્ધ કૃતિઓને એ સંસ્થાએ પ્રસિદ્ધ કરી. આ કૃતિઓનું સંપાદન આ લેખકે કરેલું છે. ત્યારબાદ સં. ૨૦૧૩માં એ સંસ્થાએ 'અક્ષરમાળા'ની નવી આવૃત્તિ પ્રગટ કરી.

છતાં કવિ છોટમની કેટલીયે કૃતિઓ હજી અપ્રગટ રહી છે. એમાં આચાર્ય-ચરિત્ર, દેવબોધિચરિત્ર, જાનકીવિવાહ, બુદ્ધિધન ચરિત્ર અને માનસિંહ આખ્યાન જેવાં આખ્યાનોનો તેમ જ બોધચિંતામણિ, ઉપાસનાકુતૂહલ, ભક્તિધર્મમહિમા, ગુરુમહિમા, વાદ વિચાર અને ધર્મબ્રહ્મપ્રકાશ જેવાં જ્ઞાનકાવ્યોનો સમાવેશ થાય છે. એમાં 'ભક્તિધર્મમહિમા'નું ગુજરાતી કાવ્ય તેમ જ 'ધર્મબ્રહ્મપ્રકાશ'નું હિન્દી કાવ્ય એ બે લાંબી કૃતિઓ ભારતીય ધર્મ અને તત્ત્વજ્ઞાનના જુદા જુદા સંપ્રદાયોનું વિગતવાર નિરૂપણ કરતી હોઈ, જલદી પ્રકાશિત થાય એ ઈષ્ટ છે, જેથી સંતકવિ છોટમની વાણીનો આપણા અર્વાચીન ધર્મસાહિત્યમાં રહેલો મહાન ફાળો સુલભ બને.

# ૬. ‘શંખપરાભવ વ્યાયોગ’ – કવિ હરિહરકૃત ઐતિહાસિક સંસ્કૃત નાટક

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

ઈસવી સનના તેરમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયેલ મહામાત્ય વસ્તુપાલ, જે સાહિત્ય અને કલાનો પણ પ્રસિદ્ધ આશ્રયદાતા અને પુરસ્કર્તા હતો તેના સાહિત્યવર્તુળના અગ્રગણ્ય કવિઓમાંનો એક હરિહર હતો. રાજશેખરસૂરિકૃત ‘પ્રબંધકોશ’માં( ઈ. સ. ૧૩૪૯ ) હરિહરનો વૃત્તાન્ત વર્ણવતો એક આખો પ્રબંધ છે, તથા હરિહરની કવિતાને કેટલું માનાસ્પદ સ્થાન મળેલું હતું એ સંખ્યાબંધ સમકાલીન ઉલ્લેખો ઉપરથી જણાય છે. ‘પ્રબંધકોશ’ અનુસાર,[૧] સંસ્કૃત પંચકાવ્યો પૈકી એક ‘નૈષધીય ચરિત’ના ( ઈ. સ. ૧૧૭૪ આસપાસ ) કર્તા શ્રીહર્ષના વંશમાં હરિહર થયેલો હતો. ગૌડ દેશમાંથી હરિહર ધોળકામાં રાજા વીરધવલના દરબારમાં આવ્યો. ત્યારે ‘નૈષધીય ચરિત’ની પ્રતિ તે પોતાની સાથે લાવ્યો હતો, મંત્રી વસ્તુપાલે એની નકલ કરાવી હતી, ગુજરાતના વિદ્વાનોમાં એ કાવ્યનો વ્યાપક પ્રચાર થયો હતો, અને પરિણામે ‘નૈષધ’ની સૌથી જૂની ટીકાઓ – જેવી કે વિદ્યાધરકૃત ‘સાહિત્યવિદ્યાધરી’[૨] ( ઈ. સ.ના તેરમા શતકનો ઉત્તરાર્ધ ), અને ધોળકાના ચંડુ પંડિતકૃત ટીકા[૩] ( ઈ. સ. ૧૨૯૭ ) – ગુજરાતમાં

---

૧. ‘પ્રબંધકોશ’ (સિંધી સિરીઝ), પૃ. ૫૮ અને આગળ.

૨. વીરધવલના પુત્ર રાજા વીસલદેવના ભારતી ભાંડાગાર અથવા રાજકીય પુસ્તકાલયમાંની પ્રતિ અનુસાર ‘નૈષધીય ચરિત’ના પાઠ ઉપર વિદ્યાધરે પોતાની ટીકા રચી હતી. વિદ્યાર્થીઓમાં આ ટીકા લોકપ્રિય હતી એમ જણાય છે. ગુજરાત અને રાજસ્થાનમાં એની પુષ્કળ હસ્તપ્રતો અત્યારે પણ મળે છે.

૩. ચંડુ પંડિત ધોળકાનો નાગર બ્રાહ્મણ હતો, અને વેદનો મોટો વિદ્વાન હતો. ટીકામાંના ઉલ્લેખ પ્રમાણે તેણે દ્વાદશાહ અને અગ્નિચયન જેવા કેટલાયે વૈદિક યજ્ઞો કર્યા હતા, તથા વાજપેય યજ્ઞ કરીને તેણે ‘સમ્રાટ્’ની અને બૃહસ્પતિસવ યજ્ઞ કરીને ‘સ્થપતિ’ની પદવી મેળવી હતી. તેણે સંખ્યાબંધ સોમ સત્રો કર્યા હતા. સંસ્કૃત કાવ્યોના ટીકાકારોમાં માત્ર ચંડુ પંડિત એવો છે કે જે શ્રૌત સૂત્રોમાંથી અવતરણો ટાંકે છે. એની ટીકાની એક ત્રૂટક પ્રતિ પૂનાના ભાંડારકર સંશોધનમંદિરમાં રખાયેલ મુંબઈ સરકારના હસ્તપ્રતસંગ્રહમાં છે. ‘નૈષધીય ચરિત’ના અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવનામાં પ્રો. હંદિકુઈએ એ હસ્તપ્રતમાંથી જ અવતરણ આપ્યાં છે. બીજી એક અપૂર્ણ, પણ અખંડિતકલ્પ પ્રતિ તાજેતરમાં વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગે મેળવી છે.

રચાયેલ છે. આચાર્ય હેમચંદ્રના 'અનેકાર્થકોશ' ઉપર તેમના શિષ્ય મહેન્દ્રસૂરિએ રચેલી ટીકા 'અનેકાર્થ કૈરવાકર કૌમુદી'માં 'નૈષધીય ચરિત'ના ઉલ્લેખો છે એ બતાવે છે કે વસ્તુપાલના સમય પહેલાં પણ એ કાવ્યથી ગુજરાતના વિદ્વાનો અપરિચિત નહોતા. વળી 'નૈષધીય ચરિત'નો કર્તા શ્રીહર્ષ અને મહેન્દ્રસૂરિ લગભગ સમકાલીન છે, એટલે ભારતના જુદા જુદા પ્રદેશોમાં થયેલી સંસ્કૃત રચનાઓ કેટલી ઝડપથી ગુજરાતમાં આવી જતી એ વસ્તુ ઉપર પણ તે પ્રકાશ પાડે છે.

હરિહર કેવી રીતે ગુજરાતમાં આવ્યો, ધોળકામાં રાજા વીરધવલ અને તેના મંત્રી વસ્તુપાલે એનું કેવું સ્વાગત કર્યું, ગુજરાતના ચૌલુકચ રાજાઓના વંશ-પરંપરાગત પુરોહિત સોમેશ્વર કવિને હરિહરનું આગમન શરૂઆતમાં ગમ્યું નહિ પણ વસ્તુપાલના કર્તૃત્ત્વ દ્વારા બન્ને કેવી રીતે પરસ્પરના મિત્રો થયા એ 'પ્રબંધકોશ' વર્ણવે છે. પોતાના ઐતિહાસિક કાવ્ય 'કીર્તિકૌમુદી'ના પ્રથમ સર્ગમાં સોમેશ્વરે હરિહરને 'કવિઓના પાકશાસન અર્થાત્ ઇંદ્ર' તરીકે વર્ણવ્યો છે,[૪] અને 'પ્રબંધકોશ'માં ઉદ્ધૃત થયેલા એક સુભાષિતમાં તેણે હરિહરની કવિતાને અમૃતથી પણ મધુર કહી છે.[૫] વળી સોમેશ્વરે પોતાના 'સુરથોત્સવ' મહાકાવ્યના છેલ્લા સર્ગમાં હરિહરને તથા 'દૂતાંગદ' છાયાનાટકના કર્તા સુભટને 'કવિપ્રવર' તરીકે વર્ણવ્યા છે.[૬] 'પ્રબંધકોશ' હરિહરને 'સિદ્ધ સારસ્વત' કહે છે. 'પ્રબંધકોશ'માં(પૃ.૫૮,૬૧)અને જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત'માં (સર્ગ ૬, શ્લોક ૭૯–૮૦)[૭] હરિહરે રચેલાં સંખ્યાબંધ સુભાષિતો ઉદ્ધૃત થયેલાં છે. એ બતાવે છે કે હરિહર એક વિશિષ્ટ કવિ હતો.

કેટલાંક વર્ષ પહેલાં Literary Circle of Mahamatya Vastupala and its Contribution to Sanskrit Literature (ભારતીય વિદ્યા ભવન,

---

૪. स्ववाक्पाकेन यो वाचां पाकं शास्त्यपरान् कवीन् ।
कथं हरिहरः सोऽभूत् कवीनां पाकशासनः ।।
('કીર્તિકૌમુદી', ૧–૨૫)

૫. मुधा मधु मुधा सीधु मुधा कोऽपि सुधारसः ।
आस्वादितं मनोहारि यदि हारिहरं वचः ।।
('પ્રબંધકોશ,' પૃ. ૫૮)

૬. 'સુરથોત્સવ' મહાકાવ્ય, ૧૫–૪૪

૭. જહ્લણની 'સૂક્તિમુક્તાવલિ' અને શાર્ઙ્ગધરની 'શાર્ઙ્ગધરપદ્ધતિ'માં હરિહર કવિને નામે સંખ્યાબંધ સુભાષિતો ટાંકવામાં આવ્યાં છે, પણ તેનો કર્તા આપણો હરિહર છે કે એ નામનો બીજો કોઈ કવિ છે એ નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી.

મુંબઈ, ૧૯૫૩; એનું ગુજરાતી સંસ્કરણ ‘મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો’ એ શીર્ષક નીચે ગુજરાત વિદ્યાસભા તરફથી ૧૯૫૭માં પ્રકટ થયું છે) એ પુસ્તકમાં મેં નોંધ્યું હતું, “હરિહરે જો કોઈ સ્વતંત્ર સાહિત્ય-કૃતિઓ રચી હોય તો તે સચવાઈ રહી નથી” (ગુજરાતી સંસ્કરણ, પૃ. ૫૫). હવે મને જણાવતાં આનંદ થાય છે કે મારા ગુરુ પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ અમદાવાદના દેવશાના પાડાના ભંડારમાંથી, હરિહરકૃત એક સંપૂર્ણ સંસ્કૃત નાટક ‘શંખપરાભવ વ્યાયોગ’ની હસ્તલિખિત પ્રતિ શોધી કાઢી છે. એ હસ્તપ્રત તેમની પાસે હું જોઈ શક્યો હતો. એમાં લેખન વર્ષ આપ્યું નથી, પણ લિપિ આદિ ઉપરથી ઈ. સ.ના ૧૬માં સૈકા કરતાં અર્વાચીન તે જણાતી નથી. મૂળ હસ્તપ્રતની નકલ મુનિશ્રીએ મને ઉપયોગ માટે આપી હતી, તે માટે તેમનો ઘણો આભારી છું.

‘શંખપરાભવ’એ વ્યાયોગ નામે નાટ્યપ્રકારમાં રચાયેલું એકાંકી નાટક છે.[૮] એનો શબ્દાર્થ છે ‘શંખ રાજાનો પરાજય.’ એક તરફ લાટના રાજા, સિંધુરાજપુત્ર શંખ અને બીજી તરફ વસ્તુપાલ વચ્ચેનું યુદ્ધ એમાં વર્ણવેલું છે. વસ્તુપાલ જ્યારે સ્તંભતીર્થ અથવા ખંભાત બંદરનો હાકેમ હતો ત્યારે શંખે એના ઉપર આક્રમણ કર્યું હતું. તેનો દાવો હતો કે ખંભાત તો લાટના રાજાની હકુમતમાં હતું, પણ શંખ જ્યારે દેવગિરિના યાદવ રાજા સિંહણ સાથે યુદ્ધમાં રોકાયેલો હતો ત્યારે વીરધવલે તે પડાવી લીધું હતું. ખંભાતની પાસે આવેલ વટકૂપ અથવા વડવા નામે સ્થળે ભયંકર યુદ્ધ થયું, જેમાં બન્ને પક્ષની ભારે ખુવારી થઈ, પણ છેવટે શંખનો પરાભવ થયો અને તેને લાટની રાજધાની ભૃગુકચ્છ તરફ નાસી જવાની ફરજ પડી. આ પ્રમાણે આ વ્યાયોગનું ‘શંખપરાભવ’ એ નામ સાર્થક છે. એની પ્રસ્તાવના ઉપરથી જણાય છે કે આ વિજયના ઉપલક્ષ્યમાં વસ્તુપાલની આજ્ઞાથી એ નાટક ખંભાતમાં ભજવાયું હતું.

જરૂર જણાય ત્યાં મારી નોંધ સાથે, આ નાટકનો સંક્ષિપ્ત પરિચય આ નિબંધમાં હું આપીશ.

નાન્દી પછી તુરત સ્થાપક પ્રવેશે છે, ગ્રીષ્મકાળ પ્રવર્તતો હોવાનું તે કહે છે અને એક શ્લોક બોલે છે. લોકોમાં ચાલી રહેલો ઉત્સવ જોઈ તે આનંદ પામે

---

૮. વસ્તુપાલના સાહિત્યમંડળના કવિએ રચેલું બીજું એક ઐતિહાસિક નાટક તે જયસિંહસૂરિકૃત ‘હમ્મીરમદમર્દન’ (ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝ, નં. ૧૦) છે. ગુજરાત ઉપરના એક મુસ્લિમ આક્રમણને વસ્તુપાલે કેવી રીતે ખાળ્યું એનું એમાં નિરૂપણ છે. વસ્તુપાલના પુત્ર અને ખંભાતના તત્કાલીન હાકેમ જૈત્રસિંહ અથવા જયંતસિંહની આજ્ઞાથી એ નાટક ભજવાયું હતું.

છે અને પોતાની પત્નીને બોલાવે છે. પછી નટી રંગમંચ ઉપર આવે છે અને પતિને એની આજ્ઞા વિશે પૂછે છે. પણ એનો ઉત્તર સૂત્રધાર આપે છે. સ્પષ્ટ છે કે 'સ્થાપક' અને 'સૂત્રધાર' એ બંને શબ્દોને કર્તા પર્યાયરૂપ ગણે છે. સંસ્કૃતની ઉત્તરકાલીન નાટ્યપરંપરામાં પણ એમ જ હોય એમ જણાય છે. ઈ. સ. ૧૧૭૦ આસપાસ ગુર્જરાતમાં રચાયેલા અને ભજવાયેલા બીજા એક વ્યાયોગમાં—પ્રહ્‌લાદનદેવકૃત 'પાર્થપરાક્રમ વ્યાયોગ'માં (ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝ નં. ૪) સ્થાપક અને સૂત્રધાર એ બે શબ્દો એ જ રીતે પર્યાય તરીકે વપરાયા છે.

વળી 'શંખપરાભવ વ્યાયોગ'ની પ્રસ્તાવનામાંથી જાણવા મળે છે કે વસંતપાલે (કવિઓએ વસ્તુપાલને એ નામ આપ્યું હતું) શંખનો પરાજય કર્યો છે અને એ પ્રસંગને નિરૂપતા વ્યાયોગની પ્રતિ સૂત્રધારના હાથમાં છે. પછી એક શ્લોકમાં એના કર્તાનાં કવિત્વ અને વિદ્વતાનું વર્ણન છે—

एकैनेव दिनेन यः कवयितुं शक्तः प्रबन्धेषु य–
द्वाचः कर्कशतर्कशाणनिशिताश्छिन्दन्ति वैतण्डिकान्।
येनानेकनरेन्द्रवन्दितपदद्वन्द्वेन वन्दीकृता
विद्वांसः सुकृतैकभाजनवसावस्मिन् प्रबन्धे कविः॥

નટી એ ઉપરથી તુરત જ અનુમાન કરે છે કે આવો કવિ હરિહર વિના બીજો કોઈ ન હોય.

પછી હરિહરનો વિશેપ પરિચય આપતાં સૂત્રધાર કહે છે કે તે ગૌડદેશનો વતની અને ભારદ્વાજ ગોત્રનો છે, અને સોમેશ્વર અથવા સોમનાથની યાત્રાએ જવા નીકળેલો છે.[૯]—

गौडचूडामणेर्यस्य भारद्वाजद्विजन्मनः।
पवित्रयति नामैव दूरे चारित्रचातुरी॥७॥

तदलमतिविस्तरेण, प्रस्तुतमनुसरामः। यदयमनेन महाकविना श्री सोमेश्वरयात्राप्रसङ्गसङ्गतेन सूरिशिरोमणेर्महाराज श्री वीरधवलसचिव–शेखरस्य वसन्तपालस्य गुणानुरागवशवदहृदयेन निर्माय समर्पितोऽयं ग्रंथः साम्प्रतमभिनेष्यते।

બરાબર એ સમયે નેપથ્યમાંથી રણશિંગાંનો ધ્વનિ સંભળાય છે, અને તે ઉપરથી સૂત્રધાર અનુમાન કરે છે કે તેની નટમંડળી વીરરસિક નાટકનો અભિનયપ્રયોગ કરવા માટે હવે તૈયાર છે.

---

૯. હરિહરની સોમનાથની યાત્રા 'પ્રબંધકોશ' વર્ણવે છે, તથા સોમનાથનું દર્શન કરતાં તેણે ઉચ્ચારેલા બે શ્લોકો પણ ટાંકે છે.

પ્રસ્તાવનાને અંતે વસ્તુપાલનો બંદિરાજ અને તેની સાથેના માગધોની મંડળી પ્રવેશે છે. એમના વાર્તાલાપમાંથી જાણવા મળે છે કે ખંભાત ઉપરના શંખના આક્રમણની તૈયારી વિશે પોતાના ગુપ્તચરો દ્વારા જાણીને વસ્તુપાલે એમને આવતા શત્રુને પડકારવા સારુ મોકલ્યા હતા. વસ્તુપાલના વીરત્વની તેમ જ દાનશૂરત્વની પ્રશંસા કરતાં બંદિરાજ કહે છે—

प्राप्ते प्रत्यार्थिनो सैन्ये दैन्ये चः पुनरर्थिनाम् ।
असूनां च वसूनां च न धत्ते गणनामपि ।।१०।।

બીજા ભટ્ટો અથવા માગધો એ સમયે જાહેર કરે છે કે શંખ પોતાના રસાલા સાથે આવી પહોંચ્યો છે. બંદિરાજ શંખનું સ્વાગત કરે છે; તેનો વીરવેશ વર્ણવે છે અને બે શ્લોક દ્વારા વીરધવલ અને વસ્તુપાલના પરાક્રમની પ્રશંસા કરે છે.

નેપથ્યમાંથી મહાન કલકલ સંભળાય છે. સર્વે એકધ્યાન બને છે અને શંખનો અવાજ સંભળાય છે. પોતાના શત્રુના બળ વિશે એ તુચ્છકારથી બોલે છે અને પોતાનો ઉત્તર વસ્તુપાલને જઈ સંભળાવવાનું સૂચવે છે. ભાટો અને બંદિરાજ શંખને તત્કાળ કંઈક પ્રત્યુત્તર આપે છે અને આ પ્રસંગના સમાચાર આપવા માટે વસ્તુપાલ પાસે જવા વિચારે છે. માર્ગમાં બંદિરાજ સમરભૂમિનું વર્ણન કરે છે—

तूणादाकृष्य बाणानथ धनुषि समारोप्य नीत्वा च कर्णं
प्रान्तं यावत् क्षिपन्तः समरभुविरुपा पत्तयः सञ्चरन्ति ।
अन्योन्यं चाहतानामरुपि परुपितैर्मार्गणैर्लक्ष्यपुङ्खै–
रेपां रेखापि नीलोत्पलवलयमयी लक्ष्यते मूर्छितानाम् ।।

બંદિરાજ કહે છે કે યુદ્ધનો બરાબર આરંભ થઈ ચૂક્યો છે; તે અને બીજા ભાટો કવિતામાં અને અલંકૃત ગદ્યમાં યુદ્ધનું વર્ણન કરે છે (આમાં બંદિરાજ સંસ્કૃતમાં બોલે છે અને બીજા ભાટો પ્રાકૃતમાં બોલે છે). આ નાટકનો મોટો ભાગ સમરભૂમિ ઉપરની ઘટનાઓના વર્ણનથી રોકાયેલો છે અને એ ઘટનાઓને સંસ્કૃત નાટ્યપરંપરા અનુસાર રંગમંચ ઉપર બતાવી શકાય એમ નથી; આથી જે કાંઈ બને છે એનું વર્ણન કરવા માટે ભાટોનાં પાત્રનો ઉપયોગ કરેલો છે. એમના જ વાર્તાલાપમાંથી જણાય છે કે શંખ અને તેનો ભાઈ સુરપાલ ખંભાતમાં પ્રવેશીને નગરને કબજે કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે, અને શત્રુ સામે વસ્તુપાલના સૈન્યની સરદારી "ગૌલ (ગુજ. 'ગોલા') કુળના અલંકાર" ભુવનપાલે લીધી છે. સામસામાં સૈન્યોની પ્રચંડ અથડામણને લીધે ઊડેલી ધૂળને કારણે રણ-ભૂમિ ઉપર કશું જ જોઈ શકાતું નથી એમ તેઓ કહે છે. વીરધવલ, વસ્તુપાલ,

એના ભાઈ તેજપાલ અને પુત્ર જૈત્રસિંહની પ્રશંસાના કેટલાક શ્લોકો ભાટો બોલે છે.

ફરીવાર નેપથ્યમાંથી કારમો ધ્વનિ સંભળાય છે. ભાટો અનુમાન કરે છે કે કાં તો ભુવનપાલે શંખને માર્યો હશે અથવા શંખે ભુવનપાલને માર્યો હશે. ભાટો એ પણ ખબર લાવે છે કે શંખના સૈન્યના મુખ્ય યોદ્ધાઓ—કલ્હણ અને વૈજલ મરાયા છે, શંખનો ભાઈ સુરપાલ મરણતોલ ઘવાયો છે, તથા એને એના ભાટો યુદ્ધભૂમિ ઉપરથી લઈ જાય છે[૧૦].

હવે, નેપથ્યમાંથી ભુવનપાલ અને શંખ વચ્ચેનો જુસ્સાદાર સંવાદ સંભળાય છે અને પછી તેમનું તુમુલ યુદ્ધ વર્ણવાય છે. સામા પક્ષના અનેક યોદ્ધાઓને માર્યા પછી ભુવનપાલ મરણ પામ્યો એ ખબર આવે છે. વળી નેપથ્યમાંથી એક દૂતનો અવાજ સંભળાય છે, જે ભુવનપાલનો કપાયેલો હાથ શંખ તરફથી વસ્તુપાલ આગળ ભેટ તરીકે લાવે છે. પોતાના વફાદાર સેવકનું મૃત્યુ થયેલું જાણીને વસ્તુપાલ શોકાતુર બની જાય છે અને શોકના ચિહ્ન તરીકે પોતાની પાઘડી ઉતારી નાખે છે.[૧૧] બંદિરાજ કહે છે કે અત્યંત ક્રોધાયમાન થયેલો વસ્તુપાલ હવે શંખ સાથે લડવા જાય છે ત્યારે તદ્દન બદલાઈ ગયેલો લાગે છે. ટૂંકા યુદ્ધવર્ણન પછી ખબર આવે છે કે વસ્તુપાલ સામે લડાઈમાં ઊભો રહેવાને અશક્ત શંખ અથવા સંગ્રામસિંહ યુદ્ધભૂમિ ઉપરથી નાસી ગયો છે—

येन संग्रामसिंहोऽयं त्रासावेशपलायितः।
हन्त संग्रामगोमायुपदवीमध्यरोप्यत ।।६२।।

અર્થાત્ સંગ્રામસિંહ મટી તે સંગ્રામગોમાયુ (શિયાળ) બની ગયો છે!

એ સમયે શંખને ઉદ્દેશીને બોલાયેલો એક શ્લોક સંભળાય છે, જેમાં દેવગિરિના યાદવ રાજા સિંહણ ઉપર વીરધવલે અગાઉ મેળવેલા વિજયની પ્રશસ્તિ છે—

---

૧૦. બન્ને પક્ષે મરાયેલા યોદ્ધાઓની એક નામાવલિ જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત'માં (સર્ગ ૫, શ્લોક ૨૧૨–૨૨૩) આપી છે. સમકાલીન બાલચંદ્રે રચેલી વસ્તુપાલની કાવ્યમય જીવનકથા વર્ણવતા 'વસંતવિલાસ' મહાકાવ્યમાં (સર્ગ ૫, શ્લોક ૯૫) કહ્યું છે કે વીરમ સમેત વસ્તુપાલના પક્ષના નવ મુખ્ય યોદ્ધાઓ શંખના ભાઈઓને હાથે મરાયા હતા.

૧૧. 'પ્રબંધચિન્તામણિ' (સિંધી સિરીઝ, પૃ. ૧૦૨) લખે છે કે જે સ્થળે ભુવનપાલ મરણ પામ્યો હતો ત્યાં વસ્તુપાલે ભુવનપાલેશ્વર મહાદેવનું મંદિર બાંધ્યું હતું. આ વાતનો ઉલ્લેખ 'પુરાતન પ્રબંધસંગ્રહ'માં (પૃ. ૫૬) પણ છે.

आयातोऽसि किमर्थमाहवसुखश्रद्धालुना चेतसा
न ज्ञातो भविता स वीरधवलस्योच्चैः प्रतापानलः।
यस्मिन् विस्मयनीय पौरुपरसाक्रान्तक्षमामण्डलो–
प्याशङ्कापिशुनं न मुञ्चति मनः श्रीसिंहनक्ष्मापतिः ।।६३।।

વસ્તુપાલનો વિજય થઈ ગયો છે. બંદિરાજ આગળ આવે છે અને વિજયોત્સવ ચાલી રહ્યો છે તેની વચમાં જ 'શંખપરાભવ' વ્યાયોગના કર્તા હરિહરને અને એ વ્યાયોગના નાયક વસ્તુપાલને મળે છે તથા વસ્તુપાલની પ્રશસ્તિના તથા વિજયોત્સવમાં નાગરિકોનો આનંદ-ઉલ્લાસ વર્ણવતા કેટલાક શ્લોકો ઉચ્ચારે છે. વસ્તુપાલ સંકોચ પામે છે. તે કહે છે કે 'ખરેખર તો મારા સ્વામી વીરધવલની પ્રશંસા થવી જોઈએ' અને તે પોતે જ વીરધવલનું વીરત્વ વર્ણવતા શ્લોકો બોલે છે.[૧૨] નગરમાં ઠેર ઠેર ચાલી રહેલો ઉત્સવ જોવાની વિનંતી બંદિરાજ વસ્તુપાલને કરે છે, અને બીજા ભાટો એ ઉત્સવને અલંકૃત પ્રાકૃતમાં વર્ણવે છે. બંદિરાજ કહે છે કે એકલ્લવીરા માતાના મંદિરમાં વિજય નિમિત્તે થઈ રહેલા પૂજામહોત્સવમાં લોકો ટોળાબંધ જઈ રહ્યા છે.[૧૩] અને તે સ્થાનમાં ભારે ગિર્દી થાય ત્યાર પહેલાં પોતે ત્યાં પહોંચી જવું જોઈએ.

પછી શ્રેષ્ઠિક (નગરશેઠ) અને બીજા લોકો પ્રવેશે છે. નગરમાં ચાલી રહેલ નૃત્યાદિ અને અન્ય ઉત્સવપ્રવૃત્તિઓનું તેઓ સંખ્યાબંધ સુંદર શ્લોકોમાં વર્ણન કરે છે. આખોયે લોકસમુદાય ધીરે ધીરે ચાલે છે. અને એકલ્લવીરા માતાના મંદિર આગળ આવી પહોંચે છે. ત્યાં રાજા વીરધવલ, તેની રાણી અને મંત્રીઓ માટે બ્રાહ્મણો આશીર્વચનો ઉચ્ચારે છે—

सार्धं जैतल्लदेव्या सकलमपि कलाकोशमुल्लासयन्त्या
राज्यं निष्कण्टकोर्वीभरमुपमतया वस्तुपालेन साकम्।
तेजःपालेन च श्रीकरणपरिणतप्रातिभेनानुयातो
धत्तां श्री वीरशक्रः क्षितिवलयमयं यावदम्भोजभानुः ।।७५।।

---

૧૨. અહીં નોંધવું પ્રસ્તુત થશે કે વસ્તુપાલમાં શીઘ્રકવિત્વની શક્તિ હતી, અને તેણે રચેલાં મનાતાં સંખ્યાબંધ સુભાષિતો જુદા જુદા પ્રબંધો અને વિવિધ સુભાષિત-સંગ્રહોમાં છે, જુઓ 'મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ', પૃ. ૫૭–૫૮.

૧૩. સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી' (સર્ગ ૫) માં પણ વર્ણન છે કે એકલ્લવીરા માતાના મંદિરમાં એક મોટો ઉત્સવ થયો હતો, ત્યાં માતાનાં દર્શન કરવા વસ્તુપાલ ગયો હતો, અને વિજયી વીરને જોવા માટે માર્ગો ઉપર પુષ્કળ સ્ત્રી-પુરુષો એકત્ર થયેલાં હતાં.

સર્વે પૂજાવિધિ કરે છે અને દેવીની સ્તુતિ કરે છે—

यथाधुना देवि कृतप्रसादा श्रीवस्तुपालस्य जयोत्सवेन।
तथा तथाऽऽपत्सु पुनः पुनर्नस्त्रातुं कृपामर्हसि कर्तुमार्ये ॥७८॥

એ સમયે આકાશવાણી સંભળાય છે. એ દેવીની વાણી છે. પૂજાથી દેવી પ્રસન્ન થઈ છે અને નાગરિકોની ઇચ્છાઓ પૂર્ણ કરવાને તૈયાર છે. નાગરિકો તરફથી શ્રેષ્ઠિક દેવીને વિનંતી કરે છે.[14] જેમાં એ માગે છે કે રાજાઓ સત્કવિઓનાં વચનામૃત પ્રત્યે આદર રાખે, પાપી કર્ણેજપ—ચાડિયાઓ તરફથી વિદ્વાનોને સંતાપ ન થાય અને હરિહર કવિની સૂક્તિઓ સહૃદયોનાં હૃદયમાં યાવચ્ચંદ્રદિવાકરૌ રમી રહે—

राजानः सत्कवीनां अमृतमिव वचोमञ्जरीमाद्रियन्तां
सन्तापः पापकर्णेजपकपटकृतो माऽस्तु विद्वज्जनस्य।
आचन्द्रार्कं क्रियन्तां हरिहरसुकवेः सुक्तिसीमन्तिनीभिः
साकूतं लास्यलीलाः सहृदयहृदयोतुङ्गरङ्गस्थलीषु ॥७९॥

ફરી પાછી આકાશમાંથી દેવીની વાણી સંભળાય છે કે—एवमस्तु 'એમ થાઓ', અને સર્વે જાય છે.

'શંખપરાભવ'ના આ પરિચય ઉપરથી એના વિશિષ્ટ મહત્ત્વનો ખ્યાલ આવશે. એક સમકાલીન ઐતિહાસિક ઘટનાના વસ્તુ ઉપર રચાયેલું એ નાટક છે અને એવાં નાટકો સંસ્કૃત સાહિત્યમાં બહુ ઓછાં છે. નાટકમાં નિરૂપિત ઘટના ગુજરાતમાં બની હતી, જ્યારે એ રચનાર કવિ ગૌડ દેશમાંથી આવ્યો હતો. આ નાટકમાંથી મળતી ઐતિહાસિક માહિતીને બીજા સમકાલીન તેમ જ પાછળના પુરાવાઓનું અનુમોદન મળે છે. વળી આ વ્યાયોગ મધ્યકાલીન સંસ્કૃત નાટકસાહિત્યનો એક સારો નમૂનો છે. તેનું અલંકૃત ગદ્ય અને પદ્ય એના લેખકની સાહિત્યવ્યુત્પત્તિ દર્શાવે છે. વળી આ વ્યાયોગ નોંધપાત્ર એટલા માટે છે કે હરિહર જેવો વિશિષ્ટ અને વિખ્યાત કવિ, જેને વિશે પ્રબંધોમાંથી અને ગુજરાતના ઈતિહાસનાં અન્ય સાધનોમાંથી આપણે આટલું બધું જાણીએ છીએ તેની આ એકમાત્ર—અને તે પણ હમણાં જ પ્રકાશમાં આવતી—સળંગ સાહિત્યકૃતિ છે. આ બધી જ દૃષ્ટિએ 'શંખપરાભવ' વ્યાયોગ શાસ્ત્રીય સંપાદન કરીને પ્રકાશિત કરવા યોગ્ય છે.

---

૧૪. જેમ 'પાર્થપરાક્રમ વ્યાયોગ'માં છેવટનું ભરતવાક્ય નાયક અર્જુનના નહિ, નાટકને અંતે આવતા વાસવના મુખમાં મુકાયું છે તેમ આ વ્યાયોગમાં પણ નાયક વસ્તુપાલના નહિ, પણ છેલ્લે આવતો શ્રેષ્ઠિક ભરતવાક્ય બોલે છે.

# ૭. સ્વયંભૂકૃત અપભ્રંશ રામાયણ

ભરતરામ ભાનુસુખરામ મહેતા

આજથી બારસોએક વરસો પહેલાં આપણા ભારતમાં 'સ્વયંભૂ' નામનો આદિ કવિ થઈ ગયો. તે ઉત્તર તરફનો વતની હતો. પાછળથી એ દક્ષિણમાંના રાષ્ટ્રકૂટ રાજ્યમાં ગયો હતો. એના પિતાનું નામ 'મારુતિદેવ' હતું. કવિતા લેખનનો તેમ જ પ્રખર પંડિતતાનો વારસો પોતાના પિતા તરફથી એને મળ્યો હતો. એના વ્યક્તિગત જીવન વિશે બહુ જ થોડી માહિતી મળી આવે છે. એ જૈન સંપ્રદાયનો ઉપાસક હતો. એને બે પત્નીઓ હતી. એ કાવ્યકલામાં નિપુણ હતો, તેમ જ છંદશાસ્ત્રનો તથા વ્યાકરણનો નિષ્ણાત હતો. એણે અપભ્રંશ ભાષામાં ચાર પુસ્તકો રચ્યાં હતાં: (૧) पउमचरिउ (પદ્મચરિત); (૨) रिट्ठणेमिचरिउ (અરિષ્ટનેમિચરિત); (૩) पंचमिचरिउ (નાગકુમાર ચરિત); અને (૪) स्वयंभूछंद એ પૈકીનું જે પહેલું પુસ્તક તે જ એનું રામાયણ કહેવાય. એના વડે જ એ મહાકવિ અમર થયો છે.

પોતાના એ મહાકાવ્યની શરૂઆત ખૂબ ઉદાત્ત ભૂમિકા ઉપરથી એણે કરી છે. એના પોતાના વિનમ્ર નિવેદનમાં પણ અખૂટ આત્મવિશ્વાસનું દર્શન આપણને થાય છે. પુરાતન પરંપરાનું પૂરેપૂરું પાલન કરીને પોતાના પુસ્તકના પ્રારંભમાં એણે પંડિતોને કહ્યું છે: "મારા જેવો ખરાબ કવિ બીજો કોઈ નથી. મને વ્યાકરણની ગંધ નથી. વૃત્તિસૂત્રોની વ્યાખ્યા કરતાં મને આવડતું નથી. પંચમહાકાવ્યોનું અધ્યયન મેં કર્યું નથી. પિંગલપ્રસ્તાર અથવા છંદલક્ષણ હું જાણતો નથી. ભામહ-દંડીના અલંકારશાસ્ત્રનો મને પરિચય નથી. તેમ છતાં પણ કાવ્યરચનાના ઉદ્યોગથી વિમુખ થવાનું મારે માટે અશક્ય છે."

આ ખરો વિનય નથી કે ખરું પરંપરાપાલન પણ નથી. ખરું જોતાં સ્વયંભૂના પ્રસ્તુત નિવેદનમાંથી એની વિશિષ્ટ ભૂમિકા સ્પષ્ટ થાય છે. એ પોતાની રચનાને સામાન્ય જનતા સુધી પહોંચાડવા માગતો હતો. આથી લોકબોલીનું માધ્યમ અપનાવવાનું એને આવશ્યક થઈ પડ્યું હતું.

### સ્વયંભૂના રામ

રામકથા રજૂ કરતાં એણે પોતાનું આગવું દૃષ્ટિબિંદુ પોતાની નજર સામે રાખ્યું હતું. રામરૂપે એણે કોઈ પણ મોટી આદર્શ વ્યક્તિની પ્રસ્થાપના કરી નથી. રામની આસપાસ અલૌકિકતાનું કોઈ પણ તેજોવલય એણે સર્જ્યું નથી.

રામવર્ણનમાં એણે, રાજ્યસુખના વૈભવનું વર્ણન કરવા પાછળ કે એની લાલસાનું વર્ણન કરવા પાછળ પોતાની પ્રતિભાનો ઉપયોગ કર્યો નથી. રામના માનવ જીવન વિશે એનામાં જે ભાવના ઉદ્‌ભવી હતી તેને સહેજ પણ મરડી નાખ્યા વગર કે રામના સદ્‌ગુણોનું અતિશયોક્તિભર્યું વર્ણન કર્યા વિના એણે પોતાના ઉક્ત રામાયણનું નિર્માણ કર્યું છે.

સ્વયંભૂના રામ વાલ્મીકિના રામ જેવા જ પૂરેપૂરી માનવ દુર્બળતાના તથા માનવ સબળતાના પ્રતિનિધિ છે. દૈવી દુ:ખનો સામનો કરતાં તેઓ પૌરુષની પ્રતિમા જેવા રજૂ થયા છે. લક્ષ્મણના મૃતપ્રાય દેહને બાઝી પડીને કોઈ સાધારણ માણસની પેઠે રામ વિલાપ કરે છે તે વખતે તેમના નવનીત હૃદયમાં જે કરુણતા પ્રગટી હતી તેની પ્રતીતિ આપણને અચૂક થાય છે. કર્મફળની મર્યાદામાં હંમેશાં કાર્યમગ્ન રહેનાર કર્મવીર હોય તોપણ કર્મશૃંખલાના બંધનમાં વિહ્વળ બનીને જીવનની સંધ્યા વિતાવનાર નિર્વાણોત્મુખ પથિક સમા એ રામ ભાસે છે. પત્નીના વિયોગને લીધે સમસ્ત જગતને પોતાનાં આંસુ વડે નવડાવનાર અને દરિયો ઓળંગી રાવણ જેવા દુર્દમ્ય રાજાનો સામનો કરનાર રામ, એ જ સ્ત્રી પોતાના આશ્રયે આવે છે ત્યાર બાદ તેના પતિવ્રતાપણા પરત્વે કુચેષ્ટા કરીને એને અગ્નિદેવને સ્વાધીન કરે છે. એમના ચારિત્ર્યનું તેમ જ વ્યક્તિત્વનું સુરેખ ચિત્ર પોતાના પ્રસ્તુત મહાકાવ્યમાં સ્વયંભૂ કવિએ કર્યું છે, એમ કહ્યા વિના ચાલે નહીં.

'અગ્નિપરીક્ષા' ના પ્રસંગની બીજી ખાસિયત એ છે કે અર્વાચીન યુગની માફક પ્રાચીન યુગમાં પણ સ્ત્રીના સંબંધમાં પુરુષવર્ગનો દૃષ્ટિકોણ કેવો રહેતો, એનું દર્શન સ્વયંભૂએ રામના વર્તન દ્વારા ખૂબ ઉત્કૃષ્ટ રીતે આપણને કરાવ્યું છે. સીતાને પુષ્પક વિમાનમાં બેસાડી અયોધ્યા નગરીમાં લાવવામાં આવે છે. એક તરફ સીતાના શુભાગમનથી ભવ્ય વાતાવરણ ઉપસ્થિત થાય છે ત્યારે બીજી તરફ રામનું નિંદાપાત્ર વર્તન સર્જાય છે! વિરોધનો ઉપયોગ કરીને સ્વયંભૂએ એ પ્રસંગને ખૂબ જ માર્મિક અને પ્રભાવક રીતે ચીતર્યો છે.

ભારે પ્રેમથી સીતાને પુષ્પક વિમાન દ્વારા લઈ આવવામાં આવ્યાં તેમાં વિદ્યાધરસમૂહે પોતાનો ભાવ ભજવ્યો હતો. સીતાએ અયોધ્યામાં પ્રવેશ કર્યો તે સમયે સૂર્યદેવ પશ્ચિમ ક્ષિતિજે પ્રયાણ કરી રહ્યા હતા. જે સમ્રાજ્ઞીને આટલા સન્માનથી નવાજવામાં આવ્યાં તથા જે સમ્રાજ્ઞીએ અતિશય પ્રીતિયુક્ત હૈયે નગરીમાં ડગ માંડયાં તે સમ્રાજ્ઞી સાથે રાજવાનીમાં આવી જાતનું વર્તન શોભે ખરું? રાજમહેલમાં એને સ્થાન નથી. એમાં એને માટે જગા જ કયાં હતી? રાજાના ઉપવનમાં એ બેઠી હોય છે. એનું કારણ એ હોય છે કે પ્રિય પતિએ

જ એને નિર્વાસિત કરી હોય છે. સંધ્યા-મિલનની ઘડી ગણાય છે. આખા દિવસના થાકયાપાકયા જીવો સાંજના ટાણે ભેગા થાય છે. પરંતુ હકીકત એ છે કે બાર વર્ષનો સમય વીતી ગયો ત્યાર બાદ સીતા પાછાં ફરે છે; પણ તેમને આખી રાત દરમ્યાન પ્રતીક્ષા કરતાં કરતાં બહારને બહાર રાખવામાં આવે છે. પતિ રાજમહેલમાં રહે છે ને પત્ની ઉપવનમાં રહે છે. પુરુષ રાજવિલાસ ભોગવે છે, અને સ્ત્રી આકાશમાંના તારા ગણ્યા કરે છે. આખરે સવાર પડે છે. પૂર્વ-ક્ષિતિજે દિનમણિ ઊગે છે. સજ્જનો સંમિલિત થાય છે. તૂરીઓનો મંગલનાદ ઊભો થાય છે. મંગલકાર્યના સમયે જે નાદ ઉપસ્થિત થાય છે તેનાથી જરા વધારે જોરદાર તૂરીનાદ શરૂ થાય છે, કારણ કે આખા નગરની જનતાને જાહેર કરવાનું હોય છે કે "સજ્જનો ને સન્નારીઓ! સીતાની અગ્નિપરીક્ષા થવાની છે, એ સૌ જાણી લો!"

### સીતા-રામ

આવી વેળાએ સીતા દાખલ થાય છે. એ ઊંચા આસને બેસે છે. સ્વયંભૂએ સીતાનું મહત્ત્વ અને મનોધૈર્ય એક જ ઉપમા વડે કર્યું છે: 'આસને બિરાજેલાં સીતા જાણે કે જિનશાસન ઉપરના શાસનદેવતા હોય એમ ગણાય.' આટલો લાંબોલચક કાળ વીતી ગયો ત્યાર બાદ સીતા-રામની 'મળી દૃષ્ટોદૃષ્ટ'! અજવાળિયા પડવાના દિને સાગરરાજ ચંદ્રલેખાનું દર્શન કરે, એના જેવું એને લેખી શકાય!

પરંતુ સાગરે ચંદ્રલેખા તરફ કરેલો પ્રેમળ દૃષ્ટિક્ષેપ—સાગરે કાંતાની કાંતિનું કરેલું અવલોકન—કયાં! અને રામનું ઉપહાસગર્ભ હાસ્ય ને રામના નિર્ભર્ત્સનાભર્યા શબ્દ કયાં! રામચરિતની આ કાળીભોર પાર્શ્વભૂમિ ઉપર સ્વયંભૂનાં સીતાએ ધવલશુભ્ર ચિત્ર દોર્યું છે તે જરા ઊંડા ઊતરીને નિહાળવા જેવું છે. એ આ રહ્યું:—

રામના કઠોર શબ્દ સાંભળીને પણ સીતાએ સંયમ જાળવ્યો. એમણે પોતાના મનને તલભાર છોછ પણ લાગવા દીધો નહીં. પાતિવ્રત્યના અભિમાનથી એમની ડોક ઊંચી જ રહી, અને પહેલા જ શબ્દબાણ વડે એમણે રામને વીંધી નાખ્યા: "પુરુષ ગુણવાન હોય તોપણ મનથી હીન જ હોય છે!" વધુમાં એ એમને કહે છે: "મરવા પડેલી સ્ત્રી ઉપર પણ પુરુષને વિશ્વાસ હોતો નથી. પોતાનામાંનો બધો ક્ષાર નદીને સમર્પિત કરી દઈને સંતોષ ન પામનાર દરિયાની દશા જેવી જ એની દશા થઈ પડે છે."

સ્ત્રી-પુરુષ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરતાં રામને સીતા કહે છે: "એ બેઉની વચ્ચે એટલો જ તફાવત હોય છે કે વેલી નિર્જીવ હોય તોયે પોતાના ધણી

સમા વૃક્ષનો ત્યાગ કરતી નથી." અંતે આત્મવિશ્વાસપૂર્વક સીતા રામને પૂછે ને જણાવે છે કે: "તમારા મોંમાંથી આ શબ્દો નીકળ્યા જ શી રીતે? આજે હું મારા પતિવ્રતાપણાની ધજા ઊંચે ઊંચે ફરકાવીશ. તમે વિશ્વસ્ત વ્યક્તિ તરીકે જોજો. અગ્નિ સમર્થ હોય છે. છતાં પણ એ મને બાળશે નહીં. મારું મન અણીશુદ્ધ છે તો પછી એ દિવ્ય શક્તિનું પણ શું ચાલી શકશે?"

સ્વયંભૂનાં સીતાના આ શબ્દો વાલ્મીકિનાં સીતાને યાદ કરાવે છે. ત્યારબાદ સ્વયંભૂનો વિશિષ્ટ દૃષ્ટિકોણ નજરે પડે છે! કર્મફળ વિશે શ્રદ્ધા ધરાવનારો એ જૈન કવિ, એ મહાન સ્ત્રીને એકદમ નીચે ઉતારી દે છે. અગ્નિપરીક્ષા પછી ખરાં સીતા તવાઈને અસલ સો ટચના સોના જેવાં નીવડી વધારે તેજોમય બની બહાર નીકળ્યાં હશે; પરંતુ સ્વયંભૂનાં સીતા કર્મફળની વિભૂતિથી સજ્જ થઈ બહાર પડે છે. ભારે મહેનતથી નિર્મિત કરેલી સુવર્ણપ્રતિમા પોતાના જ હાથે કવિએ ભસ્મસાત્ કરી છે! અગ્નિપ્રવેશ પહેલાં જ એનું નિર્માણ થયું હતું અને તે તેજસ્વી હતી, એનો ખ્યાલ કવિને હતો જ ક્યાં? અગ્નિની બહાર નીકળતાંની સાથે જ એ કેવળ તદ્દન નિસ્તેજ ભસ્માવૃત બની રહી હતી!

રામે માફી માગી ત્યારપછી પણ સૌજન્યમૂર્તિ, સ્નેહશીલ પણ પરિત્યક્તા સીતાદેવી રામને શાંત પાડતાં કહે છે: "તમારો વાંક નથી તેમ જનસમૂહનો પણ વાંક નથી. વાંક તો દુષ્કર્મનો છે. સ્ત્રી-યોનિમાં ફરીથી જન્મ ન લેવો, એ જ સયુક્તિક એક જ માર્ગ છે!"

પ્રસ્તુત પ્રસંગ પતે છે ત્યારપછી સ્વયંભૂના તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરી સીતાદેવી જૈન સંપ્રદાયનો સ્વીકાર કરે છે અને દીક્ષા લે છે. સ્વયંભૂના રામાયણનો અંત એ જ 'રામ'—ભાવમાં આવે છે ત્યાં જ 'पउमचरिउ' ૮૩મો 'સંધિ' પૂરો થાય છે.

માનવીમનના ભાવવિકારોની ખરી પરીક્ષા કરી જાણનાર સ્વયંભૂ કવિ આવી સજીવ માનવમૂર્તિની રચના કરવામાં યશસ્વી નીવડે છે. એ પોતે અતિશય સંવેદનાક્ષમ કવિ હતો. જુદી જુદી પરિસ્થિતિના ભોંયરામાં સપડાયેલા માનવીનો માનસિક સંઘર્ષ સમજી લઈને ભાવોત્કટતાથી તેને શબ્દનિવિષ્ટ કરવા માટે સ્વયંભૂમાં અદ્ભુત સામર્થ્ય હતું. શ્રી રામની કરુણ કથામાં આવા ઘણા માર્મિક પ્રસંગો ઘડાયા હતા. સ્વયંભૂ કવિ પોતાના રામાયણમાં એવા પ્રસંગોનો ઉલ્લેખ જ્યારે જ્યારે કરે છે ત્યારે ત્યારે તેમાંનાં પાત્રો સાથે કવિનું હૈયું તેમ જ કવિના હૈયા સાથે પાત્રોનાં હૈયાં સીમા ઓળંગીને અનેરી રીતે વહન કરે છે. બેહોશ બનેલા લક્ષ્મણ માટે ભરત વિલાપ કરે છે, એ આવો જ માર્મિક પ્રસંગ છે. એ પ્રસંગના રામના વિલાપનું વર્ણન અનેક કવિઓએ કર્યું છે; પણ ભરતના હૈયાની અવસ્થા કાવ્ય-

વિષય બની શકે એવી છે, એ હકીકત પ્રત્યે સ્વયંભૂનું ધ્યાન દોરાયું નથી. રામને જંગલમાં મળવા ભરત ગયો હતો. લક્ષ્મણે વહેમી નજરે ભરત તરફ નજર કરી. ભરત સાથે લડી લેવાની પૂરેપૂરી તૈયારી લક્ષ્મણે કરી હતી. આવા જ ભાઈ માટે ભરતનો વિલાપ થઈ રહ્યો હતો.

દુનિયામાં સારી વસ્તુઓ મળી શકે છે; પણ ભાઈનો સ્નેહ મળી શકતો નથી. લક્ષ્મણ નિર્જીવ બને છે ત્યારબાદ ભરત બોલે છે: "महु णिवडिअसि दाहिणउपाणिउ !" (એટલે કે "મારો જમણો હાથ તૂટી પડયો!")

### કરુણ પ્રસંગોનું આકર્ષણ

સંસ્કૃતના આદિકવિ વાલ્મીકિની પેઠે જ અપભ્રંશના આદિકવિ સ્વયંભૂને જીવનમાંના કરુણ પ્રસંગોની સાચી પારખ હતી! શ્રી રામનું 'વનગમન' આવો જ માર્મિક પ્રસંગ છે. દરેક કવિની પોતાની આગવી રચનાકળા હોય છે; પણ સ્વયંભૂ કવિએ અંતર્ગત માર્મિકતાનો પરિચય આપણને કરાવ્યો છે. પુત્રવિયોગથી વિહ્વલ બનેલી માતાનો વિલાપ સ્વયંભૂ કવિએ પરખ્યો છે. રાજવધૂ જાનકીએ રાજમહેલની બહાર પગ મૂકયો, એ વનગમનના કરુણ પ્રસંગનો મેરુમણિ ગણાય. એ પ્રસંગ નિમિત્તે સ્વયંભૂ કવિની પ્રતિભા કેટલું ઊંચું ઉડ્ડયન કરે છે, એ જોવા જેવું નીવડયું છે. જાનકીજી રાજમહેલમાંથી બહાર નીકળ્યાં તે જાણે કે હિમાલયમાંથી ગંગા નીકળી, છંદોમાંથી ગાયત્રી બહાર પડી અને શબ્દોમાંથી વિભક્તિ દૂર થઈ!

ભરતે જેવો કરુણ વિલાપ કર્યો હતો તેવો જ કરુણ વિલાપ બિભીષણે કર્યો હતો. પોતાના ભાઈનો પક્ષ છોડી દઈ બિભીષણ રામના પક્ષમાં જોડાયો. રાવણના અવસાન પછી વિકલતા, ક્ષોભ, પશ્ચાત્તાપ વગેરે જાતના ભાવો એના હૈયામાં ઉત્પન્ન થયા હશે! બિભીષણના હૃદયનો વિચાર ખાસ કોઈએ જ કર્યો નથી. સ્વયંભૂ કવિએ આવી જ વેળાએ પોતાની કવિસુલભ સહાનુભૂતિનું પ્રદાન બિભીષણને કર્યું છે. મૂર્છા પામીને પડેલા રાવણ સામે નજર માંડતાંની સાથે બિભીષણ નિ:સંયમ કેળવે છે. છતાં રાવણના પગ ઝાલી ડૂસકે ડૂસકે રડી પડે છે. એ બોલે છે: "ભાઈ! તમારું આ મૃત્યુ એકલી વ્યક્તિનું મરણ નથી પણ મૃત્યુથી પણ અતિ ઘણી ભયંકર ઘટના છે." એના વિલાપમાંથી સદ્ગત રાવણનો વિશ્વવ્યાપી પ્રભાવ જ વ્યક્ત થાય છે એટલું જ નહીં પણ વિલાપ કરતા ભાઈના હૈયામાંનું પ્રેમઝરણ ફૂટે છે.

મૃત વ્યક્તિ જેટલી પ્રભાવશાળી હોય છે તેટલો જ માર્મિક વિલાપ એને માટે વિલાપ કરતી વ્યક્તિનો હોય છે. સમર્થતા, શૂરતા, પરાક્રમ, વૈભવ વગેરે જેવા મૃત વ્યક્તિના ગુણધર્મ સાથે સાધર્મ્ય ધરાવતી એકેક ઘટના જોઈને હૈયું ભરાઈ

જાય છે. રાવણ ભોંય પર પડયો છે. એનો મુગટ એક બાજુએ ઢળી પડયો છે. એની આંખો થીજી ગઈ છે. એનો રત્નહાર તૂટીને વીખરાઈ પડયો છે. એનું હૃદય વિદીર્ણ બન્યું છે. એના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નથી. એ પૈકીની પ્રત્યેક હકીકત બિભીષણ નિહાળી રહ્યો છે.

એ દુ:ખદ પ્રસંગે એને એવો ભાસ થાય છે કે "રાવણનો મુગટ ભાંગ્યો નથી પણ ગિરિકંદરા તૂટી પડી છે; રાવણની દૃષ્ટિ નષ્ટ થઈ નથી પણ લંકાપુરી નષ્ટ થઈ છે; રાવણની વાચા નાશ પામી નથી પણ એ વાચાનું પાન કરનારી મંદોદરી નાશ પામી છે; તૂટીને વીખરી પડેલાં રત્નાહારનાં રત્નો રાવણની બાજુમાં ચમકતાં નથી પણ આસપાસના આસમાની આકાશમાંથી ઓગળી પડેલા તારાઓ ત્યાં ચમકી રહ્યા છે; રાવણનું હૃદય નથી પણ વિશ્વવ્યાપી આકાશ છે! આ વ્યક્તિ-વીરમાંથી એક પ્રાણ લૂંટાઈ ગયો નથી પણ સમગ્ર આશાઓનો ભંડાર લૂંટાઈ ગયો છે; એની આશાઓનો અંત આવ્યો છે તેની સાથેસાથે અવશિષ્ટ સૌની આશાઓ મરી પરવારી છે!" વધુમાં વિલાપ કરતા બિભીષણના મુખમાંથી રાવણને ઉદ્દેશીને કવિએ એવો ઉદ્‌ગાર કઢાવ્યો છે કે "તમારો આવરદા ખૂટચો નથી; પણ કદી ન ઘટનાર રત્નાકરમાં ઓટ આવી છે!" જીવ બહુ સૂક્ષ્મ અને અગમ્ય હોય છે છતાં કવિએ સ્થૂળ અને અગાધ દરિયા સાથે તેની સરખામણી કરી છે! આ કેવી મનોહર અને અનુપમ ઉપમા છે!

## મનોહર ઉપમાઓ

સ્વયંભૂનું રામાયણ મનોહર ઉપમાઓથી અલંકૃત છે. એનું સમગ્ર કથન અલંકારોના તેજસ્વી ચળકાટ સમું જ નથી પણ એના હૈયામાંથી વહેતા કુદરતી પ્રવાહ સમાન છે. એમાંથી કેટકેટલા અલંકારો જડી આવે, એ કહેવું અઘરું થઈ પડે છે. ભાવનાના પ્રવાહ સાથે એના અલંકારો એકમેક થઈ ગયા છે. સ્વયંભૂના અલંકારચાતુર્યમાં ઉપમાની એકાવલિ અહીંતહીં ચમકી રહે છે. એક બે ઉપમાથી એને સંતોષ થતો નથી. વાચકોના ગળામાં ઉપમાઓની માળા ન પહેરાવે તો સ્વયંભૂ શેનો ગણાય? એની ઉપમાઓ પરંપરાગત હોય એમ નવતર પણ હોય અને વિવિધ પણ હોય.

ગોદાવરીનું વર્ણન કરતાં સ્વયંભૂ કહે છે: "ગોદાવરી તો જાણે કે વસુધા-વધૂનો જમણો હાથ. ગોળાકાર ફેનાવલિના વલયથી એ અલંકૃત છે. મોતીઓના હારથી અલંકૃત થયેલા પોતાના પ્રિય પતિ જલનિધિ તરફ પોતાનો એ હાથ વસુધાએ પસાર્યો છે!" એ જ રીતે કુલવધૂ વસુધાની રોમરાજિ સાથે વૃક્ષરાજિની સરખામણી સ્વયંભૂએ કરી છે.

સ્વયંભૂએ કેવળ ઉપમાને ખાતર ઉપમાઓની યોજના કરી નથી. કોઈ કોઈવાર તેઓમાં સામાન્ય માનવજીવન પરત્વેના માર્મિક સંકેતનાં દર્શન પણ થાય છે. સમુદ્રનું વર્ણન કરતાં એ એના આલાપ સુધી જઈ પહોંચે છે. સાધારણ કવિઓ દરિયાથી દૂરસુદૂર હોય ત્યારે પણ એની ગર્જના એમને હંમેશાં સંભળાતી હોય છે; પણ સ્વયંભૂ કવિને જે ગર્જનામાં નિર્ધન વ્યક્તિનો આક્રોશ સંભળાય છે. 'સમુદ્રના આલાપને આધાર શો? એ સુણે કોણ? કોઈ શ્રોતા ન હોય ત્યારે એ ગમે તેટલો ઉગ્ર આક્રોશ કરે તોપણ એનું પ્રમાણ શું? સમુદ્રે તો કેવળ રડવું રહ્યું—ગુસ્સે થઈને બરાડા પાડવા રહ્યા!' સમુદ્રને નિર્ધનની ઉપમા આપવામાં સ્વયંભૂની સાંકેતિક વિશિષ્ટતા છે. નિર્ધન પણ વસ્તુતઃ રત્નાકર હોય છે. પરંતુ એનાં તમામ રત્નો (એના તમામ ગુણ) છેક તળિયે પડેલ હોય છે. સમુદ્રનું અગાધ ઊંડાણ પામીને સ્વયંભૂને મહાકાવ્યનું અફાટ ઊંડાણ યાદ આવી જાય છે. આ બાબતમાં એણે 'महकव्वणिवंध' શબ્દનો તથા 'समुद्दगहरु' શબ્દનો પ્રયોગ કર્યો છે. આવા પ્રસ્તુત મહાકવિનું સદરહુ મહાકાવ્ય વાંચીને પછી સમુદ્રના અગાધ ઊંડાણની સ્મૃતિ ખરેખર થઈ જાય છે. આવી ઉપમાઓ અચાનક જ જન્મતી હોતી નથી. મહાકાવ્યની વ્યાપકતા તથા તેના અગાધપણા પરત્વે સ્વયંભૂ કવિ સદાસર્વદા સજાગ રહેતો હતો, એ તો ચોક્કસ છે. 'उपमाकालिदासस्य' એ ઉક્તિ યથાર્થ હોવા છતાં તેનું મૂળ, કવિ સ્વયંભૂની ઉપમાઓમાં હોવાનું હવે મનાય તો એમાં નવાઈ નહીં.

જે કવિ નિસર્ગની સંનિધિમાં માનવજીવન સાથે સમરસ થયો હોય તે કવિના જ કાવ્યમાં સમુદ્રની વ્યાપકતા તથા અગાધતા જેવી વ્યાપકતા અને અગાધતા આવ્યા વિના રહે નહીં. સજીવ વ્યક્તિચિત્રણ કરનારા કવિ-ચિત્રકાર સ્વયંભૂની પીંછી વડે નિર્જીવ નિસર્ગચિત્રણ થયું છે તે પ્રેક્ષણીય છે. મગધ દેશમાંનું એ સહજસુંદર ચિત્ર છે. સાધારણ કવિને સરસિજ પંકજની સુંદરતા આકર્ષે છે; પણ સ્વયંભૂ કવિ ગામડાગામના કાદવકીચડમાં પંકજ નિહાળે છે. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ જાણીતી ઉક્તિની સાર્થકતા એ રીતે એ મહાકવિ સાબિત કરે છે. મંદમંદ કે જોરદાર પવનલહરીથી આમતેમ ડોલતાં શાલિધાન્ય (શાળ)નાં ડૂંડાંને એ પંકજ લેખે છે અને દિનકરના દર્શનના અભાવે એ કણસલાં વિષણ્ણ થતાં હોવાની કલ્પના એ કરે છે. શી એની અનોખી ઉપમા! સ્વયંભૂના ચિત્રાલેખનમાં વનશ્રીને નીલમની માળા જાણે પહેરાવી હોય તેવી શુકપંક્તિ નજરે પડે છે, પવનના સપાટાથી ભયભીત બનેલા હાથીની પેઠે કપાતી શેરડીના સાંઠા દેખાય છે, વાંદરાંનાં મોં માફક ફૂલેલાં લાલચોળ દાડમો દેખાય છે અને દરાખના માંડવા હાલી રહ્યા હોય તેમનાં દર્શન થાય છે. મગધ દેશ એટલો

બધો સંપન્ન છે કે આવતાજતા મુસાફરો દ્રાક્ષરસનું પાન જ કરતા હોય છે.

હનુમાનજી લંકાથી અયોધ્યા આવતા હોય છે; તે વખતે તેમના દૃષ્ટિપથમાં અનેક અનેક દેશો આવી જાય છે તથા ઘણી નદીઓ પણ આવતી હોય છે. સ્વયંભૂ કવિએ એ પૈકીના દરેકના ઉપર વિહંગમદૃષ્ટિ નાખી બે-ત્રણ રેખાઓ વડે તેમની વિશિષ્ટતાનું ચિત્રણ કર્યું છે. દાખલા તરીકે નીચેનું રેખાચિત્ર તપાસીએ:—

"जहि इंद्रणील-कर-भिज्जमाणु
ससि थाइ जुण्ण-दप्पनु समाणु"

મગધપ્રદેશમાં ઇંદ્રનીલની વિપુલતા છે, એનું સૂચન કરવા એણે એમાં કહ્યું છે: "ઇંદ્રનીલ કિરણોને લીધે વેધાયેલો ચંદ્રમા જીર્ણ દર્પણ જેવો નીવડયો છે."

અંતમાં એક લેખક મહાશયે કહ્યું છે તેમ "અભિનવ અને માર્મિક પ્રસંગચિત્રણ, ચૈતન્યપૂર્ણ વ્યક્તિરેખન, સહજસુંદર અલંકરણ અને જીવંત નિસર્ગવર્ણન, એ ગુણોને લીધે સ્વયંભૂનું કાવ્ય છેક શ્રેષ્ઠ દરજ્જાનું ઠરે છે. સ્વયંભૂના કાવ્યનો પરિસર ખૂબ વિશાળ છે. અપભ્રંશનો સ્વયંભૂ ખરેખર જ વાલ્મીકિ છે. તેની પછીના મહાશયોએ—અપભ્રંશ કવિઓએ—અતિશય શ્રદ્ધાપૂર્વક તેનું સ્મરણ કર્યું છે."

(આધારિત)

## ૮. છત્રસાલગુરૂ પ્રાણનાથ અને તેમની ગુજરાતી કૃતિઓ

અમૃત પંડયા, વલ્લભ વિદ્યાનગર

શ્રી બકુલીશથી માંડી મહાત્મા ગાંધી સુધી ગુજરાતે પાછલાં બે હજાર વર્ષમાં ભારતને અનેક સંતો અને સુધારકો આપ્યા છે. તેરમા સૈકામાં ભરૂચના ચક્રધરે મહારાષ્ટ્રમાં જાગૃતિ આણી મરાઠી સાહિત્યના આરંભકાળમાં એ ભાષાને વેગ આપ્યો હતો. સોળમા સૈકામાં અમદાવાદના દાદુ દયાલે રાજસ્થાનને કાર્યક્ષેત્ર બનાવી રાજસ્થાની ભાષાના સાહિત્યને ફાળો આપેલો. ઓગણીસમા સૈકામાં સ્વામી દયાનંદ સરસ્વતીએ ઉત્તર ભારતમાં સામાજિક સુધારો કરવા આર્ય સમાજ સ્થાપી હિન્દી ભાષાની સારી સેવા બજાવી હતી.

દાદુ અને દયાનંદની વચ્ચેના કાળમાં અવરંગઝેબ (ઈ. ૧૬૫૮–૧૭૦૭)ના સમકાલીન એક મહાન ગુજરાતી સંત થયેલા, જેમણે એક નવો સંપ્રદાય સ્થાપી મુસલમાનોની ગુલામગીરીમાંથી દેશને મુક્ત કરવા બુંદેલખંડના મહારાજા છત્રસાલને પ્રેરણા આપેલી. આ હતા સંત પ્રાણનાથ (ઈ. ૧૬૧૮–૧૬૯૪).

એમનો સંપ્રદાય પ્રણામી, નિજાનંદી, ધામી અને પ્રાણનાથના નામે ઓળખાય છે, પણ સામાન્યપણે એના માટે 'પ્રણામી' નામ જ સવિશેષ વપરાય છે, કારણ એના અનુયાયીઓ પરસ્પર મળતાં પ્રણામ કરે છે.

પ્રણામી સંપ્રદાય બુંદેલખંડ, નેપાળ, આસામ, ઓરિસ્સા, ઉત્તર પ્રદેશ, મારવાડ અને ગુજરાતમાં ફેલાયેલો છે. જામનગર અને પન્ના એનાં મોટાં મથક છે. પ્રાણનાથ પન્ના રહેતા અને મહારાજા છત્રસાલના તેઓ ગુરૂ હતા.

ઉત્તર-મધ્યકાળમાં ભારતમાં મુસ્લિમ સત્તાને લઈ ઈસ્લામ ધર્મ તથા તેની સાથે ઈરાન-તુર્કિસ્તાનની સંસ્કૃતિનો ઘણો પ્રભાવ પડવા લાગ્યો હતો. ભારતીય ધર્મ અને સંસ્કૃતિ ઉપર આ પરદેશી પ્રભાવની કેટલીક વિઘાતક અસરો થવા લાગી હતી તેના ઉકેલરૂપે ભારતીય તત્વજ્ઞાનને પાયારૂપ રાખી તેમાં ઈસ્લામ તથા સૂફીવાદનો સમન્વય સાધવાના પ્રયત્નોની ઉલ્લેખનીય પહેલ દક્ષિણ ભારતના સંત રામાનંદે ૧૪મી સદીમાં કરી હતી. રામાનંદ (ઈ. ૧૩૦૦–૧૪૧૦) ના શિષ્ય કબીરે (આ. ૧૪૦૦–૧૪૫૦) આ કાર્યને ઠીક ઠીક વ્યાપક બનાવેલું. કબીરને પગલે પગલે ગુજરાતના દાદુએ (૧૫૪૪–૧૬૦૩) રાજસ્થાનમાં, સંત બાવાલાલે (૧૫૯૦–૧૬૫૬) માળવામાં અને ઉત્તર ભારતના બીજા પ્રદેશોમાં, નાનક (૧૪૬૯–૧૫૩૮), જુગજીવનદાસ (૧૬૭૦–૧૭૬૦), મલુકદાસ (૧૫૭૫–૧૬૮૩) વગેરેએ આ હિંદુ-મુસ્લિમ સિદ્ધાંતોના સમન્વયવાળા સંપ્રદાયો અને પંથોની સ્થાપના તથા તેમનો પ્રચાર કર્યો હતો, જેનો પ્રભાવ મુખ્યત્વે હિંદુ સમાજના નીચલા થર પર ઘણો થયો હતો. આ સિવાય બીજા કેટલાક સંતોએ આ પ્રયત્ન કર્યો હતો.

ભારતમાં ખ્રિસ્તી ધર્મનું આગમન, એ ધર્મ યુરોપમાં પ્રવેશ્યો એ પહેલાં દક્ષિણ ભારતમાં થઈ ચૂક્યું હતું, પણ ઉત્તર ભારતને તેનો પરિચય ફિરંગી, વલંદા, ફ્રેંચ અને અંગ્રેજોના પ્રવેશથી જ થયો હતો. સોળમા સૈકામાં અકબરની ધાર્મિક સહિષ્ણુતાભરેલી નીતિને લઈ ખ્રિસ્તી ધર્મને ઠીક ઠીક માન મળ્યું હતું.

આપણા દેશમાં આવેલા બીજા મુખ્ય પરદેશી ધર્મોમાં જરથોસ્તી અને યાહુદી હતા, પણ આ બંને ધર્મોના અનુયાયીઓના હાથમાં ભારતમાં રાજકીય સત્તા આવી નથી એટલે પોતાના અનુયાયીઓના વર્તુળ બહાર એમનો ભારતમાં ફેલાવો થયો નથી, તેમ ભારતીય સંસ્કૃતિ પર એમનો કોઈ નોંધપાત્ર પ્રભાવ પડયો નથી. આ હકીકત છતાં યાહુદી ધર્મનો ફેલાવો ભારત બહાર ઘણો હોવાથી તથા ખ્રિસ્તી અને ઈસ્લામની પરંપરાનાં મૂળ તેમાં હોવાથી તેનું ઘણું મહત્વ રહેતું આવ્યું છે.

ઉપરોક્ત સંતોમાંના કોઈએ ઈસ્લામના સાહિત્યનો કે તત્સંબંધી બીજા વિષયોનો અરબી ભાષા શીખીને પદ્ધતિસરનો અભ્યાસ કર્યો ન હતો. સંસ્કૃત પણ એમાંના કેટલાય જાણતા ન હતા, એટલું જ નહિ પણ કેટલાય તો ભણેલાય ન હતા. એનો અર્થ આ મહાન સંતો કે તેમના કાર્યનું મૂલ્ય ઓછું છે તેવો થતો નથી. આ બધા સંતોમાં વસ્તુતઃ પ્રાણનાથ જ એવા થયેલા કે જેમણે અરબી ભાષા શીખી તથા અરબસ્તાન વગેરે પરદેશોમાં જઈ આવીને એક માત્ર ઈસ્લામ જ નહિ, પણ યાહુદી અને ખ્રિસ્તી ધર્મોનો પણ અભ્યાસ કરેલો. એટલું જ નહિ, પણ ધાર્મિક સમન્વયમાં એ એક ડગલું આગળ ગયા હતા. એમનાં પ્રવચનોમાં કુરાન પણ વંચાતું હતું. પ્રાણનાથનો સમન્વય તે હિન્દુ ધર્મ, ઈસ્લામ, યાહુદી અને ખ્રિસ્તી ધર્મોનો સમન્વય હતો; જેની તાત્વિક ભૂમિકા હિન્દુ ધર્મના વૈષ્ણવ સંપ્રદાય પર રાખવામાં આવી હતી. આ દૃષ્ટિએ સંત પ્રાણનાથનું સ્થાન ભારતના મધ્યકાલીન સમન્વયવાદી સંતોમાં સર્વોચ્ચ સ્થાન પામે છે.

પોતાના કાર્યોનું મહત્વ પ્રાણનાથ સમજતા હતા, કારણ કે તેમણે પોતાને કલ્કિ, બોધિસત્વ અને મૅહદી તરીકે જાહેર કરેલા. તેઓ ઈસ્લામના ભાવિ પૅગંબર મેંહદી છે એવું અવરંગઝેબને ઠસાવવા તેમણે પ્રયત્ન કરેલો. તેમણે 'નિષ્કલંક બુદ્ધ' (કલ્કિ અને બોધિસત્વ) એ નામ પદ્ધતિસર અખત્યાર કરેલું અને પ્રણામી સંપ્રદાયમાં તેઓ આ નામે પણ ઓળખાય છે.

પ્રાણનાથ એકમાત્ર સંત જ નહોતા. તેઓ દેશભક્ત પણ હતા. ભારતમાં પરદેશી કે મુસલમાની જેવી અસહિષ્ણુ હકુમત ન જોઈએ તેના માટે તેમણે પ્રયત્ન કરેલો. અવરંગઝેબને સામનો આપનાર ભારતમાં હિંદુ રાજ્યના હિમાયતી તરીકે બે જ મુખ્ય વ્યક્તિઓ તરી આવે છે: શિવાજી અને છત્રસાલ. શિવાજીને રામદાસ ગુરૂ મળેલા અને છત્રસાલને તેવી રીતે પ્રાણનાથ ગુરૂ મળેલા. અવરંગઝેબ સામેના ધર્મયુદ્ધ માટેનું ભારે ખર્ચ કાઢવા શિવાજી મહારાષ્ટ્ર બહાર હિંદુ-શ્રીમંતોના નગરોને લૂંટતા, પણ સંત પ્રાણનાથે આ હેતુ માટે છત્રસાલને અહિંસક માર્ગ બતાવેલો. છત્રસાલના પાટનગર પન્ના પાસે તેમણે હીરાની ખાણો હોવાની વાત કરી. પણ આ હીરાઓ વડે દ્રવ્ય કેમ મળે, એ પ્રશ્ન ઊભો થયો. છત્રસાલના રાજ્ય બુંદેલખંડમાં હીરાઓનું ઉત્પાદન કરી તેમનો વેપાર કરે એવા લોકો ન હતા. એટલે ગુજરાતના ખેડાવાલ બ્રાહ્મણોના થામણા, ઉમરેઠ, મહુધા વગેરે ગામોના કેટલાક આગેવાનો કાશી યાત્રાએ જતાં માર્ગમાં પન્ના ઉતરેલા અને તે વખતે સંત પ્રાણનાથે આ કાર્ય તેમને સોંપ્યું અને તેની કદરરૂપે ખેડાવાલોએ સંત પ્રાણનાથ માટે રત્નોનો મુગટ કરાવી ભેટ આપેલો, જે અદ્યાપિ પન્ના ખાતે પ્રાણનાથજીના મંદિરમાં છે. આજે પણ પન્ના ખાતે

તથા તેની આસપાસના પ્રદેશમાં હીરાના વેપારથી સમૃદ્ધ બનેલા ખેડાવાલોની ઘણી વસ્તી છે જે અદ્યપિ ગુજરાત સાથે પોતાનો સામાજિક સંબંધ જાળવે છે. ભારતમાં વિધર્મી અને પરદેશી રાજ્ય ન રહેવું જોઈએ આ પોતાની નીતિની રીતસરની જાહેરાત સંત પ્રાણનાથે કરેલી; જેની સમકાલીન નોંધો મળી આવે છે.

સંત પ્રાણનાથની કારકિર્દીના આટલા પરિચય પછી હું પ્રસ્તુત નિબંધના મુખ્ય હેતુ પર આવું છું. તે આ કે પ્રાણનાથ ગુજરાતી હોવાથી તેમણે પોતાના સંપ્રદાયનાં ચાર પુસ્તકો, તે રાસ, પ્રકાશ, ખટરૂતુ અને કલસ એ ગુજરાતીમાં લખેલાં. વળી તેમના એક શિષ્ય સ્વામી લલ્લુ મહારાજે પણ પોતાનો 'વીતક' નામે ગ્રંથ ગુજરાતીમાં લખેલો. આ હકીકત ગુજરાતી સાહિત્યના ઈતિહાસ માટે નવી છે. હજુ ગુજરાતમાં, સંપ્રદાય બહાર, આ સાહિત્યની નોંધ લેવાઈ નથી. પ્રાચીન કાવ્યમાળા, બૃહત્કાવ્યદોહન, દી. મ. ઝવેરી કૃત ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો, શ્રી કે. કા. શાસ્ત્રીકૃત કવિચરિત, શ્રી રમણિક શ્રીપતરાય દેસાઈના પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ વગેરે સંદર્ભ ગ્રંથોમાં પ્રાણનાથના ગુજરાતી સાહિત્ય વિશે કશો ઉલ્લેખ મળતો નથી. એકમાત્ર ડાહ્યાભાઈ પી. દેરાસરીના 'ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો'માં ૧૨મા પૃષ્ઠ પર એવું જણાવેલું છે કે સિંધથી દેવચંદજી નામના કાયસ્થે જામનગર આવીને 'પરીણામી' નામે પંથ ચલાવેલો. એનું છાણવાસીદું કરનાર તથા એઠવાડ કાઢનાર મહેરાજ નામે લુવાણો હતો, જેણે સુરત ખાતે સૈયદપરા મહોલ્લામાં જઈ એક મંદિર બંધાવી નવો પંથ ચલાવવાની ખટપટ કરી હતી. એના શિષ્યો એને 'પ્રાણનાથજી' અગર 'જી સાહેબ' કહીને સંબોધતા. મહેરાજે વેદાંતવાણી, આખરી કીર્તન, બડા સિંગાર, ખેલવત ખુલાસા, ઇત્યાદિ ગ્રંથો હિન્દીમાં લખેલા. પણ આ નોંધમાં પ્રાણનાથની ગુજરાતી કૃતિઓ વિષે કશો પણ ઉલ્લેખ નથી અને તેમના જીવનની વિગત પણ ખોટી આપી છે.

પ્રણામી સંપ્રદાય અને તત્વજ્ઞાનને લગતી ચર્ચા આ નાના નિબંધમાં શક્ય નથી. આ સંપ્રદાયના સંસ્થાપક દેવચંદ્ર મહેતા હતા; જેમણે ઉમરકોટ (સિંધ)થી નવાનગર (હાલનું જામનગર) આવી એને પોતાનું મથક બનાવેલું. દેવચંદ્રનો જીવનકાળ વિક્રમ સંવત ૧૬૩૮થી ૧૭૧૨ સુધીનો લેખાય છે. પ્રણામી સંપ્રદાયના સંતોએ દેવચંદ્ર તથા પ્રાણનાથનાં જે જીવનચરિત્રો લખેલાં છે તે 'વીતક' કહેવાય છે. આવાં લગભગ ૧૭ વીતકો છે, જે આ સંપ્રદાયનાં કેન્દ્રોમાં હસ્તપ્રતરૂપે સચવાઈ રહ્યાં છે. આ બધાંમાં લાલદાસનું વીતક વિસ્તૃત છે. તેની ભાષા હિન્દી છે. લાલદાસનો જન્મ પોરબંદરમાં થયેલો અને ત્યાંથી

તેઓ બુંદેલખંડ ગયેલા. એમના વીતકના ૧૩મા પ્રકરણમાં દેવચંદ્રજીનું જીવન-ચરિત્ર આપેલું છે.

ઉપરોક્ત વીતકના ૬ થી ૧૦ સુધીનાં પ્રકરણોમાં પ્રાણનાથજીનું જીવન-ચરિત્ર આપેલું છે. આ વીતક પ્રમાણે એમનો જન્મ લુહાણા કેશવ ઠક્કરને ત્યાં જામનગર ખાતે વિ. સં. ૧૬૭૫ (ઈ. ૧૬૧૮)માં થયેલો. એમનું નામ મહેરાજ હતું. એમને બીજા ચાર ભાઈઓ હતા. સંવત ૧૬૮૭માં એ પ્રણામી સંપ્રદાયના સ્થાનિક કેન્દ્ર ખીજડા મંદિરમાં શ્રી દેવચંદ્રજીના સંપર્કમાં આવ્યા, અને તેમણે પ્રણામી ધર્મની દીક્ષા, કે જે 'તારતમ્ય મંત્ર' કહેવાય છે તે લીધી. સં. ૧૭૦૩માં મહેરાજ અરબસ્તાન ગયેલા જ્યાં તેઓ ચાર વર્ષ ખેતા-ભાઈ નામના વેપારીને ત્યાં રહ્યા. જામનગર પાછા ફર્યા પછી સં. ૧૭૧૦ થી ૧૭૧૨ સુધી તેઓ ધ્રોળ રાજ્યના કારભારી રહ્યા અને પછી દેવચંદ્રજીના બોલાવ્યા જામનગર ખાતે પ્રણામી મંદિરે સેવા આપવા ગયા. શ્રી દેવચંદ્રજીનો સ્વર્ગવાસ થતાં મહેરાજે સં. ૧૭૧૨માં વિહારીજીને તેમની ગાદીએ બેસાડયા અને પોતે જામનગરમાં એક ઉચ્ચ અધિકારી બન્યા. દરમ્યાન એમની તથા રાજાના દીવાન વચ્ચે અણબનાવ થતાં દીવાને મહેરાજને વર્ષ ભર કેદમાં રાખ્યા. અને જેલમાં તેમણે પ્રણામી સંપ્રદાયની કેટલીક 'વાણીઓ' લખી. દીવાનને પોતાની ભૂલ સમજાઈ અને મહેરાજને કેદમાંથી છૂટા કર્યા. પછી તેઓ સં. ૧૭૨૦માં દીવાન સાથે અમદાવાદ ગયા અને આ ગાળામાં સાંસારિક બાબતોથી તેમનું મન વિરક્ત થઈ ગયેલું.

આમ વૈરાગ્ય આવ્યા પછી મહેરાજ અમદાવાદથી દીવ ગયા અને પોતાના ઉપદેશનો પ્રચાર કરવા લાગ્યા. એમના અનુયાયીઓ 'સુંદરસાથ' કહેવાય છે. દીવમાં તેઓ રાજકર્તા ફીરંગીઓ સાથે અથડામણમાં આવ્યા. ત્યાંથી તેઓ પોરબંદર, પાટણ, કચ્છમાંડવી, ભૂજ અને નળીઆ તથા ત્યાંથી પ્રચાર કરતા કરતા સિંધમાં નગર ઠઠ્ઠા પહોંચ્યા. ત્યાંથી લાતી બંદરે જઈ વહાણમાં બેસી મસ્કત ગયા. ત્યાં કેટલોક વખત રહી ઠઠ્ઠા પાછા ફર્યા અને સં. ૧૭૨૫માં વળી પાછા મસ્કત અને અરબસ્તાન ગયા. સં. ૧૭૨૮માં કચ્છ ખાતે નળીઆ આવ્યા. નળીઆથી જામનગર અને ત્યાર પછી ધોરાજી અને ઘોઘા ગયા. ઘોઘાથી વહાણ રસ્તે સુવાલી થઈ સં. ૧૭૨૯માં સુરત પહોંચ્યા. અહીં તેમણે પોતાના સંપ્રદાયનું મથક સ્થાપી ગુજરાતી ભાષામાં 'કલસ' ગ્રંથ તૈયાર કર્યો. આ પ્રવાસો દરમ્યાન તેમના અનેક 'સુંદરસાથ' (શિષ્યો) થઈ ગયેલા ને જેમાંના કેટલાય તેમની સાથે સાથે રહેતા. સુરત ખાતે માનવતાનો ઉદ્ધાર કરવાનો એમણે નિશ્ચય કર્યો. એમના ઉપદેશને જે પાળે તે 'જાગૃત' થયો ગણાય. એમની

દીક્ષા 'તારતમ્ય મંત્ર' કહેવાતી આ કહેવાઈ ગયું છે. આ પછી તેઓ 'પ્રાણનાથ' અને 'શ્રીજી' કહેવાવા લાગ્યા.

સુરતથી તેઓ સિદ્ધપુર, મેડતા, આગરા, મથુરા અને ગોકુળ થઈ દિલ્હી પહોંચ્યા. હિન્દુ અને ઈસ્લામ ધર્મોના સમન્વયના ઉપદેશમાં તેઓ આગળ વધ્યા અને બધા ધર્મોના મૌલિક સિદ્ધાંતો સરખા છે આ મુખ્ય ભૂમિકા પર તેઓ પ્રચાર કરવા લાગ્યા. તેઓ મેંહદી છે આવું કહેણ અવરંગઝેબને મોકલ્યું, પણ અવરંગઝેબ તો ચુસ્ત મુસલમાન હતો. આ બધા પ્રવાસોમાં દેશની પ્રાણનાથે જે પરિસ્થિતિ જોઈ તેથી તેમને થયું કે ભારત અને હિન્દુત્વના રક્ષણ માટે મુસલમાની રાજ્ય સામે ધર્મયુદ્ધ થવું જોઈએ. સં. ૧૭૩૫માં પ્રાણનાથ દિલ્હીથી હરદ્વારના કુંભમાં ગયા; જ્યાં રામાનુજ, માધ્વ, નિમ્બાર્ક, વિષ્ણુ સ્વામી, દશનામી વગેરે સંપ્રદાયો સામે શાસ્ત્રચર્ચામાં તેઓ વિજયી નીવડ્યા અને આ પ્રસંગથી તેમના સંપ્રદાયમાં તેઓ 'નિષ્કલંક બુદ્ધ'ના નામથી ઓળખાવા લાગ્યા. એમના આ સમય દરમ્યાન બાર મુખ્ય 'સુંદરસાથ' (શિષ્ય) થઈ ચૂક્યા હતા. જે એમની સાથે રહેતા હતા, તે હતા—લખમણ, ભીમજીભાઈ, ચંચલભાઈ, સોમજી, નાગજી, ખીમાઈ, ચિંતામણ, શેખબદલ, મુલ્લાં કાયમ, જોગારામ, દયારામ અને બનારસી. અવરંગઝેબે હિન્દુ મંદિરોને તોડી નાખવા માટે દેશવ્યાપી પ્રવૃત્તિ ઉપાડેલી તેથી પ્રાણનાથ ધર્મયુદ્ધના પડકાર માટે પ્રેરાયા હોય એ બનવાજોગ છે. બીજીવારના તેમના મુકામ વખતે પ્રાણનાથજી સોળ માસ દિલ્હી રહીને ધર્મયુદ્ધ માટે ક્ષત્રિય રાજાઓને સંગઠિત કરવા નીકળી પડ્યા. આ વિષયને લગતી તેમની કેટલીક હિન્દી કવિતાઓ જાણીતી છે. 'ધર્મકિ લીએ પુકાર'માં તેમણે કહેલું :—

રાજાઓ, મિલોરે રાણે રાજકે, ધર્મ જાતે કોઈ દોડો।
જાગો હે જોધાઓ, ઉઠ ખડે રહો, નીંદ નિગોડી છોડો॥
છૂટતા હય ખડગ ક્ષત્રિયનસે, ધરમ જાત હિંદુઆન।
સત ના છોડો રે સતવાદીઓ, જોર બઢા તુરકાન॥
ત્રિલોકીમેં ઉત્તમ ખંડ ભરતકા, તામેં ઉત્તમ હિંદુ ધરમ।
તાકે છત્રપતીઓકે શિર, આય રહી ઈત સરમ॥
રાજકુલ રે રખન રજવટ, જો ના આયા ઈસ અવસર।
ધરમ જાતે જો ના દોડીઆ, તાય શૂર કહીએ ક્યોં કર॥
વેદ રે વ્યાકરણ પંડિત પઢવૈયા, ગરછ દીન ઈષ્ટ આચાર।
પીછે રે બલ કબ કરોગે, હોત હય હાહાકાર॥
સિદ્ધને સાધો રે સંતો મહંતો, વૈષ્ણવ ભેપ દરશન।

ધર્મ ઉછેદે રે અસુર સબનકે, પીછે પરચા દેઓગે કિસ દિન ॥
અસુરે લગાયા હિંદુઓ પર જજીઆ, વાકો મિલે નહિ ખાનપાન ।
જો ગરીબ દે ના સકે જજીઆ, તાય માર કરે મુસલમાન ॥

આ ધર્મયુદ્ધ માટે પડકાર કરતા પ્રાણનાથજી ઉદેપુર, જેપુર, બુંદી વગેરે રાજસ્થાન તથા માળવાના ક્ષત્રિય રાજાઓને મળ્યા; પણ આ ધર્મયુદ્ધ માટે કોઈ તૈયાર થયા નહીં. દરમ્યાન મંદસોર મુકામે એમના એક નવા શિષ્ય લાલદાસે ઈબ્રાહીમ નામના શિષ્યની મદદથી કુરાન શરીફ ઉતાર્યું.

બુંદેલખંડમાં આ સમયે પન્ના ખાતે મહારાજા છત્રસાલ બુંદેલા (ઈ. ૧૬૫૦–૧૭૩૧) શિવાજીના કહેણથી અવરંગઝેબ સામે યુદ્ધની પ્રવૃત્તિઓ ઉપાડી રહ્યા હતા. એ ગાળામાં સંત પ્રાણનાથ બુંદેલખંડ સુધી આવી પહોંચ્યા હતા. ઝાંસી નજીક મઊ નામના જંગલમાં તેમનો મહારાજા છત્રસાલ સાથે મેળાપ થયો. બંને વચ્ચે ચાલેલા વાર્તાલાપનું વર્ણન મહારાજા છત્રસાલના રાજકવિ ગોરેલાલ ઉર્ફે લાલ કવિએ પોતાના છત્રસાલના જીવન વિશેના હિન્દી ગ્રંથ 'છત્રપ્રકાશ'નાં છેલ્લાં બે પ્રકરણોમાં આપેલ છે. આ પછી છત્રસાલે પ્રાણનાથજીને પોતાના ગુરૂ બનાવ્યા અને પોતાના પાટનગર પન્ના ખાતે રહેવા વિનંતી કરતાં પ્રાણનાથજીએ ત્યાં પોતાનું સ્થાયી મથક સ્થાપ્યું. છત્રસાલે ધર્મયુદ્ધ માટે જે કાર્ય કર્યું અને અવરંગઝેબને અંતે તેની સાથે સંધિ કરવા લાચાર બનવું પડેલું એ બધી ઈતિહાસની જાણીતી બીનાઓ છે.

સંત પ્રાણનાથે ૧૪ ગ્રંથો લખેલા. તેમનાં નામો છે: રાસગ્રંથ, પ્રકાશ, ખટરૂતુ, કલસ, સનંધ, કીરતન, ખુલાસા, ખિલવત, પરકમ્મા, સાગર, સિંગાર, સિંધી ચોપાઈ, મારફત અને કયામતનામા. આ ગ્રંથોનો સંગ્રહ 'તારતમ્ય સાગર' અથવા 'કુલજમ સ્વરૂપ' કહેવાય છે. પ્રાણનાથજીનો પ્રયાસ હિન્દુ તથા પશ્ચિમ એશિયાઈ ધાર્મિક પરંપરાઓ વચ્ચે સમન્વય સાધવાનો હોવાથી તેમના ગ્રંથો, સિદ્ધાંતો, વગેરેને બબ્બે નામો પાડવામાં આવતાં જેમાંનું, એક સંસ્કૃત અને બીજું અરબી કે ફારસી. એટલે જ આ ગ્રંથસંગ્રહનાં બે નામો પડયાં છે. જેમ શિખ્ખો 'ગુરૂગ્રંથ–સાહેબ'ને પૂજે છે તેવી જ રીતે પ્રણામી સંપ્રદાયનાં મંદિરોમાં આ 'તારતમ્ય સાગર' ગ્રંથ પુજાય છે.

પ્રણામી સંપ્રદાયના અનુયાયીઓ કંઠી બાંધે છે, જનોઈ પણ પહેરે છે. નાતજાતમાં માનતા નથી. પરસ્પર મળતાં તેઓ 'પ્રણામ' કરે છે. મૂર્તિને બદલે ઉપરોક્ત ગ્રંથની સવાર સાંજ આરતી કરે છે. કાઠમાંડુ, દાર્જિલિંગ, ગઊહાટી, સિલિગુડી, વારાણસી, અલ્હાબાદ, કાનપુર, સતના, પન્ના, સુરત, ગણદેવી, જામનગર વગેરેમાં એમનાં મુખ્ય મંદિરો છે અને બીજાં મંદિરો ઘણે

સ્થળે છે. ચરોતરમાં ખેડા, નડિયાદ, થામણા, બોરસદ, ઓડ, વરસોળા, લીંગડા ઇત્યાદિ સ્થળોએ મંદિરો છે.

પ્રાણનાથજીએ જે ઉપરોક્ત ગ્રંથો લખેલા તેમાંના શરૂઆતના ચાર તેમણે ગુજરાતીમાં લખેલા અને ઉત્તર હિન્દ ગયા પછી તેમણે પોતે જ એમનું હિન્દી ભાષાંતર કરેલું. ગુજરાતમાં ઠેકઠેકાણે પ્રણામી મંદિરો, અને ત્યાં આ પુસ્તકો હોવા છતાં ગુજરાતી ભાષાના પ્રણામી સંપ્રદાયના સાહિત્યની નોંધ હજુ કેમ લઈ શકાઈ નહિ તે એક આશ્ચર્યની બીના છે. પ્રાણનાથજી ઉપરાંત એમના શિષ્યો અને કેટલાક અનુયાયીઓએ પણ ગુજરાતીમાં છંદોબદ્ધ ધાર્મિક રચનાઓ કરી છે તે હકીકત પણ હજુ સુધી આપણે ત્યાં અજાણી છે. પ્રાણનાથજીકૃત થોડાક ગુજરાતી પદોની આપણે નોંધ લઈએ. પહેલાં કલસ ગ્રંથમાંના નમૂના લઈએ:—

૧

વાલે વેષ લીધો રળીઆમણો, કાંઈ કરશું રંગવિલાસ,
આયત છે કંઈ અતિ ઘણી, વાલો પુરશે આપણી આસ.
વૃંદાવન તો જુગતે જોયું, શ્યામ શ્યામાજી સાથ,
રમત કરીશું નવનવી, કાંઈ રંગભર રમશું રાસ.
સખી માંહોમાંહે વાત કરે, આજ અમે થયાં રળિયાત,
વેષ નીરખીને નેત્ર ઠરે, આજ કરશું રમત નિધાત.
વેષ નવાના વાધાં પહેર્યાં, તેડયાં વૃંદાવન,
મસ્તક મુકટ સોહામણો, વેષ લાવ્યા કંઈ અનુપમ.

૨

યોગમાયાનો દેહ ધરીને, શ્રી શ્યામાજી થયાં તયાર,
તતછણ તિહાં તેણે ઠામે, મારા સાથે કીધો શણગાર.
શોભા સાગર સાથતણી, સખી કેવી રીતે વર્ણવાય,
હું રે અબૂઝ કાંઈ ઘણું નવલહું, એનું નિર્માણ કેમ કરી થાય.
કોટાનકોટ જાણે સૂરજ ઊગ્યા, બ્રહ્માંડ ન માય ઝલકાર,
પ્રબલપૂર જાણે સાગર ઉમટયો, એક રસ થઈ સર્વે નાર.

હવે 'ખટઋતુ'માંનો એક નમૂનો જોઈએ:—

પીઉજી તમે શરદની રૂતે રે સીધાવ્યા,
હાંરે, મારા અંગડામાં વિરહવન વાવ્યાં.
એ વન છણે છણે કુંપળીઓ મૂકે,
હાંરે, તેમ તેમ મારું તનડું સૂકે.

ધર્મ ઉછેદે રે અસુર સબનકે, પીછે પરચા દેઓગે કિસ દિન ॥
અસુરે લગાયા હિંદુઓ પર જજીઆ, વાકો મિલે નહિ ખાનપાન ।
જો ગરીબ દે ના સકે જજીઆ, તાય માર કરે મુસલમાન ॥

આ ધર્મયુદ્ધ માટે પડકાર કરતા પ્રાણનાથજી ઉદેપુર, જેપુર, બુંદી વગેરે રાજસ્થાન તથા માળવાના ક્ષત્રિય રાજાઓને મળ્યા; પણ આ ધર્મયુદ્ધ માટે કોઈ તૈયાર થયા નહીં. દરમ્યાન મંદસોર મુકામે એમના એક નવા શિષ્ય લાલદાસે ઈબ્રાહીમ નામના શિષ્યની મદદથી કુરાન શરીફ઼ ઉતાર્યું.

બુંદેલખંડમાં આ સમયે પન્ના ખાતે મહારાજા છત્રસાલ બુંદેલા (ઈ. ૧૬૫૦–૧૭૩૧) શિવાજીના કહેણથી અવરંગઝેબ સામે યુદ્ધની પ્રવૃત્તિઓ ઉપાડી રહ્યા હતા. એ ગાળામાં સંત પ્રાણનાથ બુંદેલખંડ સુધી આવી પહોંચ્યા હતા. ઝાંસી નજીક મઊ નામના જંગલમાં તેમનો મહારાજા છત્રસાલ સાથે મેળાપ થયો. બંને વચ્ચે ચાલેલા વાર્તાલાપનું વર્ણન મહારાજા છત્રસાલના રાજકવિ ગોરેલાલ ઉર્ફે લાલ કવિએ પોતાના છત્રસાલના જીવન વિશેના હિન્દી ગ્રંથ 'છત્રપ્રકાશ'નાં છેલ્લાં બે પ્રકરણોમાં આપેલ છે. આ પછી છત્રસાલે પ્રાણનાથજીને પોતાના ગુરૂ બનાવ્યા અને પોતાના પાટનગર પન્ના ખાતે રહેવા વિનંતી કરતાં પ્રાણનાથજીએ ત્યાં પોતાનું સ્થાયી મથક સ્થાપ્યું. છત્રસાલે ધર્મયુદ્ધ માટે જે કાર્ય કર્યું અને અવરંગઝેબને અંતે તેની સાથે સંધિ કરવા લાચાર બનવું પડેલું એ બધી ઈતિહાસની જાણીતી બીનાઓ છે.

સંત પ્રાણનાથે ૧૪ ગ્રંથો લખેલા. તેમનાં નામો છે: રાસગ્રંથ, પ્રકાશ, ખટરૂતુ, કલસ, સનંધ, કીરતન, ખુલાસા, ખિલવત, પરકમ્મા, સાગર, સિંગાર, સિંધી ચોપાઈ, મારફ્ત અને કયામતનામા. આ ગ્રંથોનો સંગ્રહ 'તારતમ્ય સાગર' અથવા 'કુલજમ સ્વરૂપ' કહેવાય છે. પ્રાણનાથજીનો પ્રયાસ હિન્દુ તથા પશ્ચિમ એશિયાઈ ધાર્મિક પરંપરાઓ વચ્ચે સમન્વય સાધવાનો હોવાથી તેમના ગ્રંથો, સિદ્ધાંતો, વગેરેને બબ્બે નામો પાડવામાં આવતાં જેમાંનું, એક સંસ્કૃત અને બીજું અરબી કે ફ઼ારસી. એટલે જ આ ગ્રંથસંગ્રહનાં બે નામો પડયાં છે. જેમ શિખો 'ગુરૂગ્રંથ–સાહેબ'ને પૂજે છે તેવી જ રીતે પ્રણામી સંપ્રદાયનાં મંદિરોમાં આ 'તારતમ્ય સાગર' ગ્રંથ પુજાય છે.

પ્રણામી સંપ્રદાયના અનુયાયીઓ કંઠી બાંધે છે, જનોઈ પણ પહેરે છે. નાતજાતમાં માનતા નથી. પરસ્પર મળતાં તેઓ 'પ્રણામ' કરે છે. મૂર્તિને બદલે ઉપરોક્ત ગ્રંથની સવાર સાંજ આરતી કરે છે. કાઠમાંડુ, દાર્જિલિંગ, ગઊહાટી, સિલિગુડી, વારાણસી, અલ્હાબાદ, કાનપુર, સતના, પન્ના, સુરત, ગણદેવી, જામનગર વગેરેમાં એમનાં મુખ્ય મંદિરો છે અને બીજાં મંદિરો ઘણે

સ્થળે છે. ચરોતરમાં ખેડા, નડિયાદ, થામણા, બોરસદ, ઓડ, વરસોળા, લીંગડા ઈત્યાદિ સ્થળોએ મંદિરો છે.

પ્રાણનાથજીએ જે ઉપરોક્ત ગ્રંથો લખેલા તેમાંના શરૂઆતના ચાર તેમણે ગુજરાતીમાં લખેલા અને ઉત્તર હિન્દ ગયા પછી તેમણે પોતે જ એમનું હિન્દી ભાષાંતર કરેલું. ગુજરાતમાં ઠેકઠેકાણે પ્રણામી મંદિરો, અને ત્યાં આ પુસ્તકો હોવા છતાં ગુજરાતી ભાષાના પ્રણામી સંપ્રદાયના સાહિત્યની નોંધ હજુ કેમ લઈ શકાઈ નહિ તે એક આશ્ચર્યની બીના છે. પ્રાણનાથજી ઉપરાંત એમના શિષ્યો અને કેટલાક અનુયાયીઓએ પણ ગુજરાતીમાં છંદોબદ્ધ ધાર્મિક રચનાઓ કરી છે તે હકીકત પણ હજુ સુધી આપણે ત્યાં અજાણી છે. પ્રાણનાથજીકૃત થોડાક ગુજરાતી પદોની આપણે નોંધ લઈએ. પહેલાં કલસ ગ્રંથમાંના નમૂના લઈએ :—

૧

વાલે વેષ લીધો રળીઆમણો, કાંઈ કરશું રંગવિલાસ,
આયત છે કંઈ અતિ ઘણી, વાલો પુરશે આપણી આસ.
વૃંદાવન તો જુગતે જોયું, શ્યામ શ્યામાજી સાથ,
રમત કરીશું નવનવી, કાંઈ રંગભર રમશું રાસ.
સખી માંહોમાંહે વાત કરે, આજ અમે થયાં રળિયાત,
વેષ નીરખીને નેત્ર ઠરે, આજ કરશું રમત નિધાત.
વેષ નવાના વાધાં પહેર્યાં, તેડયાં વૃંદાવન,
મસ્તક મુકટ સોહામણો, વેષ લાવ્યા કંઈ અનુપમ.

૨

યોગમાયાનો દેહ ધરીને, શ્રી શ્યામાજી થયાં તયાર,
તતછણ તિહાં તેણે ઠામે, મારા સાથે કીધો શણગાર.
શોભા સાગર સાથતણી, સખી કેવી રીતે વર્ણવાય,
હું રે અબૂઝ કાંઈ ઘણું નવલહું, એનું નિર્માણ કેમ કરી થાય.
કોટાનકોટ જાણે સૂરજ ઊગ્યા, બ્રહ્માંડ ન માય ઝલકાર,
પ્રબલપૂર જાણે સાગર ઉમટયો, એક રસ થઈ સર્વે નાર.

હવે 'ખટઋતુ'માંનો એક નમૂનો જોઈએ :—

પીઉજી તમે શરદની રૂને રે સીધાવ્યા,
હાંરે, મારા અંગડામાં વિરહવન વાવ્યાં.
એ વન છણે છણે કુંપળીઓ મૂકે,
હાંરે, તેમ તેમ મારું તનડું સૂકે.

હો શ્યામ, પીઊ પીઊ કરી રે પોકારૂં,
વાલા હું તો પીઊ પીઊ કરી રે પોકારૂં,
પીઊજી વિના દોહ્યલાં ઘણાં રે ગુજારૂં,
વાલા હું તો દુખડાં માંહે ને માંહે જ મારૂં.
હું તો નીસાસા અંગમાં ઘણા રે ઊતારું
હો શ્યામ, પીઊ પીઊ કરી રે પોકારૂં.
વાલા મારા ભાદરવે તે નદીનાળાં ભરીઆં,
વાલા મારા નિર્મળ જળ રે ઉછળીઆં.
વાલા મારા ગીર ડુંગર રે ખળખળીઆં,
પીઊજી તમે એણે સમયે હજીએ ન મળીઆ.
હો શ્યામ, પીઊ પીઊ કરીને પોકારૂં.
વાલા તમે ચાલતાં તે ચાર દિનડા કહ્યા,
હાંરે અમે એણી આશાએ જોઈને રહ્યા.
વાલા અમે વચન તમારાં ગ્રહ્યાં,
હવે અવધ ઉપર દિનડા ગયા.
હો શ્યામ, પીઊ પીઊ કરીને પોકારૂં.
વાલા મારા દિનડા આસોના આવ્યા,
હાંરે, વન વેલડીએ રે રંગ સોહાવ્યા.
હાંરે, ઘેર મેઘલીઆ વારે રે સીધાવ્યા,
પીઊજી તમે એણી સમયે વ્રજડી કાં ન આવ્યા
હો શ્યામ, પીઊ પીઊ કરીને પોકારૂં.
વાલા મારા, જુઓ એકવાર આ વનડું આવી,
હાંરે ચાંદલીએ જોત રે ચડાવી.
વેલડીએ વનસંપત્તિ રે સોહાવી,
એણે સમયે વીરહણીઓને કાં વિલખાવી,
હો શ્યામ, પીઊ પીઊ કરીને પોકારૂં

આ થોડાક નમૂના અહીં બસ થશે. પ્રાણનાથજીના શિષ્યોએ એમના અને દેવચંદ્રજીના જીવનચરિત્રને લગતાં જે 'વીતકો' લખ્યાં છે તેમાં પણ ગુજરાતી ભાષાનો ક્યાંક ક્યાંક ઉપયોગ થયો છે અને લલ્લુજી ભટ્ટે રચેલ 'વર્તમાન દીપક' નામે વીતક તો સંપૂર્ણપણે ગુજરાતી ભાષામાં છે. એ જામનગરના પ્રણામીકેન્દ્ર તરફથી કેટલાંક વર્ષો પર પ્રગટ કરવામાં આવ્યું હતું.

પ્રણામી સાહિત્યનું હિન્દી સાહિત્યમાં સારું મૂલ્યાંકન થયું છે અને એના તથા એ સંપ્રદાય વિશે કેટલુંક સંશોધનકાર્ય પણ થયું છે.

પ્રણામી સાહિત્યના સંશોધન પહેલાં એમ મનાતું હતું કે, હાલ જે હિન્દી ભાષા કહેવાય છે તે ખડીબોલીમાં ગદ્ય લખવાની શરૂઆત આગરાના એક ગુજરાતીભાષી ઔદીચ્યસહસ્ર બ્રાહ્મણ પં. લલ્લુલાલજીએ (ઈ. ૧૭૬૪–૧૮૨૬) 'પ્રેમસાગર' નામે ગ્રંથ લખીને કરેલી. ત્યાર પછી, થોડાંક વર્ષે એક બીજા ગુજરાતી સ્વામી દયાનંદ સરસ્વતી(ઈ. ૧૮૨૭–૧૮૮૩)એ આ ખડી બોલીને આર્ય ભાષાનું નામ આપી અને પોતાનો 'સત્યાર્થ પ્રકાશ' ગ્રંથ એમાં લખી આને રાષ્ટ્રભાષા બનાવવા પ્રયત્ન આદરેલો. જે ત્રીજા ગુજરાતી મહાત્મા ગાંધીજીએ (ઈ. ૧૮૬૯–૧૯૪૭) આને રાષ્ટ્રભાષા–પદ અપાવીને પૂરો કરેલો. પણ હવે જાણવા મળે છે કે ખડી બોલી ગદ્યમાં સૌ પહેલાં પ્રેમસાગર રચાયાની લગભગ દોઢસો વર્ષ પહેલાં અવરંગઝેબના રાજ્યકાળમાં પ્રાણનાથજી નામના એક ગુજરાતીએ જ લખવાની પહેલ કરી હતી. એટલું જ નહિ પણ હિન્દુ સાહિત્યકારોમાં સૌ પહેલાં સંત પ્રાણનાથજીએ જ આ ભાષાને 'હિંદુસ્તાની' કહ્યાનો ઉલ્લેખ મળે છે. એમ ડૉ. તારાચંદ જણાવે છે. ('હિંદુસ્તાની' ત્રૈમાસિક, એપ્રિલ ૧૯૩૨, અલ્હાબાદ.)

ગુજરાતી કવિઓમાં પ્રાણનાથ, એમના જીવનના મધ્યકાળમાં, અખા (ઈ. ૧૬૧૬–૧૬૪૩) અને ભાણદાસના સમકાલીન હતા. અને એમની ઉત્તરાવસ્થામાં ઈ. ૧૬૬૭ લગભગમાં પ્રેમાનંદે પોતાનાં આખ્યાનો લખવા માંડયાં હતાં. પ્રાણનાથે મોગલ સમ્રાટ શાહજહાંન અને અવરંગઝેબનો જમાનો જોયો હતો. અને એ જમાનાની રાજકીય પરિસ્થિતિનો પડઘો તેમના આ સાહિત્યમાં પડયો છે. આ બંને શહેનશાહોના રાજ્યકાળના ગુજરાતના રાજકીય તથા સામાજિક ઈતિહાસ માટે પ્રણામી સાહિત્યમાંથી ઘણી માહિતી મળે તેમ છે.

ઇતિહાસકારોએ પ્રાણનાથના કાર્યનું ઊંચું મૂલ્યાંકન કર્યું છે. અહીં આપણે બે દાખલા જોઈએ.

જાણીતા વિદ્વાન ડૉ. તારાચંદે પોતાના પુસ્તક 'Influence of Islam on Indian Culture' (Indian Press, Allahabad, 1946) માં પૃ. ૧૯૮-૨૦૦ પર લખ્યું છે:—

"Pran Nath, founder of the sect of Dhamis, acquired great influence over Chhatrasal by the discovery of a diamond mine. He was well acquainted with the sacred books of Islam, and he attempted to propagate a faith which should combine the two religions. In his Qulzum Sarup, a work in the Gujarati language, he brings together

texts from the Quran and the Vedas and shows that they are not incompatible. His creed proclaims the abolition of the worship of idols, of caste restrictions and the supremacy of the Brahmins....He describes the history of the last eleven centuries, how Jesus Christ came first and then Muhammad after him the Imams; and then goes on to discuss the various prophecies Judaic, Muslim and Hindu which foretell the coming of the last prophet, who comes with his mission."

શ્રી પરશુરામ ચતુર્વેદી 'ઉત્તરી ભારતકી સંતપરંપરા' (ભારતી ભંડાર, પ્રયાગ, ૧૯૫૧)ના પૃ. ૫૨૮-૩૮ પર લખી જણાવે છે:—

"કબીર સાહેબને હિન્દુ એવં મુસલમાન જાતિયાંકી એકતા કે લિયે બહુત પ્રયત્ન કિયે થે ઔર ઉન્હોંને ઇન દોનોંકે વાસ્તવિક ઇષ્ટદેવકો એક હી પરમેશ્વરકે રૂપમેં નિરૂપિત કિયે થે. ગુરૂ નાનક ઔર દાદુદયાલને ભી ઉક્ત દોનો જાતિયોંકે બીચ કે વૈમનસ્યકો મિટાને કે લિયે ભ્રાતૃભાવ કે આદર્શ સબ કે સામને રખે થે, પરંતુ ઉક્ત સંતોંમેંસે કદાચિત્ કિસીને ભી દોનોં જાતિયોં કે ધર્મગ્રંથોં કા અધ્યયન નહીં કિયા થા ઔર ન ઉન પુસ્તકોંમેં ભી અપને વિચારોંકા આધાર ઢૂંઢને કી કભી ચેષ્ટા કી થી. ઇસકે સિવા ઉન લોગોં કે સમયમેં કેવલ ઇન દો ધર્મોં કે હી ઝઘડે કા પ્રશ્ન પ્રબલ થા. ઈસાઈ, યહૂદી અથવા પારસી જૈસે ધર્મોંકી ઓર કિસીકા ધ્યાન આકૃષ્ટ નહીં હુઆ થા. સંત પ્રાણનાથને અપને સમયમેં પ્રચલિત સભી ધર્મોંકી મૌલિક એકતા પર વિચાર કિયા થા. સંત પ્રાણ-નાથ કે ઇસ ઓર કિયે ગયે યે પ્રયત્ન કદાચિત્ સર્વપ્રથમ થે ઔર વે આગે આનેવાલે થિયોસોફિકલ વ અહમદિયા જૈસે આંદોલનો કે લિયે એક પ્રકાર કે આદર્શ સમઝે જા સકતે હૈં તથા ઇન બાતોંકી ઓર વિશેપ ધ્યાન દિલાનેમેં વે અગ્રણી ભી માને જા સકતે હૈં."

સંવત ૧૭૫૧(ઈ. ૧૬૯૪)માં પન્ના ખાતે પ્રાણનાથજી સ્વર્ગવાસી (પ્રણામી સંપ્રદાય પ્રમાણે 'ધામવાસી') થયેલા અને ત્યાં જ એમની સમાધિ છે.

શ્રી ગોરેલાલ તિવારીએ 'બુંદેલખંડકા સંક્ષિપ્ત ઇતિહાસ' (કાશી નાગરી પ્રચારિણી સભા, ૧૯૨૪, પૃ. ૨૨૧-૨)માં જણાવ્યું છે:

"મહારાજ છત્રસાલ કે ધર્મગુરુ પ્રાણનાથજી મહારાજ થે. યે જામનગર કે એક ધની શેઠ કે પુત્ર હોને પર ભી સદા ઈશ્વર કી આરાધનામેં લગે રહતે થે. પ્રાણનાથજી સદા છત્રસાલ કી સહાયતા કરતે રહતે થે ઔર ઉનકે કાર્યમેં ઉત્તેજના દેતે રહતે થે. પ્રાણનાથજી આજકલ બુંદેલખંડમેં 'ભૂદેવ' કે નામસે પ્રખ્યાત

હૈ. મહારાજા છત્રસાલ ઔર બાબા પ્રાણનાથકા બુંદેલખંડ ઉસી પ્રકાર કા આદર હૈ જિસ પ્રકાર કિ દેવતાઓંકા હોતા હૈ. ઇસ વિષયમેં એક દોહા પ્રચલિત હૈ:

કૃષ્ણ, મુહમ્મદ, દેવચંદ, પ્રાણનાથ, છત્રસાલ,
ઇન પંચન કો જો ભજે, દુઃખ હરે તત્કાલ.

ગુજરાત અને ગુજરાત બહાર હિન્દુ, મુસ્લિમ તથા અન્ય ધર્મોના એવા અનેક સંપ્રદાયો કે પંથો છે; જેમનું સાહિત્ય ગુજરાતીમાં મળી આવે છે. ગુજરાતનાં વિદ્યાપીઠો કે સંશોધન સંસ્થાઓ અને સંશોધક વિદ્વાનો આ ગુજરાતી સંતોના સાહિત્યનું અન્વેષણ ઉપાડી લઈ તેને હવે પ્રકાશમાં લાવે એમ આપણે ઇચ્છીએ.

કેટલાક માસ પર થયેલા મારા ખજુરાહોના એક પ્રવાસ વેળા મારે પન્ના ઉતરવાનું થયેલું, અને તે વખતે ત્યાંના એક સરકારી અમલદારે વાતમાં ને વાતમાં જણાવેલું કે, અમારા પ્રદેશમાં પ્રાણનાથ નામના એક મહાન સંતની ઘણી માનતા છે અને તેઓ મૂળ ગુજરાતના રહેવાસી હતા. આ હકીકત જાણ્યા પછી મેં પ્રાણનાથ વિશે માહિતી એકઠી કરવા માંડી અને દરમ્યાન અખંડ આનંદના જુલાઈ, ૧૯૫૯ના અંકમાં આ સંત વિશે એક પ્રાથમિક પ્રકારનો લેખ લખ્યો. આ લેખ વાંચી ગુજરાતમાંના આ સંપ્રદાયના અનુયાયીઓના મારા પર પત્રો આવ્યા અને કેટલાંકે તેમનાં પુસ્તકો પણ મને મોકલી આપ્યાં. કણઝરી (જિ. ખેડા)ના પ્રણામી સંપ્રદાયના વિદ્વાન પં. કનૈયાલાલ ભટ્ટે પોતાની પાસેનું આ સંપ્રદાયનું કેટલુંક સાહિત્ય મને મોકલાવી આપેલું જે આ નિબંધ લખવામાં ઘણું મદદરૂપ થયું છે. તેવી જ રીતે વડોદરાના શ્રી ચિમનલાલ ડી. મેઘાએ 'નિષ્કલંક બુદ્ધ' નામે પોતાનું પુસ્તક મોકલાવી આપેલું. આ બંનેનો હું આભારી છું.

ગુજરાતી — હિન્દી

૧. પ્રણામી ધર્મનું વીતકસાહિત્ય.

૨. ગોરેલાલ ઉર્ફે લાલકવિકૃત છત્રપ્રકાશ, નાગરી પ્રચારિણી પત્રિકામાં ભાગ ૧. પૃ. ૧૧૩માં ડૉ. પીતાંબરદાસ બડથ્વાલનો લેખ.

૩. છત્રસાલપુત્ર હૃદયશાહકૃત છત્રસાલના વંશનો ઇતિહાસ (અપ્રગટ).

૪. ડૉ. હીરાલાલકૃત હિન્દી પુસ્તકોની તપાસ, નાગરી પ્રચારિણી સભા, વારાણસી, ૧૯૩૭.

૫. ઉત્તર ભારતકી સંતપરંપરા, લે. પરશુરામ ચતુર્વેદી, ભારતી ભંડાર, પ્રયાગ, સં. ૨૦૦૮, પૃ. ૫૨૮-૩૮.

૬. લલ્લુલાલજી ભટ્ટકૃત વર્તમાનદીપક (વીતક), સંપાદક શ્રી મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી, શ્રી સંત સભા, શ્રી નવતનપુરી, જામનગર, સં. ૧૯૯૨.
૭. શ્રી પ્રાણનાથજીનું જીવનચરિત્ર લે. શ્રી રામજીભાઈ નાગરજી કવિ.
૮. નિષ્કલંક બુદ્ધ, લે. શ્રી ચિમનલાલ ડી. મેધા, સ્વસ્તિક ટ્રેડિંગ કું., જ્યુબિલી બાગ, વડોદરા, ૧૯૫૬.
૯. પ્રેમપાઠ (પ્રાણનાથવાણી), પ્ર. ચમરદાસ વનમાળીદાસ શર્મા, પરેલ કોટેજ, સિગામાડી, પાસ્ટ નોર્થ પોઈન્ટ, દાર્જીલિંગ.
૧૦. 'પ્રણામી સાહિત્ય', લે. શ્રી માતાબદલ જાયસ્વાલ, હિન્દી અનુશીલન ત્રૈમાસિક, વર્ષ ૧૦, અંક ૪, ઑક્ટોબર-ડિસેમ્બર, ૧૯૫૭.
૧૧. મિશ્રબંધુ વિનોદ, લે. મિશ્ર બંધુઓ, ભા. ૩
૧૨. હિન્દી સાહિત્યકા આલોચનાત્મક ઈતિહાસ, લે. ડૉ. રામકુમાર વર્મા, પૃ. ૨૭૮.
૧૩. 'કલ્યાણ' માસિકના સંતઅંકમાં શ્રી મિશ્રીલાલ શાસ્ત્રીકૃત સંત પ્રાણનાથનો પરિચય.
૧૪. 'સ્વામી પ્રાણનાથ ઔર ઉનકા સાહિત્ય' લે. મિશ્રીલાલ શાસ્ત્રી, સાહિત્ય સંદેશ માસિકનો સંતસાહિત્ય અંક, ૧૯૫૮.
૧૫. 'સંત પ્રાણનાથ', લે. અમૃત પંડ્યા, અખંડ આનંદ માસિક જુલાઈ, ૧૯૫૯.

અંગ્રેજી :

16. 'The Sect of the Prannathis', F. S. Growse, Journ. As. Soc. Beng., 1879, p. 171.
17. 'Hindu Religions', H. H. Wilson, Calcutta, 1899, p. 220.
18. 'Influence of Islam on Indian Culture, Dr. Tarachand, Allahabad, 1946.

સુરતથી ૧૯૪૬થી શ્રી 'પ્રાણનાથ સંદેશ' નામનું ગુજરાતી માસિક નીકળે છે. તંત્રીઓ, શ્રી રાજદાસ જેકરણદાસ ધામી અને શ્રી યશવંતલાલ સી. દલાલ, શ્રી છત્રસાલ સેવામંડળ, સૈયદપુરા, ધોબીશેરી, સુરત.

# ૯. વસ્તા–વિશ્વંભર: ૧૮ મી સદીના એક અજ્ઞાત સંતકવિ

અનિલકુમાર ચો. ત્રિપાઠી, એમ. એ.

ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને, પોતાના ગુરુના નામથી સવિશેષ પ્રચલિત થયેલા વસ્તારામ, વસ્તા–વિશ્વંભરના જીવન કે કવન વિશે નહિવત્ કે આછો ખ્યાલ છે.

વસ્તારામ ઈ. સ. ના અઢારમા સૈકામાં થઈ ગયા. તેઓ જ્ઞાતિએ ઉદિચ્ય ટોળક બ્રાહ્મણ હતા. તેમનું મૂળ વતન ખંભાત પાસે સકરપુર ગામ હોવાનો પુરાવો મળે છે.[૧] આ વસ્તો-વિશ્વંભર, ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભોમાં શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીએ જેની નોંધ લીધી છે તે, બોરસદ ગામના ડોડિયા કૂળના વસ્તાથી ભિન્ન છે. શ્રી રમણિકરાય દેસાઈએ 'પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ'માં પણ આ બોરસદના વસ્તાનો જ ઉલ્લેખ કર્યો છે.

રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ જાન્યુઆરી, ૧૯૨૨ ના 'સાહિત્ય'ના અંકમાં મુસલમાની સાહિત્ય લેખમાં વસ્તારામનો મુસલમાની ભક્તો સાથે ઉલ્લેખ કર્યો છે તે કદાચ બીજા વસ્તારામ હોઈ શકે.

શ્રી કે. કા. શાસ્ત્રીએ તૈયાર કરેલી ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદીમાં વસ્તા-વિશ્વંભરનો ઉલ્લેખ છે જેમાં તેની બે અપ્રસિધ્ધ કૃતિઓની નોંધ છે.[૨]

૧. પદો અપ્રસિદ્ધ: જેમાંનાં કેટલાંક ગુજરાતીમાં તથા કેટલાંક હિન્દીમાં છે.

૨. આઠ અધ્યાયમાં રચાયેલો વસ્તુગીતા નામે વેદાન્તનો ગ્રંથ, (અપ્રસિદ્ધ).

—આ બંન્ને કૃતિઓની હાથપ્રતો ફાર્બસ સભા, મુંબઈમાં સંગ્રહાયેલી છે.

શ્રી અખાજીની શિષ્ય પરંપરામાં થઈ ગયેલા સંત શ્રી કલ્યાણદાસજી કહાનવા બંગલો(જંબુસર તાલુકો)માં થઈ ગયા. એમના પછીના સંત શ્રી

---

૧. ગુજરાતમધ્યે ખંભાત ગામ, સકરપુર માંહી છે નિજ ઠામ;
સંવત ૧૮૪૧ મધ્ય અક્ષર એક થયા છે સદ્ય;
આસો સુદ છઠ અજવાળી સાર; શુભ સબળો એ બૃહસ્પતિવાર
—કક્કા.

૨. ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી (સને ૧૯૩૭ સુધીની તૈયાર કરનાર — કે. કા. શાસ્ત્રી. પૃ. ૧૯૬)

ભગવાનદાસજી મહારાજે શ્રી અખાજી તથા તેમના શિષ્યમંડળનું તમામ સાહિત્ય કહાનવા પુસ્તક ભંડારમાં સાચવી રાખેલું; જેમાંનું ઘણુંખરું, એમણે શ્રી 'સાગર'–જ. દા. ત્રિપાઠી–ની મદદથી 'સંતોની વાણી' દ્વારા પ્રસિદ્ધ કર્યું હતું. આ અપ્રસિદ્ધ સાહિત્યની સાથે જ કહાનવા બંગલોમાં અઢારમી સદીના સંત શ્રી વસ્તા–વિશ્વંભરનું સાહિત્ય પણ સંગ્રહાયેલું છે. તેમના હસ્તલિખિત ગ્રંથમાં શ્રી વસ્તા–વિશ્વંભરની નીચેની અપ્રસિદ્ધ કૃતિઓ મળે છે:

૧. વસ્તુ વિલાસ – ગુરુ અને શિષ્ય વચ્ચેનો સંવાદ.

૨. અમરપુરી ગીતા.

૩. સાખીઓ.

આ મહત્વના ગ્રંથો ઉપરાંત ગુરુ ગીતા, વસ્તુ ગીતા, માસ, તિથિઓ, વાર, કક્કા અને બીજી આશરે ૭૦૦ રચનાઓ; જેમાં પદો, પ્રભાતિયાં અને ગરબીઓનો પણ સમાવેશ થાય છે. આ કૃતિઓની રચનાસંવત ઉપરથી શ્રી વસ્તા–વિશ્વંભર સંવત ૧૮૪૧ ની આસપાસમાં થઈ ગયાનો પુરાવો મળે છે.

આ અપ્રસિદ્ધ સાહિત્યની ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ નોંધ લઈ શકયા નથી એનું કારણ સ્પષ્ટ છે કે વસ્તા-વિશ્વંભરનું આટલું સાહિત્ય કહાનવા બંગલોમાં અપ્રસિધ્ધ સંગ્રહાયેલ છે તેની કોઈને કલ્પના પણ આવી નથી.

શ્રી 'સાગરે' આ સાહિત્યનો અભ્યાસ કર્યા પછી 'સન્તોની વાણી' ના પ્રકાશન પછી, આ સાહિત્ય કહાનવાના ઉદિચ્ય ટોળક જ્ઞાતિના શ્રી લીલાધર મૂળશંકર ભટ્ટને અભ્યાસ તેમ જ પ્રકાશન માટે સુપ્રત કર્યું હતું, પરંતુ સંજોગોવશાત્ એ પ્રસિદ્ધ થઈ શકયું નહોતું.

શ્રી વસ્તા-વિશ્વંભરના જીવન વિષે કેટલીક માહિતી દંતકથા દ્વારા મળે છે. વસ્તા-વિશ્વંભરનું મૂળ વતન સકરપુર, ખંભાતથી અડધો માઈલ દૂર આવેલું છે. એ ગામના તથા આજુબાજુના ખારવા જ્ઞાતિના લોકોને સંત વસ્તારામે જીવદયાનો ઉપદેશ આપ્યો હતો, આ કારણે આજે પણ સમસ્ત ખારવા જ્ઞાતિ ગુરુ તરીકે સંત કવિ વસ્તારામની સમાધિનું પૂજન કરે છે.

શ્રી વસ્તારામ પોતાના અભ્યાસમાં પ્રવીણ નહોતા. એક દિવસ એમનાં ભાભીએ આ અંગે ઠપકો આપતાં એ જ દિવસે નરસિંહ મહેતાની માફક એમણે પોતાના ઘરનો ત્યાગ કર્યો. આમ તેમ એક ગામથી બીજે ગામ ભટકતા વસ્તા-રામને એક દિવસ રામાનંદી સાધુ સંત વિશ્વંભરદાસનો મેળાપ થયો અને એમણે શ્રી વસ્તારામની વિનંતી સ્વીકારી પોતે ગુરુપદ સ્વીકાર્યું અને તેમને દીક્ષા આપી. આ પછી એમને ધાર્મિક સાહિત્યનો અભ્યાસ કરાવ્યો અને ઉપદેશ આપ્યો: ગુરુ–

કૃપાથી આમ આપણા નિરક્ષર વસ્તારામે એમના જમાનાના એક જ્ઞાની સંત તરીકેનું માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું.

શ્રી વસ્તા-વિશ્વંભરની કૃતિઓનો આછો પરિચય કરાવતાં અત્યંત આનંદ અનુભવું છું.

શ્રી વસ્તા-વિશ્વંભરની મુખ્ય કૃતિઓ ગણાવીએ તો તેમાં સૌ પ્રથમ ધ્યાન, ૮૮ જુદા જુદા અંગોમાં વહેંચાયેલી ૨૬૪૩ સાખીઓ ખેંચે છે. શ્રી અખાજીની સાખીઓ શ્રી કે. અ. ઠક્કરે પ્રસિદ્ધ કરી છે તેના જેવી જ સરળ રીતે આ સાખીઓ પરમાત્મ-પ્રાપ્તિનો આનંદ તથા પરમાત્મ–પ્રાપ્તિનાં સાધનો સુંદર રીતે વ્યક્ત કરે છે. શ્રી અખાજીનું અજાત દર્શન અને તેમાંયે 'મનોનાશ દ્વારા મોક્ષપ્રાપ્તિ'નો સિદ્ધાન્ત વસ્તારામે પણ દૃઢતાથી માણ્યો છે અને ગાયો છે.[૩]

શ્રી અખાજીના ગુરુશિષ્ય સંવાદના જેવી જ એમની વસ્તુવિલાસની ૫૦૭ સાખીઓમાં ગુરુ અને શિષ્યનો બ્રહ્માનંદનું રસપાન કરાવતો બીજો મહત્ત્વનો ગ્રંથ છે.

ગુરુ શિષ્યની તમામ શંકાઓનું સમાધાન એટલી બધી ચોકસાઈ અને વિવેક દૃષ્ટિથી કર્યું છે કે વાચક આશ્ચર્યમાં જ પડી જાય!

'ગુરુગીતા'માં એમણે ગુરુનો મહિમા ખૂબ ગાયો છે.[૪] વિશ્વંભર-

---

૩. મન જીત્યે તન જીતિયા, તન જીતે આચાર,
આચાર સે વિચાર પ્રકટે એ હી સમજણ સાર.

*

સેવા પૂજા મન મહીં, મનમેં ભક્તિભાવ
સંસાર સમુદ્ર અગાધ હૈ મન તરવે કો નાવ.

*

ચંદન વનમેં એક હોય સબ વન ચંદન થાય. (અંગ મન કો)
ઐસે અંતર હરિ વડે હરિ હરિ વર્તાય. (અંગ ચંદન કો)

*

૪. ગુરુ હિ સેવા, ગુરુ હિ પૂજા, ગુરુ સમ દેવ નહીં કો દૂજા,
ગુરુ હિ સકળ શાસ્ત્ર કી કુંજી, ગુરુ સમ બાત સબે થેં ઊંચી.
—ગુરુગીતા

*

શ્રી ગુરુદેવને સેવતાં ગુરુ-રૂપ તે થાય,
દ્વૈત સહિત અદ્વૈત ભજે મોટો એ મહિમાય.

*

મનકા મતા સબ હાર હો હાર હો અહંકાર,
ગુરુ લક્ષ લ્યો આપમેં ભવજલ પામો પાર.
—ગુરુવંદન અંગ

દાસના ગુરુ અમરદાસ તરફના પૂજ્ય ભાવે તેમને અમરપુરી ગીતા લખવા પ્રેર્યા છે. અમરપુરીમાં પણ લખ-અલખ નો ગુરુશિષ્ય સંવાદ આલેખાયો છે. એમણે આ ઉપરાંત વસ્તુગીતા, માસ, તિથિઓ, વાર અને કક્કા રચ્યા છે, જેનું મૂલ્ય ઓછું નથી. તેમનાં ૭૦૦ ઉપરાંત પદો, ગરબી અને પ્રભાતિયાંઓમાં પણ પર-માત્મ-પ્રાપ્તિનો આનંદ જ વસ્તારામે ગાયો છે. એમાંથી કેટલાંક દૃષ્ટાન્તો આપું છું:

મેં ખેલું શ્યામ સંગ ફાગ, લાગ આજ બડ પાયો!
પડયો ગુલાલ લાલ કે મુખ પર દેખ દેખ મન લોભાયો.
કેસરટીકો સુંદરનીકો અયો તંબોળ રસરંગ આયો,
લટપટી પાઘ, કેસરિયો ભયો ઓરી ઉપરણી અગછાયો.
અધર પર વો ના કમલદલ નૈનાં રાગ રાગણી ખ્યાલ ગાયો
સબ સખિયન મધ્ય મોહન ઢાડે, જાગ્યો કોહ ચિત્ત ચમકાયો.
વસ્તા-વિશ્વંભર બિરહ ધરીને પ્રેમરસ પીધો પાયો.

*

અન્તર ઘાયલ થઈ પડયાં વાગ્યાં સદ્‌ગુરુબાણ,
તાલાવેલી તેણે ઘણી વીંધ્યાં તન મન પ્રાણ.
ચરણ ન ચાલે સંસારમાં છિદ્ર પડિયાં છે છેક,
અવર ઓસડે કેમ રૂઝાશે? એની બુટ્ટી છે એક.
જેવી જળ વિના માછલી—તલપ તલપ જીવ જાય.
નીર મળે તો રે જીવશે નહીં તો પ્રાણ જ જાય.
વ્રેહની દાઝી રે વ્રેહુણી પિયું પિયુ પોકાર,
પિયુ મળવાને રે કારણે ભૂલી સઘળો સંસાર.

*

રંગડો લાગ્યો રે રામશું ગમતું નથી રે કાંઈ,
પૂર્વ સ્નેહી રે પ્રગટિયો પહોંચી અન્તરની આશ.
વસ્તા-વિશ્વંભર પુરુષનો સર્વ રહ્યો રે પ્રકાશ.

*

મન તું સમર શ્રી રામને છોડી આળ જંજાળ,
એક પલકમાં લઈ ચાલશે શિર પર ભમે છે કાળ.
કાચા માળા રે કારમું જેવાં ઝાંઝવાંનાં નીર,
ઓસે પ્યાસ ભાગે નહીં, જાગી જપો રઘુવીર.

એમનું આ સર્વ સાહિત્ય ટૂંક સમયમાં પ્રસિદ્ધ થશે એમ લાગે છે. ગુજરાતી સાહિત્યમાં શ્રી વસ્તા-વિશ્વંભરનું સાચું મૂલ્ય તો ત્યારે જ અંકાશે. એમની અધ્યાત્મ મૂર્તિને વંદન કરી વિરમું છું.

# ૧૦. સંત શ્રી જીવણદાસ અને એમની અપ્રસિદ્ધ કાવ્યકૃતિઓ

ડૉ. યોગીન્દ્ર જ. ત્રિપાઠી, એમ.એ., પીએચ.ડી.,વેદાન્તભૂષણ,

જીવણદાસ નામે એક સંતપુરુષ મહી નદીને કિનારે શિમળિયા (તા. લુણાવાડા)માં શ્રી અખાજીની શિષ્યપરંપરામાં, શ્રી અખાજીના શિષ્ય લાલદાસજીના શિષ્ય તરીકે થઈ ગયા.

આ જીવણદાસના સાહિત્ય વિશે કશી માહિતી અત્યાર સુધી ઉપલબ્ધ ન હતી. માત્ર હતી તે એટલી જ કે એ નામે એક સંત શિમળિયા ગામે થઈ ગયા.[1]

શ્રી રમણિક દેસાઈકૃત 'પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ' નામે પુસ્તકમાં શિમળિયાના જીવણદાસ વિશે ઉલ્લેખ છે અને તેમાં તેના નામ ઉપર નંદકિશોરના મહિના (અપ્રસિદ્ધ હસ્તપ્રત, ગુજરાતી પ્રેસ પાસે) અને નવચાતુરી (પ્રસિદ્ધ: બૃહદ્ કાવ્યદોહન, ભાગ ૪) હોવાનું જણાવ્યું છે.[2]

'સંતોની વાણી'ના ઉપોદ્ઘાતમાં 'સાગરે' આપેલા અક્ષયવૃક્ષમાં શિમળિયાના જીવણદાસજીનો સંબંધ અખાજીના પ્રશિષ્ય તરીકેનો દર્શાવ્યો છે;[3] એટલું જ નહીં પણ એમની જીવણગીતા અને અન્ય કૃતિઓનો ઉલ્લેખ પણ એમણે ત્યાં કર્યો છે.[4]

તાજેતરમાં હું અખાની સંતપરંપરાના પ્રસિદ્ધ તેમ જ અપ્રસિદ્ધ સાહિત્યનું સૂક્ષ્મ અવલોકન કરતો હતો અને એ કાર્યના સંબંધમાં વધુ ઝીણવટભરી શોધ કરવાનું મન થતાં જીવણદાસજીનું અપ્રસિદ્ધ સાહિત્ય મળશે, એવી આશાથી શિમળિયાનો પ્રવાસ ખેડ્યો. આશા સફળ થઈ.

આજથી બેએક માસ ઉપર શિમળિયા ગયો અને ત્યાં મને જીવણદાસજીના અપ્રસિદ્ધ સાહિત્યની એ જ પ્રત મળી, જે ઈ. સ. ૧૯૧૭માં મારા પિતા 'સાગરે' જોયેલી અને જેને વિશે એમણે 'સંતોની વાણી'માં ઉલ્લેખ કરેલો.[5]

આ પ્રતમાં (૧) અકલરમણ (૨) સાખીઓ (૩) જીવનરમણ (૪) જીવનગીતા (૫) કક્કો (૬) બારાખડી (૭) મહીમાહાત્મ્ય (૮) ચાતુરીઓ (૯) આનંદલીલા (૧૦) હરિનો વિવાહ (૧૧) પદો તેમ જ (૧૨) ધોળ—આટલી કૃતિઓ છે.

---

૧. જુઓ ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી પૃ. ૪૨, પાદટીપ.

૨. જુઓ 'પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ', રમણિકરાય શ્રી. દેસાઈ, સંપાદિત, પૃ. ૬૬, અનુક્રમ અંક ૩.

૩. જુઓ 'સંતોની વાણી' પૃ. ૧૬.

૪. જુઓ 'સંતોની વાણી' પૃ. ૨૬-૨૭, પાદટીપ.

અકલરમણ નામની કૃતિ વિસ્તૃત છે. એમાં કુલ ૩૬૪ સાખીઓ છે. થોડાક નમૂના જોઈએ:

તરીઆસેં રંગે રમે, સૂતો મેડી માલ;
સાથે સુખ આવે નહીં, ઓ આયો શિર કાલ.
ગૃહસ્થધર્મ પૂરણ ભજ્યો, બહુ પ્રગટિયાં બાલ,
તત્ત્વ તો જાણ્યું નહીં, ઓ આયો શિર કાલ.
ધન સંચી ઘરડો થયો, મુખપેં કાંતિ લાલ;
કંઈ હાથે ખરચ્યું નહીં, ઓ આયો શિર કાલ.
રાતદિવસ રળીઓ-ખધો, પલક ના ફેરી માલ;
કહે જીવણ ઓચિંતા જવું, ઓ આયો શિર કાલ.
કહી ગયા, કહી જાય છે, ત્હોય ના ભજીઆ ગોપાલ;
કહે જીવણ દમ નિકલ ગયો, જબ હિ ખૂટો કાલ.

૦૦૦

સદ્‌ગુરુની કૃપા થકી, કહું અકલરમણ વિસ્તાર;
કહે જીવણ પરદો ફાટશે, જો લહે નરનાર.
સંવત અઢારસો બોતરો, ચૌદશ ભાદરવા વદ;
જીવણસી સિદ્ધિ પામીઓ, વાર હતો સો બુધ.
ગાય, શિખે, સાંભળે અકલરમણ વિસ્તાર;
કહે જીવણ લહે શબ્દ અર્થ તો તરે સંસાર.
જેસી લહી એસી કહી સદ્‌ગુરુને વિસ્તાર;
કહે જીવણ કહેનારો કહી ગયો, પણ નહીં મ્હારે શિર ભાર.

સાખીઓમાં અવળ વાણી છે. જુઓ:

આવે તે જાવે સહી રે, ના આવે તે રહે;
અર્થ કરે તે તરત મરે, રાજ ઉનકા ભેદ જ કહે.
પરલે ગયા તે ઉગર્યા, તેને આવાગમન નહીં ક્યાંય;
અમર રહા તે મરી ગયા રે, સંત વિચારો જોય.
સવળાનું અવળું થયું, અવળું થયું સન્મુખ;
ત્યારે સહેજે આનંદ પ્રગટીઓ રે, આવ્યું અનુભવ સુખ.
ફલમાંહે તે ફૂલ જ થયું, ફલનામા થયું ફૂલ;
જ્ઞાની હો તે શોધજો રે ફૂલ-ફલ સદા ય અફલ.

---

૫. જુઓ 'સંતોની વાણી' પૃ. ૨૭ પાદટીપ.

થડે ફલ બેઠું સહી રે ઉડી રે આવ્યું મૂલ;
હું તુજ પૂછું, પંડિતા! એ તરુવરનું કુણ ફૂલ.
ડાળ ગયાં પાતાળમાં, મૂલ ગયાં ગગન;
તે મધ્યે અમૃતફળ પ્રગટે તે ચાખે દાસ જીવન.
વસંત રત સોહામણી, મ્હોર્યો વૃન્દાવન;
પાન હતાં તે ગરી ગયાં, ફાલ્યો સો હિ જીવન.
ફલ કારન ફૂલ્યો સહી, શોભા રહી ગગન;
ફૂલ પરી હેઠાં પડયાં, ફળ આવ્યું તે જ જીવન.

આ પછીની કૃતિ જીવનરમણ શ્રી અખાજીના ગુરુશિષ્યસંવાદના જેવી જ કૃતિ છે. એમાં ગુરુશિષ્યસંવાદરૂપે આત્મજ્ઞાનનું ઉદ્‌બોધન કર્યું છે.

કૃતિનો અંત આ પ્રમાણે છે :

ગુરુ લાલદાસ કૃપા કરી, જીવનરમણ તે ત્યારે ઠરી.

*****

સંવત ૧૮૨૪ આ સાર, પોષ વદી પંચમ શુક્રવાર;
એનો કરનારો આત્મારામ, પણ દાસ જીવણનું લે છે નામ.

જીવણદાસનાં ભજનો પણ એટલાં જ પ્રાસાદિક છે. જુઓ :

કુંજવિહારી રાધેપ્યારી ભજ!
સંકટથી લે ઉગારી;
કહે જીવણ જાઉં બલિહારી!
પૂર્ણાનંદ પુરુષોત્તમ
તમ પર મેં વારી—મેં વારી!

*****

તમને ભજતાં દીનદયાલા!
મુરલીવાલા! રંગરસાલા!
ઝમકિંકર ઝામેં દે તાલા;
પ્રેમસખી જીવણ કહે, વ્હાલા!
સમરથ છો જી, ગોપાલા! ગોપાલા!

*****

'પિયુ પિયુ' કરતાં મેં જાગી—
ત્રિગુણ ત્યાગી, શબ્દે લાગી;
દુ:ખમાત્ર ગયાં છે ભાગી;
પ્રેમસખી જીવણ કહે, પ્રભુજી!
તમને મળતાં થઈ સોહાગી, થઈ સોહાગી!

આવાં તો એમનાં અનેક પ્રાસાદિક ભજનો છે. જીવનગીતા નામની એમની કૃતિ અખેગીતાના જેવી વીસ કડવાંની સળંગ કૃતિ છે. વિષય આત્મજ્ઞાન છે. શરૂઆત આ પ્રમાણે છે :

ગણપત સરસત વરણવું, આપો વાણી નિરધાર,
જીવનગીતા ગ્રંથ બાંધવા લખું મેં સીધો સાર.
મનસા વાચા કર્મણા સહિત સમર્પું શીશ;
જોગમાયા કૃપા કરો તો ગુણ ગાઉં જગદીશ.

*****

અંત આ પ્રમાણે છે:

સંવત અઢાર ઓગણીસ, શ્રાવણ વદ તેરશ;
વાર તો મંગળ હતો રે, જીવણ ગાયે જશ.
એ ગ્રંથ તો પૂરો થયો સીધો જાકો નામ;
કહે જીવણ અરથ ઓળખે તો તે આવે નિજધામ.
જ્ઞાની ધ્યાની પંડિત રખે આણતા રોષ;
કહે જીવણ કહેનારો કહી ગયો રે, નહીં મ્હારે શિર દોષ.

આ ઉપરાંત કક્કો, બારાખડી, મહીમાહાત્મ્ય, ચાતુરીઓ, આનંદલીલા, હરિનો વિવાહપદો (ભજનો સહિત) તેમ જ ધોળ — મળીને જીવણદાસની બાર કૃતિઓ છે.

વિસ્તારભયથી આ બાકીની કૃતિઓમાંથી નમૂના આપી શકાય તેમ નથી.

આ બારેય કૃતિઓ એક જ વિસ્તૃત હસ્તપ્રતમાં સચવાઈ રહી છે અને હસ્તપ્રત ઉપરથી નકલ કરીને એનો ઝીણવટભર્યો અભ્યાસ હું કરી રહ્યો છું.

આ સિવાય પણ જીવણદાસજીનું ઘણું સાહિત્ય હતું અને તે કાળના ઘસારામાં સાચવણી વિના નાશ પામ્યું છે. અથવા તેનો પત્તો નથી, એમ શિમળિયાની આજુબાજુના ગામના ભજનિકોને પૂછવાથી જાણવા મળ્યું છે.

સંભવિત છે કે જીવણદાસજીની આ બાર કૃતિઓ, જેની આપણા પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને જાણ પણ નથી તે પણ, તેમની અન્ય કૃતિઓની જેમ નષ્ટપ્રાય થઈ ગઈ હોત; પણ મારા સદ્ભાગ્યે, ‘અખાજીની સંતપરંપરા’ એ વિષય ઉપર એક ગ્રંથ તૈયાર કરવાનું વડોદરા વિશ્વવિદ્યાલયે મને સોંપ્યું અને એ નિમિત્તે આ કાર્યના સંશોધન માટે શિમળિયા જવાનું થતાં આ કૃતિઓ મને ઉપલબ્ધ થઈ છે અને પ્રભુકૃપા તો યથાવકાશે પ્રસિદ્ધ પણ થશે.

# ૧૧. નરપતિકૃત 'પંચદંડ'ની એક જૂની હસ્તપ્રત

શ્રી સોમાભાઈ પારેખ

મારા 'પંચદંડની વાર્તા'ના અધ્યયન દરમ્યાન મેં 'પંચદંડ' વિષયક જે સંસ્કૃત, ગુજરાતી અને રાજસ્થાની કૃતિઓનો અભ્યાસ કર્યો તેમાં સ્વ. શ્રી શંકરપ્રસાદ છ. રાવળ સંપાદિત નરપતિકૃત 'પંચદંડની વાર્તા'[1] પણ મારા જોવામાં આવી. 'પંચદંડ'ની પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ રચનાઓના કર્તા, રચનાસંવત આદિ વિશે અત્યાર સુધીમાં વિદ્વાનોએ જે વિધાન કરેલાં તે મને કેટલેક અંશે અપ્રતીતિકર જણાયાથી, તેઓના મૂળ સંદર્ભ જોતાં કેટલીક નવી હકીકત મારા જાણવામાં આવી. આ રીતે, સ્વ. શ્રી રાવળે જે હસ્તપ્રત (નં. ૬૩૯, પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા)પરથી નરપતિકૃત 'પંચદંડ' નું સંપાદન કરેલું તે સં. ૧૬૭૩માં લખાયેલ પ્રતિ જોઈ; તે ઉપરાંત, તાજેતરમાં વડોદરા પ્રાચ્ય વિદ્યામન્દિરમાં ખરીદાયેલી, સં. ૧૬૦૧માં નકલ કરાયેલી અને પૂ. પુણ્યવિજયજી મહારાજે 'પ્રાચીન ભારતીય સંસ્કૃતિમન્દિર, અમદાવાદ'ને ભેટ આપેલી, લેખનસંવત વિનાની (જોકે ભાષાસ્વરૂપની તુલનાએ સં. ૧૬૦૧ના પહેલાં નકલ કરાયેલી) એમ નરપતિની રચનાની બે હસ્તપ્રતો જોઈ. આ બે પ્રતો પરથી નરપતિના 'પંચદંડ'નો રચનાસંવત ૧૫૧૪ (ઈ. સ. ૧૪૫૮) નક્કી થાય છે.

સ્વ. શ્રી રાવળે એમના સંપાદનમાં નીચેની પંક્તિઓ પરથી નરપતિના 'પંચદંડ'ની રચના વિ. સં. ૧૫૬૦ માં થયેલી છે એમ ઠરાવ્યું છે:

ભાદ્રવા વદિ આરંભીઉં બીજ અનઇ બુધવાર;
સંવત શાકે પન્નરહ, એ સવિહૂ અધિકાર. ૧૭[2]

આ પંક્તિઓનું વિવરણ તેઓએ આ પ્રમાણે આપ્યું છે:[3]

"આ क પ્રતનો પાઠ છે. નીચે ચરણટિપ્પણીમાં ૧૭ ઘમાંનો પાઠ 'સંવત સૈકે પન્નરહમેં દેશ ચિહુ અધિકાર'માં 'શક' કે 'શાકે' ને બદલે

---

૧. રાવળ, શંકરપ્રસાદ છ., 'પંચદંડની વાર્તા', પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, ઈ. સ. ૧૯૩૪

૨. એ જ, પૃ. ૪

૩. એ જ, પ્રસ્તાવના, પૃ. ૮–૯

'સૌકે' શબ્દ 'શક' શબ્દને નાબૂદ કરે છે કે 'શક' શબ્દ સદીના વાચક તરીકે પણ વપરાય છે એ બીના પણ સિદ્ધ કરે છે.

પણ ઉપરની કડીમાંના 'શાકે' શબ્દને બદલે 'સાઠાહિ' એ કલ્પિત પાઠ સ્વીકારવાથી વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ થાય છે, એમ હું માનું છું. આમ,

'સંવત સાહાઠિ પન્નરહ એ સવિહૂ અધિકાર'

એમ પાઠ લેવાથી સંવત ૧૫૬૦ નો એક રીતે નિર્ણય થાય છે. વળી મારા આ કલ્પિત પાઠને —

સંવત પન્નરસાઠા પવિત્ર વિક્રમચરિત્ર નિપાઊં પવિત્ર;
કવિ નરપતિ એહવૂં કીહીયંતિ: ચઉપઈ પૂરી થાયંતી ૧૨૮[૪].

આ ગ પ્રતમાંની કડી વિશેષ બળ આપી પુષ્ટિ આપે છે. ઉપર્યુક્ત અવતરણમાં સ્વ. શ્રી રાવળે 'શાકે' ને 'સૈકે' ના અર્થમાં વપરાયો હોવાનો ઉલ્લેખ કર્યો છે તે બરાબર છે. 'પ્રાચીન ભારતીય સંસ્કૃતિમંદિર, અમદાવાદ'ની હસ્તપ્રત નં. ૫૫૬૦માંની નીચેની પંક્તિઓ 'શાકે' એ 'સૈકે' ના અર્થમાં ત્યાં મુકાયો છે એ સાબિત કરે છે:

ભાદ્રવ વદિ આરંભીઉં બીજ અનઇ બુદ્ધવારિ,
સંવત સૈકઇ પનરમઈ દસ ચિહું, ચિહું અધિકારી. ૧૮

પણ શ્રી શંકરપ્રસાદભાઈને 'શાકે' ને બદલે 'સાહાઠિ' પાઠ કલ્પવો પડયો તેનું એક કારણ એ પણ હોઈ શકે કે રચનાસંવત આપતી કડીની બીજી પંક્તિના ઉત્તરાર્ધનો પાઠ, તેઓએ ઉપયોગમાં લીધેલી સર્વ હસ્તપ્રતોમાં ભ્રષ્ટ સ્વરૂપમાં મળેલો. અમદાવાદ સંસ્કૃતિમંદિરની ઉપર્યુક્ત હસ્તપ્રતમાંનો તે પાઠ શુદ્ધ સ્વરૂપનો મળતાં, નરપતિની 'પંચદંડની વાર્તા'ની રચના વિ. સં. ૧૫૧૪માં થયેલી છે એમ નક્કી થાય છે. વડોદરા પ્રાચ્ય વિદ્યામન્દિરની હસ્ત-પ્રત નં. ૧૪૨૭૫માં પણ ઉપરના પાઠને પુષ્ટિ આપતો રચનાસંવતનો પાઠ આ પ્રમાણે મળે છે:

ભાદ્રવ વદિ આરંભીઉ બીજ અનિંઇ બુધિવારિ,
સંવત શાકે પંનરહ દસ ચિહું, ચિહું અધિકારિ. ૧૧

મને પોતાને ૧૫૧૪નો રચનાસંવત નક્કી કર્યા પછી એ ગૂંચવાડો ઊભો થયો કે 'ચિહું અધિકારી' શબ્દોનું શું? 'અધિકાર' શબ્દ અહીં કૃતિના 'પેટાભાગ'ના અર્થમાં યોજાયો હોય એમ જણાય છે. એ અર્થ લેતાં કવિએ

---

૪. એ જ, પૃ. ૧૧૮

કૃતિ ચાર પેટા ભાગ પાડી રચી હોય એમ સમજાય છે, પણ ખરેખર તો નરપતિએ તેની કૃતિના પાંચ ભાગ પાડેલા છે. આનો એક શક્ય ઊકેલ મને એ જણાયો છે કે 'પંચદંડ'ની વાર્તાની બે પરંપરાઓ — 'પ્રાચીન સંસ્કૃત પરંપરા' અને 'ગુજરાતી રાજસ્થાની પરંપરા' — પૈકીની 'ગુજરાતી-રાજસ્થાની પરંપરા'માં 'વિક્રમ અને દેવદમનીના લગ્નની વાર્તા' એ સ્વતંત્ર વાર્તા તરીકે નહિ પણ પણ 'પંચદંડ'ની કૃતિના કથામુખ તરીકે આવે છે, જ્યારે 'સંસ્કૃત પરંપરા'માં 'વિક્રમ-દેવદમનીના લગ્નની વાર્તા' વાર્તા-ચક્રની પાંચ વાર્તાઓ પૈકીની એક સ્વતંત્ર વાર્તા ગણેલી છે. આ પ્રમાણે ગુજરાતી-રાજસ્થાની કવિઓએ એમ માન્યું જણાય છે કે 'વિક્રમ-દેવદમની'ની વાર્તા તો પ્રાસ્તાવિક કથન માત્ર છે જ્યારે બાકીના ચાર પેટા ભાગ કે જેમાં વિક્રમની પાંચ જાદુઈ દંડની પ્રાપ્તિ વર્ણવવામાં આવી છે તે જ 'પંચદંડની વાર્તા'. આ માન્યતાથી પ્રેરાઈને નરપતિ પોતાની કૃતિને 'ચિહું અધિકારી' — ચાર પેટા ભાગમાં રચ્યાનું કહે છે.

આ પ્રમાણે નરપતિના 'પંચદંડ'નો રચનાસંવત ૧૫૧૪ નક્કી થતાં, તે કૃતિ 'પંચદંડ' વિષયક સર્વ પ્રાપ્ત રાજસ્થાની અને ગુજરાતી કૃતિઓમાં સૌથી પહેલી અને જૂની કૃતિ ઠરે છે. એટલું જ નહિ પણ પૂર્ણિમાગચ્છીય રામચંદ્રસૂરિ જેવા જૈન કવિના સં.૧૪૯૦માં રચાયેલા સંસ્કૃત 'પંચદંડછત્ર-પ્રબંધ' ની પ્રબળ અસર ઝીલી, રામચંદ્રસૂરિ હૈયાત હશે તે જ અરસામાં, નરપતિએ આવી સરસ વાર્તાકૃતિ રચી 'પંચદંડ'ના વાર્તાચક્રને નવો જ ઝોક અને વેગ આપ્યો એ નોંધપાત્ર હકીકત છે. 'પંચદંડ' પર ગુજરાતના જે વિદ્વાનોએ પોતાનો અભ્યાસ રજૂ કર્યો છે તે સર્વેએ એમ વિધાન કર્યું છે કે 'પંચદંડ'ની ગુજરાતી રચના પર, પં. હીરાલાલ હંસરાજે પ્રસિદ્ધ કરેલ અજ્ઞાત કવિકૃત સંસ્કૃત 'पञ्चदण्डात्मकं विक्रमचरित्र'ની અસર છે. આ અજ્ઞાત કવિ અને તેની રચના એ બીજાં કોઈ નહિ પણ પૂર્ણિમાગચ્છીય રામચંદ્રસૂરિ અને તેની સંસ્કૃત પદ્યકૃતિ 'पञ्चदण्डछत्रप्रबन्ध'. સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈએ[1] રામચંદ્રસૂરિની આ કૃતિની નોંધ કરી છે અને પ્રસિદ્ધ જર્મન વિદ્વાન અને ભારતીય વિદ્યાવિદ્ પ્રો. એ. વેબરે પોતાના સંગ્રહમાં આની હસ્તપ્રત રાખી હતી એમ પણ નોંધ મળે છે, જ્યારે આપણા વિદ્વાનોએ હસ્તપ્રતનો મૂળ સંદર્ભ નહિ જોવાના કારણે રામચંદ્રસૂરિને અજ્ઞાત કવિ કહ્યા છે. આ રામચંદ્રસૂરિની સંસ્કૃત પદ્યરચનાને પહેલામાં પહેલો સફળ રીતે જૂની ગુજરાતીમાં

---

૧. દેસાઈ, મોહનલાલ દ., 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ,' પેરા ૬૮૭, પૃ. ૬૪૯.

અપનાવનાર નરપતિ હતો. ઉપર્યુક્ત બે હસ્તપ્રતો—પ્રાચીન ભારતીય સંસ્કૃતિમંદિર, અમદાવાદ નં. ૫૫૬૦ અને વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર નં. ૧૪૨૭૫—પૈકી અમદાવાદની પ્રત જૂની છે. વડોદરાની પ્રતનો લેખન સંવત ૧૬૦૧ છે પણ અમદાવાદની હસ્તપ્રત, જો કે લેખનસંવતના ઉલ્લેખ વિનાની છે છતાં, તેણે જાળવી રાખેલ ભાષાસ્વરૂપ અને આખીય કૃતિના પાઠ ઉપરથી તે વડોદરાની પ્રત કરતાં જૂની છે એમ ખાત્રી થાય છે. એટલે અમદાવાદની હસ્તપ્રત અત્યારસુધીમાં પ્રાપ્ત થયેલી નરપતિના 'પંચદંડ'ની હસ્તપ્રતોમાં જૂનામાં જૂની છે.

બન્ને પ્રતોના આદિ અને અન્ત ભાગ જોઈએ:

આદિ :

॥ ર્દં૦ ॥ श्रीगुरुभ्यो नमः

લંબોદર તુજઝ વીનવું, સુંડીલા સમરથ,
સિદ્ધિબુદ્ધિ ચલણે નમું, સીઝવિયે સવિ આરથ. ૧
સિંદૂરિઇં સિંદૂરિઉ સિરિ સેવંત્રાં ભાર,
મૂંસા-વાહણ વીનવઉં, જીહિ મોદિક આહાર. ૨
દૂંદાલા દાયક કરે, ઘૂઘર ઘમકય પાય,
સાબલ સારથ હોઈ યે ગાઉં અવંતીરાય. ૩
એકદંત દાલિદ્ર હરઇ, સમરયાનઉ દાતાર,
લાડૂ પંચ પ્રવેસીયઇ, આપઇ અપય ભંડાર. ૪
ગોરી માતા જેહની, શંકર જેહનઉ તાત,
મનહ મનોરથ પૂરવય, કીરતિ દ્યઇ અનુભ્રાત. ૫

*

અન્ત :

વીરકથા-રસ જે નર સુણઇ, શ્રવણે સુપ હોવઇ તેહ તણઇ,
ભાવભેદ સુરત કવિવતા, તેહના મર્મ જાણઇ દેવતા. ૮૩૯
જેહવઉં મીઠઉં પ્રાકૃત હોઈ, તે સમવડિ નવિ દીસઇ કોઈ,
ગાહા દૂહા ચઉપઈ ગીત, ઉષ્ણકાલિ જિમ વાલ્હઉ સીત. ૮૪૦
કવિતા વિગતા સુરતા તામ જે ડાહા તેહ કરું પ્રણાંમ,
જઉ જિહ્વાઇં વસઇ સારદા, તેઉ અક્ષર જાણઇ સંપદા. ૮૪૧
એ કહીયઇ વિક્રમચરિત્ર, સાંભલતાં હોઇ કર્ણ્ણ પવિત્ર,
એઉ ચરિત્ર જે નર સાંભલઇં, તે નર સગલઇં અફલાં ફલઇં. ૮૪૨
ઈતિ શ્રીરાજાવિક્રમાદિત્ય પંચડંડછત્રકથા સમાપ્તા: ॥

[પ્રાચીન ભારતીય સંસ્કૃતિમંદિર, અમદાવાદની હસ્તપ્રત નં. ૫૫૬૦]

આદિ :

॥ ६० ॥ શ્રીગુગેશાય નમઃ
લંબોદર તુઝ વીનવૂં, સૂંડાલા સમરથ,
સિદ્ધિબુદ્ધિવર ચલણે નમૂં સીઝવિજે સવિ અરથ. ૧
સીંદૂરિ સીંદૂરીઉ સિરિ સેવંત્રાં ભાર,
મૂસાંવાહન વીનવૂં, જેહનિ મોદકિ આહાર. ૨
એકદંત દારિદ્ર હરિ, સમરિયાનુ દાતાર,
લાડૂ પંચ પ્રવેસીઈ, આપિ અપય ભંડાર. ૩
દૂંદાલા દયા કરે, ઘૂઘર ઘમકઈ પાય,
સોઢલ સારથિ હોઈ જે, ગાઉં અવંતીરાય. ૪
ગૌરી માતા જેહની, શંકર જેહનુ તાત,
મનહ મનોરથ પૂરવઈ, કારતિકે અનુભ્રાત. ૫

*

અન્ત :

વીરકથા-રસ જે નર સુણઇં, શ્રવણે સુપ હુઈ તેહ તણિઇં,
ભાવાભાવ સરસ વારતા, જાણઈં મર્મ ઇંદ્ર દેવતા. ૯૬૯
જેહવું મીઠૂં પ્રાકૃત વ્હોઈ, તે સમવડિ નવિ દીસિઇં કોઈ,
ગાહા દૂહા ચુપઈ ગીત, ઉષ્ણકાલિ જિમ વાહાલૂં સીત. ૯૭૦
કવિતા ભગતા સુરતા તામ છે ડાહા તેહનઇં પરણાંમ,
જુ જિહ્વાં વસઈ સરસતી, તુ અક્ષર આણઇં સ્યુ ગતી. ૯૭૧
એ કહીઈ વિક્રમચરિત્ર, સાંભલતાં હુઈ પિંડ પવિત્ર,
સાંભલતાં ડાહાપણ આવંતિ, કવિ નરપતિ એહવૂં કહંતિ. ૯૭૨
વચનિ વચનિ ચરિત્ર ઊપજંતિ, પંડિત કલા ભાવ પોષંતિ,
દંયા દાંનિ ઉપગારી હોઈ, ભાણુગાણુ સદા નર સોઈ[1]. ૯૭૩
કવિ નરપતિ કહઈ સુવિચાર, વિક્રમ છઠુ વંશ અવતાર,
વિક્રમ-પ્રાક્રમ અમીઅ સમાંન, સાંભલતાં હુઈ ગંગસનાંન. ૯૭૪
ઈતિ શ્રી વિક્રમાદિત્યકથા પંચડીઆ પંચમ આદેશ સમાપ્તઃ ॥ શ્રી ॥
સંવત ૧૬૦૧ વર્ષે ચૈત્ર વદિ ૮ શનૌ લષિતં ॥ હાંસુટિ મંદિરે,
આગમગ છે પંન્યાસ શ્રીગુણલબ્ધિ, વા. ગુણદેવ, મુ. ગુણપ્રભ,
મુ. ગુણસાગર, મુ. સોમસુંદર, ભોજરત્ન રૂપા લહૂઆ લષિતં ॥
શ્રીજગદીશ્વરપ્રસાદાત્ રદ્ધિવૃદ્ધિ જયં સૌખ્યં ॥શ્રી॥ ॥શ્રી॥
[વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરની હસ્તપ્રત નં. ૧૪૨૭૫]

---

૧. આની પછી હસ્તપ્રતમાં બે લીટીઓ છેકી નાખેલી છે.

ઉપર્યુક્ત બંને હસ્તપ્રતોના આદિ અને અંત ભાગ જોતાં, વડોદરાની પ્રતિના પાઠમાં પ્રક્ષેપક પંક્તિઓ જણાય છે, જ્યારે અમદાવાદની પ્રતમાં ભાષાનું સ્વરૂપ અને કૃતિનો સમગ્ર પાઠ શુદ્ધ સ્વરૂપમાં જળવાયેલાં જણાય છે; અને એ રીતે અમદાવાદની હસ્તપ્રત જૂનામાં જૂની છે એમ કહી શકાય.

નરપતિકૃત 'પંચદંડ'ની અમદાવાદની આ હસ્તપ્રતનાં કુલ પાન ૪૨ છે. દરેક પાન પર સરેરાશ ૧૧ પંક્તિ છે; ૪૨મા પાનની પહેલી બાજુ પર કૃતિ પૂરી થાય છે અને તે પાન પર સાત પંક્તિઓ છે. હસ્તપ્રતની લંબાઈ અને પહોળાઈ ૧૦.૫" × ૪" છે. દરેક પાનની ઉપર નીચે ૦.૫" છોડેલી છે જ્યારે ડાબીજમણી બાજુઓએ કાળી શાહીની લીટી દોરી ૧.૦"નો હાંસિયો રાખેલો છે. દરેક પાનની બીજી બાજુના ડાબા હાંસિયાના ઉપલા ભાગે અને જમણા હાંસિયાના નીચલા ભાગે પૃષ્ઠાંક નાખેલા છે. ૨૩મા પૃષ્ઠ પછી પૃષ્ઠાંક નાંખવામાં ભૂલ થઈ છે; ૨૩ પછી ૨૪ નંબરને બદલે જમણા હાંસિયામાં ૨૩ લખ્યા છે તે ભૂલ છે. દરેક પૃષ્ઠની બંને બાજુઓની વચ્ચે લખ્યા વિનાની જગ્યા રાખવાથી સુંદર કલશાકૃતિ બનેલી છે. આવી આ નરપતિ જેવા જૈનેતર કવિની કૃતિની હસ્તપ્રત આપણા સાહિત્યનું અમૂલ્ય ધન છે.

આની સાથેસાથે હું એક સંશોધનક્ષમ સંભાવના રજૂ કરું છું કે નરપતિના 'પંચદંડ'ની હસ્તપ્રતોમાંની કેટલીકની નકલ હાંસોટ, જંબુસર આદિ ભરૂચ જિલ્લાનાં સ્થળોએ થયેલી છે તેથી નરપતિ ભરૂચ જિલ્લાના કોઈ ગામનો વતની હોય એ શક્ય છે. નરપતિની 'પંચદંડ'ની રચના પછી ૭૦ વર્ષે, આમોદ જિલ્લે ભરૂચના કાયસ્થ કવિ ગણપતિએ સં. ૧૫૮૪માં 'માધવાનલ-કામકંદલા-પ્રબન્ધ' રચ્યો. ભરૂચ જિલ્લાના કેરવાડા ગામના વતની રાજેએ નરસિંહ અને મીરાંના જેવાં જ પ્રબળ ભાવ અને ઊર્મિથી છલકાતાં પદ રચ્યાં છે. હમણાં જ મને કેરવા,* જિલ્લે ભરૂચમાં લખાયેલી વિજયકુશલ નામના જૈન કવિની ૧૮મા શતકની સંસ્કૃત ગદ્ય કૃતિ મળી છે. આ સર્વ એમ પુરવાર કરે છે કે ભરૂચ જિલ્લામાં, મધ્યકાલીન યુગમાં જૈનેતર તેમ જ જૈન કવિઓની કૃતિઓના સર્જનની પરંપરા સારા પ્રમાણમાં વિકસી હોવી જોઈએ.

---

* ખરેખર આ નામ પણ કેરવાડા હોવું જોઈએ, પણ હસ્તપ્રતમાં કેરવા છે.

# ૨. ઈતિહાસ–પુરાતત્ત્વ વિભાગ

## ૧. લોથલની બંદરગાહ

ડૉ. ઉમાકાન્ત પ્રે. શાહ અને ડૉ. રમણલાલ નાગરજી મહેતા

૧૯૪૭માં ભારતમાંથી અંગ્રેજોએ વિદાય લીધી અને સાથે સાથે પાકિસ્તાનનું સર્જન થયું; આથી પ્રાચીન સિંધુ નદીની સંસ્કૃતિનાં ઘણાંખરાં સ્થળો પશ્ચિમ પાકિસ્તાનમાં જતાં રહ્યાં. ભારતના પુરાવસ્તુ શાસ્ત્રીઓએ પોતાના અધ્યયન માટે ભારતમાં સિંધુ નદીની સંસ્કૃતિવાળાં સ્થળો શોધવા માટે ભારે જહેમત ઊઠાવી ને પંજાબ, રાજસ્થાન, સૌરાષ્ટ્ર વગેરેમાં ઘણાં સિંધુ નદીની સંસ્કૃતિની સામગ્રીવાળાં સ્થળો શોધી કાઢ્યાં. તપાસમાં અમદાવાદ જિલ્લાના લક્ષ્મીપુરા પાસેની લોથલની ગભાણ ૧૯૫૪માં આ પ્રવૃત્તિને લીધે શોધાઈ.

લક્ષ્મીપુરા પાસેની, લોથલની આશરે અડધા ચોરસ માઈલમાં વિસ્તરેલી ગભાણ છે જે ભોગાવો અને સાબરમતીના દોઆબમાં ખંભાતના અખાતથી આશરે પંદર માઈલ દૂર આવેલી છે. આ પ્રદેશની સરેરાશ ઊંચાઈ દરિયાની સપાટીથી ૩૦ થી ૪૦ ફૂટ જેટલી છે. લોથલથી ભોગાવો આશરે ત્રણથી ચાર માઈલ પશ્ચિમે અને સાબરમતી આશરે છએક માઈલ પૂર્વમાં છે.

લોથલની ગભાણમાંથી સિંધુ નદીની સંસ્કૃતિ સાથે સરખાવી શકાય એવી મુદ્રાઓ, મણકાઓ, માટી કામનાં વાસણો, તાંબાનાં તથા પથ્થરનાં ઓજારો વગેરે, અનેક નાની મોટી વસ્તુઓ ઉપરાંત મકાનો, ગટરો વગેરે મળ્યાં છે. આથી લોથલની શોધ અને ત્યાંનું ઉત્ખનન મહત્ત્વ પ્રાપ્ત કરે છે.

લોથલના ૧૯૫૮–'૫૯ના ઉત્ખનનમાં એક આશરે ૯૦૦' લાંબી અને ત્રીશેક થરવાળી દિવાલ એના ટેકરાની તળેટીમાં મળી આવી. આ દિવાલની સંપૂર્ણ તપાસ થવાની બાકી હતી. પરંતુ આ દિવાલની લંબાઈથી એ શું હશે એ પ્રશ્ન ઉકેલવા માટે તે વહાણોને ઊભાં રાખવાનો ધક્કો હશે એવી કલ્પના રજૂ થઈ. આ કલ્પના ઐતિહાસિક સત્ય હોય એ રીતે આપણાં કેટલાંક સામયિકોમાં લેખો લખાયા અને લોથલ મહત્ત્વનું બંદર હતું એવો મત ઘણો પ્રબળ થયો છે.[૧]

આ બંદરની કલ્પના મજબૂત બનાવવાનું કામ ત્યાંની સ્થાનિક દેવી 'વહાણવઈ માતા'એ કર્યું. જ્યાં વહાણ આવતાં અથવા જતાં તે સ્થળની આ દેવી હોય એવો ભ્રમ ઉત્પન્ન થયો અને તેથી લોથલ બંદરગાહ હશે જ એમ મનાતું

ચાલ્યું. એટલું જ નહીં પણ લોથલને બંદર તરીકે આલેખતું રંગીન કલ્પનાચિત્ર દોરાયું તથા દરિયામાર્ગે આ સ્થળે વસવાટ થયાની સંભાવના રજૂ થઈ.

લોથલ ખરેખર બંદર છે કે કેમ એ પ્રશ્ન હજુ સુધી અણઉકેલ્યો છે. ૧૯૫૮–'૫૯નું આર્કિયોલોજી વિભાગ તરફથી પ્રસિદ્ધ થયેલું પુસ્તક હજુ એ બંદર હોવાને માટે સાશંક છે.[૨] એટલે લોથલ બંદર હોવાની શક્યતા તપાસવાનો આ લેખનો આશય છે.

લોથલ બંદર હતું એ માન્યતા જે દિવાલ પર નિર્ભર હતી તેનું વધારે ઉત્ખનન થતાં એ માત્ર એક જ દિવાલ નથી; પરંતુ એક લંબચોરસ બાંધકામ છે એમ સ્પષ્ટ થાય છે. એ બાંધકામમાં એક બાજુ પર તેમાં પાણી દાખલ થવાનો માર્ગ હોય એવા પ્રકારનું ચણતર છે. આ જાતનું બાંધકામ જો બંદરગાહ હોય તો લોથલ કયા પ્રકારનું બંદર હતું એ કોયડો ઉપસ્થિત કરે છે.

સામાન્યતઃ ત્રણ સ્થળોએ બંદર હોઈ શકે. (૧) મોટા સરોવરને કાંઠે (૨) નદીને કિનારે અથવા (૩) સમુદ્રકાંઠે. લોથલની આજુબાજુ કોઈ વિશાળ સરોવર નથી અને તેથી સરોવરના કાંઠાનું એ બંદર હોવાની કલ્પના વાસ્તવિકતાથી વેગળી છે, આથી લોથલ નદીકાંઠાનું બંદર કે સમુદ્રકાંઠાનું બંદર હોવાની શક્યતા વિચારી શકાય.

આજે લોથલથી ભોગાવો અને સાબરમતી ઘણાં દૂર છે, એટલે આજના જેવી જો આ નદીઓની સ્થિતિ હોય તો લોથલના ગભાણ પાસે બંદર હોવાની કોઈ શક્યતા નથી. પરંતુ, સમુદ્રકિનારા પાસેનો આ પ્રદેશ છે અને તેથી નદીઓના પ્રવાહ બદલવાની શક્યતા આ સ્થળેથી કાઢી નાખવા જેવી નથી. જો ભૂતકાળમાં લોથલ પાસેથી કોઈ નદી વહેતી હોય તો તે ભોગાવો અથવા સાબરમતી બેમાંથી એક હોઈ શકે.

વઢવાણ અને લીંબડી ભોગાવો નામે પાણીની નદીઓ આશરે ૭૦ માઈલ લાંબી છે. તે ચોટીલાના ડુંગરમાંથી નીકળી પૂર્વ તરફ વહીને નાલ અથવા ખંભાતના સૂકા પ્રદેશમાં શોષાઈ જાય છે.[૩]; હાલ તે સાબરમતીને મળતી નકશામાં દેખાય છે.

વઢવાણ અને લીંબડી આશરે ૨૫" થી ૩૦" કરતાં વધારે વરસાદનો પ્રદેશ નથી અને તેથી ૭૦ માઈલ લાંબી ભોગાવોમાં વધારે પાણી રહેતું નથી. અને ચોમાસુ બાદ કરતાં તેમાં પાણીનો પ્રવાહ સ્વલ્પ હોય છે, અને તેમાં વહાણ ચાલવાની કલ્પના મુશ્કેલ છે.

સાબરમતી લગભગ ૧૭૦ માઈલ લાંબી છે. અને તે પૂર્વના પહાડોમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. આ નદીમાં થોડુંઘણું પાણી બારે માસ હોય છે. પરંતુ ચોમાસા પછી અમદાવાદ પાસે જ્યાં ધરો ન હોય એવા કોઈ પણ

સ્થળે એ પગે ચાલીને ઓળંગી શકાય છે. તેના નીચલા ભાગમાં પણ આના કરતાં વધારે પાણી નથી.[૪]

આ બંને નદીઓ સામાન્ય કોટીઉં ચલાવવા માટે પણ છીછરી છે, તો તેમાં હોડીઓ કે વહાણો કેવી રીતે ચાલતાં હશે?

કલ્પનાને ખાતર માની લઈએ કે આજથી ચારેક હજાર વર્ષ પર સાબરમતી અને ભોગાવોનાં મૂળ તરફ વધારે વરસાદ પડતો હશે. પરંતુ સાબરમતીની ભેખડોના અભ્યાસ પરથી માલૂમ પડે છે કે વધુ પાષાણયુગમાં ત્યાં વરસાદનું પ્રમાણ વધારે હતું અને ત્યાર બાદ તે આધુનિક કાળ સુધી ખાસ વધ્યું નથી. વધુ પાષાણયુગ બાદ વરસાદનું પ્રમાણ ઘટ્યું હોય અને સાબરમતીના મધ્ય-ભાગમાં રણની પરિસ્થિતિ હોય એનાં સ્પષ્ટ પ્રમાણો છે. અને એ યુગમાં સિંધુ નદીની સંસ્કૃતિનો વિકાસ દેખાય છે તેથી તે યુગમાં સાબરમતીમાં ઘણું પાણી હોવાની કલ્પનાને ટેકો મળતો નથી. ભોગાવોની પરિસ્થિતિ તો સાબરમતી જેવી પણ નથી અને તેથી આ નદીઓ પર કોઈ બંદર હોવાની કલ્પના વાજબી લાગતી નથી.

જો લોથલ નદી કિનારાનું બંદર હોય તો ભરૂચ કે સુરત જેવા નદીકિનારાના બંદરની માફક તેનો એક કિનારા પર ધક્કો બાંધ્યો હોય તો માલ ઉતારવા, ચડાવવા અને વહાણોને ઉતારવા માટે પૂરતો થઈ પડે. પરંતુ લોથલના બંદરની ઈમારત લંબચોરસ છે. એ લંબચોરસ હોવાથી નદીના પટમાં તે અંતરાયરૂપ થઈ પડે અને એ અંતરાય રેલ વખતે સાફ થઈ જાય: આવા કોઈ અંતરાય નદીમાં ઊભા કરવાથી કંઈ અર્થ સરે? એટલે આ આખી ઈમારત નદીના બંદર તરીકે તદ્દન અયોગ્ય નીવડે. આ હકીકતો, લોથલની આ ઈમારત નદીની બંદરગાહ હોવાને પુષ્ટિ આપતી નથી. તદુપરાંત માટીનું ઈંટોરી ચણતર પાણી સામે ટકી શકતું નથી એ સામાન્ય સમજની વાત છે.

બંદરનો ત્રીજો પ્રકાર દરિયાઈ બંદરનો છે. મદ્રાસ જેવા બંદર માટે સમુદ્રમાં દિવાલ બાંધીને તેમાં વહાણો લાવવાની વ્યવસ્થા થાય છે. આ દિવાલો સમચોરસ કે લંબચોરસ હોય છે અને દરિયાની બાજુએ તેમાં વહાણ દાખલ થવાનો માર્ગ હોય છે. લોથલ આવા પ્રકરનું અદ્યતન બંદર હતું એવી કલ્પના કરવામાં પણ મુશ્કેલી છે.

આજે લોથલ દરિયાથી આશરે પંદર માઈલ દૂર છે એટલે આજના કોઈ પણ સંજોગો તેને બંદર ઠરાવે નહીં. તેથી આપણે એ કલ્પના કરવી પડે કે ખંભાતનો અખાત એક વખત લોથલ સુધી વિસ્તરેલો હતો અને તેના અને આજના અખાત વચ્ચેનું આશરે પંદર માઈલનું છેલ્લાં આશરે ચારેક હજાર

વર્ષમાં પુરાણ થયું. ખંભાતના અખાતનું પુરાણ કેટલા વેગથી થાય છે એ હકીકત અભ્યાસ માગી લે છે.

ખંભાતના અખાતમાં ૮૩,૦૦૦ ચોરસ માઈલના કાંપ ઘસડી લાવતી મોટી-નાની નદીઓ તેને પૂરવાનું કામ કરે છે, આ બધી નદીઓ આશરે ૩૬" વરસાદ-ના પ્રદેશમાંથી આવે છે, એમ માનીએ તો દર વર્ષે ૩૮૩,૭૭૧,૪૦૫ ટન જેટલો કાંપ આ બધી નદીઓ ખંભાતના અખાતમાં ઠાલવે છે. અને તે બધો કાંપ જો ઠરી જાય તો દર વર્ષે ૧૦' ઊંચો અને ૩૬ ચોરસ માઈલનો ટાપુ ખંભાતના અખાતમાં તૈયાર થતો જાય. ખંભાતનો અખાત આશરે ૭૦ માઈલ લાંબો અને ૩૫ માઈલ પહોળો અને કેટલેક સ્થળે ૧૨૦ ફૂટ = ૨૦ ફેધમ ઊંડો છે. તે આખો અખાત ૧,૦૦૦ વર્ષમાં આ વેગથી પુરાઈ જાય.[૫]

પરંતુ આશરે છેલ્લાં બે હજાર વર્ષમાં ખંભાતનો અખાત ખાસ પુરાયો નથી એમ ઐતિહાસિક માહિતી તપાસતાં લાગે છે. કારણ કે ખંભાતના અખાતમાં આવતો કાંપ અહીંની જોરદાર ભરતી અને ઓટથી ઘસડાઈ જાય છે. અહીં વધુમાં વધુ વરસાદ ચાર માસ સુધી આવે છે જ્યારે તેનો એકાદ ટકો ભાગ્યે જ રહે છે અને બાકીનો બધો અરબી સમુદ્રમાં ખેંચાઈ જાય છે, અને તેથી જો આબોહવામાં કે જમીનની સપાટીમાં મોટી આસમાની-સુલતાની ન થાય તો આ ખંભાતનો ૭૫ માઈલનો અખાત પુરાતાં આશરે એકાદ લાખ વર્ષ લાગે.[૬] આ ગણત્રી પરથી જો ૧૫ માઈલના અખાતના પુરાવાનો સમય કાઢ્યો હોય તો આશરે ૨,૦૦,૦૦૦ વર્ષ જોઈએ. અથવા એક માઈલના પુરાણ માટે આશરે ૧,૩૦૦ વર્ષ જેટલો સમય લાગે.

ખંભાતના અખાતને પુરાતાં લગભગ આ સમય લાગે છે અને એને માટે કેટલાક ઐતિહાસિક પુરાવાઓ પણ છે. ખંભાતનું બંદર આજના ખંભાતના જકાત નાકાથી આશરે બે માઈલ દૂર છે. પરંતુ મોટી ભરતી વખતે અહીં સુધી પાણી આવે છે એટલે આ બે માઈલ તદ્દન સૂકી જમીન આશરે ૧,૧૦૦ વર્ષમાં થઈ નથી/ વળી ૧૯મી સદીની શરૂઆતમાં ખંભાતના બંદરમાં ઘણું પાણી હતું; પરંતુ ઈ. સ. ૧૮૧૨માં ભાદરે પોતાનું મુખ બદલ્યું અને તેથી ખંભાતના બંદર પાસે કાંપનો જમાવ કંઈક વધ્યો, એટલે છેલ્લાં ૧,૦૦૦ વર્ષમાં ખંભાતના બંદર-માં કંઈ ખાસ ફેર પડ્યો ન હતો એમ કહી શકાય. ભરૂચનું બંદર આજે પણ પેરીપ્લસના લેખકનાં વર્ણનનો ખ્યાલ આપે છે. સુરતના બંદરની પણ આ જ દશા છે. જો તેના મુખ પાસેનો વોક્ષની કબરવાળો દાંડો કાઢીને તેનું મુખ સીધું કર-વામાં આવે તો તેની સ્થિતિ નર્મદા જેવી થવાનો સંભવ છે. કલ્પના કરીએ તો

। અખાતનાં પુરાણનું પ્રમાણ ઘણું ધીમું છે

ખંભાતની ઉત્તરે નગરા જૂનું ખંભાત હતું એમ કહેવાય છે. ત્યાંથી રોમન યુગનાં ઠીકરાં મળ્યાં છે. આ સ્થળે જૂનું બંદર હોવાની એટલે ઈ. સ. ની શરૂઆતમાં ખંભાતનો અખાત ખંભાતની ઉત્તરે હોવાની કલ્પના કરીએ તો તે બેથી ત્રણ માઈલ કરતાં વધારે ઉત્તરે ગણાય નહીં. નગરાની પ્રાચીનતા કેટલી એ જો ઉત્ખનનથી સાબિત કરવામાં આવે તો એ સમય કરતાં વધારે પ્રાચીનકાળમાં તેની ઉત્તરે સમુદ્ર ન હોઈ શકે એ સ્પષ્ટ થશે. અને આ પરથી ખંભાતનો અખાત બે હજાર વર્ષમાં આશરે બે ત્રણ માઈલ પુરાયેલો ગણાય. આ વધારે પડતી ગણંત્રી એ પણ આજથી પાંચ હજાર વર્ષ પહેલાં આજના કરતાં કદાચ છ-સાત માઈલ અંદર ગણાય, જે લોથલ કરતાં ઘણો દૂર છે. કદાચ માત્ર કલ્પના ખાતર લોથલ પાસે સમુદ્ર હોવાનું માનીએ તો તેના પાણીની ઊંચાઈ આજના કરતાં ૨૦ થી ૩૦ ફૂટ વધારે હતી એવી કલ્પના કરવી પડે અને આખા સમુદ્રની સપાટી આજના કરતાં ૨૦ ફૂટ વધારે હોવાની કલ્પના મુશ્કેલ છે. આ કાંપના પ્રદેશમાં, જમીનના તરમાં, અદ્યતન યુગમાં એવા ભારે ફેરફારો થયા નથી કે જેથી ખંભાતનો અખાત પાછળ હઠયો હોય. એક કાળે આ પ્રદેશમાં અને રાજસ્થાન તરફ સમુદ્ર હતો; પરંતુ તે સમય ભૂસ્તરમાં એટલો પાછળનો છે કે જ્યારે ગુજરાતના ઘણા ભાગનું અસ્તિત્વ ન હતું, તથા માણસોનું પણ અસ્તિત્વ હોવાના હજુ કોઈ પુરાવા મળ્યા નથી.

આ ગણત્રીએ જોતાં ચાર પાંચ હજાર વર્ષ પહેલાં લોથલ પાસે સમુદ્ર હોવાની કલ્પના કોઈ પણ રીતે થઈ શકતી નથી. જો સમુદ્ર ન હોય તો સમુદ્રનું લોથલ બંદર પણ ન હોઈ શકે એ કહેવાની ભાગ્યે જ જરૂર ગણાય.

ખંભાતના અખાતની ભરતી ઘણી જોરદાર હોય છે. તેનો વેગ અને પૂર ઘણાં ભયંકર છે. તે વહાણો ઊંધાં વાળી દે છે અને ઘણા વેગથી આવે છે. દોડતા કૂતરા કરતાં આ ધસમસતા પાણીનો વેગ વધારે છે. તે ઘોડાને ઘસડી જાય છે, અને હાથી પણ તેની સામે ટકી શકતો નથી[૭] (૫૭). આવી ઝંઝાવાત જેવી ભરતીનું પાણી, લોથલના કાદવથી ચણેલી ઈંટોવાળી ઇમારત દાખલ થતાં, તેની તમામ ઈંટોને ફેંકી દે અને આખી ઇમારતનો ભૂક્કો બોલાવી દે એ વધારે સંભવિત છે. અને તેથી પણ આ ઇમારત, બંદરગાહ હોવાની કલ્પના ટકી શકે એમ નથી.

ઉપર્યુક્ત હકીકતો લોથલ બંદર હોવાની કલ્પનાને કોઈ ટેકો આપતી નથી. તો લોથલ બંદર હોવાની જે ઇમારતે કલ્પના આપી એ ઇમારત કેવા પ્રકારની હશે એ હકીકત તપાસી જોઈએ.

વર્ષમાં પુરાણ થયું. ખંભાતના અખાતનું પુરાણ કેટલા વેગથી થાય છે એ હકીકત અભ્યાસ માગી લે છે.

ખંભાતના અખાતમાં ૮૩,૦૦૦ ચોરસ માઈલના કાંપ ઘસડી લાવતી મોટી-નાની નદીઓ તેને પૂરવાનું કામ કરે છે, આ બધી નદીઓ આશરે ૩૬" વરસાદના પ્રદેશમાંથી આવે છે, એમ માનીએ તો દર વર્ષે ૩૮૩,૭૭૧,૪૦૫ ટન જેટલો કાંપ આ બધી નદીઓ ખંભાતના અખાતમાં ઠાલવે છે. અને તે બધો કાંપ જો ઠરી જાય તો દર વર્ષે ૧૦' ઊંચો અને ૩૬ ચોરસ માઈલનો ટાપુ ખંભાતના અખાતમાં તૈયાર થતો જાય. ખંભાતનો અખાત આશરે ૭૦ માઈલ લાંબો અને ૩૫ માઈલ પહોળો અને કેટલેક સ્થળે ૧૨૦ ફૂટ = ૨૦ ફેધમ ઊંડો છે. તે આખો અખાત ૧,૦૦૦ વર્ષમાં આ વેગથી પુરાઈ જાય.[૫]

પરંતુ આશરે છેલ્લાં બે હજાર વર્ષમાં ખંભાતનો અખાત ખાસ પુરાયો નથી એમ ઐતિહાસિક માહિતી તપાસતાં લાગે છે. કારણ કે ખંભાતના અખાતમાં આવતો કાંપ અહીંની જોરદાર ભરતી અને ઓટથી ઘસડાઈ જાય છે. અહીં વધુમાં વધુ વરસાદ ચાર માસ સુધી આવે છે જ્યારે તેનો એકાદ ટકો ભાગ્યે જ રહે છે અને બાકીનો બધો અરબી સમુદ્રમાં ખેંચાઈ જાય છે, અને તેથી જો આબોહવામાં કે જમીનની સપાટીમાં મોટી આસમાની-સુલતાની ન થાય તો આ ખંભાતનો ૭૫ માઈલનો અખાત પુરાતાં આશરે એકાદ લાખ વર્ષ લાગે.[૬] આ ગણત્રી પરથી જો ૧૫ માઈલના અખાતના પુરાવાનો સમય કાઢયો હોય તો આશરે ૨,૦૦,૦૦૦ વર્ષ જોઈએ. અથવા એક માઈલના પુરાણ માટે આશરે ૧,૩૦૦ વર્ષ જેટલો સમય લાગે.

ખંભાતના અખાતને પુરાતાં લગભગ આ સમય લાગે છે અને એને માટે કેટલાક ઐતિહાસિક પુરાવાઓ પણ છે. ખંભાતનું બંદર આજના ખંભાતના જકાત નાકાથી આશરે બે માઈલ દૂર છે. પરંતુ મોટી ભરતી વખતે અહીં સુધી પાણી આવે છે એટલે આ બે માઈલ તદ્દન સૂકી જમીન આશરે ૧,૧૦૦ વર્ષમાં થઈ નથી. વળી ૧૯મી સદીની શરૂઆતમાં ખંભાતના બંદરમાં ઘણું પાણી હતું; પરંતુ ઈ. સ. ૧૮૧૨માં ભાદરે પોતાનું મુખ બદલ્યું અને તેથી ખંભાતના બંદર પાસે કાંપનો જમાવ કંઈક વધ્યો, એટલે છેલ્લાં ૧,૦૦૦ વર્ષમાં ખંભાતના બંદરમાં કંઈ ખાસ ફેર પડયો ન હતો એમ કહી શકાય. ભરૂચનું બંદર આજે પણ પેરીપ્લસના લેખકનાં વર્ણનનો ખ્યાલ આપે છે. સુરતના બંદરની પણ આ જ દશા છે. જો તેના મુખ પાસેનો વોક્ષની કબરવાળો દાંડો કાઢીને તેનું મુખ સીધું કરવામાં આવે તો તેની સ્થિતિ નર્મદા જેવી થવાનો સંભવ છે. કલ્પના કરીએ તો આ ઉપરથી જણાશે કે ખંભાતના અખાતનું પુરાણનું પ્રમાણ ઘણું ધીમું છે.

ખંભાતની ઉત્તરે નગરા જૂનું ખંભાત હતું એમ કહેવાય છે. ત્યાંથી રોમન યુગનાં ઠીકરાં મળ્યાં છે. આ સ્થળે જૂનું બંદર હોવાની એટલે ઈ. સ. ની શરૂઆતમાં ખંભાતનો અખાત ખંભાતની ઉત્તરે હોવાની કલ્પના કરીએ તો તે બેથી ત્રણ માઈલ કરતાં વધારે ઉત્તરે ગણાય નહીં. નગરાની પ્રાચીનતા કેટલી એ જો ઉત્ખનનથી સાબિત કરવામાં આવે તો એ સમય કરતાં વધારે પ્રાચીનકાળમાં તેની ઉત્તરે સમુદ્ર ન હોઈ શકે એ સ્પષ્ટ થશે. અને આ પરથી ખંભાતનો અખાત બે હજાર વર્ષમાં આશરે બે ત્રણ માઈલ પુરાયેલો ગણાય. આ વધારે પડતી ગણંત્રી એ પણ આજથી પાંચ હજાર વર્ષ પહેલાં આજના કરતાં કદાચ છ-સાત માઈલ અંદર ગણાય, જે લોથલ કરતાં ઘણો દૂર છે. કદાચ માત્ર કલ્પના ખાતર લોથલ પાસે સમુદ્ર હોવાનું માનીએ તો તેના પાણીની ઊંચાઈ આજના કરતાં ૨૦ થી ૩૦ ફૂટ વધારે હતી એવી કલ્પના કરવી પડે અને આખા સમુદ્રની સપાટી આજના કરતાં ૨૦ ફૂટ વધારે હોવાની કલ્પના મુશ્કેલ છે. આ કાંપના પ્રદેશમાં, જમીનના તરમાં, અદ્યતન યુગમાં એવા ભારે ફેરફારો થયા નથી કે જેથી ખંભાતનો અખાત પાછળ હઠયો હોય. એક કાળે આ પ્રદેશમાં અને રાજસ્થાન તરફ સમુદ્ર હતો; પરંતુ તે સમય ભૂસ્તરમાં એટલો પાછળનો છે કે જ્યારે ગુજરાતના ઘણા ભાગનું અસ્તિત્વ ન હતું, તથા માણસોનું પણ અસ્તિત્વ હોવાના હજુ કોઈ પુરાવા મળ્યા નથી.

આ ગણત્રીએ જોતાં ચાર પાંચ હજાર વર્ષ પહેલાં લોથલ પાસે સમુદ્ર હોવાની કલ્પના કોઈ પણ રીતે થઈ શકતી નથી. જો સમુદ્ર ન હોય તો સમુદ્રનું લોથલ બંદર પણ ન હોઈ શકે એ કહેવાની ભાગ્યે જ જરૂર ગણાય.

ખંભાતના અખાતની ભરતી ઘણી જોરદાર હોય છે. તેનો વેગ અને પૂર ઘણાં ભયંકર છે. તે વહાણો ઊંધાં વાળી દે છે અને ઘણા વેગથી આવે છે. દોડતા કૂતરા કરતાં આ ધસમસતા પાણીનો વેગ વધારે છે. તે ઘોડાને ઘસડી જાય છે, અને હાથી પણ તેની સામે ટકી શકતો નથી[૭] (૫૭). આવી ઝંઝાવાત જેવી ભરતીનું પાણી, લોથલના કાદવથી ચણેલી ઈંટોવાળી ઈમારત દાખલ થતાં, તેની તમામ ઈંટોને ફેંકી દે અને આખી ઈમારતનો ભૂક્કો બોલાવી દે એ વધારે સંભવિત છે. અને તેથી પણ આ ઈમારત, બંદરગાહ હોવાની કલ્પના ટકી શકે એમ નથી.

ઉપર્યુક્ત હકીકતો લોથલ બંદર હોવાની કલ્પનાને કોઈ ટેકો આપતી નથી. તો લોથલ બંદર હોવાની જે ઈમારતે કલ્પના આપી એ ઈમારત કેવા પ્રકારની હશે એ હકીકત તપાસી જોઈએ.

ઉપર જણાવ્યું તેમ આ એક લંબચોરસ ઈમારત છે. તેની એક બાજુએ પાણીના માર્ગ જેવી રચના છે. આ પ્રકારની, એક બાજુએથી પાણી આવી શકે એવી, રચના તળાવ હોવાનો સંભવ ઘણો વધારે દર્શાવે છે. વડનગરના તળાવથી એક બાજુએથી બહારથી પાણી લેવાની વ્યવસ્થા છે. ધોળકામાં મીનળતળાવ, પાટણનું સહસ્રલિંગ, અમદાવાદનું કાંકરિયા વગેરે આવા પ્રકારનાં તળાવો છે. તથા ગુજરાતમાં લગભગ દરેક ગામને પાદરે નાનું તળાવ હોય છે.

જ્યાં લોથલના જેવો ખારપાટ છે ત્યાં મીઠું પાણી એકત્ર કરવાની વિશેષ જરૂર છે. કારણ કે આવા પ્રદેશોની જમીનમાં ખારાશ ઘણી હોવાથી જમીનની નીચે મોળું અથવા ખારું પાણી હોય છે; જે પીવાના ઉપયોગમાં ખાસ આવતું નથી. આ પ્રદેશમાં પીવાના પાણીના કૂવાઓ મુખ્યત્વે તળાવને કાંઠે હોય છે. કારણ કે તળાવનું વરસાદનું પાણી જમીનમાં ઊતરી તળીએથી ખારાં પાણીને પીવાય એવું બનાવવામાં મદદ કરે છે. આ હકીકત જોતાં અને પાસેના લક્ષ્મી-પુરાની પરિસ્થિતિ તપાસતાં લોથલની આ ઈમારત તળાવની ભીંત હોવાનો વધારે સંભવ છે. આ ઈમારતની ભીંત અંદર તરફ ઢળતી હોવાથી એની વચ્ચે જમીન જેવી મજબૂત વસ્તુ ન હતી એમ લાગે છે. આ હકીકત આ ઈમારતની વચ્ચે પાણી હતું એમ દર્શાવે છે અને તેનો સીધો સ્વીકાર બંદરની કલ્પના પણ કરે છે. આ પરથી લાગે છે કે લોથલનું કહેવાતું બંદર માત્ર ગામતળાવ હશે અને ગામતળાવ તરીકેની તેની બાંધણી સારા પ્રકારની કહી શકાય.

લોથલની આ ગામતળાવની કલ્પના સ્વીકારીએ તો તેની બીજી બાજુએ એ ગામનું કબ્રસ્તાન હતું એ હકીકત લોથલની બંને ભાગોળો દર્શાવે છે અને એ રીતે તે આજના કોઈ પણ ગામ સાથે સરખાવી શકાય એવી રચના છે એમ નિર્વિવાદ કહી શકાય.

લોથલની ઈમારત બંદરગાહ હોવાની શક્યતા ઘણી ઓછી છે. આથી વહાણ-વટી માતાની સ્થિતિ તપાસવાની જરૂર ઊભી થાય છે.

લોથલની વહાણવટી માતા એ સ્થાનિક ગ્રામદેવતા છે. એ દેવીની સ્થાપના કોણે કરી એ કૂટપ્રશ્ન છે. આ માતા ઉત્ખનનમાંથી મળી નથી અને તે જમીન ટેકરા પર જ છે. આ ટેકરા પર બંદર હોવાની કોઈ પણ કલ્પના હોઈ શકે એમ નથી. તદુપરાંત 'વહાણવટી' એ ગુજરાતી શબ્દ છે. આ શબ્દ સિંધુ નદીની સંસ્કૃતિના યુગમાં વપરાતો હશે? અને જો તે વપરાતો હોય તો તેનો અર્થ શો હશે એ પ્રશ્નો સ્વાભાવિક ઊઠે છે. બીજી રીતે જોઈએ તો વાહન એ જમીનમાર્ગે જતાં ગાડાં જેવાં યંત્રો માટે વપરાતો શબ્દ છે, અને સાબરમતી તથા ભોગાવો અને ધોળકા-ધંધુકાના પ્રદેશનો ગુજરાત-સૌરાષ્ટ્રમાં સ્થળાંતર કરતાં રબારી વગેરે

માલધારીઓ ઉપયોગ કરે છે. આ પ્રશ્ન પૈકી કોઈએ વહાણવટી માતાની સ્થાપના નથી કરી? એ કેમ લોબડી ધારણ કરે છે. અને લોબડીનો એક પ્રકાર વાહણ-વટી લોબડી છે.' એ ઉપરથી આ વસ્ત્ર માટે વાહણવટી દેવીને ભેટ ધરેલી લોબડી જેવો અર્થ ઘટાવવાનું સૂચન મળે. આજે પણ દેવીને કે માતાને ધરાવેલી ચૂંદડી માતાજીની ચૂંદડી તરીકે પહેરવાનો ચાલ છે તેની સાથે વહાણવટી લોબડી સરખાવી શકાય. જો આ સૂચન શકય હોય તો આ ગ્રામદેવતા સ્થળ માર્ગની દેવી ગણવામાં વાંધો ન આવે. આથી વહાણવટી દેવીની કલ્પનાને આજથી ચાર હજાર વર્ષ જૂની કલ્પીને લોથલને મોટી બંદરગાહ બનાવવાનું કોઈ કારણ રહેતું નથી.

સંદર્ભો

૧. બુદ્ધિપ્રકાશ, મે, ૧૯૫૯, પૃ. ૧૭૧.
૨. Archaeology a riview 1358–59; Page 2.
૩. Bombay Cazeeteer Vol. VIII ch. I, Page 63.
૪. I did Page 48
૫. ,, Page 49 50
૬. ,, Page 50.
૭. વર્ણક સમુચ્ચય ભાગ ૧, પૃ. ૧૮૦; ભાગ ૨, પૃ. ૩૨, ૧૪૬.

## -૨. સૌરાષ્ટ્રમાં યાદવોના પુરોગામીઓ

પુરુષોત્તમ નાનાલાલ ભટ્ટ

પુરાણોમાં ગુજરાતના ઈતિહાસને લગતી સામગ્રી મળે છે. તે સામગ્રીનો ઉપયોગ ગુજરાતનો ઈતિહાસ રચવામાં કરાયો પણ છે.[1] પુરાણોમાંથી ઉપલબ્ધ માહિતીના આધારે સ્વતંત્ર પુસ્તક પણ તેના એકાદ અંશને લઈને લખાયું છે.[2] પુરાણનાં પાંચ લક્ષણો સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વતર અને વંશાનુચરિત મનાય છે. તેમાં વંશાનુચરિતમાંથી ઐતિહાસિક માહિતી મળે છે. તેમાંથી ઘણી વાર ઈતિહાસના કેટલાક રાજવંશો પર પ્રકાશ ફેંકાયો પણ છે. પુરાણોમાંથી ગુજરાતના ઈતિહાસને લગતી માહિતી પણ મળે છે.[3]

---

૧. કાવ્યાનુશાસન – ભાગ ૨ : પ્રસ્તાવનામાં પૌરાણિક પરંપરા વાળો ભાગ.
૨. પુરાણોમાં ગુજરાત : ઉમાશંકર જોશી, ભૌગોલિક ખંડ.
૩. ભાગવતપુરાણ, વિષ્ણુપુરાણ વગેરે

યાદવોએ સૌરાષ્ટ્રમાં કેવી રીતે સત્તા પ્રાપ્ત કરી તેને લગતી માહિતી નીચે પ્રમાણે મળે છે :

પુરાણોમાંથી ગુજરાતના આદ્ય-ઈતિહાસને લગતી મળતી માહિતી અનુસાર એવું માનવામાં આવે છે કે "મનુપુત્ર શર્યાતિને આનર્ત નામનો પરમ ધાર્મિક પુત્ર થયો. તેણે આનર્ત વિષયને કુશસ્થલી(દ્વારકા) મધ્યે રહીને ભોગવ્યો અને તેને રેવત નામનો પુત્ર થયો.[૪] તેણે અંતઃસમુદ્રમાં કુશસ્થલીનું નિર્માણ કરી આનર્ત વગેરે વિષયો ભોગવ્યા એમ ભાગવત પુરાણ નોંધે છે.[૫] રેવતને સો પુત્રો હતા; તેમાંના રૈવત કકુદ્મિનો ઉલ્લેખ ખાસ કરવામાં આવે છે. વિષ્ણુપુરાણના ચોથા અંકના પહેલા અધ્યાયમાં એમ કહેવામાં આવ્યું છે કે આ રૈવત કકુદ્મિ પોતાની કન્યા રેવતીને લઈને બ્રહ્મલોકમાં ગયો. ત્યાં નૃત્યમહોત્સવ ચાલતો હોઈ તેને રાહ જોવી પડી. આ મહોત્સવ ઘણો વખત ચાલ્યો. તે પૂરો થતાં બ્રહ્માજીને અભિવાદન કરી તે ઊભો રહ્યો. બ્રહ્માજીએ આગમનનું કારણ પૂછતાં કકુદ્મિએ પોતાની પુત્રી રેવતી માટે યોગ્ય વર શોધી આપવાની વાત કરી. ત્યારે બ્રહ્માજીએ તેને દેવદેવાંશી મહાબળવાન નરરત્ન બલરામને એ કન્યા આપવાનું સૂચવ્યું.[૬] અને એમ પણ કહ્યું કે તારી કુશસ્થલી હવે દ્વારકા થઈ ગઈ છે. અને કેશવના અંશ બલરામ ત્યાં રાજ્ય કરે છે.[૭] બ્રહ્માજીની સલાહ મુજબ રૈવતે પોતાની પુત્રીને બલરામ(કૃષ્ણના ભાઈ)ને પરણાવી.

આ કુશસ્થલી અને રૈવત કકુદ્મિનો ઉલ્લેખ હરિવંશ બીજી રીતે કરે છે. રૈવતના ગયા પછી પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો.

ककुद्मिनस्तु तं लोकं रैवतस्य गतस्य ह ।
हता पुण्यगनैस्तात राक्षसैः सा कुशस्थली ।। १–११–४

વળી ત્યાં યાદવો રાજ્ય કરતા હતા એવી દ્વારિકાની સ્થાપના થઈ એમ મહાભારત વર્ણવે છે. બીજે પણ એક જગાએ મહાભારત આનર્ત – સુરાષ્ટ્રને સાથે ગણે છે. અને આ પ્રદેશને – જ્યાં કુશસ્થલી છે – આનર્ત કહે છે.

---

૪. વિષ્ણુપુરાણ, અંશ – ૪. અધ્યાય – ૧. શ્લોક ૬૩–૬૪

૫. ભા. પુ., સ્કં. – ૯. અ. ૩. શ્લો. ૨૮

૬. ભાગવતપુરાણ – સ્કં. ૯. – અ. ૩, શ્લોક ૩૩–૩૪.

૭. વિષ્ણુપુરાણ અંશ – ૪. અ. ૧, શ્લો. ૯૧.

कुशस्थली या तव भूप रम्या पुरी पुराभूदमरावतीव ।
सा द्वारका सम्प्रति तत्र यास्ते स केशवांशो वलदेव नाम्ना ।।

કર્યો હોય તો યાદવોએ કોના પર જીત મેળવી? પુરાણો પ્રમાણે આનર્તના વંશજો રાજ્ય કરતા હતા તેમના પર જ પુણ્યજન રાક્ષસોએ હુમલો કર્યો હશે ને? જો પુણ્યજન રાક્ષસોએ રૈવતોને હરાવ્યા હોય તો શ્રી પરીખનો મુદ્દો, યાદવોએ રૈવતોને હરાવ્યા એ, વિવાદાસ્પદ બને. વળી ઉપર જોયું તેમ બ્રહ્મા રૈવતકકુદ્મિને કુશસ્થલી બદલાઈને દ્વારિકા થઈ ગઈ છે ને ત્યાં યાદવોમાં શ્રેષ્ઠ બલરામ રાજ્ય કરે છે એવી વાત કરે છે. તો પછી રૈવતકકુદ્મિ પર યાદવોએ હુમલો કરી તેને હરાવ્યો તે કેમ માની શકાય? કારણ કે તે બ્રહ્મા પાસે પહોંચ્યો ને ત્યાં રહ્યો તે દરમિયાનમાં બ્રહ્માએ વર્ણવેલો બનાવ બની ગયો હોવો જોઈએ એમ માનવાનું મન થાય. જ્યારે પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો રૈવતના ગયા પછી નાશ કર્યો એવું સ્પષ્ટ હરિવંશ કહે છે. એટલે એટલું તો સ્પષ્ટ થાય છે જ કે રૈવતકકુદ્મિ બ્રહ્મા પાસે ગયો, પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો. યાદવોમાં શ્રેષ્ઠ બલરામ કુશસ્થલીની જગાએ દ્વારિકા થયેલી નગરી પર રાજ્ય કરતો હતો. ને રૈવતકકુદ્મિએ તેને પોતાની કન્યા પરણાવી. આમાં રૈવતકકુદ્મિએ યાદવો સાથે યુદ્ધ કર્યું કે યાદવોએ તેની જ પાસેથી એ નગરી પડાવી લીધી એવું કાંઈ સ્પષ્ટ થતું નથી પણ પુણ્યજન રાક્ષસોએ રૈવતકકુદ્મિના ગયા પછી કુશસ્થલીનો નાશ કર્યો એ ધ્યાન ખેંચે એવું છે. આ ઉપરથી યાદવો અને રૈવતો વચ્ચે (૧) રૈવતોનું જવું (૨) પુણ્યજન રાક્ષસોએ કુશસ્થાનનો નાશ કરવો (૩) યાદવોએ તે જ નગરી, જે દ્વારિકા નામથી જાણીતી થઈ છે તેના પર સત્તારૂઢ થવું એટલો ગાળો પડ્યો ગણાય. રૈવતકકુદ્મિ બ્રહ્મા પાસે રાજ્ય રેઢું મૂકી પુત્રી માટે વર પ્રાપ્ત કરવાની યાચના કરવા કેમ ગયો એ પણ પ્રશ્ન છે. ઉપરોક્ત સંદર્ભોથી એમ ફલિથ થાય ખરું કે:—

૧. પુણ્યજન રાક્ષસોએ રૈવતો પર હુમલો કર્યો હોય અને રૈવત કકુદ્મિ સપરિવાર નાસી ગયો હોય.

૨. પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો હોય તે અરસામાં કે રાજ્ય કરતા હોય તે સમયે યાદવોએ તેમના પર હુમલો કર્યો હોય.

૩. તેમને હરાવી નવી નગરી વસાવી હોય અને શાસન શરૂ કર્યું હોય! નવી નગરી યાદવોએ વસાવી કે પુણ્યજન રાક્ષસોએ તે સ્પષ્ટ નથી.

૪. અને રૈવતોએ સત્તા બદલાતાં સત્તારૂઢ વંશ સાથે પુત્રી પરણાવી સંધિ કરી પોતાની પરિસ્થિતિ સુધારવા યત્ન કર્યો હોય?

ઉપરના પ્રશ્નો પરથી એટલું માનવાનું તો મન થાય કે યાદવો સીધે સીધા રૈવતોને હરાવી સત્તારૂઢ થયા નહિ હોય. પણ પુણ્યજન રાક્ષસો, કે જેમણે રૈવતોને નસાડી મૂકયા હશે (જેથી તે બ્રહ્મા પાસે વર માગવા ગયા) તેમને હરાવી કે

ભગાડી સત્તા હાથ ધરી હોય. એટલે કે રૈવતો યાદવોના પુરોગામી ન પણ હોય અને તેમની અને યાદવોની વચ્ચે આ પુણ્યજન રાક્ષસોનો વંશ આવ્યો હોય અને પુણ્યજન રાક્ષસો યાદવોના પુરોગામી હોય.

## ૩. પુરાણોમાં આપેલી મૌર્ય વંશની સાલવારી

પ્રા. હરિપ્રસાદ શાસ્ત્રી

પુરાણોમાં ભારત યુદ્ધ પછીના જે રાજવંશોની માહિતી આપી છે તેમાં મૌર્ય વંશનો સમાવેશ થાય છે. આ રાજવંશને લગતી માહિતી પાંચ મહાપુરાણોમાં આપવામાં આવી છે— મત્સ્ય પુરાણ, વાયુ પુરાણ, બ્રહ્માંડ પુરાણ, વિષ્ણુ પુરાણ અને ભાગવત પુરાણ. વાયુ પુરાણની અમુક પ્રતમાં જરા જુદી માહિતી આપી છે, જે ભવિષ્યોત્તર પુરાણમાં આપેલી માહિતી સાથે ઘણું સામ્ય ધરાવે છે. જુદાં જુદાં પુરાણોમાં આપેલી આ માહિતી વચ્ચે કેટલોક વિગતભેદ રહેલો હોઈ, પહેલાં પુરાણવાર વિગતો તારવીએ.

(૧) મત્સ્ય પુરાણ[1]

૧. ચંદ્રગુપ્ત
|
૨. શતધન્વન્ — ૬ વર્ષ
૩. બૃહદ્રથ — ૭૦ „
૪. અશોક — ૩૬ „
|
પુત્ર
|
૫. સુયશા (?) — ૧૦ વર્ષ
કે
દશોન (?) — ૭ „ (?)
|
૬. દશરથ — ૮ „
|
૭. સંપ્રતિ — ૯ „

---

૧૦ રાજા — ૧૩૭ વર્ષ

(૨) વાયુ પુરાણ[2]

૧. ચંદ્રગુપ્ત — ૨૪ વર્ષ
૨. ભદ્રસાર — ૨૫
૩. અશોક — ૩૬
|
૪. કુશાલ (કુનાલ) — ૮
|
૫. બંધુપાલિત — ૮
૬. ઈન્દ્રપાલિત — ૧૦
૭. દેવવર્મા — ૭
|
૮. શતધર — ૮
૯. બૃહદશ્વ (બૃહદ્રથ) — ૭

---

૯ રાજા — ૧૩૩ વર્ષ

---

૧. અધ્યાય ૨૭૨, શ્લો. ૨૨–૨૬
૨. અ. ૯૯, શ્લો. ૩૩૧–૩૩૬

(૩) બ્રહ્માંડ પુરાણ[૩]
૧. ચંદ્રગુપ્ત — ૨૪
૨. ભદ્રસાર — ૨૫
૩. અશોક — ૩૬
|
૪. કુશાલ — ૮
|
૫. બંધુપાલિત — ૮
૬. ઈન્દ્રપાલિત — ૧૦
૭. દેવવર્મન્ — ૭
૮. શતધનુષ્ — ૮
૯. બૃહદ્રથ — ૭

૯ રાજા — ૧૩૭ વર્ષ

(૪) વિષ્ણુ પુરાણ[૪]
૧. ચંદ્રગુપ્ત
|
૨. બિંદુસાર
|
૩. અશોકવર્ધન
૪. સુયશસ્
૫. દશરથ
૬. સંગત (સંયુત)
૭. શાલિશૂક
૮. સોમશર્મન્
૯. શતધન્વન્
૧૦. બૃહદ્રથ

૧૦ રાજા — ૧૩૭ વર્ષ

(૫) ભાગવત પુરાણ[૫]
૧. ચંદ્રગુપ્ત
|
૨. વારિસાર
|
૩. અશોકવર્ધન
૪. સુયશસ્
|
૫. સંગત (સંયુત)
૬. શાલિશૂક
|
૭. સોમશર્મન્
૮. શતધન્વન્
૯. બૃહદ્રથ

૧૦. રાજા — ૧૩૭ વર્ષ

(૬) વાયુ પુરાણ ૬[૬]
૧. ચંદ્રગુપ્ત — ૨૪
૨. નંદસાર — ૨૫
૩. અશોક — ૩૬
|
૪. કુલાલ — ૮
|
૫. બંધુપાલિત — ૮
|
પુત્ર
|
૬. દશોન — ૭
|
૭. દશરથ — ૮
|
૮. સંપ્રાતિ — ૯
૯. શાલિશૂક — ૧૩
૧૦. દેવધર્મા — ૭
|
૧૧. શતધનુ — ૮
૧૨. વૃહદ્રથ — ૮૭

૯ રાજા — ૧૩૭ વર્ષ

(૭) ભવિષ્યોત્તર પુરાણ[૭]
૧. ચંદ્રગુપ્ત — ૩૪
૨. નંદસાર — ૨૮
૩. અશોક — ૩૬
૪. કુનાલ — ૮
૫. બંધુપાલિત — ૮
૬. દશોન — ૭૦
૭. દશરથ — ૮
૮. સંપ્રતિ — ૮
૯. શાતિશૂક — ૧૩
૧૦. દેવધર્મા — ૭
૧૧. શતધનુ — ૮
૧૨. બૃહદ્રથ — ૮૭

---

૩. ખંડ ૩, અ. ૭૪, શ્લો. ૧૪૪–૧૪૯
૪. ખં. ૪, અ. ૨૪, શ્લો. ૭–૮
૫. સ્કંધ ૧૨, અ. ૧, શ્લો. ૧૩–૧૬
૬. પાર્જિટર, ડિનેસ્ટીઝ ઓફ કલિ એજ, પૃ. ૨૮–૩૦.
૭. માંકડ, પૌરાણિક ક્રોનોલૉજી, પૃ. ૯૯

આમાંનાં સર્વ મહાપુરાણોમાં મૌર્ય વંશનો કુલ રાજ્યકાલ ૧૩૭ વર્ષનો જણાવ્યો હોઈ એ આંકડો શ્રદ્ધેય ગણાય.

રાજાઓની સંખ્યા કેટલાંક પુરાણોમાં ૯ અને બીજાં કેટલાંક પુરાણોમાં ૧૦ જણાવી છે. મત્સ્ય પુરાણની યાદીમાં સંખ્યા ૧૦ જણાવી, ૭ રાજાઓ જ ગણાવ્યા છે, પરંતુ એમાં કેટલીક પંક્તિ સ્પષ્ટતઃ લુપ્ત થઈ લાગે છે. વાયુ પુરાણ તેમ જ બ્રહ્માંડ પુરાણમાં ૯ સંખ્યા આપીને ૯ નામ ગણાવ્યાં છે. વિષ્ણુપુરાણમાં ૧૦ સંખ્યા જણાવીને ૧૦ નામ ગણાવેલાં છે. ભાગવત પુરાણમાં ૧૦ સંખ્યા કહીને ૯ નામ આપ્યાં છે. વાયુ પુરાણની ङ પ્રતમાં ૯ સંખ્યા દર્શાવીને નામ ૧૨ ગણાવ્યાં છે.

સર્વ મહાપુરાણોમાં મૌર્ય વંશના પ્રથમ રાજા તરીકે ચંદ્રગુપ્તનું નામ આવે છે અને જ્યાં જ્યાં એનો રાજ્યકાલ દર્શાવ્યો છે ત્યાં ત્યાં બધે ૨૪ વર્ષ જણાવ્યાં છે. (મત્સ્ય પુરાણમાં चतुर्विंशत्समा राजा चन्द्रगुप्तो भविष्यति એ પંક્તિ લુપ્ત થઈ લાગે છે.)

બીજા રાજાના નામનાં ભદ્રસાર – બિંદુસાર – વારિસાર – નંદસાર એવાં રૂપાંતર મળે છે તે સ્પષ્ટતઃ બિંદુસાર માટેનાં છે. મહાપુરાણોમાં બધે એનું રાજ્ય ૨૫ વર્ષનું જણાવેલું છે. (મત્સ્ય પુરાણમાં એને લગતી પંક્તિ લુપ્ત થઈ લાગે છે.)

ત્રીજા રાજાનું નામ અશોક અથવા અશોકવર્ધન આપ્યું છે; અને સર્વત્ર એનો ૩૬ વર્ષનો રાજ્યકાલ જણાવ્યો છે. (મત્સ્ય પુરાણમાં દશરથ-સંપ્રતિને લગતા શ્લોક પછી આવવો જોઈતો શ્લોક અશોકને લગતા શ્લોકની પહેલાં મૂકેલો છે તેમાં સરતચૂકથી ક્રમદોષ થયો લાગે છે.[૮])

ચોથા રાજાનું નામ ઘણાં પુરાણોમાં કુશાલ – કુલાલ – કુનાલ અને કેટલાંક પુરાણોમાં સુયશસ્ લખ્યું છે. કુનાલનો રાજ્યકાલ સર્વત્ર ૮ વર્ષનો જણાવ્યો છે. સુયશસ્ નામવાળી યાદીઓમાં રાજ્યકાલની વિગત આવતી નહિ હોઈ, કુનાલ અને સુયશસ્‌ના સમીકરણ વિશે ખાતરી થતી નથી, પરંતુ શ્રી રાયચૌધરી અને શ્રી વિદ્યાલંકાર સૂચવે છે તેમ એ બે એક જ વ્યક્તિનાં નામ હોવા સંભવે છે.[૯] (મત્સ્ય પુરાણમાં આ રાજાને લગતી પંક્તિ લુપ્ત થઈ લાગે છે.)

આ પહેલા ચાર રાજાઓના રાજ્યકાલનો સરવાળો ૨૪ + ૨૫ + ૩૬ + ૮ = ૯૩ વર્ષ થાય છે.

---

૮. પાર્જિટર, ડિ.ક.એ, પૃ. ૨૭

૯. રાયચૌધરી, પોહિએઈ; પૃ. ૩૪૯, ૩૬૭; વિદ્યાલંકાર, ભા.ઈ.રૂ, ૨, ૬૧૫

પછીના રાજાઓને લગતી વિગતોમાં ઘણો ફેર પડે છે. પરંતુ છેલ્લા ત્રણ રાજાઓને લગતી હકીકત લગભગ એકસરખી હોવાનું માલૂમ પડે છે. એમાંના પહેલાનું નામ દેવવર્મા—સોમશર્મા—દેવધર્મા છે, બીજાનું નામ શતધર—શતધનુષ્—શતધન્વા—શતંધનુ—શતધનુ છે અને છેલ્લાનું નામ વૃહદશ્વ—બૃહદ્રથ—વૃહદ્રથ છે. પહેલાએ ૭ વર્ષ, બીજાએ ૮ વર્ષ અને ત્રીજાએ ૭ વર્ષ રાજ્ય કર્યું જણાય છે. કેટલીક પ્રતોમાં બૃહદ્રથનાં વર્ષ ૭ને બદલે ૭૦ કે ૮૭ કહ્યાં છે તે પાઠદોષ લાગે છે. (મત્સ્ય પુરાણમાં શતધન્વાનાં ૮ને બદલે ૬ છે તે પણ પાઠદોષ હોવા સંભવે છે.[૧૦] અને એમાં શતધન્વાના પુરોગામીને લગતી પંક્તિ રહી ગઈ લાગે છે.) આ છેલ્લા ત્રણ રાજાઓના રાજ્યકાલનો સરવાળો ૭ + ૮ + ૭ = ૨૨ વર્ષ થાય છે.

આમ પહેલા ચાર રાજાઓનાં કુલ ૯૩ વર્ષ અને છેલ્લા ત્રણ રાજાઓનાં કુલ ૨૨ વર્ષ થતાં હોઈ, એ સાત રાજાઓનો કુલ રાજ્યકાલ ૧૧૫ વર્ષનો થયો. અને આ રાજવંશનો કુલ રાજ્યકાલ સ્પષ્ટતઃ ૧૩૭ વર્ષનો હોઈ, બાકીના રાજાઓનો કુલ રાજ્યકાલ ૧૩૭ − ૧૧૫ = ૨૨ વર્ષનો હોવાનું ફલિત થાય છે.

આ રાજાઓ કેટલા અને કયા એ બાબતમાં આ યાદીઓમાં ઘણો વિગતભેદ રહેલો છે.

વાયુ અને બ્રહ્માંડ બંધુપાલિત —૮ વર્ષ અને ઈન્દ્રપાલિત — ૧૦ વર્ષ જણાવે છે, જેનો સરવાળો ૧૮ વર્ષ થાય છે. વિષ્ણુ અને ભાગવત સોમશર્માની પહેલાં સંયુત (સંપ્રતિ) અને શાલિશૂકનાં નામ આપે છે. વિષ્ણુ પુરાણ વળી એ પહેલાં દશરથ એવું ત્રીજું નામ ઉમેરે છે. આ બંને પુરાણોમાં એમના રાજ્યકાલના આંકડા આપેલા નથી. મત્સ્ય પુરાણમાં (સંભવતઃ દશોન—૭ વર્ષ)[૧૧] દશરથ—૮ વર્ષ અને સંપ્રતિ—૯ વર્ષ એમ ત્રણ રાજાઓ ગણાવ્યા છે, જેના રાજ્યકાલનો સરવાળો ૨૪ વર્ષ થાય છે. વાયુપુરાણની ड પ્રતમાં તેમ જ ભવિષ્યોત્તર પુરાણમાં કુનાલ અને શાલિશૂકની વચ્ચે બંધુપાલિત—૮ વર્ષ, દશોન—૭ વર્ષ (ભવિ૦માં ૭ ને બદલે ૭૦નો આંકડો આપેલો છે તે પાઠદોષ હોવા સંભવે છે), દશરથ—૮ વર્ષ, સંપ્રતિ—૯ વર્ષ અને શાલિશૂક—૧૩ વર્ષ એમ બધા મળીને ૫ રાજાઓ—૪૫ વર્ષ જણાવેલ છે. આમાંનો કોઈ સરવાળો ૨૨ વર્ષનો થતો નથી. પરંતુ ભાગવત

---

૧૦. भविता शतधन्वा च तस्य पुत्रस्तु षट् समाः । માં पुत्रस्त्वष्ट समाः હોવા સંભવે.

૧૧. सप्तानां दश वर्षाणिમાં કંઈ ઊલટસૂલટ થયું લાગે છે અને ખરો પાઠ વાયુ પુરાણની ड પ્રતમાં છે તેમ दशोनः सप्त वर्षाणि હોવો જોઈએ (પાર્જિટર, ડિકએ, પૃ. ૨૭, ટી. ૪, પૃ. ૨૯, ટી. ૩૩).

પુરાણમાં આપેલાં સંપ્રતિ અને શાલિશૂકનાં નામો સામે અન્ય પુરાણોમાં જણાવેલા એમના ૯ વર્ષ અને ૧૩ વર્ષના આંકડા ઉમેરવામાં આવે, તો એ બેનો સરવાળો બરાબર ૨૨ વર્ષનો થાય છે. આથી મૌર્ય વંશના રાજાઓનાં નામ ભાગવત પુરાણ પ્રમાણેનાં સ્વીકારવાં ઘટે. આ અનુસાર આ વંશમાં ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક, સુયશસ્, સંપ્રતિ, શાલિશૂક, સોમશર્મા, શતધન્વા અને બૃહદ્રથ એ નવ રાજાઓ થયા હોવાનું સ્પષ્ટ થાય છે અને એમનો રાજ્યકાલ અનુક્રમે ૨૪ + ૨૫ + ૩૬ + ૮ + ૯ + ૧૩ + ૭ + ૮ + ૭ = ૧૩૭ વર્ષનો હોવાનું બરાબર બંધ બેસે છે.

તો પછી પેલા બંધુપાલિત (૮ વર્ષ) અને ઈન્દ્રપાલિત (૧૦ વર્ષ)નું તેમ જ દશોન (૭ વર્ષ) અને દશરથ (૮ વર્ષ)નું શું? વાયુ અને બ્રહ્માંડ, સંપ્રતિ અને શાલિશૂકની જગ્યાએ આમાં પહેલી જોડી જ આપે છે. મત્સ્ય એમાંના માત્ર સંપ્રતિને લઈ એની પહેલાં દશોન–દશરથની જોડી ઉમેરે છે. વિષ્ણુ પુરાણ સંપ્રતિ-શાલિશૂકની પહેલાં બીજી જોડીના બીજા રાજા દશરથનું નામ ઉમેરે છે. વાયુ-પુરાણની ઙ પ્રત અને ભવિષ્યોત્તર પુરાણમાં તો સંપ્રતિ-શાલિશૂકની જોડી ઉપરાંત એની પહેલાં પહેલી જોડીના બંધુપાલિતનું તેમ જ બીજી જોડીના દશોન અને દશરથનું નામ ઉમેરાયું છે. આ પરથી વાસ્તવમાં નીચે પ્રમાણે ત્રણ જોડી નજરે પડે છે:–

| | | |
|---|---|---|
| બંધુપાલિત – ૮ વર્ષ | દશોન – ૭ વર્ષ | સંપ્રતિ – ૯ વર્ષ |
| ઈન્દ્રપાલિત – ૧૦ વર્ષ | દશરથ – ૮ વર્ષ | શાલિશૂક – ૧૩ વર્ષ |

આ ત્રણ જોડીઓનો પરસ્પર સંબંધ શો? સ્મિથે દશરથને કુનાલ, સંપ્રતિને બંધુપાલિત અને શાલિશૂકને ઈન્દ્રપાલિતના વિકલ્પમાં મૂકયા છે.[૧૨] જાયસવાલે દશરથનું બંધુપાલિત અને સંપ્રતિનું ઈન્દ્રપાલિત એવું અપરનામ હોવાનું સૂચવ્યું છે.[૧૩] રાયચૌધરીએ પહેલું સમીકરણ સ્વીકાર્યું છે.[૧૪] ડૉ. ત્રિપાઠીએ આ બંને સમીકરણો સ્વીકારીને સંપ્રતિ – ઈન્દ્રપાલિતનું શાલિશૂક સાથે પણ સમીકરણ કર્યું છે.[૧૫] પરંતુ આ રાજાઓના રાજ્યકાલની ભિન્ન ભિન્ન વર્ષસંખ્યા જોતાં આમાંનાં કોઈ સમીકરણ સમીચીન ગણાય નહિ. વળી સંપ્રતિ કુનાલનો પુત્ર હોવાનું સુપ્રસિદ્ધ હોઈ, એ બેની વચ્ચે દશોન–દશરથ, દશરથ કે બંધુપાલિત–દશોન–દશરથ જેવા પિતા–પુત્રો થયા હોવા સંભવે નહિ. મૌર્ય વંશની મુખ્ય શાખામાં કુનાલનો ઉત્તરાધિકાર સીધો સંપ્રતિને જ મળ્યો હોવાનું સ્વીકારવું જોઈશે. અને

૧૨. સ્મિથ, હિંપ્રાઈ, પૂર્વાર્ધ, ૨૬૧–૬૨(અહિઇ, ચોથી આવૃત્તિ, પૃ. ૨૦૩)
૧૩. વિદ્યાલંકાર, ભાઈરૂ, ૨, ૬૧૭
૧૪. પોહિએઇ, ૩૬૭
૧૫. પ્રાભાઇ, પૃ. ૧૩૯

બંધુપાલિત – ઈન્દ્રપાલિતને તેમ જ દશોન – દશરથને આ વંશની બીજી સમાંતર શાખાઓના ગણવા જોઈશે.

સ્મિથે અશોકનું સામ્રાજ્ય સંપ્રતિ અને દશરથ એ બે પૌત્રો વચ્ચે વહેંચાયું હોવાની કલ્પના કરી છે,[૧૬] પરંતુ દશરથ એ અશોકનો પૌત્ર હોવાનું મને તદ્દન શંકાસ્પદ લાગે છે. ઈતિહાસકારો આને માટે વિષ્ણુ અને મત્સ્યનો આધાર આપે છે,[૧૭] પરંતુ વિષ્ણુપુરાણમાં તો વસ્તુત: અશોક પછી ततः सुयशाः, ततश्च दशरथः એટલો ઉત્તરાધિકાર – ક્રમ જ આપેલો છે, એમાં પિતાપુત્રનો સંબંધ દર્શાવવામાં આવ્યો નથી. મત્સ્ય પુરાણમાં તો દશરથને સ્પષ્ટત: અશોકના नप्ता (પૌત્ર)નો पुत्र કહ્યો છે.[૧૮] આ મુજબ દશરથને બદલે દશોન અશોકનો પૌત્ર હોવા સંભવે છે.

વળી પુરાણોમાં અશોક પછી કુનાલે ૮ વર્ષ રાજ્ય કર્યું હોવાનું સ્પષ્ટ જણાવ્યું હોઈ, કુનાલ અંધ હોવાથી અશોકનો ઉત્તરાધિકાર કુનાલના પુત્ર સંપ્રતિને મળ્યો હોવાની જૈન અનુશ્રુતિ શંકાસ્પદ લાગે છે.

અશોકનું સામ્રાજ્ય એના પૌત્રો વચ્ચે વહેંચાયું હોય એ તદ્દન સંભવિત છે, પરંતુ એ કુનાલના રાજ્યકાલ દરમ્યાન કે એની આખરે. મુખ્ય શાખા સંપ્રતિથી ચાલુ રહી લાગે છે, જ્યારે બંધુપાલિત અને દશોને જુદી શાખા સ્થાપી જણાય છે.

આ ગણતરી અનુસાર મહાપુરાણોમાંની મૌર્ય વંશાવળી ભાગવત પુરાણ પ્રમાણે લેવી ઘટે છે.[૧૯]

---

૧૬. પૂર્વ ભાગ દશરથને અને પશ્ચિમ ભાગ સંપ્રતિને ભાગ આવ્યો (સ્મિથ, અહિઈ, પૃ. ૨૦૩; હિપ્રાઈ, પૂર્વાર્ધ, પૃ. ૨૫૫).

૧૭. રાયચૌધરી, પોહિએઈ, પૃ. ૩૫૧; વિદ્યાલંકાર, ભાઈરૂ, ૨, ૬૧૬.

૧૮. षट्त्रिंशत्तु समा राजा भविताशोक एव च ।
सप्तानां दश वर्षाणि तस्य नप्ता भविष्यति ॥
राजा दशरथोऽष्टौ तु तस्य पुत्रो भविष्यति ।

૧૯. મત્સ્યપુરાણના શ્લોકોમાં એ પ્રમાણે સુધારોવધારો કરવામાં આવે, તો એમાંની વંશાવળી નીચે પ્રમાણે સુધારવી ઘટે:–

| | |
|---|---|
| ૧. ચંદ્રગુપ્ત – [૨૪ વર્ષ] | ૬. દશરથ – ૮ વર્ષ |
| [૨. બિંદુસાર – ૨૫ વર્ષ] | ૭. સંપ્રતિ – ૯ વર્ષ |
| ૩. અશોક – ૩૬ વર્ષ | [૮. દેવવર્મા – ૭ વર્ષ] |
| [૪. કુનાલ – ૮ વર્ષ] | ૯. શતધન્વા – ૮ વર્ષ |
| ૫. દશોન – ૭ વર્ષ | ૧૦. બૃહદ્રથ – ૭ વર્ષ |

સ્મિથ, રાયચૌધરી, જાયસવાલ વગેરેએ બૌદ્ધ અનુશ્રુતિને આધારે અશોકનાં ૩૬ + ૪ = ૪૦ વર્ષ ગણ્યાં છે,[૨૦] પરંતુ એની જરૂર તો વાયુ અને બ્રહ્માંડની યાદીના આંકડા સ્વીકારીએ તો જ ઊભી થાય, કેમ કે એનો સરવાળો ૧૩૭ને બદલે ૧૩૩ વર્ષનો થાય છે. સ્મિથ તો અશોકના અનુગામીઓ તરીકે દશરથ, સંપ્રતિ અને શાલિશૂકનો અંગીકાર કરીને એમનો રાજ્યકાલ અનુક્રમે ૮, ૮ અને ૧૦ વર્ષનો ગણે છે, પરંતુ સંપ્રતિ અને શાલિશૂકનો રાજ્યકાલ પુરાણોમાં સર્વત્ર ક્રમશ: ૯ અને ૧૩ વર્ષનો આપેલો છે. એના કરતાં તો એમણે પુરાણોએ આપેલા ૮, ૯ અને ૧૩ના આંકડા જ લીધા હોત, તો અશોકના રાજ્ય-કાલમાં ૪ વર્ષ ઉમેર્યા વિના જ ૧૩૭ વર્ષના સરવાળાનો મેળ મળી રહેત. જાયસવાલે અશોકના અનુગામી તરીકે કુનાલનો અંગીકાર કરીને બાકીનાં ૨૬–૮=૧૮ વર્ષ માટે દશરથ, સંપ્રતિ અને શાલિશૂકનાં અનુક્રમે ૮, ૯ અને ૧ વર્ષ ગણ્યાં છે, પરંતુ એમાં શાલિશૂકને માટે ૧૩ ને બદલે ૧ વર્ષ લેવું પડ્યું છે. વસ્તુત: અશોકના અનુગામીઓમાં કુનાલ, સંપ્રતિ, દશરથ અને શાલિશૂકનો ઉલ્લેખ અન્યત્ર પણ આવતો હોઈ એમની ઐતિહાસિકતાને સ્વીકારી આ સર્વ રાજાઓનો સમાવેશ કરવાનો પ્રયત્ન થયો છે. પરંતુ સંપ્રતિ અને દશરથને અલગ શાખાના ગણ્યા વિના, પુરાણોમાં આપેલા આંકડાઓનો મેળ મળે એમ નથી. આથી મહાપુરાણોમાં જણાવેલાં નામો તેમ જ વર્ષસંખ્યાઓને ઐતિહાસિક માનીએ, તો મૌર્ય વંશની મુખ્ય શાખા ભાગવત પુરાણ પ્રમાણે જ બંધ બેસે એમ છે એ નિ:શંક છે. આ ગણતરીએ મૌર્ય વંશની મુખ્ય શાખામાં ખરેખર ૯ રાજાઓ થયા જણાય છે. આ યાદીમાં અવાંતર શાખા પૈકીનું એકાદ નામ ભળી જતાં, આ સંખ્યા શરૂઆતમાં ૧૦ અને છેવટે ૧૨ સુધી વધવા પામી લાગે છે.

ટૂંકમાં, પુરાણો પ્રમાણે મૌર્ય વંશની મુખ્ય શાખામાં કુલ ૯ રાજા થયા અને એમણે એકંદરે ૧૩૭ વર્ષ રાજ્ય કર્યું.

---

૨૦. સ્મિથ, હિપ્રાઇ, પૂર્વાર્ધ, પૃ. ૨૬૦; રાયચૌધરી, પોહિએઇ, પૃ. પૃ. ૩૪૮; વિદ્યાલંકાર, ભાઈરૂ, ૨. ૬૧૭; ત્રિપાઠી, પ્રાભાઈ, પૃ. ૧૩૯.

# ૪. વીરોલના ક્ષત્રપ સિક્કા

અમૃત પંડ્યા

પશ્ચિમ ભારતમાં ઈ. સ. લગભગ ૧૨૫થી ૩૦૫ સુધી રાજ્ય કરી ગયેલા અષ્ટનના વંશના કાર્દમક ક્ષત્રપોના સિક્કા ગુજરાત અને ગુજરાતની લગોલગના રાજસ્થાન, માળવા અને મહારાષ્ટ્ર તથા દૂરના કનોજ, કોન્ડાપુર (હૈદરાબાદ પાસે, આન્ધ્ર), કેઓલર (જિ. છિન્દવાડા, મ.પ્ર.) વગેરેમાં મળી આવ્યા છે. ગુજરાતમાં સૌરાષ્ટ્રને આંગણે ઉપરકોટ (જૂનાગઢનો પ્રાચીન કિલ્લો), જૂનાગઢ, સોનપુર, વાસોજ, અમરેલી, નેસડા ઈત્યાદિ; તળ ગુજરાતમાં પાલનપુર, કામરેજ, કારવણ, અંકોટા, વડનગર વગેરે પ્રાચીન સ્થળે આ સિક્કા પ્રકાશમાં આવ્યા છે. ગુજરાતની લગોલગના પ્રદેશોમાંથી માળવામાં સુલતાનગંજ (રાયસેનજી), ગોંડારમાઊ (ભોપાલ પાસે), વિદિશા, સારંગપુર, ઉજ્જૈન, ઈત્યાદિ; રાજસ્થાનમાં સરવાણીઆ (વાંસવાડા), પુષ્કર, નગરી (ચિતોડગઢ નજીક) વગેરે સ્થળે અને મહારાષ્ટ્રમાં શિરાવલ (જુન્નર પાસે), નાશિક, ઈત્યાદિ ખાતે આ સિક્કાઓ મળી આવ્યા છે. આ સિવાય છૂટાછવાયા સિક્કાઓ, કે જેમના શોધસ્થળની માહિતી નથી, તેમની સંખ્યા ઘણી મોટી છે.

પુરાતત્ત્વની દૃષ્ટિએ એવા સિક્કાઓ કે જેમના શોધસ્થળની માહિતી નથી તેમનું મહત્ત્વ, જો તેઓ કોઈ નવું નામ કે બીજી હકીકત પ્રકાશમાં લાવતા ન હોય તો, લગભગ નહિવત્ છે. અમુક રાજવંશનો સિક્કો અમુક સ્થળે ભૂમિમાંથી મળે તો એથી એ સ્થળની જૂનવાણી સિદ્ધ કરવામાં એ ખૂબ મદદરૂપ થઈ પડે છે. છૂટા સિક્કા કોઈ સ્થળની પ્રાચીનતા પર પ્રકાશ પાથરતા નથી તેથી તેમનું મહત્ત્વ ઘટી જાય છે. આ દૃષ્ટિએ પ્રાચીન વસ્તુઓ એકઠી કરી કરીને સંગ્રહસ્થાન વગેરેને વેચનારા લોકો ઈતિહાસ-પુરાતત્ત્વના હેતુને ઘણી ક્ષતિ પહોંચાડી રહ્યા છે.

ઉપરોક્ત દૃષ્ટિએ સિક્કા પુરાતત્ત્વને ખૂબ સહાયક નીવડે છે. વડોદરા પાસે અંકોટાના ખોદકામમાં અમુક પડમાં બે ક્ષત્રપ સિક્કા મળી આવેલા અને તે આ પડો તથા તેમાંથી મળી આવેલી બીજી પુરાતત્ત્વ સામગ્રીનો સમય ચોક્કસ કરવામાં ચાવીરૂપ થઈ પડ્યા હતા.

ક્ષત્રપ સિક્કાઓ તળ ગુજરાતમાં બહુ મળી આવતા નથી. અંકોટાના ખોદકામમાં મળી આવેલા બે ક્ષત્રપ એટલા બધા ઘસાયેલા તથા કાટ ખાધેલા મળી આવેલા કે તે કયા ક્ષત્રપ રાજાના હતા તે જાણી શકાયું નથી. ('Two New Kshatrapa coins from Baroda Excavation', Dr. H. V.

Trivedi, J. Numis. Soc. 2nd-XV, 1, June 1953, p. 76-8). કારવણ ખાતેથી અત્યાર સુધીમાં માત્ર એક જ ક્ષત્રપ સિક્કો મળી આવ્યો છે. (Indian Archaeology, 1957-58, A Review, p. 61: 'Some Interesting coins from Karvan,' B. L. Mankad and R. N. Mehta, J. Numis. Soc. 2nd. XIII, 2, Dec. 1951, p. 219). કામરેજ(જિ. સૂરત) ખાતે પણ માત્ર ત્રણેક જ ક્ષત્રપ સિક્કાઓ મળી આવેલા.

ખેડા જિલ્લાના પેટલાદ તાલુકામાં સોજીત્રાના પાદરમાં વીરોલ ગામ છે. અહીં ચોમાસામાં વરસાદની ધોવાણ ક્રિયાથી સંખ્યાબંધ ક્ષત્રપ સિક્કાઓ મળી આવે છે. જેને ગામલોકો પૂજામાં મૂકતા હોવાનું કહેવાય છે. આવા સો એક ક્ષત્રપ તપાસવાની મને તક મળી આવી છે. આ સિક્કાઓ રુદ્રદામન પહેલો(ઈ.સ. લગભગ ૧૪૩–૧૫૮), તેનો પુત્ર અને એક ઉત્તરાધિકારી રુદ્રસિંહ પહેલો(ઈ. સ. લગભગ ૧૮૧–૧૯૬) અને એના પુત્ર રુદ્રસેન પહેલા (ઈ. સ. લગભગ ૨૦૩–૨૨૦)ના એમ ત્રણ રાજાઓના ચાંદીના સિક્કાઓ છે.

ઉપરોક્ત રાજાઓના જે સિક્કાઓ સામાન્યત: મળી આવે છે તેવા જ સિક્કા આ છે. સિક્કાઓનો આકાર ગોળ છે. એક બાજુ રાજાની આકૃતિ અને અવાચ્ય તથા વિકૃત ગ્રીક અક્ષરોનું લખાણ તથા વર્ષ અને બીજી (પાછલી) બાજુ ચૈત્ય ચિહ્ન પર અર્ધ ચંદ્ર તથા તેને ફરતું રાજાનામનું બ્રાહ્મી લિપિમાં લખાણ. ત્રણે રાજાઓનાં લખાણ નીચે પ્રમાણે છે:—

१. राजो क्षत्रपस जयदामपुत्रस राजो महाक्षत्रपस रुद्रदामस

२. राजो महाक्षत्रपस रुद्रदामपुत्रस राजो क्षत्रपस रुद्रसिहस

३. राजो महाक्षत्रपस रुद्रहास पुत्रस राजो क्षत्रपस रुद्रसेनस

વીરોલ અને સોજીત્રાની જૂનવાણી આ રીતે ઓછામાં ઓછી બીજી સદી જેટલી ઠરે છે. સોજીત્રા ખાતે એ જ સૈકાની એક મૂર્તિ મળી આવેલી અને વીરોલના આ સિક્કાઓમાંના જૂનામાં જૂના એટલે રુદ્રદામાના સિક્કા પણ એ જ સૈકાના છે.

# ૫. વિરમગામનું અર્ધસહસ્રલિંગ સરોવરમુ઼ઃ નસર તળાવ

જમનાદાસ મૂલચંદભાઈ પરીખ

વિરમગામમાં સોલંકી યુગના સમયમાં બંધાયેલું તળાવ છે; જે અત્યારે મુનસર તળાવના નામે ઓળખાય છે. આ તળાવ વિરમગામ શહેરની પશ્ચિમ દિશામાં છે, અને શહેરની લગોલગ છે.

પાટણના સહસ્રલિંગ તળાવનું નામ તેના કિનારે સહસ્ર શિવલિંગ હોવાથી પડેલું, એવી દંતકથા લોકોમાં પ્રચલિત છે, પરંતુ તે તળાવ કેવું ભવ્ય હશે, તેની સાચી કલ્પના તો વિરમગામના આ મુનસર તળાવ ઉપરથી આવી શકે તેમ છે. જે સમયે આ સરોવર બંધાયું હશે, ત્યારે તેના કિનારે પાંચસો દહેરીઓ હશે, એમ માની શકાય.

હાલમાં મુનસર તળાવના દક્ષિણ કિનારે લગભગ પોણાબસો દહેરીઓ છે; તથા પશ્ચિમના કિનારે પચાસ આખી અને બીજી તેટલી અર્ધભગ્ન સ્થિતિમાં જોઈ શકાય છે. આ રીતે દક્ષિણ અને પશ્ચિમ કિનારાની આશરે સવાબસો દહેરીઓ તો આજે પણ જોઈ શકાય છે. તેમાં દોઢસોથી વધુ તો સંપૂર્ણ રીતે અખંડ કહી શકાય તેવી છે.

મુનસર તળાવના દક્ષિણ તથા પશ્ચિમ કિનારાની દહેરીઓ જેવી સ્થિતિ ઉત્તર તથા પૂર્વ કિનારાની દહેરીઓની નથી. મુસ્લિમ યુગના સમયમાં લડાઈ-ઝગડા તથા ધર્મ–ઝનૂનના, આ કિનારાઓ ભોગ બનેલ હોવા છતાં પણ છૂટી છૂટી લગભગ સાઠ દહેરીઓ આજે પણ જોઈ શકાય છે. વધુમાં તળાવની રચના શંખાકારે છે. આથી સાહજિક રીતે માની શકાય છે કે તળાવની ચારે દિશાઓમાં મળી કુલ પાંચસો દહેરીઓ હશે. શૈવ ધર્મમાં પાંચના અંકનું મહત્ત્વ સવિશેષ છે. શિવનાં પાંચ સ્વરૂપો મુખ્ય ગણાય છે: સદોદિન, ઈશાન, વામદેવ, અઘોર અને તત્પુરુષ. તળાવ ફરતી, કિનારે આવેલી આ બધી દહેરીઓમાં શિવલિંગ સ્થાપવાની જળાધારીઓ સ્પષ્ટ રીતે જણાય છે. આથી આ બધી દહેરીઓ શિવાલયો હશે, તે ચોક્કસ કહી શકાય છે.

તળાવ ફરતાં આ રીતે પાંચસો શિવાલયો હશે, એમ પ્રતિપાદિત થતું હોઈ, આ સરોવરને અર્ધ સહસ્રલિંગ કહી શકાય.

તળાવને ચાર ઓવારા છે. પૂર્વના ઓવારે હનુમાનની દહેરી હોઈ, તે હનુમાનના ઓવારા તરીકે ઓળખાય છે. દક્ષિણ દિશાનો ઓવારો સાસુ-વહુના ઓરડાના ઓવારાથી ઓળખાય છે. આ ઓવારા ઉપર વિશાળ કદનાં બે મોટાં શિવમંદિરો છે. લોકકથાઓ હમેશાં જોડિયાં દહેરાંઓમાં કંઈક ને કંઈક કલ્પનાઓ ચલાવતી રહી છે. આથી આ બે મોટાં દહેરાંની જોડ જોઈને, લોકોએ સાસુ-વહુની કલ્પના કરી હશે.

આ મોટાં દહેરાંની ફરતે સુંદર પૂતળીઓ કોતરેલી છે. નૃત્યશાસ્ત્રની મુદ્રાઓ કરતી નર્તકીઓ, તપશ્ચર્યા કરતા સાધુઓ અને રૂપવાન દેવતાઓને શિલ્પમાં કંડાર્યાં છે. વચગાળાના ધર્મઝનૂનના યુગમાં આ બધી શિલ્પ-પ્રતિમાઓ ખંડિત કરવામાં આવી છે. તેથી તેમાં કોઈ પ્રતિમા સંપૂર્ણ નથી. કોઈ ને કોઈ અંગ તૂટેલું છે. છતાં પ્રાચીન શિલ્પની સપ્રમાણતા અને સુરેખતાની દૃષ્ટિએ આ પ્રતિમાઓ અવશ્ય જોવા જેવી છે.

આ તળાવની સઘળી દહેરીઓ ફરતે શિલ્પ પ્રતિમાઓ છે; અને તે દરેક પ્રતિમામાં નૃત્ય મુદ્રાઓ ઉપસાવવા શિલ્પીઓએ સજીવ પ્રયત્ન કર્યો છે. એટલે નૃત્યશાસ્ત્રના કોઈ અભ્યાસી જો આ પ્રતિમાઓનું નિરીક્ષણ કરે તો પ્રાચીન સમયના નૃત્યશાસ્ત્રની લગભગ બધી મુદ્રાઓ કેવી હતી તે આજની દુનિયાને જરૂર કહી શકે. નૃત્યશાસ્ત્ર ને શિલ્પમાં ઉતારનારા આ શિલ્પીઓ લલિત કલાઓમાં પ્રવીણ હશે તેમાં કાંઈ શંકા નથી.

તળાવની પશ્ચિમ બાજુએ મુનસરી માતાના નામથી ઓળખાતું મંદિર છે. આ મંદિર તળાવના પાણી આવવાના માર્ગ ઉપર બાંધેલું છે. પ્રાચીન સ્થાપત્ય-શાસ્ત્રીઓ તળાવમાં કચરો ન આવી શકે તે માટે પાણી આવવાના માર્ગ ઉપર અદ્‌ભુત યુક્તિનો ઉપયોગ કરતા, એનું અહીં પ્રત્યક્ષ ઉદાહરણ જોવા મળે છે. તળાવમાં પાણી જે માર્ગેથી આવે છે, ત્યાં અષ્ટકોણ કુંડ બાંધેલો છે. કુંડને પત્થરની વિશાળ જાળીઓવાળો બનાવેલો છે. આથી પાણીમાં તણાઈ આવતાં લાકડાના કકડાઓ, ઘાસ, કચરો વગેરે આ જાળી પાસે અટકી જાય છે. તે પછી પાણી કુંડમાં પ્રવેશ કરે અને કેટલોક ગાળ ત્યાં ઠરે. ત્યાર બાદ એક નાની નીક દ્વારા આ ચોકખું પાણી તળાવમાં પ્રવેશ કરે. આથી તળાવમાં જે પાણી આવે તે ઘણું નીતર્યું હોય છે.

પાણી આવવાની આવી ગોઠવણ અમદાવાદના કાંકરિયા તળાવમાં પણ છે. આવી પદ્ધતિથી તળાવમાં કાંપ ન આવે. અને તળાવ સદા ઊંડું રહે.

મુનસર તળાવની પશ્ચિમ બાજુએ આ રીતે પાણી આવવાનો માર્ગ છે. અને જેમાં ગાળ ઠારવાની ખૂબી છે, તે કુંડમાં વરુણ વગેરે દેવોની શિલ્પ પ્રતિમાઓ પણ કોતરેલી છે. આ પ્રતિમાઓ અત્યારે ખંડિત સ્થિતિમાં હોવા છતાં પણ સમજી શકાય તેવી છે.

જ્યારે મુનસર સંપૂર્ણ હાલતમાં હતું ત્યારે દરેક દહેરીમાં ઘંટડી હતી. અને બધી ઘંટડીઓ વગાડવા માટે મુનસરી માતાવાળી જગાએથી દોરી ખેંચવી પડતી હતી. અત્યારે પણ ઘંટડીઓ બાંધવાની દોરીઓનાં પસાર થવાનાં કાણાં — છિદ્રો — દરેક દહેરીમાં જોઈ શકાય છે. સંધ્યાકાળે આરતી સમયે એકી સાથે પાંચસો ઘંટડીઓ રણકતી હશે, ત્યારે તળાવનું વાતાવરણ ખરેખર અદ્‌ભુતતા ધારણ કરતું હશે.

મુનસર તળાવની આ વિશેષતા તો એક નોંધપાત્ર પરિચય લોકોક્તિરૂપે પણ પ્રચલિત છે. મુનસર તળાવ બાબરાભૂતે એક જ રાતમાં બાંધ્યું હતું; એવી દંતકથા વૃદ્ધો પાસેથી જાણવા મળે છે. આ બાબરો તે સિદ્ધરાજ જયસિંહના તામ્રપત્રોમાં તેમને માટે જે "બર્બરિક જિષ્ણુ" વિશેષણ વપરાયું તે બાબરો હોવો જોઈએ.

સોલંકી રાજાઓએ પકડેલા યુદ્ધકેદીઓ પાસે આ તળાવની મજૂરી કરાવી હશે. અને એ બધા બર્બર જાતિના હોવાથી બાબરાભૂત તરીકે લોકોએ દંતકથાઓમાં વણી લીધા હશે.

સામાન્ય રીતે આવાં કેટલાંક જૂનાં બાંધકામો માટે જનતા બધો યશ સિદ્ધરાજને તથા મિનલદેવીને આપે છે. તે રીતે આ મુનસર તળાવ માટે પણ બાંધકામનો યશ રાજમાતા મિનલદેવીને આપવામાં આવે છે. પરંતુ આ દંતકથા સાચી લાગતી નથી.

મુનસર તળાવના ઉત્તર કિનારે હાટડાના આરા નામે ઓળખાતો ચોથો ઓવારો છે. આ ઓવારા ઉપર પ્રાચીન બાંધકામના અવશેષ દહેરા જેવા નથી. પરંતુ મકાન જેવા છે. અને તેને ચાર ઓરડાઓ છે. આ ઓરડાઓની ભીંતોના ઉપરના પથ્થરોમાં તળાવ બંધાવનારનું નામ અંકિત થયેલું છે.

આ શિલાલેખ ઇતિહાસના સંશોધનની અતિ મહત્ત્વની કડી પૂરી પાડે છે. આ લેખ નીચે પ્રમાણે છે:—

"મહારાજાધિરાજ શ્રી વીરમદેવ ચ કપટ
મહારાન્ય શ્રી સૂમલાદેવ્યા ય કરવતી"

આથી સ્પષ્ટ થાય છે કે આ તળાવ બંધાવનાર વિરમદેવ વાઘેલા છે. આ લેખમાં તેમની મહારાણીનું નામ સૂમલાદેવી આપેલું છે.

ફૉર્બસ સાહિત્ય સભાએ પ્રગટ કરેલા "ગુજરાતના ઐતિહાસિક લેખો" નામના ગ્રંથના બીજા ભાગમાં પાન ૨૦૧ ઉપરનો લેખ આ પ્રમાણે છે:

"સંવત ૧૨૯૫ના વર્ષે માર્ગ સુદી ૧૪ ગુરુવારે બીજા ભીમદેવ મહારાજાએ ધૂસડી ગામમાં સોલૂરાણા લૂણપસા સુતરાણા વિરમે બંધાવેલા શ્રી વિરમેશ્વર તથા શ્રી સૂમુલેશ્વરનાં શિવાલયો માટે કેટલીક જમીનનું દાન આપેલું છે."

આ શ્રી વિરમેશ્વર તથા સૂમલેશ્વરના શિવાલયની જમીન તે હાલનું મુનસર તળાવ છે; એમાં કોઈ શંકા નથી. હાટડાના ઓવારાની બાજુના ઓરડામાં તે નોંધ જળવાઈ રહી છે. જ્યારે આ તળાવ બંધાયું હશે ત્યારે ધૂસડી નામનું ગામ વિરમગામની જગાએ હશે. હજી પણ વિરમગામમાં ધૂસડીઆનું તળાવ તથા મેદાન છે. કાળક્રમે ધૂસડીઆને બદલે આ ગામ રાજા વિરમદેવના નામથી વિરમગામ તરીકે ઓળખાતું થયું હશે.

દંતકથાઓમાં માત્ર એટલું જ સ્પષ્ટ જળવાઈ રહ્યું હશે કે તળાવ બાંધવામાં કોઈ રાણી પણ હોય, અને એ રાણી સૂમલાદેવી છે; તે ભૂલમાં જવાથી સમયાન્તરે સિદ્ધરાજની માતા મિનલદેવી દંતકથાઓમાં વાર્તારૂપે જળવાયાં હોવાથી આ તળાવ મિનલદેવીએ બંધાવ્યું હોવાથી લોકકલ્પના ચાલી હશે.

ખરી રીતે મુનસર તળાવ બંધાવનાર વાઘેલા વંશના વિરમદેવ છે, તે તામ્રપત્ર અને હાટડાના ઓવારાના લેખથી નક્કી થાય છે. ધૂસડીનાં શિવાલયોને સંવત ૧૨૯૫માં દાન આપેલું છે. તેથી આ તળાવ કદાચ તે પહેલાં પાંચેક વર્ષે બંધાયું હોવાની શક્યતા છે. વિરમદેવના પિતા લવણપ્રસાદના પ્રધાનો વસ્તુપાળ-તેજપાળના બાંધકામોના લેખો સંવત ૧૨૮૮ના મળે છે. એટલે મુનસર તળાવ સંવત ૧૨૮૮ અને ૧૨૯૫ પહેલાં બંધાયું હશે એ નક્કી થઈ શકે છે.

મુનસરનો આકાર શંખ જેવો છે. હિન્દુ શિલ્પીઓએ વિવિધ આકારનાં ઘણાં તળાવો બાંધેલાં છે. એટલે એ રીતે મુનસરનો આકાર પણ પ્રાચીન શિલ્પ પરિપાટી અનુસાર છે.

આ તળાવ પ્રાચીન શિલ્પસ્થાપત્યમાં રસ ધરાવનારાઓએ ખાસ જોવા જેવું છે.

# ૬. શાંતિનાથ દેરાસર, પોરબંદરમાંહેના શિલાલેખ

## પુરાતત્ત્વ સંશોધન મંડળ — પોરબંદર

પુરાણોની પ્રાચીન સુદામાપુરી ગણાતું પોરબંદર ઇતિહાસ તેમ જ પુરાતત્ત્વના પુરાવાના આધારે બહુ જુનું શહેર નથી. તેરમી શતાબ્દીના થોડા છૂટાછવાયા શિલાલેખો કહી જાય છે કે અહીં એક નાનું બંદર ધરાવતું શહેર હતું, પણ ત્યાર પછી કાંઈ પુરાવા ઉપલબ્ધ નથી. મુઘલ સમયમાં જ્યારે ધુમલીના જેઠવા છાંયામાં સ્થિર થઈ પાડોશના આ બંદરને પોતાના અધિકાર નીચે લાવી તેને રાજધાની બનાવે છે, ત્યારે સૌરાષ્ટ્રના સ્થાનિક ઇતિહાસમાં પોરબંદર દેખાય છે. આ સમયથી ધીમે ધીમે આ શહેર અરબી સમુદ્ર પરના આ કાંઠાના બંદર તરીકે વિકસ્યું. વ્યાપારી કોમો આવી વસી, સમુદ્ર પરનો વેપાર ખેડયો અને સમૃદ્ધ બની.

આ સમયે એક અગત્યનું જૈન મંદિર, શાંતિનાથ જીનાલય અને એવા જ પ્રકારનું એક બીજું ગોપાલજીનું વૈષ્ણવ મંદિર અહીં બાંધવામાં આવ્યાં.

શાંતિનાથ મંદિર અત્યારના પોરબંદરના જૂના ભાગના મધ્યમાં પારેખ ચકલા નજીક ઊભું છે. મંદિરનો અગ્રભાગ રોમન કમાનો નાખીને ફરીને સુધારેલ છે; અને અંદરનો ભાગ સાધારણ રીતે હોય છે તેમ ભપકદાર ભીંતચિત્રોથી રંગીત છે. સ્તંભો, છતો, બાંધણીઓ અને નિજમંદિરની દિવાલો તે પરની મૂર્તિઓ સહિત રંગેલી છે. આ સિવાય તે સારા પ્રમાણમાં અકબંધ છે. બહુ સારી રીતે રક્ષાયેલ અને નિભાવેલ છે, અને તેથી આજ પર્યંત આ મંદિરે આ પ્રકારના બહુ જ સુંદર રીતે પ્રમાણ ધરાવતા અંતઃભાગોને રક્ષેલા છે. અંદરનો ભાગ સત્તરમી સદીની ઉત્તર સોલંકી ઢબે બાંધેલ છે. આ ઢબ શત્રુંજય અને એ કાળના અન્ય સ્થળે જોઈ શકીએ છીએ. ગૂઢ મંડપ, અંતરાળ, ભમતીયુક્ત ગર્ભગૃહ, અને તેની પેલી બાજુ ઊંચી બેસણી પર ચતુર્મુખ મંદિર છે. જેની ત્રણ બાજુ ફરતે ૨૪ જીનસ્થાપિત ભમતી છે.

ગૂઢ મંડપને ૧૨ સ્તંભ છે; અને તેમાંના આઠ ઉપર કોતરણીવાળા ઘુંમટની છત છે, આ આઠની સાથે જોડેલ ચાર વધારે સ્તંભો મંડપમાં જ હસ્તીશાળા બનાવે છે.

ગૂઢ મંડપની દક્ષિણ દિવાલે, સાથેના ભંડારના બારણા નજીક ઊંચે, બે શિલાલેખ લગોલગ જડેલા છે. આ શિલાલેખ ૧૧–૧૧"ના આરસ પર કોતરેલ છે.

પહેલા શિલાલેખમાં ૧૪ લીટીઓ છે, જેમાંની છેલ્લી બે લીટીઓ મોટા અક્ષરોવાળી છે. શિલાલેખની ભાષા સંસ્કૃત મિશ્રિત ગુજરાતી છે. લિપિ ભૂલ ભરેલી અને કાંઈક ન સમજાય તેવી છે, જેનો લેખક સુશિક્ષિત જૈન સાધુ લાગતો નથી; સૌરાષ્ટ્રના આ કિનારાના જૈન વણિકોમાં આજે પણ દેખાતી ભાષાની ખાસિયત તેમાં ચોકખી દેખાય છે. કોતરણી ખામીથી ભરપૂર છે. શબ્દોની જોડણી અશુદ્ધ છે, કયારેક સ્વરો જ ભૂલાયા છે, અને વિરામ ચિહ્નો સંતોષ આપતાં નથી. બન્ને શિલાલેખોનો સમય સંવત ૧૬૯૧ છે.

શિલાલેખો મંદિરનિર્માણને લગતા છે. પહેલો મોટો લેખ જેઠવા વંશ પર પ્રકાશ ફેંકે છે, એટલા પૂરતો અગત્યનો છે; અને તે બારોટની વહીઓ પરથી વૅટસને લીધેલ વંશવેલને તપાસવા સહાય કરે છે. આ અગત્યના વંશ માટે પુરાતત્ત્વની વસ્તુના આધારની જે અછત છે તેને આ પ્રથમ લેખિત પુરાવો કાંઈક અંશે ઓછી કરે છે.

આ શિલાલેખમાં નીચે મુજબ વસ્તુસાર છે:

રાણા શ્રી ખીમાજીના રાજયમાં અને કુંવર વિક્રમજીના યુવરાજપદ-કાળમાં સંધાઉ જૈન મંદિર પારીખ સવજી કહાનજીની સેવાએ બંધાયું.

જેઠવા વંશના શિલાલેખમાંહેના ક્રમને હવે બારોટકથિત વંશવેલા સાથે સરખાવીએ.:

| શિલાલેખમાં આપેલ વંશ : | બારોટ તેમ જ વૉટસન આધારે જેઠવા વંશ: |
|---|---|
| ૧. રાણાશ્રી રામજી | ૧. રાણાશ્રી ભાણજી |
| ૨. રાણાશ્રી મેહજી | ૨. રાણાશ્રી રાણોજી |
| ૩. રાણાશ્રી ખીમાજી | ૩. રાણાશ્રી ખીમાજી |
| ૪. રાણાશ્રી રામજી. | ૪. રાણાશ્રી રામદેવજી |
| ૫. રાણાશ્રી ભાણજી | ૫. રાણાશ્રી ભાણજી |
| ૬. રાણાશ્રી ખીમાજી | ૬. રાણાશ્રી ખીમાજી |
| ૭. રાણાશ્રી વિક્રમજી | ૭. રાણાશ્રી વિક્રમાતજી |

શરૂઆતનાં બે નામ શિલાલેખમાં જુદાં આપેલ છે, બીજાં નામોમાં, ખાસ કરીને ચોથાં અને સાતમામાં અલ્પ ફેરફાર છે.

શિલાલેખમાંના રામજી બીજા, ચાલી આવતી વાત મુજબ, જામનગરના જામ સતાજીના હાથે મૃત્યુ પામેલ. તેના પુત્ર ભાણજી, રઝડપાટમાં મૃત્યુ પામ્યા. તે ભાણજી રાણાનાં રાણી કલાંબાઈ, જેનો શિલાલેખમાં નિર્દેશ છે, તેણે મહેર લોકોની સહાયથી જેઠવાની ગઈ સત્તા ફરીને મેળવી. બરડો ડુંગર તેમ જ પ્રદેશ એ જ નામથી એ જમાનામાં ઓળખાતાં.

આ મંદિર જે જીનને અર્પિત બંધાયું, તે તીર્થંકરનું નામ આ શિલાલેખમાં નથી. અત્યારે આ મંદિર શાંતિનાથનું છે, અને શાંતિનાથની પ્રતિમા ગભારામાં બિરાજે છે. સંવત ૧૮૩૩માં લખાયેલ માણિક્ય સાગરકૃત 'નર્મદાસુંદરી રાસ'ની હસ્તપ્રતના નામાચરણમાં દર્શાવેલ છે, કે પોરબંદરમાં શાંતિનાથ બિરાજે છે. આ શાંતિનાથ અત્યારે છે; અને મૂળ સ્થિતિએ પણ એ જ હશે.

પોરબંદરને લેખમાં પુરબંદિર કહે છે. મંદિરમાંહેની મૂર્તિઓની બેસણીઓ ઉપરના, પાછળના સમયના લેખમાં તેને પોરબિંદર, પોરબંદિર અને છેવટ અત્યારનું પોરબંદર કહે છે.

શિલાલેખમાંહેના પારીખ સવજી પણ એના જમાનાની એક મહત્ત્વની વ્યક્તિ જણાય છે. તે શહેરના નગરશ્રેષ્ઠિ હતા; અને તેણે શાહજહાનના મુઘલ દરબારમાં જઈ, પોરબંદરનાં બારાંએ લેવાતી જકાતમાં છૂટછાટ મેળવવામાં અગત્યનો ભાગ લીધેલ હતો. ૬% માંથી ૩% જકાત તેણે કરાવી, હીજરી સન ૧૦૬૪માં. આ બાબતનું મુઘલ દરબારનું ફરમાન સવજી પારીખના વંશ-વારસો પાસે રક્ષિત છે. દાણ ઘટાડવા પંચ લઈને સવજી પારેખ દિલ્હી ગયેલા, તેના દિલ્હી દરબારમાંથી સફળ આગમને આપણા શિલાલેખના રાણા વિક્રમજીના પછી આવનાર રાણાશ્રી સરતાનજીએ સવજી અને તેના વંશ-વારસોને તાંબાના પતરે વંશ-વારસાગત કેટલીક જણસોની લગાત વરસાસન લખી આપેલ. આ તામ્રલેખ સંવત ૧૭૧૫નો હજુ પણ પોરબંદરના પારેખ શ્રી ગોવિંદજી દયાળના સંગ્રહમાં છે.

બીજો શિલાલેખ બહુ ટૂંકી વિગત આપે છે. મોટા અક્ષરે તે સાત લીટીઓમાં છે. તે બતાવે છે કે મૂળ ગભારો બાઈ રિખિમણિ તે ઇંદ્રજી કલ્યાણજીની પત્ની, તેણે પોતાના દ્રવ્યે બંધાવ્યો. ઇંદ્રજીએ પણ નિજ મંદિર બંધાવ્યું (અથવા તેમાં ઋષભજીની મૂર્તિ સ્થાપિત કરી) એમ દર્શાવે છે.

આ મંદિર સ્થપતિ ગણપતિ તે ગોવિંદના પુત્રે બાંધ્યું તે પહેલા શિલાલેખના અંત ભાગે લખેલ છે.

લાખ ખર્ચીને સંઘ માટે, શ્રીલાભને નામે આ જીનપ્રાસાદ નવો બાંધ્યો તે બીજા લેખમાં દર્શાવેલ છે.

શિલાલેખ ૧

१. ए प ण।। स्वस्ति श्री जयमंगल प्रणम्य।। संवत १६९१ माहासुदि।
२. १० शनौ।।श्री जिनप्रासाद नवोनीपनो। राणा श्री षीमाजीराज्ये। ते राणा
३. श्री वरडाना अधिश माहाप्रतापवंत थया। तत्र राणाश्री रामजी। राणा
४. श्री मेहजी (सु ?) राणाश्री षीमाजी। राणाश्री रामजी।। राणा भाणजी

५. तत्र पट्टराणी मुख्य बाई कल्ला तत्र कुक्षी रत्न प्रसुता माहाप्रतापवंत।
६. वैरीमुखभंजन वरडा अधिपति। राणाश्री षीमाजी तत्र सुत युवराज
७. पदवी कूंअर श्री विक्रमजी राज्ये श्री जिनविहार प्रासाद नवोनीप
८. नो। राणाश्री षीमाजी राज्ये बुधिनिधान प्रधान श्रीमाल ज्ञातीय।।
९. पारिष्य जगा। तस्यसुत पारिष्य शेणा। तस्य सुत पारिष्य वासण।
१०. ।। तस्य सुत पारिष्य कान्हजी तस्य भार्या कमलादे तत्र कुक्षी प्रसुता
११. धर्मभार धुरंधर दानगुणादि (वइ १) करी अलंकृता ज्ञातीद्धारण।
१२. श्रीमाली ज्ञातीय मुख्य पारिष्य शवजीनी सेवा माहि निप
१३. नो। गजधर माहाकुख्य गोविंद ततसु। गण
१४. पति! ए प्राद निपायो! इति मंगल। श्री.

શિલાલેખ ૨

१. ए प ण।। सवत १६९१ वर्ष माहासुदि १० श
२. नौ। श्री पुरबंदिरे मध्ये श्री जिनप्रासा
३. द नवो निपनो। श्री संवाउ। तेह लक्ष
४. षर्च्या नामे लाभं। इंद्रजी कल्याणजी
५. ऋषभजी वासोढलाभ। इंद्रजीनी भा
६. र्या वाई रिषिमणि मूल गभारो निपा
७. यो पोतानाइ द्रव्यइ।

અનુવાદ (શિલાલેખ ૧)

(૧) (+)(+)(+) સ્વસ્તિ શ્રી જયમંગલ ને વંદના સંવત ૧૬૯૧ વર્ષ શનિવાર મહાસુદ ૧૦ના દિવસે જૈન મંદિર (જીનપ્રાસાદ) રાણાશ્રી ખીમાજીના રાજ્યમાં નવું બંધાયું.

(૨) તે રાણાશ્રી બરડા (પ્રદેશ)ના મહા પ્રતાપવંત અધિશ થયા. ત્યાં રાણાશ્રી રામજી, રાણાશ્રી મેહજી (સુ ?), રાણાશ્રી ખીમાજી, રાણાજી રામજી, રાણાશ્રી ભાણજી. તેનાં પટ્ટરાણી મુખ્ય બાઈ કલ્લા જેના કુક્ષરત્ન મહા પ્રતાપવંત વૈરી મુખભંજન બરડાધિપતિ રાણાશ્રી ખીમાજી થયા.

(૩) તેના પુત્ર યુવરાજ પદવીધારી કુંવરશ્રી વિક્રમજી રાજ્યે આ નવું જૈન મંદિર (જીનવિહાર પ્રાસાદ) બાંધવામાં આવ્યું.

(૪) રાણાશ્રી ખીમાજીના રાજ્યમાં બુદ્ધિનિધાન પ્રધાન શ્રીમાલી જ્ઞાતિના પારિખ જગા, તેના પુત્ર પારિખ સેણા, તેના પુત્ર પારિખ વાસણ, તેના પુત્ર પારિખ કાન્હજી, તેની ભાર્યા કમલાદે તેની કુખે જન્મ્યા ધર્મભાર ધુરંધર દાન

ગુણાદિ (+)(+)(+)(+) અલંકૃત જ્ઞાતિ ઉધ્ધારક શ્રીમાલી જ્ઞાતિના મુખી પારિખ સવજીની સેવાથી બંધાયું.

(૫) મહા સ્થપતિ કુલના ગોવિંદ, તેના પુત્ર ગણપતિએ આ પ્રાસાદ બાંધ્યો. ઇતિ મંગલ શ્રી.

---

અનુવાદ (શિલાલેખ ૨)

(+)(+)(+) સંવત ૧૬૮૧ વર્ષ મહાસુદિ ૧૦ શનિવાર શ્રી પુરબંદિર મધ્યે શ્રી જીનપ્રાસાદ નવો બંધાયો. શ્રી સંઘાઉ તેમાં લાખ ખર્ચ્યા લાભ અર્થે. ઇંદ્રજી કલ્યાણજીએ ઋષભજી વાસો સ્થાપ્યો. ઇંદ્રજીનાં ભાર્યા બાઇ રિખમણિએ મૂલ ગભારો બંધાવ્યો પોતાના દ્રવ્યે.

# ૩. તત્ત્વજ્ઞાન વિભાગ

## ૧. ભાગવત અને માયાવાદ

ગોવિન્દલાલ હ. ભટ્ટ

૧. રામાયણ, મહાભારત અને ભાગવત એ ત્રણ ભારતીય સંસ્કૃતિના પાયા છે; તેમાં ભાગવત તો વાસ્તવિક રીતે પ્રાણરૂપ છે. શ્રીકૃષ્ણની લીલાની મનોહર યશોગાથા હોવાથી તે શૈવો અને વૈષ્ણવોમાં એકસરખી રીતે પ્રિય બન્યું છે. શ્રીકૃષ્ણ-ચરિતના વિકાસની દૃષ્ટિએ ભાગવતનો સમય હરિવંશ અને વિષ્ણુપુરાણ પછીનો હોવો જોઈએ એમ લાગે છે. બનતાં સુધી તે ઈ.સ. છઠ્ઠા સૈકાનો ગ્રંથ લાગે છે અને દક્ષિણમાં રચાયેલો જણાય છે. એકાદશ સ્કન્ધમાં દ્રવિડો નારાયણના ભક્ત તરીકે વર્ણવવામાં આવેલા છે. (૧૧.૫.૩૮, ૩૯, ૪૦) અને તામ્રપર્ણી અને કાવેરી નદીના પાત્રનું માહાત્મ્ય પણ વર્ણવવામાં આવેલું છે. ભક્તિની ઉત્પત્તિ પણ દ્રવિડ દેશમાં થઈ છે એમ ભાગવત માહાત્મ્ય (૧.૪૮) કહે છે.

૨. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણનું પ્રતિપાદન ભાગવતમાં જોવામાં આવે છે. શ્રીવલ્લભાચાર્યજી તો ભાગવતને ચતુર્થ પ્રસ્થાન તરીકે સ્વીકારે છે,[૧] અને બોપદેવની માફક સાત પ્રકારના અર્થ આપવાની પ્રતિજ્ઞા કરે છે,[૨] અને કહે છે કે ગીતામાં જે વિષયો ચર્ચવામાં આવેલા છે તેની સવિસ્તર ચર્ચા ભાગવતમાં

---

૧. वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ।।
તત્ત્વાર્થદીપ નિબંધ, શાસ્ત્રાર્થ પ્રકરણ, ૭

૨. शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे ।
एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते ।।
ત. દી. નિ., ભાગવતાર્થ પ્રકરણ, ૧.૨

બોપદેવે પણ આ સાત પ્રકારના અર્થ સ્વીકારેલા છે—
शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे ।
गुरूपदिष्टो योऽर्थस्तं विमृशन् विष्णुतत्परः ।।
હરિલીલા, ૧૨.૧૭

શ્રી વલ્લભાચાર્ય ત્રણ પ્રકારના અર્થ, ભાગવત ઉપર પોતે લખેલી 'સુબોધિની' નામની ટીકામાં આપે છે, અને બાકીના ચાર અર્થ ભાગવતાર્થ નિબંધમાં આપે છે: अर्थत्रयं तु वक्ष्यामि निबन्धेऽस्ति चतुष्टयम् । (સુબોધિની, ૧.૧.૧, મંગલાચરણની કારિકા ૯).

કરવામાં આવેલી છે, અને આ રીતે ભાગવત અને ગીતાનું એક પ્રકારનું ભાષ્ય જ છે.[3] આ કારણથી ભાગવતમાં ગીતાના બધાય વિષયોનું સવિસ્તર પ્રતિપાદન જોવામાં આવે છે. સંન્યાસીઓ પણ શ્રદ્ધાથી ભાગવત વાંચે છે. ભાગવત ખરેખર પારમહંસી સંહિતા પણ છે. શ્રીધરસ્વામીની ટીકા આજે પણ લોકપ્રિય છે.

૩. ભાગવત, ઉપનિષદો અને ગીતાની માફક અદ્વૈતવાદનું જ પ્રતિપાદન કરે છે. શ્રીકૃષ્ણ જ ભગવાન છે અને તે પોતે જ જીવ અને જગદ્રૂપે થયેલા છે, રસાત્મક સ્વરૂપમાંથી જ ચેતન અને અચેતન જગતનો આવિર્ભાવ થયેલો છે, સમસ્ત વિશ્વ ભગવાનની રંગભૂમિ છે, ક્રીડા-ભાંડ છે; આ બધું તેની લીલારૂપ છે—આ એક પ્રકારનું અદ્વૈત છે અને ભક્તિમાર્ગમાં તેનો સ્વીકાર કરવામાં આવેલો છે. વેણીસંહાર નાટકમાં નારાયણ ભટ્ટ (ઈ. સ. આઠમો સૈકો) જે અદ્વયપૂર્વક—દ્વૈત વિના-પુરુષોત્તમની ભક્તિનો નિર્દેશ કરે છે(૬.૪૬, ૪૭, ભરતવાક્ય)[4], તે આવા પ્રકારની જ ભક્તિ છે. પરમાત્મા પોતે જ આ જગદ્રૂપ થયા, એટલે અદ્વૈત જ વ્યવહાર અવસ્થામાં પણ ચાલુ જ રહે છે, ભક્તિના સમયે પણ વિદ્યમાન હોય છે. મહર્ષિ અરવિંદે પણ આ જ સિદ્ધાંત સ્વીકારેલો છે.

૪. બ્રહ્મ જ સત્ય છે અને જગત મિથ્યા છે એમ જે શાંકર વેદાન્તમાં સ્વીકારવામાં આવેલું છે તે અદ્વૈતનો બીજો પ્રકાર છે. ગૌડપાદાચાર્યે અજાતિવાદનો ઉપદેશ કર્યો, અને તે સિદ્ધ કરવાને માટે વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ એ બૌદ્ધદર્શનના પ્રકારોની વિચારસરણી સ્વીકારી. વિચારો ઉપરાંત ભાષાની બાબતમાં પણ બૌદ્ધદર્શન અને ગૌડપાદના દર્શનની વચ્ચે સામ્ય આવ્યું. માંડૂક્યોપનિષત્કારિકાના ચતુર્થ પ્રકરણ અલાતશાંતિની ભાષા અને વિચારસરણીમાં બૌદ્ધદર્શનનો પ્રભાવ ઘણો જણાયો. શંકરાચાર્યે માયાવાદ—અનિર્વચનીયવાદ—સ્વીકારી અદ્વૈતનો મહિમા દર્શાવ્યો.

૫. આ બન્ને તત્ત્વચિન્તકો ઉપર બૌદ્ધદર્શનની આટલી બધી સ્પષ્ટ અસર હોવા છતાં કેટલાક વિદ્વાનો કહે છે કે ગૌડપાદ અને શંકરાચાર્યનાં તત્ત્વજ્ઞાનમાં જે છે તે બધું વેદાન્તનું છે, બૌદ્ધદર્શનનું પ્રતિબિમ્બ કે આભાસ નથી.[5] ગૌડપાદ

---

૩. गीता संक्षेपतस्तस्या वक्ता स्वयमभूद्धरिः।
तद्विस्तारो भागवतं सर्वनिर्णयपूर्वकम्।
व्यासः समाधिना सर्वमाह कृष्णोक्तमादितः॥
त. દી. નિ., સર્વનિર્ણય પ્રકરણ, ૨૨૧

૪. भवतु भगवन्भक्तिर्द्वैतं विना पुरुषोत्तमे। वे. ६. ४६[b]
त्वयि मुरनरकारौ भक्तिरद्वैत योगात्। वे. ६. ४७[c]

૫. પ્રો. ર. દા. કરમરકર; ગૌડપાદ કારિકા, ઉપોદ્ઘાત.

એ ઔપનિષદ દર્શનની શાખાના અનુયાયી છે અને તેમની વિચારસરણી સ્વતંત્ર છે. તેમણે બૌદ્ધદર્શનની પ્રક્રિયાઓનો ઉપયોગ પોતાના સિદ્ધાંતોના સમર્થન માટે કર્યો હોય પણ તેથી પોતાના વિચારોની મૌલિકતા જતી રહેતી નથી.

૬. ગૌડપાદાચાર્યની પહેલાં ભાગવત અને વિષ્ણુપુરાણમાં જગતનું મિથ્યાત્વ સ્વીકારનારો અદ્વૈતવાદ જોવામાં આવે છે. શ્રી રામાનુજાચાર્યના શ્રીભાષ્યમાં જે શાંકર પૂર્વપક્ષી છે તે પોતાના અદ્વૈતવાદના સમર્થન માટે વિષ્ણુપુરાણના શ્લોકોનું પ્રમાણ આપે છે. શ્રી રામાચાર્ય તેનું ખંડન કરી પોતાના મત પ્રમાણે બીજો અર્થ આપે છે. આમાં એટલી વાત સાચી કે વિષ્ણુપુરાણના શ્લોકોમાં એવો અર્થ રહેલો છે કે જેમાંથી શાંકર પૂર્વપક્ષી પોતાના મતનું સમર્થન કરવા પ્રેરાય છે. સ્વતંત્ર રીતે વિચાર કરતાં આપણને જણાય છે કે મિથ્યાત્વવાદવાળો અદ્વૈતવાદ વિષ્ણુપુરાણને પરિચિત છે અને પોતાના ઔપનિષદ–અદ્વૈતવાદમાં તેનો ઉપયોગ કરવાનું પોતાને યોગ્ય લાગ્યું છે.

૭. વિષ્ણુપુરાણની માફક ભાગવતમાં પણ મિથ્યાત્વવાદ-માયાવાદ-નો નિર્દેશ થયેલો છે. શાંકર દર્શનમાં જે દૃષ્ટાંતો વારંવાર આપવામાં આવે છે તે દૃષ્ટાંતો ભાગવતમાં જોવામાં આવે છે: દા.ત. મૃગતૃષ્ણા(૧૦. ૪૦.૨૬ ૭૩.૧૧), ઘટાકાશ (૧૨.૫.૫), स्वप्नमायामनोरथ (૬.૧૫.૨૩; ૧૦.૪૨.૨૫), माययारोपित्तं हितत् (૨.૧૦.૪૫) स्रजि वाहिवुद्धिः, (૪.૨૨.૩૮), ગન્ધર્વનગર (૬.૧૫.૨૩) રજ્જુસર્પ (૬.૯.૩૭; ૧૦.૬.૮; ૧૪.૨૫,૨૮), अस्मृतकण्ठमणि (૧૦.૮૭.૩૯); आत्मनि अविद्याध्यारोपिता देहात्ममतिः (૫.૧૩.૨૫), माया (૮.૩.૮), निषेधशेष (૮.૩.૨૪), निजमाययार्पित (૮.૩.૪; ૧૦.૫૫), सर्वं तत्स्वप्नसंस्तुतम् (૯.૪.૧૬), સ્વપ્નકલ્પ (૧૦.૪.૨૪), જલચંદ્રકંપ (૩.૭.૧૧) ઇત્યાદિ.

૮. આ બધાં દૃષ્ટાંતો શાંકર વેદાન્તમાં બહુ પ્રસિદ્ધ થયાં છે અને અ-સાધારણ લક્ષણ જેવાં બની ગયાં છે. શ્રી અમરનાથ રોયે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે આ બધાં દૃષ્ટાંતો ગૌડપાદની કારિકાની અસરથી ભાગવતમાં આવ્યાં છે. (બુલેટિન, સ્કૂલ ઓફ ઑરિએન્ટલ સ્ટડીઝ, વોલ્યુમ ૮, ૧૯૩૫–૧૯૩૭, પૃષ્ઠ ૧૦૭. . . ). આ મત યથાર્થ નથી, કારણ કે ભાગવતનો રચનાકાલ ગૌડપાદની પહેલાંનો છે. વસ્તુત: અસંગ વસુબંધુ અને નાગાર્જુનની વિચારધારા-ઓ બળવાન થતી ગઈ અને બીજાં દર્શનોમાં પ્રવેશ કરવા લાગી. આ બધું ગુપ્તકાળમાં બન્યું. કાલિદાસ પણ રજ્જુસર્પના દૃષ્ટાંતથી પરિચિત છે એમ શાકું-તલ નાટકમાં સાતમા અંકમાં આવેલા धुनोत्यहिशङ्कया એ શબ્દો[૬] ઉપરથી જણાય છે. બૌદ્ધદર્શનનો ઔપનિષદ–દર્શન ઉપર આ પ્રભાવ છે. ડૉ. મૂર્તિ અને

---

૬. स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया । શાકુન્તલ, ૭. ૨૪[a]

ડૉ. મહાદેવન જેવા અર્વાચીન વિદ્વાનો કહે છે કે ગૌડપાદ, શંકર અને બીજાઓના ગ્રંથોમાં જે મિથ્યાત્વવાદ જણાય છે, જે વિજ્ઞાનવાદી વિચારધારા વહે છે, તે વાસ્તવિક રીતે ઔપનિષદ-દર્શનની છે અને તેને વિજ્ઞાનવાદની વિચારસરણી ઉપકારક થઈ છે.[૭] આ મત અમને સ્વીકાર્ય લાગતો નથી: તેનું કારણ એ કે વિષ્ણુપુરાણની પહેલાંના વેદાન્ત દર્શનના ગ્રંથોમાં વિજ્ઞાનવાદી વિચારસરણી જોવામાં આવતી નથી. મહાભારતમાં આ વિચાસરણી જોવામાં આવતી નથી. સનત્સુજાત પર્વ અને મોક્ષધર્મ પર્વમાં સાંખ્ય, યોગ, પાશુપત, પાંચરાત્ર અને ઔપનિષદ દર્શન એમ પાંચ દર્શનોનો વિચાર થયેલો છે.[૮] તેમાં કોઈ પણ સ્થળે મિથ્યાત્વવાદનો આભાસ પણ જણાતો નથી. મહાભારતના સમયથી, અર્થાત્ ઈ. સ. પૂર્વે બીજા શતકથી તે વિષ્ણુપુરાણના સમય સુધી(ઈ. સ. પાંચમો શતક)ના ગાળામાં જેમ જેમ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ પ્રકટ થયો અને બળવાન બન્યો તેમ તેમ તેની અસર બીજાં દર્શનો ઉપર સ્વાભાવિક રીતે થવા લાગી. કાળક્રમે પુરાણોમાં આવતો મિથ્યાવાદ વલ્લભાચાર્ય જેવા આચાર્યોએ પણ સ્વીકાર્યો અને કહ્યું કે આ મિથ્યાત્વવાદ તો વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે છે,[૯] જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરવાને માટે નથી.

૯. મહાભારતમાં જે મિથ્યાવાદ નથી તે ગુપ્તકાલમાં પુરાણોમાં આવે છે. પુરાણોએ બૌદ્ધ વિચારસરણી અપનાવી લીધી અને એ રંગથી રંગાયેલું વેદાંત-દર્શન અસ્તિત્વમાં આવ્યું, ગૌડપાદ–દર્શન અને શાંકરદર્શન સંભવિત બન્યું. મહાભારતની પહેલાંના સમયમાં અને ઉપનિષદ અને ઋગ્વેદના સમયમાં મિથ્યાત્વવાદનો સંભવ જ રહ્યો નથી.

૧૦. ભાગવતે ખરેખરો સમન્વય કર્યો છે અને તેથી જ તેની લોકપ્રિયતા આજે પણ ચાલુ રહી છે.

---

૭. ડૉ. ટી. એમ્. પી. મહાદેવન્ : ગૌડપાદ
ડૉ. મૂર્તિ : સેન્ટ્રલ ફિલોસૉફી ઑફ બુદ્ધિઝમ્

૮. મહાભારત, ૧૨.૩૩૭.૫૯ (સમીક્ષિત આવૃત્તિ)—
सांख्यं योगं पञ्चरात्रं वेदाः पाशुपतं तथा ।
ज्ञानान्येतानि राजर्षे विद्धि नानामतानि वै ।।

૯. मायिकत्त्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते ।
ત. દી. નિ., શાસ્ત્રાર્થ પ્રકરણ ૮૯[ad]

વળી જુઓ : यन्मायिकत्त्वकथनं पुराणेषु प्रदृश्यते ।
तदैन्द्रजालपक्षेण मतान्तरमिति ध्रुवम् ।। ८२

# ૨. સત્ અને સત્ય

## એસ્તેર અ. સોલોમન

જગતપ્રપંચ એટલો અનાદિ-અનંત અને સર્વતોમુખ છે કે તેની કોઈ ને કોઈ સત્તા, તેનું અંતિમ મૂળરૂપ તત્ત્વ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. જગત-પ્રપંચનું જ્ઞાન સત્ય હશે? તો પછી ભ્રાંતિ કેમ થાય છે? જાગૃતિ આવતાં સ્વપ્ન મિથ્યા ઠરે છે, જ્યારે પીત શંખનું જ્ઞાન કેટલાક સમય સુધી યથાર્થ જણાય છે. એવું તો કેટલુંય જ્ઞાન જે વાસ્તવમાં અયથાર્થ છે તે યથાર્થ તરીકે ખપી જાય છે અને વ્યવહાર ચલાવે છે. તો પછી જગતપ્રપંચનું જ્ઞાન સત્ય હશે એની ખાતરી શી? અને મૂળ વસ્તુ કઈ હશે એ પણ કેમ ખબર પડે? સત્યજિજ્ઞાસુની સામે આ પ્રશ્ન આવીને ઊભો જ રહે છે. આ જગતનું કોઈ મૂળ કારણ અંતિમ તત્ત્વ છે એમ માન્યા સિવાય આપણી બુદ્ધિને ચેન પડતું નથી. જ્ઞાન-વિજ્ઞાન, આચાર, સૌંદર્ય દરેકના ક્ષેત્રમાં કોઈ સત્ય તો હશે જ અને તો પછી આ બધાં સત્યોનો સમન્વય કરી શકે એવું કોઈ અંતિમ સત્ય પણ હોવું જોઈએ. તેની શોધ કરવી એ વિચાર ઘણો જ રોચક લાગે છે. પણ એ સત્યની કસોટી શી? સત્ય એટલે સત્‌નું જ્ઞાન અથવા શાકટાયને વ્યુત્પત્તિ બતાવી છે તેમ જે સત્-અસ્તિત્વ ધરાવનાર વસ્તુ તરફ લઈ જાય છે તે જ્ઞાન[1], પણ સત્ જાણ્યા વિના તેનું જ્ઞાન સત્ય છે એમ કેમ કહેવાય? તેથી વિચાર કરતાં આ રોચકતા પલટાઈ મૂંઝવણમાં પરિણમે છે. તેથી તો તત્ત્વોપપ્લવવાદી કહે છે કે સત્ય જેવું કશું છે જ નહીં.[2] પણ સત્યનિષ્ઠા એમ ક્યાં જંપવા દે એમ છે અને સત્યજિજ્ઞાસાની મસ્તીમાં એક અનેરો આનંદ પણ છે. બુદ્ધને અઢળક સંપત્તિની વચ્ચે શાંતિ ન મળી અને તે સત્યની શોધમાં નીકળી પડ્યા, એ તત્ત્વજ્ઞાનની ઝંખના (Metaphysical craving) દરેકને થોડેઘણે અંશે સતાવતી હોય છે. તેથી સત્‌નો વિચાર એ દરેક તત્ત્વજિજ્ઞાસુને માટેનો પ્રશ્ન છે. દરેક દર્શને આ પ્રશ્નની છણાવટ કરી છે. જ્ઞાનમાત્ર બુદ્ધિ-ઉપપાદિત છે. તેમાં કેટલુંક સન્મૂલક છે અને બીજું બુદ્ધિના વિકલ્પરૂપ એમ સ્વીકારાય છે. આ રીતે જ્ઞાનમાંનું વૈવિધ્ય ઘટાવી શકાય.

---

१. निरुक्त १.१३

२. तत्त्वोपप्लवसिंह, पृ० १२५–(जयराशिभट्ट–तदेवमुपप्लुतेष्वेव तत्त्वेषु अविचारितरमणीयाः सर्वे व्यवहाराः घटन्ते इति।)

ડૉ. મહાદેવન જેવા અર્વાચીન વિદ્વાનો કહે છે કે ગૌડપાદ, શંકર અને બીજાઓના ગ્રંથોમાં જે મિથ્યાત્વવાદ જણાય છે, જે વિજ્ઞાનવાદી વિચારધારા વહે છે, તે વાસ્તવિક રીતે ઔપનિષદ-દર્શનની છે અને તેને વિજ્ઞાનવાદની વિચારસરણી ઉપકારક થઈ છે.[૭] આ મત અમને સ્વીકાર્ય લાગતો નથી. તેનું કારણ એ કે વિષ્ણુપુરાણની પહેલાંના વેદાન્ત દર્શનના ગ્રંથોમાં વિજ્ઞાનવાદી વિચારસરણી જોવામાં આવતી નથી. મહાભારતમાં આ વિચાસરણી જોવામાં આવતી નથી. સનત્સુજાત પર્વ અને મોક્ષધર્મ પર્વમાં સાંખ્ય, યોગ, પાશુપત, પાંચરાત્ર અને ઔપનિષદ દર્શન એમ પાંચ દર્શનોનો વિચાર થયેલો છે.[૮] તેમાં કોઈ પણ સ્થળે મિથ્યાત્વવાદનો આભાસ પણ જણાતો નથી. મહાભારતના સમયથી, અર્થાત્ ઈ. સ. પૂર્વે બીજા શતકથી તે વિષ્ણુપુરાણના સમય સુધી(ઈ. સ. પાંચમો શતક)ના ગાળામાં જેમ જેમ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ પ્રકટ થયો અને બળવાન બન્યો તેમ તેમ તેની અસર બીજાં દર્શનો ઉપર સ્વાભાવિક રીતે થવા લાગી. કાળક્રમે પુરાણોમાં આવતો મિથ્યાવાદ વલ્લભાચાર્ય જેવા આચાર્યોએ પણ સ્વીકાર્યો અને કહ્યું કે આ મિથ્યાત્વવાદ તો વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે છે,[૯] જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરવાને માટે નથી.

૯. મહાભારતમાં જે મિથ્યાવાદ નથી તે ગુપ્તકાલમાં પુરાણોમાં આવે છે. પુરાણોએ બૌદ્ધ વિચારસરણી અપનાવી લીધી અને એ રંગથી રંગાયેલું વેદાંત-દર્શન અસ્તિત્વમાં આવ્યું, ગૌડપાદ–દર્શન અને શાંકરદર્શન સંભવિત બન્યું. મહાભારતની પહેલાંના સમયમાં અને ઉપનિષદ અને ઋગ્વેદના સમયમાં મિથ્યાત્વવાદનો સંભવ જ રહ્યો નથી.

૧૦. ભાગવતે ખરેખરો સમન્વય કર્યો છે અને તેથી જ તેની લોકપ્રિયતા આજે પણ ચાલુ રહી છે.

---

૭. ડૉ. ટી. એમ્. પી. મહાદેવન્ : ગૌડપાદ
ડૉ. મૂર્તિ : સેન્ટ્રલ ફિલોસોફી ઑફ બુદ્ધિઝમ્

૮. મહાભારત, ૧૨.૩૩૭.૫૯ (સમીક્ષિત આવૃત્તિ)—
सांख्यं योगं पञ्चरात्रं वेदाः पाशुपतं तथा ।
ज्ञानान्येतानि राजर्षे विद्धि नानामतानि वै ।।

૯. मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते ।
ત. દી. નિ., શાસ્ત્રાર્થ પ્રકરણ ૮૯[ad]

વળી જુઓ : यन्मायिकत्वकथनं पुराणेषु प्रदृश्यते ।
तदैन्द्रजालपक्षेण मतान्तरमिति ध्रुवम् ।। ૮૨

# ૨. સત્ અને સત્ય

એસ્તેર અ. સોલોમન

જગતપ્રપંચ એટલો અનાદિ-અનંત અને સર્વતોમુખ છે કે તેની કોઈ ને કોઈ સત્તા, તેનું અંતિમ મૂળરૂપ તત્ત્વ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. જગત-પ્રપંચનું જ્ઞાન સત્ય હશે? તો પછી ભ્રાંતિ કેમ થાય છે? જાગૃતિ આવતાં સ્વપ્ન મિથ્યા ઠરે છે, જ્યારે પીત શંખનું જ્ઞાન કેટલાક સમય સુધી યથાર્થ જણાય છે. એવું તો કેટલુંય જ્ઞાન જે વાસ્તવમાં અયથાર્થ છે તે યથાર્થ તરીકે ખપી જાય છે અને વ્યવહાર ચલાવે છે. તો પછી જગતપ્રપંચનું જ્ઞાન સત્ય હશે એની ખાતરી શી? અને મૂળ વસ્તુ કઈ હશે એ પણ કેમ ખબર પડે? સત્યજિજ્ઞાસુની સામે આ પ્રશ્ન આવીને ઊભો જ રહે છે. આ જગતનું કોઈ મૂળ કારણ અંતિમ તત્ત્વ છે એમ માન્યા સિવાય આપણી બુદ્ધિને ચેન પડતું નથી. જ્ઞાન-વિજ્ઞાન, આચાર, સૌંદર્ય દરેકના ક્ષેત્રમાં કોઈ સત્ય તો હશે જ અને તો પછી આ બધાં સત્યોનો સમન્વય કરી શકે એવું કોઈ અંતિમ સત્ય પણ હોવું જોઈએ. તેની શોધ કરવી એ વિચાર ઘણો જ રોચક લાગે છે. પણ એ સત્યની કસોટી શી? સત્ય એટલે સત્‌નું જ્ઞાન અથવા શાકટાયને વ્યુત્પત્તિ બતાવી છે તેમ જે સત્-અસ્તિત્વ ધરાવનાર વસ્તુ તરફ લઈ જાય છે તે જ્ઞાન[1], પણ સત્ જાણ્યા વિના તેનું જ્ઞાન સત્ય છે એમ કેમ કહેવાય? તેથી વિચાર કરતાં આ રોચકતા પલટાઈ મૂંઝવણમાં પરિણમે છે. તેથી તો તત્ત્વોપપ્લવવાદી કહે છે કે સત્ય જેવું કશું છે જ નહીં.[2] પણ સત્યનિષ્ઠા એમ ક્યાં જંપવા દે એમ છે અને સત્યજિજ્ઞાસાની મસ્તીમાં એક અનેરો આનંદ પણ છે. બુદ્ધને અઢળક સંપત્તિની વચ્ચે શાંતિ ન મળી અને તે સત્યની શોધમાં નીકળી પડયા, એ તત્ત્વજ્ઞાનની ઝંખના (Metaphysical craving) દરેકને થોડેઘણે અંશે સતાવતી હોય છે. તેથી સત્‌નો વિચાર એ દરેક તત્ત્વજિજ્ઞાસુને માટેનો પ્રશ્ન છે. દરેક દર્શને આ પ્રશ્નની છણાવટ કરી છે. જ્ઞાનમાત્ર બુદ્ધિ-ઉપપાદિત છે. તેમાં કેટલુંક સન્મૂલક છે અને બીજું બુદ્ધિના વિકલ્પરૂપ એમ સ્વીકારાય છે. આ રીતે જ્ઞાનમાંનું વૈવિધ્ય ઘટાવી શકાય.

---

૧. निरुक्त १.१३

૨. तत्वोपप्लवसिंह पृ० १२५–(जयराशिभट्ट– तदेवमुपप्लुतेष्वेव तत्त्वेषु अविचारितरमणीयाः सर्वे व्यवहाराः घटन्ते इति।)

ઋગ્વેદ કાલમાં સમગ્ર વિશ્વનો સત્‌માં સમન્વય કરવાનો પ્રયત્ન થયો હતો (एकं सद्विप्रा बहुधा वदन्ति – ऋ. १. १४६. ४६)

કોઈકે એમ પણ વિચાર્યું કે મૂળ તો વસ્તુઓ 'નથી હોતી' અને પાછળથી ઉદ્‌ભવે છે તેથી 'અસત્‌' મૂળ કારણ હોવું જોઈએ અને તેમાંથી સત્‌નો ઉદ્‌ભવ થયો હશે. પણ જે સર્વથા નથી તેમાંથી કશુંક કેવી રીતે ઉદ્‌ભવી શકે? તેથી કેટલાકને સમન્વય સૂઝયો કે અસત્‌ એટલે સર્વથા નાસ્તિરૂપ નહીં, પણ જે અવ્યક્ત છે અને જેમાંથી સત્‌-વ્યક્ત વસ્તુ ઉદ્‌ભવે છે એટલે જે વ્યક્ત થાય છે. નાસદીય સૂક્તમાં સત્‌-અસત્‌ એ બંને એકાંતોનો નિષેધ છે અને છતાં ચિંતકને કોઈક અવ્યક્ત તત્ત્વ જગતના મૂળ તરીકે અભિપ્રેત છે જ. આમ સ્પષ્ટ થાય છે કે ઉપનિષત્કાલ સુધીના તત્ત્વચિંતનમાં એટલું તો નિશ્ચિતરૂપે સ્વીકારવામાં આવ્યું કે જગતનું મૂળ કારણ—સત્‌ કે અસત્‌—અભાવરૂપ હોઈ ન શકે. આ સત્ય બધાં જ દર્શનોમાં સચવાયું છે. પરંતુ જિજ્ઞાસા આગળ વધી કે એ મૂળ તત્ત્વનું સ્વરૂપ પ્રત્યક્ષ કે તર્કથી જાણવું જોઈએ. પોતપોતાની બૌદ્ધિક કક્ષા અનુસાર દાર્શનિકોને આનો ઉત્તર મળ્યો.

બધા જ ચિંતક આ શોધની શરૂઆત ઈન્દ્રિયગમ્ય વિષયથી કરે છે. કેટલાક ત્યાં જ અટકે છે, જ્યારે બીજા વધારે ને વધારે સૂક્ષ્મ કારણની દિશામાં આગળ વધે છે. ચાર્વાકો માને છે કે જે ઈન્દ્રિયગમ્ય છે તે જ સત્‌ છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ ચાર તત્ત્વો ઈન્દ્રિયગમ્ય છે તેથી તેમની સત્તા વિષે શંકા હોઈ શકે નહીં. કેટલાક ચાર્વાક એ ચાર તત્ત્વોના આધાર તરીકે આકાશની સત્તા સ્વીકારે છે. પણ એ પાંચ ભૂત ઉપરાંત બીજું કશુંય તેમને સ્વીકાર્ય નથી, ચેતન આ ભૂતોના સમુદાયમાંથી ઉદ્‌ભવે છે, દેહાતિરિક્ત તેનું કોઈ અસ્તિત્વ નથી. ચાર્વાકેતર દાર્શનિકોને આ કેવલ ભૂત-વાદથી સંતોષ ન થયો. દૃશ્ય ભૌતિક તત્ત્વો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેમાં સ્થિરતા દેખાતી નથી. તેથી તેમનાં સૂક્ષ્મ કારણ હોવાં જોઈએ. વળી કારણ અને કાર્ય સદૃશ હોવાં જોઈએ એ આધારે આ દૃશ્ય ભૌતિક તત્ત્વોનાં સદૃશ સૂક્ષ્મ કારણની શોધ તેમણે આગળ ચલાવી. સ્થૂલ ભૌતિક તત્ત્વોમાં જે ગુણો છે તે જ તેના કારણમાં પણ હોવા જોઈએ. આ રીતે ન્યાય-વૈશેષિક પૃથ્વી, પાણી, તેજ, વાયુના પરમાણુ સુધી પહોંચ્યા. આ પરમાણુ એટલા સૂક્ષ્મ છે કે તેમનો આગળ વિભાગ નથી થઈ શકતો. આ સૂક્ષ્મ કારણો અન્ય સહકારી કારણોના સંયોગથી સ્થૂલ કાર્યો આરંભે છે જે પોતાનાં કારણથી તદ્દન ભિન્ન છે. પરમાણુઓ પોતે કૂટસ્થ રહી પોતાનામાંથી સામગ્રીને બળે પોતાનાં જેવાં કાર્યો આરંભે છે. આ કાર્ય-કારણવાદ

આરંભવાદ કહેવાય છે. ન્યાય-વૈશેષિક અનેક વિભુ જીવનું અસ્તિત્વ સ્વીકારે છે અને તેમાંથી એકને ઈશ્વર માને છે. તેમના ચેતનવાદમાં ભૌતિકવાદનું ઘણે અંશે મિશ્રણ છે. જીવથી તેના ગુણ—જ્ઞાનાદિ—ભિન્ન છે. અને આ ગુણો ઉત્પાદ-વિનાશ-શીલ છે. મોક્ષાવસ્થામાં આ ગુણોનું અસ્તિત્વ રહેતું નથી. તેથી ન્યાય-વૈશેષિકનો જીવ ચેતનાહીન કહી શકાય. પણ એટલું તો ખરું કે જીવ-ઈશ્વરના સ્વીકારમાં ન્યાય-વૈશેષિકે ચાર્વાક કરતાં એક ડગલું આગળ ભર્યું.

સાંખ્ય-યોગ પરંપરાએ બીજી દૃષ્ટિથી જગતના મૂળ કારણનો વિચાર કર્યો, ભૌતિક તત્ત્વોના રૂપાદિ ગુણોને કારણે બુદ્ધિને સુખ, દુ:ખ, મોહની પ્રતીતિ થાય છે. તેથી અનુભૂતિના વિષયો, તેનાં સાધનો અને બુદ્ધિ એ બધું જ સુખ, દુ:ખ, મોહરૂપ હોવું જોઈએ. ટૂંકમાં ભૌતિક જગતનું મૂળ કારણ જ એવું હોવું જોઈએ કે જેમાં સુખ-દુ:ખ-મોહના નિયામક અંશ હોય. એ કલ્પના પ્રમાણે તેમણે સત્ત્વ, રજસ્, તમસ્ એ ત્રણ ગુણવાળી પ્રકૃતિને મૂળ કારણ માની. આ ગુણો કહેવાય છે તે એ અર્થમાં કે તે પ્રકૃતિનાં પરસ્પર અવિભાજ્ય ઘટકો છે.[૩] આ મૂળ કારણ-પ્રકૃતિ, અવ્યક્ત—અચેતન છે, સર્વવ્યાપી છે. તેમાં ગતિ અને સ્થિતિ બન્નેનાં બીજ છે, તે પ્રત્યેક ક્ષણે નવાં નવાં રૂપાંતરોમાં પરિણત થાય છે અને છતાં તેનું મૂળ સ્વરૂપ સ્થિર છે. કારણમાં કાર્યનું અસ્તિત્વ અવ્યક્ત અવસ્થામાં હોય છે, તેથી કાર્ય કારણથી અભિન્ન છે. ઉત્પત્તિનો અર્થ સાંખ્યોના સત્કાર્યવાદમાં એટલો જ થાય કે જે કાર્ય અવ્યક્તરૂપે કારણમાં હતાં તે અનુકૂલ નિમિત્ત મળતાં વ્યક્ત થાય છે. સાંખ્યો સત્-તત્ત્વની પરિણામિનિત્યતા સ્વીકારે છે—તત્ત્વ પરિણામ પામે છે અને છતાં સ્વરૂપમાં કાયમ રહે છે. પ્રકૃતિ ઉપરાંત સાંખ્ય-યોગ ચેતન-સત્ સ્વીકારે છે—અસંખ્ય, વિભુ, કૂટસ્થ ચેતન પુરુષ જે કર્તા-ભોક્તા નથી. યોગ-પરંપરામાં ઈશ્વર તત્ત્વનો સ્વીકાર છે, પણ એ ઈશ્વરનું સ્થાન કોઈ રીતે વિશિષ્ટ નથી. તે માત્ર પુરુષવિશેષ છે. અહીં નોંધ લેવી જોઈએ કે સાંખ્યનાં પચ્ચીસ તત્ત્વો ઘણાં દર્શનોએ સ્વીકાર્યાં છે અને તેને આધારે પોતાનું દર્શન વિકસાવ્યું છે.

બૌદ્ધ પરંપરા અનેક ભૂત તત્ત્વ સ્વીકારે છે પણ તે કોઈ તત્ત્વમાં નિત્યતા સ્વીકારતી નથી. વસ્તુમાત્ર ક્ષણિક છે. પંડિત સુખલાલજી વિશદતાપૂર્વક કહે છે તેમ "તે કાળ નામના કોઈ તત્ત્વને સ્વતંત્ર માની તેની અસરથી વસ્તુમાં ફેરફાર ન માનતાં વસ્તુમાત્રના સ્વભાવથી જ પ્રવર્તમાન એવા ક્ષણિક પરિવર્તનના ક્રમને જ કાળ કહે છે. . . . તે સતત ગતિશીલ ક્ષણિક પરિવર્તનધારાને સ્વીકારે

---

૩. જુઓ ભારતીય તત્ત્વવિદ્યા, પૃ. ૩૬. પંડિત સુખલાલજી સંઘવી.

છે. . . . તે કહે છે, કે પૂર્વ અને ઉત્તરક્ષણ રૂપે જે બે ભિન્ન કાર્યો થાય છે તેમાં કોઈ એક અનુગામી ધર્મી તત્ત્વ નથી રહેતું. એટલે બૌદ્ધ દૃષ્ટિએ કોઈ એક અખંડ વ્યક્તિને આધારે સૂક્ષ્મ-સ્થૂલ ભૌતિક સર્જનો નથી થતાં, પણ તે એકને લઈને બીજું અને બીજાને લઈને ત્રીજું એમ પ્રતીત્ય સમુત્પન્ન રૂપે જગતનું પરિવર્તન ચાલ્યા જ કરે છે. બૌદ્ધ પરંપરા કોઈ એવું ઉપાદાન તત્ત્વ નથી કલ્પતી કે જે કાર્યરૂપે પરિણમે અથવા જેમાં કાર્યો જન્મે. તે તો એટલું જ કહે છે કે પૂર્વક્ષણમાં કોઈ એક અવસ્થા છે, જેને લીધે ઉત્તરક્ષણમાં નવી અવસ્થા ઉત્પન્ન થાય છે. આ રીતે ધર્મીરૂપ એક યા અનેક મૌલિક તત્ત્વોનો અસ્વીકાર કર્યા છતાં તે બહુત્વવાદી તો છે જ. . . . તેથી બૌદ્ધ દૃષ્ટિએ પરમાણુનો અર્થ એટલો જ ફલિત થાય છે કે એકક્ષણજીવી જે રૂપધર્મ યા રસધર્મ તે જ રૂપ, રસ, ગંધ આદિ અંતિમ ભૂત પરમાણુઓ. આ રીતે બૌદ્ધ પરંપરાએ ધર્મીનો નિષેધ કરી માત્ર ક્ષણિક ધર્મોને સ્વીકાર્યા. એવા ધર્મોની અનન્ત સંતતિઓ એ જ ભૌતિક જગત."[૪] બૌદ્ધ પરંપરા આમ સંતતિનિત્યતાવાદમાં માને છે. બૌદ્ધો સત્‌ની વ્યાખ્યા આ રીતે કરે છે—अर्थक्रियाकारि सत्—માત્ર ક્ષણિક વસ્તુ અર્થક્રિયાકારી હોઈ શકે. એક ક્ષણમાં જે સામર્થ્ય છે તે તે જ ક્ષણમાં રહી શકે. વર્તમાન વસ્તુને ભૂત કે ભવિષ્યની બાબતમાં સામર્થ્ય હોતું નથી એ બતાવે છે કે પ્રત્યેક સત્-વસ્તુ ક્ષણિક છે અને બીજી ક્ષણનું સત્ એની પહેલાંની ક્ષણના સત્ કરતાં તદ્દન ભિન્ન છે. વસ્તુ એક જ લાગતી હોય તો તેનું કારણ તાદાત્મ્ય નહીં, પણ ક્ષણ-વ્યક્તિઓનું સાદૃશ્ય છે. બૌદ્ધોનો કારણવાદ પ્રતીત્યસમુત્પાદ કહેવાય છે.

સામાન્ય રીતે બૌદ્ધો નિરાત્મવાદી મનાય છે. પણ તેઓ પુનર્જન્મ, કર્મ, મોક્ષ ઈત્યાદિ સ્વીકારતા હોય તો કોઈ પ્રકારનો આત્મા તેમને સ્વીકાર્ય હોવો જ જોઈએ. પિટકોનો અભ્યાસ કરતાં જણાય છે કે જેને ઈતર દર્શનો આત્મા તરીકે વર્ણવે છે તે, બૌદ્ધ દર્શનમાં, અવિભાજ્ય એવા વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાનના પ્રતિક્ષણ બદલાતા સંઘાતરૂપ છે, જેને બૌદ્ધો 'નામ' કહે છે. સ્પષ્ટ છે કે બૌદ્ધોનો વિરોધ આત્માતત્ત્વ માટે નહોતો પણ તેની કૂટસ્થતા વિષયક હતો.

ઔપનિષદ પરંપરાની જેમ બૌદ્ધ પરંપરામાં અનેક માન્યતા અસ્તિત્વમાં આવી. સર્વાસ્તિવાદી ધર્મને ત્રૈકાલિક માને છે અને તેથી તે ધર્મીસ્વરૂપ બની જાય છે. આ માન્યતા બુદ્ધના ઉપદેશથી વિરુદ્ધ લાગી તેથી બૌદ્ધોએ તે સ્વીકારી નહીં અને આ રીતે ધર્મની વર્તમાનતા સ્થપાઈ. બૌદ્ધોમાં મહાયાની પરંપરા જગતને અવિદ્યામૂલક—સાંવૃત કહે છે; તેમ છતાં તેઓ જગતની વ્યાવહારિક સત્તાની

---

૪. ભારતીય તત્ત્વવિદ્યા, પૃ. ૪૨—૩.

નોંધ લે છે અને તેને વૈભાષિક સિદ્ધાંતોને આધારે ઘટાવે છે. શૂન્યવાદ પ્રમાણે જે અંતિમ તત્ત્વ છે તે ચતુષ્કોટિ વિનિર્મુક્ત છે અને માત્ર પ્રજ્ઞાગમ્ય છે. વિજ્ઞાનવાદીઓ માને છે કે મૂર્ત વસ્તુઓનું જે બાહ્ય અસ્તિત્વ લાગે છે તે મિથ્યા છે, અવિદ્યા-કલ્પિત છે. મૂર્ત તત્ત્વ વિજ્ઞાનનું એક સ્વરૂપ છે, અવિદ્યાને કારણે તે તેનાથી ભિન્ન ભાસે છે. બૌદ્ધો ગમે તે શાખાના હોય પણ દેહભેદે ચિત્તનો કે જીવનો ભેદ માને છે. વિજ્ઞાનવાદીઓને પણ વિજ્ઞાનસંતતિઓનો ભેદ ઇષ્ટ છે.

જૈન દૃષ્ટિ પ્રમાણે જગતના મૂળમાં અનેક તત્ત્વો છે—ધર્મ, અધર્મ, આકાશ, પુદ્‌ગલ, જીવ. બધા પરમાણુઓમાં રૂપ, રસ આદિની શક્તિઓ સમાન છે, પણ પરિણામોમાં ભેદ સામગ્રીભેદને કારણે થાય છે. પરમાણુઓથી ઉત્પન્ન થનાર સ્કંધ કોઈ નવી વસ્તુ નથી, માત્ર પરમાણુ સમુદાયની વિશિષ્ટ રચના છે. તેથી પ્રત્યેક વસ્તુ સર્વમય છે અને વસ્તુઓ ભિન્ન હોવા છતાં અભિન્ન પણ છે. પરમાણુઓમાં કોઈ જાતિભેદ નથી. અનેકાંતવાદને આધારે જૈનોએ આમ પરિણામિનિત્યતા સ્વીકારી છે. उत्पादव्ययध्रौव्ययुक्तं सत् (તત્ત્વાર્થસૂત્ર, ૫.૩૦). જે સત્ વસ્તુ છે તે પૂર્ણ રૂપે કૂટસ્થનિત્ય અથવા ફક્ત નિરન્વય-વિનાશી અથવા અમુક ભાગમાં કૂટસ્થનિત્ય અને બીજા ભાગમાં અનિત્ય ઇત્યાદિ કોઈ કોટિમાં આવી શકે નહીં. બધી જ વસ્તુઓ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય રૂપે ત્રિરૂપ છે. પ્રત્યેક વસ્તુનાં બે પાસાં છે—દ્રવ્ય, પર્યાય. દ્રવ્ય રૂપે તે ત્રણે કાલમાં ધ્રુવ છે, પર્યાય રૂપે તે અનિત્ય, ઉત્પાદ-વ્યયાત્મક છે. તેથી દરેક વસ્તુ ધ્રૌવ્યાત્મક પણ છે અને ઉત્પાદવ્યયાત્મક પણ છે. બન્ને પાસાંની દૃષ્ટિએ વિચારતાં વસ્તુનું સમગ્ર યથાર્થ સ્વરૂપ ધ્યાનમાં આવે છે. પ્રત્યેક સમયમાં ઉત્પાદાદિ ત્રણે હોય છે અને તે જ સત્‌નું નિત્યત્વ છે तद्भावः परिणामः (તત્ત્વાર્થસૂત્ર, ૫. ૪૨). સ્વરૂપમાં સ્થિત રહી ઉત્પન્ન તથા નષ્ટ થવું તેનું નામ પરિણામ. સાંખ્યોની જેમ જૈનો પણ પરિણામિ નિત્યતાવાદી છે, ભેદ એટલો કે જૈનો ચેતન તત્ત્વને પણ કૂટસ્થ-નિત્ય ન માનતાં પરિણામિ-નિત્ય માને છે. સંતતિ-નિત્યતા અને કૂટસ્થ નિત્યતાનો સુભગ સમન્વય જૈનમતમાં જણાય છે. अर्थक्रियाकारि सत् એ સત્‌ની વ્યાખ્યા જૈનો સ્વીકારે છે, પણ તે ક્ષણિકત્વ સાથે સંગત નથી એમ બતાવી બૌદ્ધોનું ખંડન કરે છે.

બ્રહ્મવાદીઓએ સાંખ્યની તત્ત્વ વ્યવસ્થા સ્વીકારી, પણ પ્રકૃતિ અને પુરુષ વચ્ચેનો આત્યન્તિક ભેદ તેઓને માન્ય નહોતો. વળી સાંખ્યની પ્રકૃતિમાં ચેતના કે આનંદનો અંશ નથી. મૂળ કારણ સમગ્ર હોવું જોઈએ એ પ્રતીતિથી તેમણે બ્રહ્મન્ જે સત્—ચિત્—આનંદ છે તેનું અસ્તિત્વ સ્વીકાર્યું અને એ અંતિમ

તત્ત્વમાંથી જ્ઞાતા-ભોક્તા ચેતન જીવ અને જ્ઞેયભોગ્ય જડ જગતની ઉત્પત્તિ સત્કાર્ય-વાદને આધારે ઘટાવી. આ પરિણામિબ્રહ્મવાદ વેદાન્તની ભિન્ન-ભિન્ન શાખાઓમાં અલગ અલગ રીતે વિકસ્યો. દા. ત. ભાસ્કરાચાર્યનો સોપાધિક બ્રહ્મવાદ, રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત બ્રહ્મવાદ, વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ ઈત્યાદિ જે દરેકમાં દેહભેદે જીવભેદ સ્વીકાર્યો છે. મૂળ તત્ત્વ એક છે પણ તે પરિણામી હોઈ તેમાંથી બધું વૈવિધ્ય ઘટાવી શકાય છે. એકલા મધ્વાચાર્ય બ્રહ્મ, જીવ અને જડ જગતને ભિન્ન માને છે.

ગૌડપાદ, શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓનું દૃષ્ટિબિંદુ જુદું છે. સત્ ત્રિકાલાબાધિત છે. તેમાં કોઈ વિકાર સંભવતો નથી. જે ત્રિકાલાબાધિત નથી તે સત્ નથી, आदौ अन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा (ગૌડપાદકારિકા)— શરૂઆતમાં જેનું અસ્તિત્વ ન હોય અને અંતમાં પણ ન હોય તેનું અસ્તિત્વ વર્તમાનમાં કેવી રીતે હોઈ શકે? ઘટ મૂળ નહોતો, નાશ થયા પછી નહીં હોય તો વચલા અંતરમાં તેનું અસ્તિત્વ માની શકાય નહીં. આમ શાંકર દર્શન સંપૂર્ણ સત્ પદાર્થને—બ્રહ્મને કૂટસ્થ-નિત્ય માને છે. જગત અવિદ્યાને કારણે બ્રહ્મ પર થયેલો અધ્યાસ છે જે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતાં અદૃશ્ય થઈ જશે. વેદાંતી પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક એમ ત્રણ પ્રકારની સત્તાની નોંધ લે છે. પ્રાતિભાસિક, વ્યાવાહારિક પોતપોતાની મર્યાદામાં સત્ જણાય છે, પણ તે બાધિત થાય છે તેથી તે સત્ નથી, આભાસ છે. જીવ બ્રહ્મથી તદ્દન અભિન્ન છે, ભેદ અવિદ્યાને કારણે જણાય છે. યથાર્થજ્ઞાન થતાં ભેદનું જે મિથ્યાજ્ઞાન હતું તે નાશ પામશે અને અવિદ્યાનું જે આવરણ આવી ગયેલું તે દૂર થશે. જીવને પોતાનું મૂળ સ્વરૂપમાત્ર ઓળખવાનું છે, મોક્ષમાં કશું જ પ્રાપ્ત કરવાનું નથી. આમ પારમાર્થિક દૃષ્ટિએ દૃશ્ય જગત, જીવ, ઈશ્વર બધું જે અવિદ્યાકલ્પિત છે. બ્રહ્મ એકમાત્ર સત્ છે. આ જાતના કાર્યકારણવાદને વિવર્તવાદ કહે છે.

આ દર્શનોનું અવલોકન કરતાં જણાય છે કે એક બાજુએ કેવલ ભૂતવાદી ચાર્વાકદર્શન છે, તો બીજી બાજુએ કેવલ ચૈતન્યવાદી બ્રહ્મવાદી દર્શન છે. જ્યારે ચાર્વાક જેટલું દેખાય તેટલું જ સત્ માને છે ત્યારે શંકરાચાર્ય ઈન્દ્રિયાતીત બ્રહ્મન્ સિવાય બધું જ અસત્-મિથ્યા માને છે. બીજાં દર્શનો ચેતન-જડનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારે છે. આમ દર્શનજ્ઞાનની બાબતમાં જ્ઞાનની કક્ષા અનુસાર અનેક ભેદ દેખાય છે. તત્ત્વચિંતનનું ક્ષેત્ર જ્ઞાનમાં મર્યાદિત રહ્યું નથી. તેમાં આચારને પણ સ્થાન છે અને તેથી જ પાપ-પુણ્ય, રાગ-દ્વેષ, સુખદુ:ખમોહની ચર્ચા બધા જ ચિંતકોએ કરી છે અને આશ્ચર્યની વાત તો એ છે કે મોક્ષ

પ્રાપ્ત કરવા આ બધાંથી પર જવું જોઈએ એ બાબતમાં ચાર્વાક સિવાય બધા જ ચિંતકો એકમત છે. એ જ રીતે જ્ઞાન-વિજ્ઞાન, આચાર, સૌંદર્ય – એ બધાં ક્ષેત્રનાં અંતિમ સત્યનું જ્યારે અખંડ સ્વરૂપ સમજાશે ત્યારે જ અંતિમ સત્યની કાંઈક ઝાંખી થઈ કહેવાશે. આ વિરોધી જણાતાં ક્ષેત્રોની પાછળ કોઈ એક સત્ય રહ્યું છે કે નહીં એ તત્ત્વચિંતકોની શોધનો વિષય છે.

## ૩. ધર્મ અને નીતિ

### જયેન્દ્ર આ. યાજ્ઞિક

ધર્મ અને નીતિના પારસ્પરિક સંબંધ અંગે સ્પષ્ટ વિચારણા કરવી એ આધુનિક યુગમાં અત્યંત મહત્ત્વની બાબત છે. આનું કારણ એ છે કે આજે ઘણા કેળવાયેલા માણસો ધર્મને સ્વીકારવામાં એટલી બધી અવૈજ્ઞાનિકતા જુએ છે કે તેના સાચા સ્વરૂપને સમજવાનો તેઓ પ્રયત્ન સુધ્ધાં કરતા નથી. આમ તેઓ ધર્મને અવૈજ્ઞાનિક રીતે અવૈજ્ઞાનિક ઠરાવે છે. આથી જ આનંદશંકર બાપુભાઈ ધ્રુવ કહે છે કે "ધાર્મિકતાનો અભાવ એ આ જમાનાની એક લાક્ષણિક ઊણપ છે."[૧] સદ્‌ભાગ્યે આવી ઊણપવાળાં બધાં માણસો નિસર્ગવાદી નથી. તેમાંના ઘણા સદ્‌ગૃહસ્થો માનવધર્મ (Humanism)માં માનતા હોવાથી ઉચ્ચ નૈતિક જીવન ગાળતા હોય છે, અને સામાજિક સુધારણા માટે તન, મન, ધનથી સેવા કરી રહ્યા હોય છે. આ સદ્‌પ્રવૃત્તિની સાથે સાથે તેઓ બુદ્ધિવાદી હોવાને કારણે માનવીથી ઉચ્ચતર કોઈ તત્ત્વને સ્વીકારતા નથી અને ધર્મ પ્રત્યે ઉદાસીનતા સેવે છે એવું જાહેરમાં કહેવાનું પણ ચૂકતા નથી. તેમનું જીવન નૈતિક અને સામાજિક દૃષ્ટિએ એટલું ઉચ્ચ પ્રકારનું હોય છે કે સામાન્ય માણસ તેમને આપ્તજન ગણી તેમના અભિપ્રાયને છેવટનું સત્ય માની લેવાની ભૂલ કરે છે. પરિણામે એવી હવા પ્રસરે છે કે 'ઈશ્વર એ ભૂતકાળના માણસે એક યા બીજા કારણે કલ્પેલું તત્ત્વ છે. વિજ્ઞાનના આ યુગમાં આપણે તેને જેટલો વહેલો ભૂલી જઈએ તેટલું વધારે ઇચ્છનીય છે. સ્વીકારવા જેવો કોઈ ધર્મ હોય તો તે માત્ર માનવધર્મ છે.' આમ, ડૉ. રાધાકૃષ્ણન કહે છે તેમ, "આજે ધર્મને માત્ર અમાન્યતા અને અસાંપ્રદાયિકતા સામે જ લડવાનું નથી; તેણે સામાજિક સુધારાના વેશમાં આવતા સૂક્ષ્મ હરીફ સામે પણ હામ ભીડવાની છે."[૨]

---

૧. આ. બા. ધ્રુવ: "આપણો ધર્મ" પૃ. ૬૩૧.

૨. રાધાકૃષ્ણન: "ધી આઈડિયાલીસ્ટ વ્યૂ ઑફ લાઈફ" પૃ. ૭૩.

આ પરિસ્થિતિમાં ધર્મ અને નીતિના સંબંધની વિચારણા એટલા માટે મહત્ત્વની બને છે કે તે આપણને એવા નિષ્કર્ષ પર લઈ જાય છે કે સામાજિક સુધારણા માટે સદાય પ્રયત્નશીલ રહેતો ખરેખર નીતિનિષ્ઠ માણસ નાસ્તિક ત્યાં સુધી જ રહી શકે કે જ્યાં સુધી તેણે, પોતે જે સિદ્ધાંતોને અનુસરે છે તેમના પર સૂક્ષ્મ દૃષ્ટિએ તાત્ત્વિક વિચાર કર્યો નથી. ટૂંકમાં આ ચર્ચા પરથી એટલું ફલિત થાય છે કે નીતિનિષ્ઠા માટે ધર્મનિષ્ઠાનો આધાર અનિવાર્ય છે. ધર્મ અને નીતિનો આ સંબંધ સ્પષ્ટ કરવા માટે નીચેના ચાર પ્રશ્નો વિચારવા જરૂરી છે: (૧) નીતિ એટલે શું? (૨) ધર્મ એટલે શું? (૩) નીતિ અને ધર્મ વચ્ચે શો તફાવત છે? અને (૪) નીતિને ધર્મની કઈ રીતે જરૂર પડે છે?—એક પછી એક આ બધા પ્રશ્નો આપણે આ નિબંધમાં વિચારીશું.

૧. નીતિ એટલે માત્ર કર્તવ્યબુદ્ધિથી જ પ્રેરાયેલો સદાચાર. ગીતામાં જેને સાત્ત્વિક ત્યાગી તરીકે વર્ણવેલ છે તે ખરા અર્થમાં નીતિમાન માણસ છે કારણ કે તે *બીજા કોઈ ફળની આશાથી નહિ પણ કેવળ કર્તવ્ય હોવાથી જ* સ્વધર્મને અનુસરે છે.[3] આ પરથી સ્પષ્ટ થાય છે કે બાહ્ય સદાચરણથી નીતિમત્તાનો નિર્ણય કરી શકાય નહિ. કેટલાક માણસો રાજ્ય કે સમાજના ભયથી નૈતિક નિયમોનું પાલન કરતા હોય છે. કેટલાકમાં પાપ કરવાની શક્તિ કે હિંમતનો અભાવ હોય છે અથવા તો તેમને અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયેલા હોતા નથી તેથી 'સ્હેજે બાવા બ્રહ્મચારી'ની જેમ તેઓ સદાચારી દેખાતા હોય છે. કેટલાક ધનવાનો માત્ર કીર્તિલાલસાથી જ પ્રેરાઈને દયા, ઉદારતા જેવા સદ્‌ગુણોને અનુસરતા હોય છે. આ પ્રકારના માણસો ખરેખર નીતિમાન નથી. જે વેપારી લાંબે ગાળે વધારે નફો મેળવવાના ધ્યેયથી પ્રમાણિકતા દાખવતો હોય તે પણ સાચા અર્થમાં નીતિને અનુસરતો નથી. જે માણસ ફરજને ખાતર જ ફરજ બજાવે છે પણ ભય, દંભ, અશક્તિ કે સ્વાર્થને કારણે નથી બજાવતો તે જ ખરો નીતિમાન છે.

પ્રખ્યાત જર્મન ફિલસૂફ કાન્ટ કહે છે તેમ નીતિનિષ્ઠ પુરુષ નીતિના નિયમને નિરુપાધિક વિધિવચન (Categorical Imperative) તરીકે સ્વીકારે છે. નૈતિક નિયમો સોપાધિક નથી એટલે કે, 'જો કીર્તિ મેળવવી હોય તો દાન આપો'. 'જો રાજ્યદંડ કે લોકનિંદાથી બચવું હોય તો ચોરી, વ્યભિચારાદિ ન કરો.' એ જાતનું ઉપયોગિતાવાદી દૃષ્ટિબિંદુ નૈતિક નિયમો પ્રત્યે દાખવવું યોગ્ય

---

૩. कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ।। ગીતા: ૧૮–૯

નથી. 'અમુક કર્તવ્ય છે, માટે તે કરવું છે' એવો સંકલ્પ જ કાન્ટના મત મુજબ શુભ સંકલ્પ છે. કાન્ટ કહે છે કે આવા શુભ સંકલ્પ સિવાય આ દુનિયાની કે તેની બહારની કોઈ પણ વસ્તુ નિર્વિશેષપણે શુભ નથી. ટૂંકમાં ખરો નીતિમાન માણસ સત્કર્મો એટલા માટે કરે છે કે તેને તે કરવા જેવાં લાગે છે. અસત્કર્મોમાં તે પ્રવૃત્ત નથી થતો કારણ કે તેને તે ત્યાજ્ય લાગે છે. આવા નીતિમાન માણસો બહુ ઓછા હોય છે. પણ જેઓ હોય છે તેમને ધર્મની આવશ્યકતા છે કે નહિ એ આપણો મુખ્ય પ્રશ્ન છે. આ માટે હવે ધર્મ એટલે શું તે વિચારીએ.

૨. ધર્મની સંખ્યાબંધ વ્યાખ્યાઓ આપવામાં આવી છે. તેમાંથી કેટલીક ધર્મ વિશે તદ્દન ગેરસમજૂતી રજૂ કરે છે. જ્યારે બીજી કેટલીક વ્યાખ્યાઓ ધર્મના એક કે બીજા પાસામાં સમગ્ર ધર્મને જોવાની ભૂલ કરે છે. ધર્મનું હાર્દ 'ઈશ્વરનિષ્ઠા' છે; પણ આ બાબત એટલી મહત્ત્વની છે કે તેની અસર માણસના સમગ્ર જીવન પર પડે છે, એટલે કે ઈશ્વરનિષ્ઠા એક વિશિષ્ટ પ્રકારના જીવનમાર્ગમાં પરિણમે છે. અને આ જ જીવન માર્ગ તે જ ધર્મ. ધર્મ માટે વપરાતા ફારસી શબ્દ 'मज़हब'નો અર્થ 'માર્ગ' થાય છે. એ જ પ્રમાણે 'શિન્તો' (જાપાનનો ધર્મ) અને 'તાઓ'(ચીનમાં લાઓત્ઝેએ સ્થાપેલો ધર્મ)ના શબ્દાર્થો પણ અનુક્રમે 'દેવતાઈ માર્ગ' અને 'ધોરી રસ્તો' એવા થાય છે. બૌદ્ધ ધર્મ ઘણી વાર મધ્યમ માર્ગ કે આર્યઅષ્ટાંગ માર્ગ તરીકે વર્ણવાય છે તે જાણીતી વાત છે. આમ ધર્મ એ એક જીવનમાર્ગ છે અને આ માર્ગના વિવિધ પાસાંઓના વર્ણન પરથી જ ધર્મના વ્યાપક અર્થને સમજી શકાય. વિચાર, લાગણી અને ક્રિયા એ ત્રણ આપણા અનુભવની એકબીજાથી છૂટી ન પાડી શકાય; છતાં જેમના વચ્ચેનો ભેદ સમજી શકાય તેવી ત્રણ બાજુઓ છે. આ માનસશાસ્ત્રીય સત્યને અનુરૂપ ધાર્મિક જીવનનાં પણ મુખ્ય ત્રણ અંગો છે. વૈદિક ધર્મના જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ એ ત્રણ માર્ગો કહેવાય છે તે ખરી રીતે એક જ ધર્મમાર્ગનાં ત્રણ આવશ્યક પાસાં છે. જૈન, બૌદ્ધ, ઈસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોમાં પણ જ્ઞાન, ભક્તિ અને કર્મને ધર્મના જરૂરી તત્ત્વો તરીકે સ્વીકારવામાં આવેલા છે.[૪] કોઈ પણ ધાર્મિક પુરુષના

---

૪. "We may distinguish three main parts or aspects in all the great religions. In Vaidika Dharma they are expressly mentioned: Jnana-Marga, Bhakti-Marga, Karma-Marga. Generally corresponding to these are, Haqiqat or Aqayada,

આ પરિસ્થિતિમાં ધર્મ અને નીતિના સંબંધની વિચારણા એટલા માટે મહત્ત્વની બને છે કે તે આપણને એવા નિષ્કર્ષ પર લઈ જાય છે કે સામાજિક સુધારણા માટે સદાય પ્રયત્નશીલ રહેતો ખરેખર નીતિનિષ્ઠ માણસ નાસ્તિક ત્યાં સુધી જ રહી શકે કે જ્યાં સુધી તેણે, પોતે જે સિદ્ધાંતોને અનુસરે છે તેમના પર સૂક્ષ્મ દૃષ્ટિએ તાત્ત્વિક વિચાર કર્યો નથી. ટૂંકમાં આ ચર્ચા પરથી એટલું ફલિત થાય છે કે નીતિનિષ્ઠા માટે ધર્મનિષ્ઠાનો આધાર અનિવાર્ય છે. ધર્મ અને નીતિનો આ સંબંધ સ્પષ્ટ કરવા માટે નીચેના ચાર પ્રશ્નો વિચારવા જરૂરી છે: (૧) નીતિ એટલે શું? (૨) ધર્મ એટલે શું? (૩) નીતિ અને ધર્મ વચ્ચે શો તફાવત છે? અને (૪) નીતિને ધર્મની કઈ રીતે જરૂર પડે છે? – એક પછી એક આ બધા પ્રશ્નો આપણે આ નિબંધમાં વિચારીશું.

૧. નીતિ એટલે માત્ર કર્તવ્યબુદ્ધિથી જ પ્રેરાયેલો સદાચાર. ગીતામાં જેને સાત્ત્વિક ત્યાગી તરીકે વર્ણવેલ છે તે ખરા અર્થમાં નીતિમાન માણસ છે કારણ કે તે બીજા કોઈ ફળની આશાથી નહિ પણ કેવળ કર્તવ્ય હોવાથી જ સ્વધર્મને અનુસરે છે.[૩] આ પરથી સ્પષ્ટ થાય છે કે બાહ્ય સદાચરણથી નીતિમત્તાનો નિર્ણય કરી શકાય નહિ. કેટલાક માણસો રાજ્ય કે સમાજના ભયથી નૈતિક નિયમોનું પાલન કરતા હોય છે. કેટલાકમાં પાપ કરવાની શક્તિ કે હિંમતનો અભાવ હોય છે અથવા તો તેમને અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયેલા હોતા નથી તેથી 'સ્હેજે બાવા બ્રહ્મચારી'ની જેમ તેઓ સદાચારી દેખાતા હોય છે. કેટલાક ધનવાનો માત્ર કીર્તિલાલસાથી જ પ્રેરાઈને દયા, ઉદારતા જેવા સદ્ગુણોને અનુસરતા હોય છે. આ પ્રકારના માણસો ખરેખર નીતિમાન નથી. જે વેપારી લાંબે ગાળે વધારે નફો મેળવવાના ધ્યેયથી પ્રમાણિકતા દાખવતો હોય તે પણ સાચા અર્થમાં નીતિને અનુસરતો નથી. જે માણસ ફરજને ખાતર જ ફરજ બજાવે છે પણ ભય, દંભ, અશક્તિ કે સ્વાર્થને કારણે નથી બજાવતો તે જ ખરો નીતિમાન છે.

પ્રખ્યાત જર્મન ફિલસૂફ કાન્ટ કહે છે તેમ નીતિનિષ્ઠ પુરુષ નીતિના નિયમને નિરુપાધિક વિધિવચન (Categorical Imperative) તરીકે સ્વીકારે છે. નૈતિક નિયમો સોપાધિક નથી એટલે કે, 'જો કીર્તિ મેળવવી હોય તો દાન આપો'. 'જો રાજ્યદંડ કે લોકનિંદાથી બચવું હોય તો ચોરી, વ્યભિચારાદિ ન કરો.' એ જાતનું ઉપયોગિતાવાદી દૃષ્ટિબિંદુ નૈતિક નિયમો પ્રત્યે દાખવવું યોગ્ય

૩. कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ।। ગીતા: ૧૮–૯

નથી. 'અમુક કર્તવ્ય છે, માટે તે કરવું છે' એવો સંકલ્પ જ કાન્ટના મત મુજબ શુભ સંકલ્પ છે. કાન્ટ કહે છે કે આવા શુભ સંકલ્પ સિવાય આ દુનિયાની કે તેની બહારની કોઈ પણ વસ્તુ નિર્વિશેષપણે શુભ નથી. ટૂંકમાં ખરો નીતિમાન માણસ સત્કર્મો એટલા માટે કરે છે કે તેને તે કરવા જેવાં લાગે છે. અસત્કર્મોમાં તે પ્રવૃત્ત નથી થતો કારણ કે તેને તે ત્યાજ્ય લાગે છે. આવા નીતિમાન માણસો બહુ ઓછા હોય છે. પણ જેઓ હોય છે તેમને ધર્મની આવશ્યકતા છે કે નહિ એ આપણો મુખ્ય પ્રશ્ન છે. આ માટે હવે ધર્મ એટલે શું તે વિચારીએ.

૨. ધર્મની સંખ્યાબંધ વ્યાખ્યાઓ આપવામાં આવી છે. તેમાંથી કેટલીક ધર્મ વિશે તદ્દન ગેરસમજૂતી રજૂ કરે છે. જ્યારે બીજી કેટલીક વ્યાખ્યાઓ ધર્મના એક કે બીજા પાસામાં સમગ્ર ધર્મને જોવાની ભૂલ કરે છે. ધર્મનું હાર્દ 'ઈશ્વરનિષ્ઠા' છે; પણ આ બાબત એટલી મહત્ત્વની છે કે તેની અસર માણસના સમગ્ર જીવન પર પડે છે, એટલે કે ઈશ્વરનિષ્ઠા એક વિશિષ્ટ પ્રકારના જીવનમાર્ગમાં પરિણમે છે. અને આ જ જીવન માર્ગ તે જ ધર્મ. ધર્મ માટે વપરાતા ફારસી શબ્દ 'मज़हब'નો અર્થ 'માર્ગ' થાય છે. એ જ પ્રમાણે 'શિન્તો' (જાપાનનો ધર્મ) અને 'તાઓ'(ચીનમાં લાઓત્ઝેએ સ્થાપેલો ધર્મ)ના શબ્દાર્થો પણ અનુક્રમે 'દેવતાઈ માર્ગ' અને 'ધોરી રસ્તો' એવા થાય છે. બૌદ્ધ ધર્મ ઘણી વાર મધ્યમ માર્ગ કે આર્યઅષ્ટાંગ માર્ગ તરીકે વર્ણવાય છે તે જાણીતી વાત છે. આમ ધર્મ એ એક જીવનમાર્ગ છે અને આ માર્ગના વિવિધ પાસાંઓના વર્ણન પરથી જ ધર્મના વ્યાપક અર્થને સમજી શકાય. વિચાર, લાગણી અને ક્રિયા એ ત્રણ આપણા અનુભવની એકબીજાથી છૂટી ન પાડી શકાય; છતાં જેમના વચ્ચેનો ભેદ સમજી શકાય તેવી ત્રણ બાજુઓ છે. આ માનસશાસ્ત્રીય સત્યને અનુરુપ ધાર્મિક જીવનનાં પણ મુખ્ય ત્રણ અંગો છે. વૈદિક ધર્મના જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ એ ત્રણ માર્ગો કહેવાય છે તે ખરી રીતે એક જ ધર્મમાર્ગનાં ત્રણ આવશ્યક પાસાં છે. જૈન, બૌદ્ધ, ઈસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોમાં પણ જ્ઞાન, ભક્તિ અને કર્મને ધર્મના જરૂરી તત્ત્વો તરીકે સ્વીકારવામાં આવેલા છે.[૪] કોઈ પણ ધાર્મિક પુરુષના

---

૪. "We may distinguish three main parts or aspects in all the great religions. In Vaidika Dharma they are expressly mentioned: Jnana-Marga, Bhakti-Marga, Karma-Marga. Generally corresponding to these are, Haqiqat or Aqayada,

જીવનમાં પણ આ ત્રણે બાબતો જોવા મળે છે. મહર્ષિ અરવિન્દ કહે છે તેમ ગીતા પણ જ્ઞાન, ભક્તિ અને કર્મરૂપી ત્રણ મહાન સાધનોનો સમન્વય કરે છે. સંપૂર્ણ કે આદર્શ ધાર્મિક જીવનમાં આ ત્રણ બાબતો કઈ રીતે વ્યક્ત થાય છે તે વિચારીએ.

**જ્ઞાન:** ધર્મનું હાર્દ ઈશ્વરનિષ્ઠામાં છે તે આપણે જોયું. આ નિષ્ઠામાં જીવ, જગત અને ઈશ્વર સંબંધી વિચારણાનો સમાવેશ થઈ જાય છે. આ રીતે આત્માના અને પરમાત્માના સ્વરૂપ અને સંબંધ અંગે તેમ જ એ બન્નેના જગત સાથેના સંબંધ અંગે અમુક ચોક્કસ માન્યતાઓ દરેક ધર્મ માટે અનિવાર્ય બને છે. આ માન્યતાઓ શરૂઆતમાં શ્રદ્ધાથી સ્વીકારવામાં આવે; પણ માણસ બુદ્ધિમાન અને તર્કપ્રિય પ્રાણી હોઈ, તે આ માન્યતાઓની બુદ્ધિથી ચકાસણી કર્યા સિવાય જંપી શકતો નથી. આથી દરેક ધર્મમાં સંતસમાગમ અને જ્ઞાન-ગોષ્ઠિઓનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. ગીતા પણ દરેક મુમુક્ષુને આદેશ આપે છે કે: तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । (ગી. ૪, ૩૪) (નમ્રતાપૂર્વક ફરી ફરી પ્રશ્નો પૂછીને તથા સેવા કરીને એ જ્ઞાન તું જાણી લે.)

આ રીતે જ્ઞાનનું શ્રવણ, મનન, નિદિધ્યાસન અને અંતે સાક્ષાત્કાર કરી ગીતામાં વર્ણવેલ સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત કરવાનો દરેક મુમુક્ષુ પ્રયત્ન કરતો હોય છે. આમ જ્ઞાન એ ધર્મનું અવિભાજ્ય અંગ છે એટલે કે તત્ત્વજ્ઞાન ધર્મમાં સમાઈ જાય છે. પણ તત્ત્વજ્ઞાનમાં સમગ્ર ધર્મ આવી જાય છે એવું હેગલ જેવા તત્ત્વજ્ઞોનું મંતવ્ય ખરેખર ભૂલભરેલું છે. ધર્મ એ કેવળ માન્યતાઓનો વિષય

---

Tariqat or Ibadat and Shariyat or Mamilat, of Islam. ... *Via contemplativa, Via unitiva, Via purgative* are Latin names for the same in the writings of theFathers of the Christian Church. In the Buddhist Eightfold Path the three most important, under which the other five may be classified, are Right Knowledge, Right Desire and Right Action — Samyak-drshti, Samyak-Sankalpa; and Samyak-vyayam which are the same as three vaidika Margas. Jaina teaching is the same: Samyag-darshana-jnana-charitryani Moksha-margah (Uma-Swami, Tattvartha-Sutra) (The way to Liberty is Right Desire, Right Knowledge and Right conduct — three in one) These are known as the 'three jewels' ratna-traya in Jainism."

ડૉ. ભગવાનદાસ: 'ધી એસેન્શીયલ યુનિટી ઑફ ઑલ રિલિજિયન્સ' પૃ. ૭૭.

નથી. કોઈ પણ દૃઢ માન્યતા જીવનનાં બીજાં ક્ષેત્રો પર અસર કર્યા વગર રહેતી નથી. જેને ઈશ્વરનું જ્ઞાન થાય છે તેને ઈશ્વર પ્રત્યે ભક્તિભાવ અને ઈશ્વર જેમાં વ્યક્ત થઈ રહ્યો છે તેવા સમગ્ર વિશ્વ કે બ્રહ્માંડ સાથે એકાત્મભાવ થયા વગર રહેતો નથી. એટલે કે જ્ઞાનમાંથી ભક્તિ અને નીતિ બન્ને ફલિત થાય છે.

ભક્તિ: ઈશ્વરનિષ્ઠામાં ઈશ્વર પ્રત્યેનો અહોભાવ કે ભક્તિભાવ પણ સમાઈ જાય છે. આ ભાવનો અનુભવ એ ધાર્મિક જીવનની વિશિષ્ટતા છે. ઈશ્વરમાં જે ગુણો છે તેનો સાક્ષાત્કાર કરવાના પ્રયત્નમાં સાધક પ્રાર્થના, ભજન, કીર્તનાદિથી ઘણી સહાય મેળવે છે.[૫] આથી જ મહાત્મા ગાંધીજી કહે છે કે, "પ્રાર્થના એ દરેક ધર્મનું અવિભાજ્ય અંગ છે અને તેથી એ દરેક મનુષ્યના અને સમાજના જીવનનું અંગ છે, હોવું જોઈએ."[૬] ભક્તિથી ભક્તનો અહંભાવ નાશ પામે છે અને તેનું હૃદય નિર્મળ બને છે. આથી જ ગીતા કહે છે કે દુરાચારી માણસ પણ જો ઈશ્વર પ્રત્યે ભક્તિભાવ સેવે તો તે સાધુ જેવો બની જાય છે.[૭] ભક્તિ એ માણસના ઈશ્વર પ્રત્યેના અહોભાવ-યુક્ત સ્નેહનું પરિણામ છે.[૮] અને સાચો સ્નેહ ઐક્યમાં પરિણમે છે. તેથી ભજન કરનાર ભક્ત ઈશ્વર સાથે ઐક્ય અનુભવે છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે: ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्। (ગી. ૯—૨૯). . . . (જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામાં છે અને હું તેઓમાં છું.) જે માણસ ઈશ્વર સાથે ઐક્ય અનુભવે તેને જગતમાં કોણ પરાયું લાગે? આ રીતે ભક્તમાં સ્વાભાવિક રીતે જ 'वसुधैवकुटुम्बकम्' અને 'आत्मवत्

---

૫. ગીતા કહે છે તેમ દેહધારીઓ માટે નિર્વિશેષ-નિરાકાર બ્રહ્મની ઉપાસના કષ્ટદાયક જ હોઈ, (જુઓ, ગીતા ૧૨, ૫.) ધર્મમાં માણસ ઈશ્વરના સગુણ સ્વરૂપને આરાધે છે. જોકે નિર્ગુણ સ્વરૂપનો અહીં અસ્વીકાર કરવામાં આવતો નથી. ખરી રીતે ડૉ. રાધાકૃષ્ણન કહે છે તેમ, "ઈશ્વરના સગુણ અને નિર્ગુણ સ્વરૂપને માત્ર વિચારમાં જ જુદા કરી શકાય, હકીકતમાં નહિ."—'ઈસ્ટર્ન રિલિજિયન્સ એન્ડ વેસ્ટર્ન થોટ', પૃ. ૨૯૨—અને ધાર્મિક જીવન એ એક હકીકત છે.

૬. મહાત્મા ગાંધીજી: 'ધર્મમંથન' પૃ. ૨૧૧.

૭. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः।। (ગી. ૯; ૩૦)

૮. माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे।
સહજાનંદ સ્વામી 'શિક્ષાપત્રી' ૧૦૩.

सर्वभूतेषु।'ના જેવી ઉચ્ચ નૈતિક ભાવના જાગે છે અને તે લોકસંગ્રહ માટે પ્રવૃત્તિ કરવા તત્પર થાય છે.

કર્મ: આપણે જોયું કે ધાર્મિક માણસ ઈશ્વર સાથે જોડાય છે અને તેથી સમગ્ર વિશ્વ સાથે પણ જોડાય છે. ધર્મ શબ્દનો અર્થ પણ આ જ હકીકત સ્પષ્ટ કરે છે. ધર્મ શબ્દ મૂળ ધૃ (ધારણ કરવું) ધાતુ પરથી આવેલો છે. તેથી મહાભારતકાર કહે છે કે, ધર્મ તે છે કે જે માનવજાતને ધારણ કરે છે' એટલે કે એકબીજાની સમીપમાં લાવે છે.[૯] ધર્મ માટે વપરાતો અંગ્રેજી શબ્દ 'Religion' પણ લેટિન શબ્દો 'Re' અને 'legere'માંથી આવેલો છે, જેમનો અર્થ થાય છે "ફરી બાંધવું'. આમ જગત અને ઈશ્વરથી અજ્ઞાનને લીધે છૂટો પડી ગયેલો આત્મા ધર્મને કારણે તેમની સાથે ફરી બંધાય છે. આ રીતે ધાર્મિક માણસ માત્ર જ્ઞાની અને ભક્ત જ હોતો નથી. તે પરોપકારી અને સદાચારી પણ હોય છે. સાચી ધાર્મિકતા ઉચ્ચ નીતિમત્તામાં પરિણમવી જ જોઈએ. બાઈબલ સ્પષ્ટ રીતે કહે છે કે "જે માણસ પોતાની નજર સમક્ષ દેખાતા બાંધવો પ્રત્યે પ્રેમ નથી રાખી શકતો તે અપ્રત્યક્ષ ઈશ્વર પ્રત્યે કેવી રીતે પ્રેમ રાખી શકશે?" ગીતાનો કર્મયોગ માટેનો ઉપદેશ જાણીતો છે. ભાગવતમાં પણ શ્રીકૃષ્ણ કહે છે કે, 'સર્વ પ્રાણીમાં અંતર્યામીરૂપે વાસ કરી રહેલો જે હું, તેનું માણસે દાન, માન, મૈત્રી અને ભેદભાવ રહિતની દૃષ્ટિથી પૂજન કરવું ઘટે છે.'[૧૦]

આ રીતે નીતિ એ ધર્મનું અત્યંત મહત્ત્વનું અંગ છે. આ વિશે આપણે આગળ પણ વિચારીશું. અહીં એટલું સ્પષ્ટ કરવું જરૂરી છે કે નીતિમાં સમગ્ર ધર્મ આવી જતો નથી. તેમ છતાં જેવી રીતે હેગલ ધર્મમાં તત્ત્વજ્ઞાન સિવાય બીજું કોઈ તત્ત્વ જોતા નથી, તેવી રીતે બીજા કેટલાક તત્ત્વજ્ઞો ધર્મમાં નીતિ સિવાય કંઈ વૈશિષ્ટ્ય જોતા નથી. દા.ત. કાન્ટ કહે છે કે, "ધર્મ એટલે આપણી તમામ ફરજોનો દૈવી આજ્ઞાઓ તરીકે સ્વીકાર." મેથ્યુ અરનોલ્ડ પણ, "ધર્મ એટલે ભાવનાપ્રધાન નીતિ" એવી ધર્મની વ્યાખ્યા આપે છે. માનવધર્મના અનુયાયીઓ પણ ધર્મમાં રહેલા નીતિ સિવાયના તત્ત્વોને વહેમ, અંધશ્રદ્ધા વગેરેમાં ખપાવે છે. આપણે એ હકીકત ભારપૂર્વક સ્પષ્ટ કરવાની રહે

---

૯. धारणाद् धर्म अित्याहुः।
धर्मो धारयति प्रजाः।। — શાંતિપર્વ

૧૦. अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम्।
अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा।।-ભાગવત ૩, ૨૯; ૨૭.

છે કે નીતિ એ ધર્મનું અનિવાર્ય તત્ત્વ હોવા છતાં સમગ્ર ધર્મ તેમાં આવી જતો નથી. ડી. એમ. એડવર્ડ યથાર્થ કહે છે કે, "ધર્મ નીતિની કક્ષાએ આવવાની ચોક્ખી ના પાડે છે. ધર્મ પાસે પોતાનું વિશિષ્ટ અંતર્ગત જીવન છે, જેનો તે ત્યાગ કરી શકે નહિ, અને આ અંતર્ગત જીવન નીતિમાં સંપૂર્ણ રીતે સમાઈ શકે તેમ નથી."[૧૧]

આ રીતે જ્ઞાન, ભક્તિ અને કર્મ કે નીતિ એ ધાર્મિક જીવનનાં આવશ્યક પાસાં છે. આ ત્રણેને સિદ્ધ કરવા માટે ઈન્દ્રિયનિગ્રહ અને મનોનિગ્રહની જરૂર પડે તે સ્વાભાવિક છે. અને ગીતા કહે છે તેમ આ જાતનો નિગ્રહ વૈરાગ્યથી શક્ય બને છે.[૧૨] સાધકે વિષયભોગનો ત્યાગ કરવો જ પડે છે અને નિષ્કુળાનંદ સ્વામી કહે છે તેમ, "ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના." આથી વૈરાગ્ય પણ ધાર્મિક જીવનની એક જરૂરિયાત છે.

અહીં 'વૈરાગ્યનો'નો અર્થ સ્પષ્ટ કરવો જરૂરી છે; કારણ કે શ્રી કિશોરલાલ મશરૂવાલા કહે છે તેમ 'વૈરાગ્ય'ના અર્થની બાબતમાં કેટલીક ગેરસમજ ઊભી થયેલી છે. ઘણા સાધુઓ અને કહેવાતા ભક્તો વૈરાગ્યનો અર્થ, વ્યવહાર પ્રત્યે બેદરકારી, એવો કરે છે, પરંતુ બિનજવાબદારી એ વૈરાગ્યનો પર્યાય નથી. વૈરાગ્ય એટલે અનાસક્તિ. ખરી રીતે જેને ઈશ્વરમાં પ્રેમ થાય છે તેને જગતના કોઈ પણ પદાર્થની આસક્તિ રહેતી નથી.[૧૩] આથી સહજાનંદ સ્વામી વૈરાગ્યની આ પ્રમાણે વ્યાખ્યા આપે છે: 'ઈશ્વર સિવાય ક્યાંય પ્રીતિ નહિ તે વૈરાગ્ય.[૧૪] આ જાતનો વૈરાગ્ય જગતનાં દુ:ખોના કંટાળામાંથી જન્મેલો નથી હોતો; પણ જગતના સ્વરૂપના સાચા જ્ઞાનમાંથી નિષ્પન્ન થયેલો હોય છે. ઉપાધ્યાય યશોવિજયજી, યોગસૂત્રકારે પાડેલા 'અપર' અને 'પર' એવા વૈરાગ્યના ભેદ સમજાવતાં, લખે છે કે, વિષયમાં રહેલા દોષો જોઈને થયેલો વૈરાગ્ય 'અપર' છે જ્યારે વિષયસ્વરૂપ-દર્શનજન્ય વૈરાગ્ય 'પર' વૈરાગ્ય છે.[૧૫] ધાર્મિક જીવન

---

૧૧. એડવર્ડ: 'ધી ફિલોસોફી ઑફ રિલિજિયન' પૃ. ૧૬૭.

૧૨. असंशयं महावाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ।। ગીતા ૬; ૩૫.

૧૩. એવી કઈ વસ્તુ છે આ ભૂમાં,
જેમાં લોભે જે લોભ્યા પ્રભુમાં? —નિષ્કુળાનંદ.

૧૪. वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु । શિક્ષાપત્રી—૧૦૪.

૧૫. યશોવિજયજી: 'યોગદર્શન તથા યોગવિંશિકા' સંપાદક: પંડિત સુખલાલજી પૃ. ૯૪.

માટે જે વૈરાગ્યની જરૂર છે તે 'પર' વૈરાગ્ય છે. આ પ્રકારના વૈરાગ્યવાળો માણસ વિવેકી અને તેથી અનાસક્ત હોય છે. દુન્યવી સુખદુ:ખના પ્રવાહમાં તે ભાન ભૂલીને ઘસડાતો નથી. આથી શ્રી કિશોરલાલ મશરૂવાળા લખે છે કે "જે વિચારશીલ માણસ એમ જુએ કે ઘડપણ, મરણ, રોગ, પ્રિયનો વિયોગ અને અપ્રિયનો યોગ એ પાંચ વિપત્તિઓ અનિવાર્ય છે, ક્યારેય પણ એ વિપત્તિઓનો મુકાબલો કર્યા વિના છૂટકો જ નથી થતો; આમ, જોઈ એવી વિપત્તિઓ આવે ત્યારે પોતાની ધીરજ ડગે નહિ એવી રીતે, જે પોતાના ચિત્તને દૃઢ કરી રાખે છે, તેનામાં વૈરાગ્ય છે એમ કહી શકાય."[૧૬] વિવેક ઉપરાંત સાદાઈ, નમ્રતા, તપપ્રિયતા વગેરે ગુણો પણ વૈરાગ્યના વ્યાપક અર્થમાં સમાઈ જાય છે. આ બધા ગુણો ધાર્મિક જીવનમાં અનિવાર્ય છે.

આ રીતે આપણે જોઈએ છીએ કે કોઈ પણ સંપ્રદાયના કે ધાર્મિક જીવન ગાળતી વ્યક્તિના જીવનમાં જ્ઞાન, ભક્તિ, સદાચાર અને વૈરાગ્ય એ ચાર અંગો પૂર્ણ રીતે વિકસેલાં હોવાં જોઈએ. જગતના મહાન ધર્મો અને ધર્માત્માઓનાં જીવન તરફ દૃષ્ટિપાત કરતાં આપણને આ સત્યની પ્રતીતિ થાય છે. જે સંપ્રદાયમાં કે ધાર્મિક વ્યક્તિના જીવનમાં આ ચારમાંથી એકાદ અંગ પણ ખૂટતું હોય તો તેટલે અંશે તો ત્યાં ધાર્મિક જીવન અણવિકસિત છે એવો નિર્ણય કરી શકાય. ભક્તકવિ નરસિંહ મહેતાએ 'વૈષ્ણવજન'માં ગણાવેલાં વૈષ્ણવ કે ભક્તનાં લક્ષણોમાં ધર્મનાં આ ચારેય પાસાંનો ઉલ્લેખ કરેલો છે. જોકે તેમણે એ ભજનમાં સદાચાર પર સૌથી વિશેષ ભાર મૂકેલો દેખાય છે. આનું કારણ એ છે કે એક દૃષ્ટિએ નીતિ એ ધર્મનું સૌથી વધારે મહત્ત્વનું અંગ છે. આ વિશે થોડી વિચારણા ને સ્પષ્ટતા કરવી અસ્થાને નથી.

**ધર્મમાં નીતિનું મહત્ત્વ :** ધર્મની ચાર આવશ્યક બાબતોમાં સદાચાર એ એટલી મહત્ત્વની બાબત છે કે જો તેનો અભાવ હોય તો ધર્મ અસ્તિત્વમાં છે એમ ગણાય જ નહિ. જો ધાર્મિક જીવનમાં તત્ત્વજ્ઞાન, ભક્તિ કે વૈરાગ્ય થોડે ઘણે અંશે ખૂટતાં હોય તો તે જીવન અપૂર્ણ કે ઓછું વિકસેલું છે એમ કહી શકાય; પરંતુ જો ધર્મ નીતિવિહોણો હોય તો તે અધૂરો ધર્મ નહિ પણ અધર્મ જ ગણાય. કંઠી, તિલક વગેરે ધારણ કરનાર અને મુખેથી ઈશ્વરનું રટણ કર્યે રાખનાર કેટલાક માણસો પાપને વિશે પ્રવર્તતા હોય છે, તેમને આપણે અધૂરા જ્ઞાની નહિ પણ ઢોંગી કહીએ છીએ. આમ નીતિનિષ્ઠા એ ધર્મનિષ્ઠાની કોઈ પણ સંયોગોમાં ટાળી ન શકાય તેવી જરૂરિયાત છે. અનીતિ-

---

૧૬. કિ. ઘ. મશરૂવાળા: 'જીવનશોધન' પૃ. ૧૭૩.

માનને કોઈ પણ સંયોગોમાં ધર્મપરાયણ કહી શકાય નહિ. આને કારણે જ કેટલીક વાર ધર્મ શબ્દનો ઉપયોગ નીતિના પર્યાય તરીકે થયેલો છે. દા. ત. પંડિત સુખલાલજી લખે છે કે "જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક નહિ પણ શુદ્ધ કર્તવ્ય ખાતર જ હોય છે અને જે કર્તવ્ય માત્ર યોગ્યતા ઉપર જ અવલંબિત હોય છે તે ધર્મ."[૧૭] એ જ પ્રમાણે 'आचार प्रथमो धर्मः । 'धर्मो ज्ञेय सदाचारः । 'धर्मादर्थश्चकामश्च . . .' વગેરેમાં પણ ધર્મ શબ્દનો પ્રયોગ તેના અત્યંત મહત્ત્વના અંગ – સદાચાર – માટે થયેલો છે. માણસમાં જ્ઞાન, ભક્તિભાવના વૈરાગ્યાદિક છે કે નહિ તેની કસોટી તેની નીતિમત્તા પરથી જ થાય છે. ડૉ. વામનરાવ જોશી નીતિને ધર્મની અર્ધાંગિની તરીકે વર્ણવે છે. "નીતિ એ ધર્મની ધર્મપત્ની છે. ઉભયનો નિકટ સંબંધ છે, એટલું જ નહિ અતિ ઐક્ય છે, માત્ર પૂર્ણ તાદાત્મ્ય નથી. ધર્મ અનીતિ સાથે સંબંધ રાખી શકતો નથી, તેનાથી એ તરફ નજર પણ થાય તેમ નથી."[૧૮]

જેવી રીતે ધર્મ માટે નીતિ અનિવાર્ય મનાય છે તેવી રીતે નીતિ માટે ધર્મ અનિવાર્ય ગણાતો નથી. નીતિપરાયણ વ્યક્તિ ધર્મપ્રત્યે ઉદાસીન હોય તો તેને કારણે આપણે તેને દંભી કહી શકીએ નહિ. દરેક માણસમાં નૈતિક ચેતના હોય છે જેને કારણે તે કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરી શકે છે, અને ઉપર દર્શાવ્યા મુજબ કર્તવ્યને ખાતર કર્તવ્ય કરવાના શુભ સંકલ્પથી પ્રેરાઈને જે માણસ સત્કર્મો કરતો હોય છે તે ધર્મપરાયણ ન હોય તોપણ ખરા અર્થમાં- નીતિમાન છે. આ રીતે કેટલાક નાસ્તિક નીતિપરાયણ હોય છે. આપણે ઉપર જોઈ ગયા કે, દરેક આસ્તિક તો નીતિમાન હોવો જ જોઈએ. હવે એ બાબત સ્પષ્ટ કરવી જોઈએ કે આ બે પ્રકારના નીતિમાન માણસોના નૈતિક જીવનમાં કઈ જાતનો ભેદ છે.

૩. કેવળ નીતિનિષ્ઠાવાન માણસ પોતાના પ્રયત્નથી જગતમાં અમુક નૈતિક મૂલ્યો સ્થાપવાનો પ્રયત્ન કરતો હોય છે. પરંતુ તેમાં તે સફળ થશે કે નહિ એ વિશે તે હમેશાં શંકાશીલ હોય છે; કારણ કે જગતની નૈતિક વ્યવસ્થાની તેને ખાત્રી હોતી નથી. સફળતા મળે કે ન મળે, પ્રયત્ન કરી છૂટવાનો તે જરૂર આગ્રહ રાખે છે; પણ ધ્યેયની નિશ્ચિતતામાંથી જે આનંદ અને પ્રેરણા મળે તેનાથી તે વંચિત રહી જાય છે. ધર્મશીલ માણસ ઈશ્વરના ઉપકરણ તરીકે નૈતિક મૂલ્યોના સાક્ષાત્કાર માટે પ્રવૃત્તિ કરતો હોય છે. જગતનું નૈતિક નિયમ પ્રમાણે શાસન કરનાર ઈશ્વર પોતાની સાથે છે એમ તે દૃઢપણે માનતો હોવાથી આ પ્રયત્નોની અંતિમ સફળતા

---

૧૭. પંડિત સુખલાલજી: 'દર્શન અને ચિંતન' પૃ. ૪૪.

૧૮. વામનરાવ જોશી: 'નીતિશાસ્ત્ર પ્રવેશ' અનુવાદક: ગો. ક. અમીન, પૃ. ૩૧.

અંગે તેનામાં લગીરે શંકા હોતી નથી. હૉકિંગ કહે છે તેમ, "ભવિષ્યની સિદ્ધિઓ જાણે વર્તમાનમાં જ પ્રાપ્ત થઈ ગઈ હોય તેવો અનુભવ કે જેને 'શ્રદ્ધા' કહી શકાય, તે દરેક યુગના ધર્મનું લાક્ષણિક તત્ત્વ રહેલું છે."[૧૯] આ રીતે ધાર્મિક માણસની હૃદયગ્રંથીઓ ગળી ગયેલી હોય છે અને તેના સર્વ સંશયો ટળી ગયા હોય છે,[૨૦] તેથી તે પોતાને પૂર્ણકામ માનીને અનાસક્તિ અને આનંદપૂર્વક કર્મો કરી શકે છે. નૈતિક ભૂમિકા પર ઈચ્છાઓનો સંઘર્ષ ઓછાવત્તા પ્રમાણમાં થતો હોય જ છે. કેવળ નીતિમાન માણસ માત્ર સંઘર્ષ અને યુદ્ધના ક્ષેત્રમાં જ રહી તેની તમામ મનોવ્યથા અનુભવે છે. ડૉ. રાધાકૃષ્ણન કહે છે તેમ, "કેવળ માનવધર્મમાંથી આ જાતના દુ:ખ માટે કોઈ સાંત્વન મળતું નથી"[૨૧] આથી ઊલટું, ધર્મનિષ્ઠ માણસ લડતાં લડતાં પણ વિજેતાની શાંતિ અને આહ્‌લાદ અનુભવી શકે છે. માણસથી પર કોઈ દૈવી તત્ત્વને નહિ માનનાર કેવળ નીતિપરાયણ વ્યક્તિના મનમાં જે મૂંઝવતા પ્રશ્નો ઘોળાતા હોય છે તેનો સ્પષ્ટ ખ્યાલ ડૉ. વામનરાવ જોશીના નીચેના શબ્દોથી આવશે :

"તેમની નીતિપ્રિયતા જેટલી ઉત્સાહયુક્ત, આનંદપ્રચુર અને સ્ફૂર્તિદાયક હોવી જોઈએ તેટલી નથી હોતી. આવા નીતિનિષ્ઠ માણસ કદી પણ અસદાચાર નહિ સેવે, ઈન્દ્રિયના દાસ નહિ બને, શ્રેય અને પ્રેયનો કલહ ઉત્પન્ન થતાં શ્રેયનો જ સ્વીકાર કરશે, પરંતુ 'દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે' એવો અનુભવ વારંવાર થયેલો હોવાથી સત્ય માટે કે દેશહિત માટે સદભિમાનથી પોતે જે ઈન્દ્રિય-નિગ્રહ કરે છે, સ્વાર્થ પર પાણી મૂકે છે, સુખનો જીવ દુ:ખમાં નાખે છે તે સર્વ ઝૂકતી દુનિયામાં – પાપપ્રચુર, બાહ્યત: પણ નિરીશ્વર દેખાતા તથા બળિયાના બે ભાગ – ના ન્યાયે વર્તનારા જગતમાં ફોગટ, મોહમૂલક કે મૂર્ખતાભરેલ છે કે શું એવી શંકા તેના હૃદયના એક ખૂણામાં સર્વદા લપાઈ રહેલી હોય છે, અને તેની છાયા તેની મનોવૃત્તિ પર, ભલેને પછી સૂક્ષ્મ રીતે પડતી હોય, પણ એ છાયા દૃગ્ગોચર થયા સિવાય રહેતી નથી. નીતિનિષ્ઠ માણસમાં પવિત્રતાનું તેજ હોય છે જ, પણ તે માણસના મનને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયેલો હોતો નથી, સંસારનું કોકડું

---

૧૯. હૉકિંગ ડબલ્યુ. ઈ. : 'મિનીંગ ઑફ ગોડ ઈન હ્યુમન એક્સપિરિયન્સ' પૃ. ૩૧.

૨૦. भिद्यते हृदयग्रंथिः छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे॥
— મુંડક ઉપનિષદ ૨–૨–૮

૨૧. રાધાકૃષ્ણન : 'ધી આઈડિયાલીસ્ટ વ્યૂ ઑફ લાઈફ' પૃ. ૬૯.

તેનાથી ઉકેલાયેલું હોતું નથી; તે સંસારપ્રતિ આશ્ચર્યવત્ દૃષ્ટિથી જુએ છે; એટલું જ નહિ પણ તેમાંની ક્રૂરતા, અન્યાય વગેરે જોઈ તે ભયભીત થયેલો હોય છે."[૨૨] આમ, "નીતિમત્તાનું ધર્મે પાણિગ્રહણ કર્યું નથી હોતું એટલાથી તે ચ્યુત કે નષ્ટ નથી થતી એ જોકે ખરું હોય, તોપણ સહધર્મચારિણીપદનું સૌભાગ્ય તેને પ્રાપ્ત થવામાં, જે સૌંદર્ય મળે, તેમ જ જે નિર્ભયત્વ, જે આનંદ, જે તેજ, જે અવ્યંગ આત્મતુષ્ટિ પ્રાપ્ત થાય, તે ધર્મસાહચર્યના અભાવે એકાકિની, હતભાગિની નીતિમત્તાને મળતાં નથી, એટલું કબૂલ કરવું પડશે."[૨૩]

૪. આ રીતે આપણે જોઈએ છીએ કે કેવળ નીતિનિષ્ઠા તેના પોતાને માટે પણ પૂરતી નથી. નૈતિક અસમાધાનનો સુખદ અંત ત્યારે જ આવે કે જ્યારે નૈતિક વર્તન માટે આવશ્યક અમુક તાત્ત્વિક માન્યતાઓ સત્ય હોવાની ખાત્રી મળે. આ જાતની ખાત્રી ધર્મમાંથી મળતી હોવાથી ધર્મનિષ્ઠા એ નીતિ-નિષ્ઠાની પાયાની જરૂરિયાત છે. કહેવાય છે કે, એક ભારતીય તત્ત્વજ્ઞે સૉક્રેટિસની મુલાકાત લીધેલી. તે વખતે સૉક્રેટિસે તેને કહ્યું કે તે માનવજીવનની સમસ્યાઓ ઉકેલવાનો પ્રયત્ન કરે છે; ત્યારે ભારતીય તત્ત્વજ્ઞે હસીને જવાબ આપ્યો કે દૈવી તત્ત્વને નહિ જાણનાર કોઈ પણ માણસ માનવીના પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ લાવી શકતો નથી.

ચિરઃસ્થાયી અને દૃઢ નીતિમત્તા માટે (૧) સંકલ્પ-સ્વાતંત્ર્ય (૨) આત્માનું અમરત્વ અને (૩) ઈશ્વર એ ત્રણ તાત્ત્વિક સિદ્ધાંતોનો સ્વીકાર અનિવાર્ય છે. ધર્મના જ્ઞાનકાંડમાં આ ત્રણે માન્યતાઓને સત્ય સિદ્ધાંતો તરીકે દર્શાવવામાં આવતી હોવાથી નીતિ માટે જરૂરી આધાર ધર્મમાંથી મળી રહે છે. આ ત્રણ સિદ્ધાંતો નૈતિક જીવન માટે કઈ રીતે જરૂરી છે તે હવે વિચારીએ.

(૧) **સંકલ્પસ્વાતંત્ર્ય :** દરેક માણસે સત્કર્મ કરવું જોઈએ અને અસત્કર્મથી દૂર રહેવું જોઈએ, એવું આપણે ત્યારે જ કહી શકીએ કે જ્યારે બેમાંથી ગમે તે એકની પસંદગી કરવા માણસ શક્તિમાન હોય, એટલે કે તેને સંકલ્પસ્વા-તંત્ર્ય હોય. આમ, કાન્ત કહે છે તેમ "આ કરવું જોઈએ" એમ કહેવામાં "તે કરવું શક્ય છે." એમ કહેવાઈ જ જાય છે. 'कर्ताशास्त्रार्थत्वात्' એ વેદાન્તસૂત્ર પણ એ જ કહે છે કે આત્મા સ્વતંત્ર કર્તા છે એમ સ્વીકારીએ તો જ વિધિનિષેધનો અર્થ સમજી શકાય. કર્તા સ્વતંત્ર ન હોય તો તેના કૃત્ય

---

૨૨. વામનરાવ જોશી : 'નીતિશાસ્ત્ર પ્રવેશ' અનુ૦ : ગો. ક. અમીન, પૃ. ૪૧.
૨૩. " " " પૃ. ૩૩.

પર યોગ્યાયોગ્યનું નિર્ણાયક વિધાન કરી શકાય નહિ. ઝાડ પરથી નીચે પડનારું ફળ સ્વતંત્ર નથી તેથી તેના માટે નીચે પડવું યોગ્ય છે કે અયોગ્ય એવો વિચાર અસ્થાને છે. આ રીતે સંકલ્પસ્વાતંત્ર્ય સ્વીકારીએ તો જ 'નિંદા', 'સ્તુતિ', 'દંડ', 'ઈનામ', 'પાપ', 'પુણ્ય', 'જવાબદારી', વગેરેની વાત થઈ શકે. આમ સંકલ્પસ્વાતંત્ર્ય એ નીતિનો ઘણો મહત્ત્વનો તાત્ત્વિક આધાર છે. અર્જુન જેવા આદર્શ શિષ્યને પણ શ્રીકૃષ્ણ ગીતાના ઉપદેશને અંતે કહે છે કે :

इति ते ज्ञानमाख्यातं गुह्यात् गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ १८–६३

(આ અત્યંત ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું. હવે એના પર સંપૂર્ણપણે વિચાર કરીને તારી ઈચ્છામાં આવે તે પ્રમાણે તું કર.)

સંકલ્પસ્વાતંત્ર્યનો સિદ્ધાંત સત્ય હોવાની સીધી પ્રતીતિ આપણે આત્મ-નિરીક્ષણ દ્વારા મેળવી શકીએ છીએ. દરેક કાર્ય કરતી વખતે આપણે તે કરવામાં સ્વતંત્ર છીએ એવો આપણને અંતરથી અનુભવ થાય છે.

(૨) **આત્માનું અમરત્વ** : નીતિમાન માણસ પાસે જે ઉચ્ચ નૈતિક જીવનનો આદર્શ હોય છે તે એક જિંદગીમાં પ્રાપ્ત થઈ શકતો નથી. આથી કાન્ટ યથાર્થ કહે છે કે પુનર્જન્મમાં માનીએ તો જ નીતિ શકય બને છે. ગીતા પણ કહે છે કે "પ્રયત્નપૂર્વક યોગાભ્યાસ કરતાં કરતાં તે યોગીનાં પાપ ધોવાઈ જાય છે ને તે અનેક જન્મને અંતે સિદ્ધિ મેળવી પરમ પદને પામે છે."[૨૪] આ જન્મમાં નૈતિક વિકાસની જેટલી કક્ષાએ પહોંચી શકાશે ત્યાંથી પછીના જન્મમાં શરૂઆત થશે, પણ દેહના મરણથી આત્માનો અને તેની સાથે તેણે કરેલા કર્મનો નાશ નહિ થાય તેમ માનીએ તો જ આપણે નૈતિક પ્રગતિ માટે જીવનપર્યંત સતત પ્રયત્નશીલ રહી શકીએ. જો મૃત્યુ એ આપણો સર્વનાશ હોય તો આપણા માટે ચાર્વાકની કંઠી બાંધી શકાય તેટલું વધારે સુખ માણી લેવા સિવાય બીજો આરો રહેતો નથી. આ રીતે આત્માના અમરત્વનો સિદ્ધાંત પણ નૈતિક જીવનનો અનિવાર્ય તાત્ત્વિક આધાર છે.

(૩) **ઈશ્વર** : કાન્ટ કહે છે તેમ, આપણી નૈતિક ચેતનાની એ ભારપૂર્વકની માગણી છે કે સદ્‌ગુણી માણસ સુખી થવો જોઈએ. ગુન્હેગાર છટકી જાય અને નિર્દોષને શિક્ષા થાય તેવી પરિસ્થિતિ આપણને અસહ્ય લાગે છે. આમ સુખ અને સદ્‌ગુણ સાથે જવા જોઈએ. પરંતુ માણસ સદ્‌ગુણી બનવાનો પ્રયત્ન કરી

૨૪ प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ગીતા ૬; ૪૫.

શકે, પણ તેને અનુરૂપ સુખ મેળવવું એ તેના હાથની વાત નથી; કારણ કે સુખ બાહ્ય તત્ત્વો પર આધાર રાખે છે અને તેમના ઉપર માણસનો સંપૂર્ણ કાબૂ નથી. આથી આ બંને બાબતોનો મેળ બેસાડનાર કોઈ દૈવી તત્ત્વનો સ્વીકાર કરીએ તો જ આપણે નૈતિક મૂલ્યોના સાક્ષાત્કાર માટે જરૂરી ભોગ આપવાની પ્રેરણા મેળવી શકીએ, આપી શકીએ. જગતમાં નૈતિક વ્યવસ્થા જળવાય છે, એટલે કે કરેલા કર્મનું ફળ જતું જ નથી, નાનું એવું સત્કર્મ પણ મહાન ભયથી રક્ષણ કરે છે.[૨૫] એક માણસનું કર્મ બીજાને ભોગવવું પડતું નથી એ પ્રકારની ખાત્રીની નૈતિક જીવનમાં આવશ્યકતા છે, અને જેની પાસે લાગવગ ચાલતી નથી એવા નિષ્પક્ષપાતી અને ન્યાયી કર્મફળ પ્રદાતા ઈશ્વરને સ્વીકારીને જ આપણે આ બાબતમાં નિશ્ચિત બની શકીએ.

આ ઉપરાંત ઈશ્વરને સ્વીકારીએ તો જ આપણે નૈતિક સિદ્ધાંતોને વાસ્તવિક માની શકીએ. આપણે દૃઢપણે માનીએ છીએ કે, નૈતિક ધોરણ કોઈ પણ યુગના કે કોઈ પણ સ્થળના લોકોના વિચારો અને ઇચ્છાઓ પર અવલંબતું તત્ત્વ નથી; નૈતિક આદર્શ સર્વદેશી અને શાશ્વત છે. એટલું તો સ્પષ્ટ છે કે નૈતિક આદર્શનું અસ્તિત્વ કોઈ વ્યક્તિના મનમાં જ હોઈ શકે, તેથી સર્વદેશી અને શાશ્વત આદર્શ જેના મનમાં છે તેવી સત્તા નિદાન હોવી જોઈએ. આમ રેશડૉલ યથાર્થ કહે છે કે, "આપણો નૈતિક આદર્શ વાસ્તવિક રીતે સત્ય હોવાનો દાવો, તો જ થઈ શકે કે જો તેને ઈશ્વરના મનમાં શાશ્વત રીતે અસ્તિત્વ ધરાવતા નૈતિક આદર્શનો આવિષ્કાર (Revelation) માનવામાં આવે."[૨૬] આમ, નૈતિક સિદ્ધાંતોને વાસ્તવિક રીતે સત્ય અને ખરેખર મૂલ્યવાન માનવા માટે આપણે એ સ્વીકારવું જ જોઈએ કે નૈતિક આદર્શ એ કોઈ માણસની કલ્પના નથી પણ હકીકતનું પ્રતિબિંબ છે; જે આપણા માટે આદર્શ છે તે પરમાત્મા માટે હકીકત છે. "મારે આ સિદ્ધ કરવું છે" એવી આપણી તીવ્ર ઝંખનાની પાછળ "મારામાં તે શાશ્વત રીતે સિદ્ધ છે" એમ કહેનારમાં ઈશ્વરનું બળ અને પ્રેરણા પડેલાં છે.[૨૭] આ રીતે આપણે જોઈએ છીએ કે, નૈતિક જીવન માટે (૧) કર્મફળપ્રદાતા તરીકે અને (૨) નૈતિક આદર્શના વાસ્તવિક અને સર્વમાન્ય આધાર તરીકે ઈશ્વરને સ્વીકારવાની જરૂર પડે છે.

---

૨૫ नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥ ગીતા ૨; ૪૦.

૨૬. રેશડૉલ : 'ધી થિયરી ઑફ ગુડ એન્ડ ઇવિલ' ખંડ ૨, પૃ. ૨૧૨.

૨૭. જુઓ : યેમ્સ સેથ : 'એથિકલ પ્રિન્સિપલ્સ' પૃ. ૪૩૧.

નૈતિક જીવનના તાત્ત્વિક આધારોની ઉપરની વિચારણા પરથી એ સ્પષ્ટ થાય છે કે નીતિનિષ્ઠ માણસ ધર્મ પ્રત્યે ઉદાસીન ત્યાં સુધી જ રહી શકે કે જ્યાં સુધી તેણે નાસ્તિકપણાના પરિણામોનો પૂરેપૂરો વિચાર કર્યો નથી. સામાન્ય જનસમૂહે તો હમેશાં નીતિ અને ધર્મને પરસ્પરાવલંબિત ગણ્યાં છે. માત્ર કેટલાક કહેવાતાં બુદ્ધિવાદીઓ જ કેવળ માનવધર્મની વાતો કરી નીતિને, ધર્મ કે તત્ત્વ-જ્ઞાનથી અલગ માનવાની ભૂલ કરે છે. સાચો બુદ્ધિવાદી નીતિની ચર્ચામાં તાત્ત્વિક પ્રશ્નોને અવગણી શકે નહિ. એલ્ડસ હક્સ્લી ખરું કહે છે કે, "આપણા તાત્ત્વિક વિચારોને લક્ષમાં રાખીને આપણે સારાનરસાના ખ્યાલો બાંધીએ છીએ; અને સારાનરસાના આ ખ્યાલોને અનુસરીને આપણે કેવળ અંગત જીવનમાં જ નહિ પણ રાજકીય અને આર્થિક ક્ષેત્રમાં પણ આપણું આચરણ ઘડીએ છીએ. આમ, આપણી તાત્ત્વિક માન્યતાઓની વિચારણા નીતિ અનીતિની ચર્ચામાં અસ્થાને તો નથી જ; પણ એથી ઊલટું આપણા બધા કર્મોનો અંતિમ નિર્ણય એ માન્યતા-ઓને આધારે જ થાય છે."[૨૮]

નૈતિક જીવન માટે જરૂરી તાત્ત્વિક માન્યતાઓનું ધર્મના જ્ઞાનકાંડમાં પ્રતિપાદન થતું હોવાથી નીતિને ધર્મના આધારની જરૂર છે તે આપણે જોઈ ગયા. હવે સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, 'આ તાત્ત્વિક માન્યતાઓ સત્ય છે એમ સિદ્ધ થઈ શકે ખરું?' આ પ્રશ્નની પૂરી વિગતોમાં ઊતરવાનું આ નિબંધના ક્ષેત્રની બહાર છે, છતાં અહીં એટલું તો કહેવું જોઈએ કે નૈતિક જીવન માટે આ માન્યતાઓની જરૂર છે એ હકીકત પોતે જ આ માન્યતા-ઓને સાચી માનવાનું સબળ કારણ પૂરું પાડે છે. તત્ત્વજ્ઞનું કાર્ય અનુભવ પર ચિંતન કરી, તાત્ત્વિક નિર્ણયો લઈ તેમનો સાક્ષાત્કાર કરવાનું છે અને નૈતિક જીવન એ આપણો ઘણો મૂલ્યવાન અનુભવ છે. એટલે કોઈ પણ તાત્ત્વિક વિચારધારા તેના પ્રત્યે દુર્લક્ષ સેવી શકે નહિ. આપણી નૈતિક ચેતના જેના સિવાય સંતોષ પામતી નથી તે અસત્ય કેમ હોઈ શકે? ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટે પાશ્ચાત્યદર્શનમાં આપવામાં આવતી 'Ontological argument'ના સમર્થનમાં પ્રીન્ગલ પેટ્રીસન એ જ કહે છે કે, "વિચારોની શકયતા સત્તા(being)ની વાસ્તવિકતાથી આગળ જઈ શકે નહિ."[૨૯] આમ રમણભાઈ નીલકંઠની સાથે આપણે કહી શકીએ કે "'ધર્મીને ઘેર ધાડ અને કસાઈને ઘેર કુશળ' એવા

૨૮. એલ્ડસ હક્સ્લી : 'એન્ડ્ઝ એન્ડ મીન્સ' પૃ. ૧૦.

૨૯. પ્રીન્ગલ પેટ્રીસન : 'આઈડિયા ઑફ ગૉડ ઈન ધી લાઈટ ઑફ રીસૅન્ટ ફિલોસૉફી'

સંકટના પ્રસંગો જાણીતા છતાં મનુષ્યજાતિ દુનિયાનું બંધારણ દૃઢ શ્રદ્ધાથી નીતિમય માનતી આવી છે તે પણ નીતિમય શાસનની મ્હોટી સાબિતી છે."[૩૦]

ઉપરની દલીલ વજૂદવાળી હોવા છતાં જે માણસ ઈશ્વરમાં નથી માનતો તેના માટે તેમાં શંકા લાવવાની શકયતા રહે છે જ. પ્રત્યક્ષની ગેરહાજરીમાં કરેલું અનુમાન નિ:શંકપણે સત્ય દર્શાવી ન શકાય એ સ્વાભાવિક છે. ઈશ્વરના અસ્તિત્વની અને જગતના નૈતિક બંધારણની ચોક્કસ ખાત્રી તો તેમના સાક્ષાત્કાર પછી જ થાય અને આ સાક્ષાત્કાર માટે જરૂરી સાધના કરવાની આપણી તૈયારી હોવી જોઈએ. પરંતુ જ્યાં સુધી આવો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી આ બાબતોને શ્રદ્ધાથી સ્વીકારવામાં વહેમ કે મૂર્ખતા નથી. ગાંધીજી કહે છે કે, "જીવનના સામાન્ય વ્યવહારમાં આપણે જેમના પર વિશ્વાસ રાખવાનું પસંદ કરીએ છીએ એવા માણસોનું વચન આપણે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લઈએ છીએ. . . . ત્યારે જીવન અને મરણના સવાલોમાં આપણે દુનિયાભરના ઋષિમુનિઓનું આપ્તવાકય, એમનું અનુભવ-વચન કેમ ન સ્વીકારીએ? તેઓ કહે છે કે ઈશ્વર છે, અને સત્ય અને નિષ્પાપતા(અહિંસા)ની સાધના દ્વારા ઈશ્વરનું દર્શન થઈ શકે છે એ વચન આપણે કેમ ખરું ન માનીએ?"[૩૧] આમ આપણે જે શ્રદ્ધાની અપેક્ષા રાખીએ છીએ તે બુદ્ધિવિરોધી નહિ પણ બુદ્ધિસ્થાપિત છે. જ્યારે બુદ્ધિ જ આપણને ઈન્દ્રિયજ્ઞાનની મર્યાદાઓ સૂચવે અને આ બાબતમાં શ્રદ્ધા રાખવા માટે સંતોષકારક કારણો પૂરાં પાડે ત્યારે પણ આ બાબતો ન સ્વીકારવી એ બુદ્ધિવાદ નથી પણ, બુદ્ધિવાદ જેનો વિરોધ કરે છે તે, મતવાદ (dogmatism) છે.

---

૩૦. ર. મ. નીલકંઠ: 'ધર્મ અને સમાજ' પુ. ૨, પૃ. ૩૫.

૩૧. મહાત્મા ગાંધીજી: 'ધર્મમંથન' પૃ. ૨૫૨-૨૫૩.

# ૪. પ્રજ્ઞાચક્ષુ

## ઉપેન્દ્રરાય જયચંદભાઈ સાંડેસરા

श्रुत्वा हि मम वाक्यानि बुद्धया युक्तानि तत्त्वतः।
ततो ज्ञास्यसि मां सौते प्रज्ञाचक्षुषमित्युत ।। – आदि : १. १०१

હે સૌતિ! મારાં બુદ્ધિયુક્ત વચનોને બરાબર સાંભળીશ ત્યારે તું મને (ખરેખર) પ્રજ્ઞાચક્ષુ જાણીશ.

दिष्टमेव कृतंमन्ये पौरुषं तु निरर्थकम् ।[1] એવા ભાવનો સંખ્યાબંધ પ્રસંગોએ પ્રલાપ કરનાર, ચર્મચક્ષુથી તેવી જ રીતે પુત્રસ્નેહ અને રાજ્યલોભથી અંધ, તથા 'કુળનો અંત ભલે થાય પણ મારા પુત્રો પાંડવો સાથે ફરીથી દ્યૂત રમો,'[2] એમ કહેનાર ધૃતરાષ્ટ્ર, બધું નાશ પામી ગયું, યુદ્ધને અંતે અઢાર અક્ષૌહિણી સેનામાંથી ફક્ત દસ જ ગણનાપાત્ર પુરૂષો બચ્યા ત્યારે પોતાના પુત્રોની આખા જીવનની કરણીની (પોતાની કરણીની નહિ!) સમીક્ષા સૂતપુત્ર સંજયને કહેવાની શરૂઆત કરતાં ઉપર પ્રમાણે બોલ્યા! પર્યાયે 'હે સૌતિ! હું આંધળો હોવા છતાં દેખતો છું' એમ ધૃતરાષ્ટ્રનું કહેવું થયું.

'હું તમસ્ અને મોહથી ઘેરાઈ ગયો છું. મારું ભાન જતું રહ્યું છે અને મારૂં મન વિહ્વળ થઈ ગયું છે,'[3] એમ કહેવા સાથે, ધૃતરાષ્ટ્ર પોતાને ચર્મ-ચક્ષુવિહીન હોવા છતાં પ્રજ્ઞારૂપી ચક્ષુવાળો છે, એમ કહેવાની ધૃષ્ટતા કરે છે. પણ એની 'પ્રજ્ઞા' કયા પ્રકારની છે? એ પ્રજ્ઞા એટલે કુટિલબુદ્ધિ. કાવાદાવાથી બીજાનું

---

૧. ઉદ્યોગ : ૪૦-૩૦, દ્રૌપદીને અર્જુન સ્વયંવરમાં પામ્યો તે પછી ભાઈઓ અને ગોઠીઆઓ સાથેની વાતોમાં દુ:શાસન પણ दैवं तु परमं मन्ये पौरुपं तु निरर्थकम् । (આદિ. ૧૯૨-૧૨) બોલેલો અને લાક્ષાગૃહમાં પાંડવોનો નાશ કરવાના કૌરવોના નિષ્ફળ પ્રયત્નને યાદ કરેલો. પ્રજ્ઞાહીન માણસો પોતાના કુપ્રયત્નોમાં નિષ્ફળ જતાં આવી રીતે દૈવને બળવાન જણાવી પ્રલાપ કરે છે, અને સફળ થાય તો અહંકાર કરે છે!

૨. अथाब्रवीन्महाराजो गान्धारीं धर्मदर्शिनीम् ।
अन्तः कामं कुलस्यास्तु न शक्ष्यामि निवारितुम् ।। सभा. ६६–३६
यथैच्छन्ति तथैवास्तु प्रत्यागच्छन्तु पाण्डवाः ।
पुनर्द्यूतं प्रकुर्वन्तु मामकाः पाण्डवैः सह ।। सभा. ६६–३७

૩. આદિ. ૧–૧૫૯

હજમ કરવાની પ્રવૃત્તિ. અને એ પ્રવૃત્તિ દરમ્યાન જે જે ભયસ્થાનોનો ખ્યાલ આવેલો તેનું સ્મરણ કરીને તે તે સમય દરમ્યાન પોતાની હાર થવાનાં લક્ષણ જણાયેલાં તેનું સિંહાવલોકન, રાંડયા પછીનું ડહાપણ.

પરંતુ ખરેખર, 'પ્રજ્ઞા' એટલે શું? પ્રજ્ઞા બે પ્રકારની છે. એક તો લૌકિક અથવા વ્યવહારૂ પ્રજ્ઞા. જેના વડે મનુષ્ય દુનિયાદારીની દૃષ્ટિએ આગળ વધે છે, સુખી થાય છે, બીજાઓને સુખી કરે છે, અને બીજા લોકોની ખટપટ, કાવાદાવા વગેરે નિષ્ફળ કરે છે. બીજી પ્રજ્ઞા તે શાસ્ત્રમાં જેને 'ઋતંભરા પ્રજ્ઞા'[૪] કહી છે તે પ્રજ્ઞા. અર્થાત્ સત્ય-સ્વરૂપ પરમાત્માને સમજનારી પ્રજ્ઞા. આગમ અને અનુમાન ઉપર આધારિત નહિ, પ્રત્યક્ષથી પણ છેતરાતી નહિ— કારણ ઇન્દ્રિયોની શક્તિ મર્યાદિત છે — એવી સ્વયમેવ પ્રમાણરૂપ સત્યના અપરોક્ષાનુભવના જ્ઞાનવાળી પ્રજ્ઞા.[૫]

રાજા ધૃતરાષ્ટ્રને આવી ઋતંભરા પ્રજ્ઞાવાળો કહેવાનો ઋષિ વ્યાસનો આશય છે જ નહિ. તેથી આ મહાકવિ મ૦ ભા૦માં અન્યત્ર સાચો પ્રજ્ઞાચક્ષુ કેવો હોય તે વર્ણવતાં કહે છે:

(१) प्रज्ञाचक्षुर्नर इह दोषं नैवानुरुध्यते।
विरज्यति यथाकामं न च धर्मं विमुञ्चति॥
आरण्यक: २००–४८ = VAR शांति: २६५–१९

सर्वत्यागे च यतते दृष्ट्वा लोकं क्षयात्मकम्।
ततो मोक्षे प्रयतते नानुपायादुपायतः॥[६]
आरण्यक: २००–४९ = VAR शांति: २६५–२०

---

૪. ऋतंभरा तत्र प्रज्ञा ॥ યો. સૂ. ૧-૪૮

૫. श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषयाविशेषार्थत्वात् ॥ યો. સૂ. ૧-૪૯ અને સૂત્રનું વ્યાસભાષ્ય.

૬. (૧) 'પ્રજ્ઞાચક્ષુ' પદમાંનો 'પ્રજ્ઞા' શબ્દ (આત્મ) 'જ્ઞાન'ના પર્યાય તરીકે વપરાયેલો છે. જુઓ આગળનો શ્લોક:
धर्मस्य च फलं लब्ध्वा न तृप्यति महाद्विज।
अतृप्यमाणो निर्वेदमादत्ते ज्ञानचक्षुषाः॥
आरण्यक: २००–४७ VAR शांति. २६५–१८

(૨) (अ) પ્રજ્ઞાચક્ષુની જેમ બુદ્ધિનેત્ર માટે જુઓ: શાંતિ. ૨૬૨-૪૫
(ब) જ્ઞાનચક્ષુ માટે જુઓ આરણ્યક, ૧૮૧-૩૧; ભીષ્મ ૩૭-૧૦ (ગીતા, ૧૫-૧૦); ભીષ્મ ૩૫-૩૪ (ગીતા, ૧૩-૧૪); ભીષ્મ. ૩૭-૧૦ (ગીતા, ૧૫-૧૦) વગેરે.

પ્રજ્ઞાચક્ષુવાળો મનુષ્ય આ સંસારમાં (રાગાદિ) દોષોથી રૂંધાતો નથી. તે યથેચ્છ રીતે (વાસનામેલથી) સ્વચ્છ રહે છે અને ધર્મનો ત્યાગ કરતો નથી. આ લોકને નાશવંત જોઈને તે સર્વ (કર્મ ફલાસક્તિનો) ત્યાગ કરવા પ્રયત્ન કરે છે અને પછી દૈવને આશ્રયે ન રહેતાં ઉપાયપૂર્વક મોક્ષને માટે પ્રયત્ન કરે છે.

(૨) तस्य प्रबोधः प्रज्ञेव प्रज्ञाचक्षुर्न रिष्यति ।। उद्योग: ७०–३४

प्रज्ञालाभे हि पुरुषः शास्त्राण्येवान्ववेक्षते ।

शास्त्रनित्यः पुनर्धर्मं तस्य ह्रीरङ्गमुत्तमम् ।। उद्योग : ७०–३५

(આ મોહમાંથી) પ્રજ્ઞા વડે માણસ જાગૃત થાય છે. પ્રજ્ઞાચક્ષુ દુ:ખી થતો નથી. કારણ પ્રજ્ઞાલાભ થવાથી પુરુષ શાસ્ત્રોનું અવલોકન કરે છે, પછી એનું સતત મનન કરી પુન: ધર્મ તરફ વળે છે, કે જે ધર્મનું હ્રી—અકાર્યમાં લજ્જા—એ મુખ્ય અંગ છે.

વળી કવિએ 'પ્રજ્ઞા' એટલે 'બુદ્ધિ' એ અર્થનો ઉપયોગ કરી ગીતામાં (ભીષ્મપર્વમાં) સ્થિર થયેલી પ્રજ્ઞાવાળાનું—સ્થિતપ્રજ્ઞનું વર્ણન કર્યું છે, અને અર્જુનના વિશે દર્શાવ્યું છે કે જે સ્થિતપ્રજ્ઞ છે તે પ્રાજ્ઞ છે, બીજા તો પ્રાજ્ઞોની જેમ ડાહ્યું ડાહ્યું બોલનારા છે.'[૮]

એક સ્થળે શિષ્ટોના આચારનું વર્ણન કરી અંતે પ્રજ્ઞાને મહાલયની ઉપમા આપી કવિ વ્યાસે કહ્યું છે:

प्रज्ञाप्रासादमारुह्य मुह्यतो महतो जनान् ।

प्रेक्षन्तो लोकवृत्तानि विविधानि द्विजोत्तम ।

अतिपुण्यानि पापानि तानि द्विजवरोत्तम ।। —आरण्यक: २००–९३

હે દ્વિજોત્તમ! (એવા સદા ધર્મને અનુસરનારા શિષ્ટો) પ્રજ્ઞારૂપી પ્રાસાદ ઉપર ચઢીને, મોહિત થતા માણસોને અને લોકોનાં મોટાં પુણ્યો અને પાપોવાળા વિવિધ આચારોને (યથાતથ) જુએ છે.

બૌદ્ધ અનુગમ બરાબર આ જ અર્થમાં 'પ્રજ્ઞા'નો અર્થ ઘટાવે છે. દાર્શનિક રીતે[૯] ત્યાં 'પ્રજ્ઞા'નો અર્થ ચાર આર્યસત્યો અને પ્રતીત્યસમુત્પાદ આદિનું જ્ઞાન

---

૭. ભીષ્મ: ૨૪-૫૫થી ૭૨ (ગીતા: ૨-૭૨)

૮. अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ।।
ભીષ્મ: ૨૪-૧૧ (ગીતા ૨-૧૧)

૯. 'બુદ્ધચરિત' (ગુજ. પુસ્તક, ધર્માનંદ કૌસંબી, પુનર્મુદ્રણ: ૧૯૫૦) પૃ. ૪૫

એવો છે.[૧૦] પણ એના સરળ અર્થમાં મહાભારત અને બૌદ્ધ અનુગમ એક જ આશય નિરૂપે છે. 'ધમ્મપદ'ના 'અપ્પમાદવગ્ગો'ની ઉપરના શ્લોકને મળતી ગાથા, જે મહાભારત, બૌદ્ધશાસ્ત્રો અને તે સિવાય બીજે પણ જુદા જુદા સંદર્ભોમાં મળે છે, તે આ વિચારને વિશદપણે સ્પષ્ટ કરે છે.

पमादं अप्पमादेन यदानुदति पण्डितो।
पञ्चापासादमारुह असोको सोकिनिं पजं।
पब्बतट्ठो व भुम्मट्ठे धीरो वाले अवेक्खति।।[११] धम्मपद, २८

---

૧૦. (अ) ચાર આર્યસત્ય (૧) દુ:ખ (૨) દુ:ખસમુદય અર્થાત્ કામતૃષ્ણા, ભવતૃષ્ણા અને વિભવતૃષ્ણા એમ ત્રણ પ્રકારની તૃષ્ણા. (૩) દુ:ખનિરોધ અર્થાત્ તૃષ્ણાનો નાશ કરવાથી દુ:ખનાશ થાય છે. (૪) દુ:ખનિરોધગામિની પ્રતિપત્ અર્થાત્ તૃષ્ણાનો નાશ કરવાનો ઉપાય, એટલે કે નિર્વાણ પ્રાપ્તિનો ઉપાય આર્યઅષ્ટાંગિક માર્ગ. (બુદ્ધચરિત: પૃ. ૨૧–૨૨ અને ૨૪૨થી ૨૪૭)

(ब) બૌદ્ધ મત મુજબ સંસારની કાર્યકારણપરંપરા એટલે પ્રતીત્ય-સમુત્પાદ. એ આ પ્રમાણે છે: અવિદ્યાથી સંસ્કાર, સંસ્કારથી ઉપજ્ઞાન, ઉપજ્ઞાનથી નામરૂપ, નામરૂપથી ષડાયતન, ષડાયતનથી સ્પર્શ, સ્પર્શથી વેદના, વેદનાથી તૃષ્ણા, તૃષ્ણાથી ઉપાદાન, ઉપાદાનથી ભવ, ભવથી જન્મ, જન્મથી જરા-મરણ-શોક-પરિદેવન-દુ:ખ દૌર્મનસ્ય અને ઉપાયાસ. (બુદ્ધચરિત પૃ. ૪૬, ૪૭)

૧૧. (૧) = VAR શાંતિ. ૧૪૭–૧૧; ૨૪૨–૧૮; યોગસૂત્ર ભાષ્ય ૧–૪૭; અહિર્બુદન્યસંહિતા ૧૫–૭૧ કડ, ૭૨ અબ; દીઘનિકાયમાં મહાવગ્ગ ૧–૫–૩; મિલિન્દિપણ્ણે ૩૮૭.

(૨) શ્રી વિનોબા ભાવેએ તા. ૨૯–૧૦–'૫૮ના રોજ વડોદરામાં સાહિત્યિકોને ઉદ્દેશીને પ્રવચન કરેલું તેમાં 'ધમ્મપદ'ની આ ગાથા ટાંકી ભાષ્ય કર્યું હતું તે ' × × × ભગવાન બુદ્ધ બોલી ગયા કે એ જે પર્વતસ્થ પુરુષ છે તે પર્વત પર ચઢે છે અને પછી નીચે જુએ છે, જે ભૂમિ પર ફરનારાઓ છે તેમની સામે તે જુએ છે, તેવી રીતે જ્ઞાની કવિઓ ઉપર જઈને બધાંને જુએ છે. જે કવિ પોતે ઉપકારગ્રસ્ત હોય છે તે બીજાના વિકારોનું માપન નથી કરી શકવાનો. આ એક બહુ વિચિત્ર વાત હું બોલી ગયો. ઘણાને એમ લાગે છે કે સૃષ્ટિના વિકારોનું દર્શન તેને જ થાય, જેને પોતાને એનો અનુભવ હોય. હું ઊલટું જ કહું છું કે જેવી રીતે થર્મોમીટરને પોતાને જો તાવ હોય તો તે તાવને ન માપી શકે, પરંતુ એને પોતાને તાવ હોતો નથી એટલા માટે જ એ બીજાના તાવને ઠીક માપી શકે છે, તેવી રીતે જે લોકો વિકારોથી ઉપર ઊઠયા હોય, જેઓ ઉદાસીન હોય, ઉત્-આસીન હોય, (પોતાને જે અળગો માને, જાતે સાક્ષીરૂપ થઈ ગયો માટે) એ ઉત્તમ દર્શન કરી શકે, સમ્યગ્દર્શન કરી શકે. × × × ('સંસ્કૃતિ,' નવે. ૧૯૫૮)

પંડિત પુરુષ જ્યારે અપ્રમાદથી પ્રમાદને હાંકી કાઢે છે ત્યારે પ્રજ્ઞારૂપી પ્રાસાદ ઉપર ચઢીને, પોતે શોક વિનાનો શોકવાળી પ્રજાને, પર્વત ઉપર ઊભેલો ભૂમિ ઉપર ઊભેલાને દેખે છે, તેમ તે ધીર બાળકોને – મૂર્ખોને દેખે છે.

પ્રજ્ઞારૂપી ચક્ષુવાળાનાં આ વર્ણનો સાથે ઐતરેય ઉપનિષદનો આ મંત્ર સરખાવતાં (ઋતંભરા) પ્રજ્ઞાનું શું મહત્ત્વ છે તેનો ખ્યાલ આવે છે.

. . . सर्व तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥[१२] ऐ.अु. ३–१–३

જ્યારે કઠ ઉપનિષદનો આ મંત્ર પ્રજ્ઞાપ્રાપ્ત ચક્ષુ વડે અન્તરાત્માને જોનાર ધીર પુરુષનું આબેહૂબ વર્ણન કરીને પ્રજ્ઞારૂપી ચક્ષુ વડે શું જોવાનું તે પ્રદર્શિત કરે છે.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ पश्यति नान्तरात्मन्।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्त चक्षुरमृतत्वमिच्छन् ॥ कठः २-१-१

સ્વયંભૂએ બધી ઇંદ્રિયોને બહિર્મુખ બનાવી છે. તેથી (મનુષ્ય સુધ્ધાં સર્વ પ્રાણીઓ) બાહ્ય વિશ્વને જ જુએ છે. અન્તરાત્મા – અંતર્વિશ્વને નહિ. પણ કોઈ ધીરપુરુષ અમૃતત્વની ઇચ્છાથી ચક્ષુ આદિ(ઇંદ્રિયો)ને બહાર જતી પાછી વાળીને અન્તરાત્માને જુએ છે.

મહા કવિ વ્યાસ આવા બુદ્ધિમાન, વિવેકી, ધીર, દૈવના આશ્રયવાળા નહિ પણ પુરુષાર્થી, વાસનામેલ વિનાના, કર્મફલાસક્તિનો ત્યાગ કરનાર, ઉચ્ચ ભૂમિકા ઉપર વિહરનાર અને મોહાંધ થયા વિના અન્તરાત્માને જોનાર અને શુભદર્શી મનુષ્યને પ્રજ્ઞારૂપી ચક્ષુવાળા તરીકે, પ્રજ્ઞાચક્ષુ તરીકે નિરૂપે છે,[૧૩] જે વિચાર વૈદિક અને બૌદ્ધ અનુગમોની જેમ જૈનોને પણ માન્ય છે.

---

૧૨ આ વાકય વેદાતનાં ચાર મહાવાકયો પૈકીનું એક છે.

૧૩. જૈન અનુગમમાં જ્ઞાનનું જે મહત્ત્વ વર્ણવેલું છે તે વૈદિક અને બૌદ્ધ અનુગમોમાં વર્ણવેલું પ્રજ્ઞામાહાત્મ્ય જ છે. વધુ માટે જુઓ जैन धर्म और दर्शन (हिन्दी) ખંડ ૨, પૃ. ૨૮૪થી ૨૮૭. પં. સુખલાલજી સન ૧૯૫૭. (આ પુસ્તકમાં જૈન ગ્રંથ 'જ્ઞાનસાર' અને વૈદિક ગ્રંથ 'યોગવાસિષ્ઠ'માંથી આ અંગે સરખામણી કરતાં પુષ્કળ અવતરણો આપેલાં છે.)

# ૪. વિજ્ઞાન વિભાગ

## ૧. રસાયણનું સાહિત્ય

(Literature of Chemistry)

જયંતીલાલ જ. ત્રિવેદી અને રમણિકલાલ હ. શાહ

સંશોધનથી જ વિજ્ઞાનનો વિકાસ થાય છે. સંશોધન માટેની ત્રણ અગત્યની જરૂરિયાતો વૈજ્ઞાનિકો, સાધનો અને સંદર્ભ ગ્રંથો છે. કોઈ પણ વિષય ઉપર સંશોધન શરૂ કરતાં પહેલાં અભ્યાસી તે વિષયના સાહિત્યનો અભ્યાસ શરૂ કરે છે અને તે વિષયમાં કેટલું સંશોધન થયેલું છે તે શોધી કાઢે છે. આ વસ્તુ અતિ મહત્ત્વની છે. કારણ કે સંશોધનને બેવડાવવાનો (Duplication કરવાનો) કશો અર્થ નથી. આથી કોઈ પણ વિષય ઉપરના અદ્યતન સંશોધન વિશેની માહિતી આપતા ગ્રંથો અત્યંત અગત્યના છે. રસાયણ જેવા ઘણી જ ઝડપથી વિકાસ પામતા વિષયમાં સંદર્ભ ગ્રંથો (Reference Literature)નું વિશેષ મહત્ત્વ છે. વિજ્ઞાનની બીજી કોઈ પણ શાખા કરતાં રસાયણશાસ્ત્ર આ વિષયમાં વધુ નસીબદાર છે. રસાયણના વિકાસની શરૂઆતથી જ તેમાં જુદી જુદી કક્ષાના સંદર્ભ ગ્રંથો પ્રગટ થતા રહ્યા છે.

વિશ્વવિદ્યાલયો, મહાવિદ્યાલયો તથા સરકારી અને ખાનગી પ્રયોગશાળાઓ મારફત જુદા જુદા દેશોમાં રસાયણશાસ્ત્રની જુદી જુદી શાખાઓમાં સતત મૂળભૂત અને ઉપયુક્ત અથવા ઔદ્યોગિક સંશોધનકાર્ય (Fundamental and applied Research work) ચાલી રહ્યું છે અને દિન-પ્રતિદિન આ સંશોધનનો વેગ વધી રહ્યો છે. સૌ પ્રથમ નવા સંશોધનનાં પરિણામો પુસ્તકોમાં નહિ પણ સામયિકોમાં, સરકારી અહેવાલોમાં તથા એમ. એસસી. તથા પીએચ. ડી.ના મહાનિબંધો રૂપે જ બહાર પડે છે.

હાલમાં દુનિયાના ૮૭ દેશોમાં પ્રસિદ્ધ થતાં ૭,૦૦૦થી વધુ સામયિકોમાં રસાયણશાસ્ત્રને લગતી માહિતી પ્રસિદ્ધ થાય છે. (આ સર્વની યાદી માટે જુઓ 'કેમિકલ એબસ્ટ્રેક્ટ ૧૯૫૬, ૫૦, ૧૩ J થી ૩૧૪ J) આ સામાયિકો તે તે દેશની ભાષામાં છપાયેલાં હોય છે. સામાન્ય રીતે આમાંના કોઈ પણ સામાયિકમાં છપાયેલી માહિતી બીજા સામાયિકમાં હોતી નથી. આ કારણથી સંશોધન કરનાર દરેક વૈજ્ઞાનિક આ માહિતીથી જાણકાર રહે એ ખાસ જરૂરી છે. કોઈ પણ

માણસ આ બધું જ વાંચી શકે તે અશક્ય છે. અને તેથી જ વેરવિખેર પડેલી આ બધી હકીકતોના વિશાળ ભંડારમાંથી પોતાને જરૂરી માહિતી કેવી રીતે મેળવવી એ માટેની વૈજ્ઞાનિક પદ્ધતિનું જ્ઞાન હોવું અત્યંત આવશ્યક છે, કે જેથી જ્યારે જરૂર પડે ત્યારે ઓછામાં ઓછા સમયમાં તે વિષયની સંપૂર્ણ અને અદ્યતન માહિતી મેળવી શકાય. આ માટે મદદરૂપ થાય તે માટેનાં પુસ્તકો લખાયેલાં છે કે જેમાં સંદર્ભ ગ્રંથોમાંથી માહિતી કેમ મેળવવી તેની સવિસ્તર ચર્ચા કરેલી છે. આ પુસ્તકોની યાદી આ નિબંધના અંતભાગમાં આપેલી છે.

જૂના સામાયિકોનું મહત્ત્વ પણ જરાય ઓછું નથી. કારણ કે તેમાં પદાર્થોની બનાવટ, ગુણધર્મો વગેરે હોય છે. તેથી કાળજીપૂર્વક તેની સાચવણી કરવામાં આવે છે. તેમાંના જે અપ્રાપ્ય થતા જાય છે તેમનું પુનર્મુદ્રણ કરવામાં આવે છે. હાલમાં આવાં જૂનાં સામાયિકો માઈક્રોકાર્ડ રૂપે છાપવામાં આવે છે. આ રીતે ઓછા ખર્ચે જૂનાં સામાયિકો મેળવી શકાય છે અને વળી પુસ્તકાલયોમાં તે જગા પણ ઓછી રોકે છે. જોકે તેમને વાંચવા માટે માઈક્રોકાર્ડ રીડર નામનું સાધન જરૂરી છે. જુદા જુદા દેશોમાં પ્રગટ થતાં મહત્ત્વનાં સામાયિકોમાંથી કેટલાંકનાં નામ આ પ્રમાણે છે :

ભારત : (1) Journal of the Indian Chemical Society.
(2) Journal of the Learning of Scientific and Industrial Research.

ચીન : (1) Journal of the Chinese Chemical Society.

જાપાન : (1) Journal of the Society of Organic Synthetic Chemistry (Yuki Gosei Kagaku Kyokai Shi)

ઇંગ્લંડ : (1) Journal of the Chemical Society.
(2) Transactions of the Foraday Socety.

જર્મની : (1) Chemiche Berichte. (2) Annalen Der Chemic.

ફ્રાંસ : (1) Annale's De Chemic (2) Bulletin de La Societe Chimique de France.

અમેરિકા (યુ. એસ. એ.) : (1) Journal of the American Chemical Society.
(2) Journal of the Chemical Education.
(3) Journal of the Organic Chemistry.

રશિયા : Journal of the Russian Physical Chemical Society.

સ્વીટ્ઝર્લેન્ડ : Helvctica Chimica Acta.

કેનેડા : Canadian Journal of Chemistry.

ઉપરની વસ્તુ સ્પષ્ટ કરે છે કે રસાયણશાસ્ત્રનો વિકાસ — જેમ સમગ્ર રીતે જોતાં માનવજાતનો વિકાસ — પરસ્પરના સહકારથી જ થાય છે; અને તેથી જ આપણે ત્યાં થતું સંશોધન બીજા દેશના વૈજ્ઞાનિકો જાણે તે અને બીજા દેશોના વૈજ્ઞાનિકોએ કરેલી પ્રગતિથી આપણે જાણકાર રહીએ એ ખૂબ જ જરૂરી છે. આટલા માટે શોધાયેલી અને નોંધાયેલી હકીકતોની તુલના, સમન્વય અને ઉપયોગની દિશામાં માનવની બુદ્ધિપ્રતિભા વધુને વધુ વળે એ આવશ્યક છે. આ કામ પ્રયોગશાળામાં થતાં સંશોધનકાર્ય જેટલું જ અગત્યનું છે. પરદેશનાં કેટલાંક વિશ્વવિદ્યાલયોમાં રસાયણના સંદર્ભ ગ્રંથોનો અભ્યાસ કેવી રીતે કરવો અને જરૂરી માહિતી કઈ રીતે મેળવવી તે માટેના અભ્યાસક્રમો યોજવામાં આવેલા છે. વિપુલ પ્રમાણમાં છપાતું અને જુદી જુદી ભાષાઓમાં પ્રગટ થતું આ બધું સાહિત્ય વાંચવાનું કોઈ પણ માણસ માટે અશક્ય છે. આમાંનું ત્રીજા ભાગનું સાહિત્ય અમેરિકામાં બહાર પડે છે. આમાં બ્રિટિશ કૉમનવેલ્થમાં બહાર પડતું સાહિત્ય ઉમેરતાં અંગ્રેજી ભાષામાં પ્રગટ થતું સાહિત્ય કુલ સાહિત્યના અર્ધા જેટલું લગભગ થાય છે. આ ઉપરાંત સ્કેન્ડિનેવિઅન દેશો, જાપાન અને સ્વિટ્ઝરલૅન્ડના વૈજ્ઞાનિક સામાયિકોમાં પણ અંગ્રેજીમાં લેખો આવે છે. દુનિયાના જુદા જુદા દેશોમાંથી બહાર પડતાં મૌલિક સંશોધનનો ૪/૫ ભાગ અમેરિકા, બ્રિટિશ કૉમનવેલ્થ, જર્મની, ફ્રાંસ, જાપાન અને રશિયામાંથી બહાર પડે છે. આથી રસાયણિકે આમાંની થોડી ભાષાઓનો અભ્યાસ કરવો આવશ્યક છે. એ સિવાય મૌલિક સંશોધનના મૂળ લેખો તે કદી વાંચી ન શકે. વૈજ્ઞાનિકોને રશિયન ભાષા માટેની તાલીમ આપવાની અમેરિકાની કેટલીક યુનિવર્સિટીઓમાં ગોઠવણ કરવામાં આવી છે. આ ઉપરાંત અમેરિકા અને ઇંગ્લંડમાં અમુક રશિયન સામાયિકોનું ભાષાંતર — મૂળ ભાષામાં સામાયિક બહાર પડે કે પછી તરત જ — કરવાનું શરૂ કરવામાં આવ્યું છે. રશિયામાં થતું સંશોધન કાર્ય કેટલું અગત્યનું છે તેનો ખ્યાલ આ ઉપરથી મળી શકે છે. ભાષાંતરથી અમુક હદ સુધી કામ નભે ખરું, પણ મૂળ લખાણ જોવાની જરૂર ઘણી વાર પડે છે; કારણ કે (૧) મૂળ લેખકની રજૂઆત ભાષાની દૃષ્ટિએ અસ્પષ્ટ હોઈ શકે છે, (૨) ભાષાંતરકારની ભૂલ થવાનો સંભવ છે, કારણ કે ભાષા અને વિષય બેઉ પરનો પૂરતો કાબૂ ધરાવનાર ભાષાંતરકાર મળવા મુશ્કેલ છે, (૩) ભાષાંતરકારની રજૂઆત પણ ભાષાની દૃષ્ટિએ અસ્પષ્ટ હોઈ શકે છે.

ઘણાંખરાં પુસ્તકાલયોમાં આટલાં બધાં સામાયિકો મંગાવવાનું ખર્ચની દૃષ્ટિએ પણ શક્ય ન બને. આ કારણથી અમુક દેશોની કેમિકલ સોસાયટીઓએ દર મહિને બહાર પડતા આ વિશાળ જ્ઞાનરાશિમાંથી સાર કાઢીને બહાર પાડવાનું

અગત્યનું કામ માથે લીધેલું છે. દરેક વૈજ્ઞાનિક આ સાર વાંચીને બીજા દેશોમાં શું ચાલી રહ્યું છે તે વિશે માહિતગાર થઈ શકે છે. સામાયિકોને માહિતી માટેનાં પ્રાથમિક પ્રાપ્તિસ્થાનો (Primary Sources) ગણાય, જ્યારે સાર બહાર પાડતાં સામાયિકો( Abstracting Journals )ને દ્વિતીય કક્ષાનાં પ્રાપ્તિસ્થાનો (Secondary Sources) ગણવામાં આવે છે. આ ઉપરાંત વૈજ્ઞાનિકોને વધુ માહિતી મેળવવી હોય તો સારની સાથે આપેલ સામાયિકના નામ, મૂળ લેખકનાં નામ, સરનામાં વગેરે ઉપરથી મૂળ લેખ મંગાવી શકે છે. આ રીતે 'એબ્સ્ટ્રેક્ટ' વૈજ્ઞાનિકને જરૂરી માહિતી ક્યાં છે, તેના સંશોધનમાં તે કેટલે અંશે જરૂરી છે વગેરે વસ્તુઓનું માર્ગદર્શન કરે છે. દિલ્હીમાં આવેલી નેશનલ ફિઝિકલ લેબોરેટરીમાં આવા જરૂરી મૂળ લેખો મેળવવા માટેની વ્યવસ્થા—(નામ Insdoc)—કરવામાં આવી છે. ત્યાં લખવાથી તેઓ દુનિયાના કોઈ પણ દેશમાં પ્રગટ થયેલા આધુનિક કે જૂના કોઈ પણ લેખની ફોટોકોપી અથવા લેખ વધુ લાંબો હોય તો માઈક્રોફિલ્મ મેળવી આપે છે. આ સંસ્થા વૈજ્ઞાનિકોને ઘણી ઉપયોગી છે અને તેઓ ભાષાંતર વગેરેનું કામ પણ હાથ ધરે છે.

આ પ્રકારનાં ત્રણ 'એબ્સ્ટ્રેક્ટ' છે: (૧) 'બ્રિટિશ કેમિકલ 'એબ્સ્ટ્રેક્ટ', કે જે ૧૮૭૧ થી શરૂ થયેલ, પણ પૈસાની તંગીને કારણે ૧૯૫૩થી બંધ કરવામાં આવેલ છે. (૨) કેમીશ ઝેન્ટ્રલબ્લાટ (Chemiche Zentralblatt), કે જે જર્મન કેમિકલ સોસાયટીએ ૧૮૩૦થી શરૂ કરીને ૧૯૪૫ સુધી ચલાવેલું. ૧૯૪૫થી પૂર્વ અને પશ્ચિમ એમ બે જર્મનીનાં બે સામયિકો શરૂ થયાં. પણ ૧૯૫૧થી ફરીને બંનેને ભેગાં આવરી લેતું એક સંયુક્ત સામાયિક શરૂ થયું છે. આ સામાયિક તેની ૧૩૦ વર્ષની સતત કારકિર્દી તથા સાર આપવાની સરસ પદ્ધતિને કારણે ઘણું ઉપયોગી છે. આ સામાયિક અઠવાડિક તરીકે પ્રગટ થાય છે અને માત્ર જર્મન ભાષામાં જ છપાય છે. ગુજરાતની કોઈ પણ યુનિવર્સિટીમાં અને ઘણું કરીને મુંબઈ ઇલાકાની કોઈ પણ યુનિવર્સિટીમાં આ સામાયિક આવતું નથી. (૩) 'કેમિકલ એબ્સ્ટ્રેક્ટ', કે જે અમેરિકન કેમિકલ સોસાયટી ૧૯૦૭થી શરૂ કરીને દર મહિને બે વાર બહાર પાડે છે, અંગ્રેજીમાં પ્રગટ થતું હોવાથી આપણા દેશમાં આ જ 'એબ્સ્ટ્રેક્ટ' કામમાં આવે છે. 'એબ્સ્ટ્રેક્ટ'નું કામ કેટલું વિશાળ હોય છે તે નીચેની માહિતી ઉપરથી સ્પષ્ટ થશે. ૧૯૦૭માં આ શરૂ થયું ત્યારે ૭,૦૦૦ લેખોનો સાર આપવામાં આવેલ. ૧૯૫૪માં ૬૭,૬૦૬ લેખો તથા ૧૧,૦૮૩ પેટન્ટનો સાર અને તે વર્ષમાં ૧૯૨૬ નવી બહાર પડેલી રસાયણ શાસ્ત્રની ચોપડીઓ વિશેની માહિતી આપવામાં આવેલી. આ બધી માહિતી ૭,૦૦૦ ઉપરાંત માસિકોમાંથી લેવામાં આવેલી. આ માટે ૧ મુખ્ય સંપાદક, ૧૯ સહાયક સંપા-

દકો, ૩૫ મદદનીશ સંપાદકો, ૫૦ વિભાગીય સંપાદકો, તથા ૧,૫૦૦ બીજા સાર કાઢનારા સહાયકોએ જહેમત ઉઠાવેલી. તેમાં માત્ર સૂચિના પાનાંની સંખ્યા જ ૩,૦૦૦ (સારનાં ૧૪,૦૦૦) હતી. પ્રત્યેક સહાયક પોતાના વિષયના નિષ્ણાત હોય છે. આની ગ્રાહકસંખ્યા લગભગ ૭૫,૦૦૦ની છે. વાર્ષિક લવાજમ રસાયણિકો, કૉલેજો અને યુનિવર્સિટીઓ માટે રૂ. ૪૦૦ છે. જ્યારે બીજી સંસ્થાઓ માટે રૂ. ૧,૭૫૦ છે. આવું વિશાળ કામ ખૂબ જ મહેનત, ચોક્કસાઈ વગેરે માગી લે છે. તેમ છતાંય આવડા મોટા કામની છપાઈમાં ભૂલો નહિવત્ હોય છે, એ તેની નોંધપાત્ર સિદ્ધિ ગણી શકાય. વર્ષના અંતે ચાર પ્રકારની સૂચિ આપવામાં આવે છે: (૧) લેખક પ્રમાણે, (૨) વિષય પ્રમાણે, (૩) સૂત્ર (Formula) પ્રમાણે અને (૪) પેટન્ટ સૂચિ. સારના ૧,૦૦૦ શબ્દે ૭૦૦ શબ્દ સૂચિમાં આવે છે: સૂચિ તૈયાર કરવામાં યાંત્રિક મદદ જેવી કે ટેઈપ રેકોર્ડર, વિદ્યુત ટાઈપરાઈટર વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. આ સાર તૈયાર કરવામાં સમય લાગે છે. એટલે કોઈ પણ દેશનું સંશોધન બહાર પડે અને તેનો સાર મળે તે વચ્ચે સારો એવો, ઘણી વાર એક વર્ષ જેટલો, સમય લાગે છે. દર દસ વર્ષે દસવર્ષીય સૂચિ (Decennial Index) બહાર પડે છે.

આ ઉપરાંત અમુક વર્ષ સુધીમાં શોધાયેલાં અને જેમની આંતરિક રચના (Structure) જાણીતી હોય તેવાં બધાં જ સંયોજનો વિશેની મુદ્દાસરની અને તુલનાત્મક (Condensed and Critical) માહિતી આપતી અતિ ઉપયોગી પુસ્તકમાળાઓ—જેને જર્મન ભાષામાં Handbuch અથવા માર્ગદર્શિકા કહે છે તે નિયમિત રીતે પ્રગટ કરવામાં આવે છે. કાર્બનિક રસાયણ માટેની બાઈલ્સ્ટાઈનની માર્ગદર્શિકા (Beilstein's Handbuch Der organischen Chemic) અને અકાર્બનિક રસાયણ માટેની ગ્મેલિનની માર્ગદર્શિકા (Gmelin's Handbuch der anorganischen Chemic) પ્રખ્યાત છે. એ બંને જર્મન ભાષામાં જ છે. અને જર્મન પ્રજાની વૈજ્ઞાનિક સિદ્ધિ અને તુલનાત્મક તથા વેધક (Critical) રીતે સાર આપવાની શક્તિની અજોડ સિદ્ધિઓ સમાન છે. આનો ઉપયોગ કરવા માટે જર્મન ભાષા જાણવી જરૂરી છે. અને દુનિયાના બધા જ દેશોના વૈજ્ઞાનિકો આ ભાષા જાણીને તેનો ઉપયોગ કરે છે. આ બેઉ પુસ્તકમાળાઓની વિશાળ કાયાને કારણે તેમનાં ભાષાંતર શક્ય નથી અને તેથી તેમનાં ભાષાંતર કરવાનો વિચાર પણ કોઈ કરતું નથી. બંને માર્ગદર્શિકાનો ઈતિહાસ રસપ્રદ છે:

**બાઈલ્સ્ટાઈનની માર્ગદર્શિકા:**—(જુઓ જર્નલ ઑફ કેમિકલ એજ્યુકેશન ૧૯૩૮, ૧૫, ૩૦૩). તેના પ્રણેતા ફ્રેડરિક કૉનરાડ બાઈલ્સ્ટાઈન (૧૮૩૮-૧૯૦૬)

જર્મન માતપિતાને ત્યાં રશિયામાં જન્મેલ. તેણે રસાયણશાસ્ત્રમાં ઘણું અગત્યનું સંશોધન કરેલું છે. પણ તેની મુખ્ય ખ્યાતિ આ માર્ગદર્શિકાને લીધે છે. ૨૦ વર્ષની ઉંમરે તેણે ડોક્ટરેટ મેળવેલી. તેણે ઘણું દેશાટન કરેલું. ૧૮૬૬માં તે સેન્ટ પીટર્સ-બર્ગ યુનિવર્સિટીમાં પ્રોફેસર તરીકે નિમાયો અને આ સ્થાને તેણે ૩૦ વર્ષ કામ કર્યું. પોતાના સંશોધનકાર્ય અંગે સાહિત્યની મુશ્કેલી જણાતાં તેણે માર્ગદર્શિકાનો વિચાર કરેલો અને શરૂઆતનું લખાણ પોતાના સંશોધનને મદદરૂપ થાય તે માટેનું જ હતું. પીટસબર્ગ યુનિવર્સિટીમાં આ કામ માટે તેને પૂરતો અવકાશ મળ્યો. ૨૦ વર્ષની મહેનત પછી ૧૮૮૦–૮૨માં ૨,૨૦૧ પાનાના બે ગ્રંથો બહાર પડયા. આ પ્રકારના ગ્રંથની રાસાયણિકોને એટલી બધી જરૂર હતી કે થોડાક જ મહિનામાં તેની આખી આવૃત્તિ ખલાસ થઈ ગઈ. સુધારાવધારા સાથેની, ત્રણ ગ્રંથોની મળીને કુલ ૪,૦૮૦ પાનાની આવૃત્તિ ૧૮૮૬-૧૮૯૦ની વચ્ચે બહાર પડી. અને ૧૮૯૨-૧૮૯૯ની વચ્ચે ચાર ગ્રંથોમાં મળીને કુલ ૬,૮૪૪ પાનાની ૩જી આવૃત્તિ બહાર પડી. આ આખુંય કામ છેવટ સુધી લગભગ એકલે હાથે જ તેણે કર્યું હતું. ફક્ત એક જ મદદનીશ તેની પાસે હતો. તેણે જાતે જ જુદી જુદી ભાષાનાં જુદાં જુદાં સામાયિકો વાંચીને તે જમાનામાં જાણીતા કાર્બનિક સંયોજનો વિશેની માહિતી એકઠી કરી હતી, તથા ગોઠવી હતી. ત્રીજી આવૃત્તિ વેળાએ તેને લાગ્યું કે, ૫૫ વર્ષની ઉંમરે આ કામ એકલેહાથે થાય તેમ નથી. કારણ કે કાર્બનિક રસાયણ પણ ઝડપથી વિકસી રહ્યું હતું અને સંયોજનોની સંખ્યામાં થતો ઉમેરો બહુ જ ઝડપી હતો. તેથી નવેમ્બર ૧૮૯૫માં આ કામ જર્મન કેમિકલ સોસાયટીએ ઉપાડી લીધું અને ત્રીજી આવૃત્તિના વધારાના ગ્રંથો બહાર પાડવાનું માથે લીધું. આ યોજના થતાં તેને ઘણો જ સંતોષ થયો. દરેક મહાન વ્યક્તિની માફક તેનો સંતોષ તેના કામમાં હતો. તેના જ શબ્દોમાં કહીએ તો, "આવા વિરાટ કાર્યનો પાયો નાંખવામાં મને સફળતા મળી છે એની પ્રતીતિ એજ મ્હારી લગભગ ૪૦ વર્ષની જહેમતનું સર્વોત્તમ ઈનામ છે, અને આ વાતની પ્રતીતિ જ મ્હારા શેષ જીવનકાળ દરમિયાન મ્હારા અંતરને સંતોષ આપતી રહેશે." ૧૯૦૬માં તેણે કહ્યું કે "સામાન્ય સૂચિના પાંચમા ગ્રંથના પ્રકાશનની હું અધીરાઈથી રાહ જોઈ રહ્યો છું. જ્યારે એને પ્રગટ થયેલું જોઈશ ત્યારે જ હું મુક્તિનો શ્વાસ લઈ શકીશ અને મ્હારા કાર્ય પર પૂર્ણવિરામ મૂક્યું છે એમ કહી જગતમાંથી વિદાય લઈ શકીશ" અને ખરેખર ૧૯૦૬ના ઑક્ટોબરમાં કામ પૂરું થતાં, તે જ માસની ૧૮મી તારીખે તેણે દેહ છોડયો. ત્રીજી આવૃત્તિના વધારાના ગ્રંથો માટેનો તંત્રી પોલ જેકોબ્સન હતો. વિષયનો વિકાસ થતાં આખીય રચના બદલાવીને ૪થી આવૃત્તિના ૨૭ ગ્રંથો બહાર પાડવામાં આવ્યા છે. આ

આવૃત્તિમાં ૧૯૧૦ સુધીનાં જાણીતાં બધાં જ કાર્બનિક સંયોજનો અમુક ક્રમમાં ગોઠવેલાં છે. અને દરેક સંયોજન માટે કોણે (માણસોનાં નામ, સામાયિકનાં નામ વગેરે) તે બનાવ્યું, કેવી રીતે બનાવ્યું, તેના ગુણધર્મો, તે બનાવવાની સારામાં સારી પદ્ધતિ વગેરે આપવામાં આવેલાં છે. ૧૯૨૦ સુધીમાં શોધાયેલાં સંયોજનો માટેના ૨૭ પૂર્તિગ્રંથો (Supplementary Volumes) અને ૧૯૩૦ સુધીના બીજા ૨૭ પૂર્તિગ્રંથો બહાર પાડવામાં આવ્યા છે. આ ગ્રંથમાળાના ૮૧ ગ્રંથોનાં કુલ પાનાં ૪૮,૦૦૦ છે. ૧૯૫૦ સુધીનું કાર્બનિક સંયોજનો વિશેનું સાહિત્ય એકત્ર કરતા ગ્રંથો બહાર પાડવાની જર્મન કેમિકલ સોસાયટીએ તૈયારીઓ કરી નાખી છે. આ માટેની એક જુદી જ સંસ્થા બાઈલ્સ્ટાઈન ઈન્સ્ટિટ્યૂટ સ્થાપવામાં આવી છે. બાઈલ્સ્ટાઈનની માર્ગદર્શિકા એ કાર્બનિક રસાયણના સંશોધન માટેનું બાઈબલ છે. ૧૮૮૩માં ૧૫,૦૦૦ સંયોજનો, ૧૯૧૦માં ૧,૫૦,૦૦૦ તથા ૧૯૩૮માં ૩,૫૦,૦૦૦ સંયોજનો જાણીતાં હતાં. દર વર્ષે હજારોની સંખ્યામાં નવાં સંયોજનોનો ઉમેરો થતો રહે છે. આમાંના કોઈ પણ સંયોજન વિશેની માહિતી થોડી મિનિટોમાં જ મળી શકે એવી સરસ એની ગોઠવણી છે. સાચા અર્થમાં તે એક મહાન ગ્રંથમાળા છે. બાઈલ્સ્ટાઈન પછી પોલ જેકોબ્સન, ડૉ. બર્નહાર્ડ પ્રેગર, ડૉ. ફ્રેડ્રિક રિક્ટર વગેરે તંત્રીઓ હતા. ડૉ. બર્નહાર્ડ યહૂદી હોવાથી ૧૯૩૩માં બાઈલ્સ્ટાઈનના કામમાંથી છૂટા થયેલા અને ૧૯૩૪માં મૃત્યુ પામ્યા. આ ગ્રંથમાળાની ૪થી આવૃત્તિની ગોઠવણી મુખ્યત્વે એમની છે. આ ગોઠવણી એટલી સરસ છે કે નવા શોધાયેલા સંયોજનોને તે ઘણાં વર્ષો સુધી સમાવી શકશે. હાલના તંત્રી ફ્રેડ્રિક રિક્ટર છે.

**ગ્મેલિનની માર્ગદર્શિકા :—** બાઈલ્સ્ટાઈન જે સ્થાન કાર્બનિક રસાયણમાં ધરાવે છે તે સ્થાન ગ્મેલિનની હેન્ડબુક અકાર્બનિક રસાયણમાં ધરાવે છે. ગ્મેલિન કુટુંબ જર્મનીમાં ઘણું જ જાણીતું હતું. અને તેણે જર્મનીને વિજ્ઞાનના ક્ષેત્રમાં ૧૨ અધ્યાપકો આપેલા છે. એ જ કુટુંબના એક જણ સી. જી. ગ્મેલિને સૌ પ્રથમ ગળી (ultramarine) બનાવી. ગ્મેલીન કુટુંબના દરેક જણે કોઈને કોઈ જ્ઞાનની શાખામાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. લિઓપોલ્ડ ગ્મેલિને (૧૭૮૮-૧૮૫૩) ૧૮૧૭માં આ માર્ગદર્શિકા તૈયાર કરી. આમ તો પોતે ડૉક્ટર થવા માગતો હતો, પણ વોહલરે (જેણે પ્રથમ યુરિયા બનાવીને કાર્બનિક રસાયણનો પાયો નાખ્યો) તેને રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરવા પ્રેર્યો. ૧૯૨૨માં આ પુસ્તકની આઠમી આવૃત્તિ બહાર પડી. ૧૯૩૫થી એરિકપિટ્શ તેના તંત્રી છે. સાર કાઢવાનું અને આ માર્ગદર્શિકા તૈયાર કરવાનું કામ ગ્મેલિન ઈન્સ્ટિટ્યૂટ (Glemine Institute) કરે છે. આ પુસ્તકમાળા અકાર્બનિક રસાયણશાસ્ત્રનો પ્રથમ અને

સૌથી વધુ વિસ્તૃત સંદર્ભ ગ્રંથ છે. આ માળાનાં નવાં પુસ્તકો સારી રીતે મોંઘાં હોય છે. (૨ પાનાનો આશરે એક રૂપિયો). પણ માહિતીના હિસાબે તેને સોંઘા ગણી શકાય. આ ગ્રંથમાળા દરેક તત્ત્વ અને તેના સંયોજનો વિશે સવિસ્તર અને તુલનાત્મક માહિતી આપે છે. એની વિશાળતાનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે કે ગંધક ઉપરના પુસ્તકમાં તેના ભૂસ્તરરસાયણ (Geochemistry)નાં જ 300 પાનાં છે. આવી માર્ગદર્શિકાઓ વિજ્ઞાનની બીજી શાખાઓ માટે પણ તૈયાર કરવામાં આવેલી છે. આ પ્રકારની વિસ્તૃત અને પદ્ધતિસરની માર્ગદર્શિકાઓનું પ્રકાશન જાણે જર્મન વૈજ્ઞાનિકોની ખાસિયત હોય તેમ લગભગ બધી જ પુસ્તકમાળાઓ એમણે જ તૈયાર કરેલી છે. આ જ કારણથી વિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસ માટે જર્મન ભાષાનો અભ્યાસ અત્યંત જરૂરી છે.

બાઈલ્સ્ટાઈનની માર્ગદર્શિકાની બેત્રણ પ્રતો અમદાવાદમાંની કૉલેજોમાં અને ગ્મેલિનની માર્ગદર્શિકા ઉપરાંત બાઈલ્સ્ટાઈલની માર્ગદર્શિકાના ૧૯૨૦–૩૦ના ગ્રંથો ગુજરાત યુનિવર્સિટીમાં છે.

અંગ્રેજી હાઈલબ્રોનનો કાર્બનિક સંયોજનનો કોશ (૪ ગ્રંથો) અને મેલોરના અકાર્બનિક રસાયણનાં ૧૬ પુસ્તકો આ દિશામાં થયેલા પ્રયત્નની દૃષ્ટિએ નોંધપાત્ર ગણી શકાય. 'મેલોર' ફક્ત સાર છે—માહિતીનો તુલનાત્મક અભ્યાસ નથી.

રસાયણના સાહિત્યના અભ્યાસ માટેના ગ્રંથોની યાદી:

(1) A guide to the literature of Chemistry by Crane, Patterson, Marr. (Wiley)
(2) A Short guide to Chemical literature by Dyson. (Longman).
(3) A Library guide for the Chemist by Soule. (Mcgraw)
(4) Chemical Publications by Mellen. (Mcgraw)

# ૨. આધુનિક વિજ્ઞાનનાં આંદોલનો

**ડૉ. નરસિંહ મુ. શાહ**

વિજ્ઞાનદર્શન વિના યુગદર્શન અધૂરું રહેવાનું. આપણને ગમે કે નહીં પણ આધુનિક વિજ્ઞાન આપણા જીવનમાં અત્યંત મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. વિજ્ઞાન એટલે માત્ર પુસ્તકોમાંથી ગોખેલાં બે-ચાર સૂત્રો નહીં. વિજ્ઞાન એટલે જીવનના સમગ્ર પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિએ હલ કરવાની આપણી દૃષ્ટિ. આ રીતે વિજ્ઞાન જીવનનું એક ઉપયોગી અંગ બને છે. તેના વિના જીવનમાં અપૂર્ણતા આવે છે. આધુનિક યુગ વિજ્ઞાનયુગ તરીકે ઓળખાય છે એ આ રીતે યથાર્થ બને છે.

આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અજાયબી રહ્યું નથી. માનવીના જીવનમાં તે અતિ મહત્ત્વનો ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનનાં પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં તેનો ઉપયોગ થઈ રહ્યો છે. પણ વિજ્ઞાન બેધારું છે. એક ધારે તે સર્જે છે; તો બીજી ધારે સંહારે છે. ગત વિશ્વયુદ્ધે આ સાવ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે. વિજ્ઞાનની આ સંહારક પ્રવૃત્તિ સૌ કોઈ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરુપયોગ કરનારા બીજા છે. સાચા વિજ્ઞાનીએ કોઈ દિવસ સંહારક વૃત્તિ પોષી નથી. આધુનિક સંસ્કૃતિને સમતોલ સાચવવા વૈજ્ઞાનિક સંશોધન બંધ કરવા સુધીની સૂચનાઓ પણ થઈ ચૂકી છે. પણ એ તો 'પાડાના વાંકે પખાલીને ડામ' એના જેવું થયું.

વિજ્ઞાનનાં બળોનો ઉપયોગ જનતાના હિતમાં કરવા અનેકવિધ વિચારો અને યોજનાઓ રજૂ કરવામાં આવે છે. વિજ્ઞાનનું સામાજિક કાર્ય અદૃશ્ય રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથોસાથ વિસ્તર્યું છે. વિજ્ઞાનનો અભ્યાસ અને તેનું સંશોધન અમુક પૈસાદારોના આશ્રયતળે અમુક બુદ્ધિશાળીઓનો નવરાશનો ધંધો રહ્યો નથી. પણ ગંજાવર ઔદ્યોગિક એકહથ્થુ સત્તા અને રાજ્યના ટેકાથી નભતા મોટા ઉદ્યોગો તેમાંથી અસ્તિત્વમાં આવ્યા છે. આથી વ્યક્તિગતમાંથી સામુદાયિક પાયા પર વિજ્ઞાનનું આજનું બંધારણ થતું જાય છે. આ બધી ખિલવણી કોઈ પણ યોજનાપુરઃસર ન ચાલતાં અવ્યવસ્થિત અને આડીઅવળી રીતે વધી રહી છે. આજની વૈજ્ઞાનિક ભયંકરતા એનું પરિણામ છે. વિજ્ઞાનને બરોબર સમાજોપયોગી કરવું હોય તો તેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ કાર્ય દેખાય છે એટલું સહેલું નથી. પ્રથમ તો મૌલિકતા અને સ્વયંપ્રેરણા જેવાં આવશ્યક તત્ત્વોનો નાશ

ન થવા પામે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. વિજ્ઞાનની સાચી પ્રગતિ માટે આ તત્ત્વો આવશ્યક છે. કોઈ પણ વ્યવસ્થામાં કે યોજનામાં આ તત્ત્વો પ્રધાનપદે રહેવાં જોઈએ. સનંદી નોકરીના અંશ તરીકે વિજ્ઞાનની વ્યવસ્થા કદાપિ ન થઈ શકે. વિજ્ઞાનમાં પ્રગતિ કરી રહેલ દેશોમાં થયેલ વિજ્ઞાનનો વિકાસ બતાવે છે કે વિજ્ઞાનની સંસ્થાઓમાં સ્વતંત્રતા અને કાર્યદક્ષતા સાથે રાખી શકાય એવી શક્યતાઓ છે.

વિજ્ઞાનના વ્યવહારૂ ઉપયોગોની કોઈ પણ ચર્ચામાં અર્થશાસ્ત્ર સંકળાયેલું રહેવાનું. આધુનિક અર્થશાસ્ત્રને રાજકારણથી વિખૂટું પાડી નથી શકાતું. ફાસીઝમ અને નાઝીઝમનું આગમન, ઉદય અને અસ્ત, ભયંકર યુદ્ધો અને ભાવિયુદ્ધના ભણકારાઓએ વૈજ્ઞાનિકને શહેરી તરીકે અસર પહોંચાડી છે, એટલું જ નહીં, પણ તેના કાર્યને પણ અસર કરી છે. વૈજ્ઞાનિક હવે તેની સામાજિક જવાબદારી વિચારવા લાગ્યો છે. ટૂંકમાં, પહેલાંની માફક તે માત્ર પ્રયોગશાળાનો એકાંતવાસી રહ્યો નથી.

છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે યુદ્ધસંચાલન માટે થયો. વિજ્ઞાન અને તેના ઉપાસકોની બધી પ્રવૃત્તિઓ યુદ્ધની જરૂરિયાતો માટે કેન્દ્રિત કરવામાં આવી. પરિણામે છેલ્લી પા સદીની શુદ્ધ વિજ્ઞાનની ઉપાસનામાં ભંગાણ પડ્યું. તો બીજી બાજુએ, વિજ્ઞાનની વ્યવહારૂ દિશામાં ખૂબ ભરતી આવી. અનેક નાનામોટા સંશોધનના વ્યવહારૂ ઉપયોગો ફળરૂપે સાંપડ્યા. છેલ્લાં થોડાં વર્ષોની વૈજ્ઞાનિક શોધોમાં સૌથી વિશેપ મહત્ત્વપૂર્ણ અને આકર્ષક બેત્રણ શોધો તરી આવે છે: એક પરમાણુ બોમ્બ અને બીજી, રેડારની. પાછળથી, જેટથી ચાલતાં વિમાનોની શોધનો ઉલ્લેખ પણ કરવો ઘટે છે. આ બધાં યુદ્ધની શોધો તરીકે અસ્તિત્વમાં આવ્યાં. પરમાણુ બોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. એક જ પરમાણુ બોમ્બે જાપાનમાં હિરોશીમાનો ઘાણ કાઢી નાખ્યો. રેડારે જર્મનીના હવાઈ બોમ્બમારામાંથી ઇંગ્લંડના લોકોને બચાવ્યા. રેડાર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેપ છે. રેડારના ઉપયોગો માનવીને આફતમાંથી બચાવવા થઈ ચૂક્યા છે. વિજ્ઞાનના અભ્યાસમાં તેનો ઉપયોગ સારી રીતે થઈ રહ્યો છે. પરમાણુ શક્તિનો ઉપયોગ માનવજીવનને સમૃદ્ધ કરવા હવે થવા લાગ્યો છે, એ આનંદની વાત છે. વૈજ્ઞાનિકોએ સર્જેલા આ 'બાબરાભૂત'નો ઉપયોગ આમ સફળ પાર ઊતરતો જાય છે. ટૂંકમાં, શાંતિકાળને અનુરૂપ તેનું સ્વરૂપ બનતું જાય છે. તેની યુદ્ધકાલીન ભયંકર ભીપણતા ભુલાવી જોઈએ. ઉપરની શોધોનો શાંતિકાળમાં યોગ્ય ઉપયોગ કરવા સંશોધન ચાલુ છે. આ યોજનામાં વિજ્ઞાન પરનો કાબૂ દેશની સરકારના હાથમાં જતો જાય છે એટલે આજે વિજ્ઞાનનું સંક્રમણ થઈ રહ્યું છે.

પ્રથમ દૃષ્ટિએ એમ માની લેવામાં આવે છે કે છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામે વૈજ્ઞાનિક શોધોમાં ખૂબ મહત્ત્વનો ઉમેરો થયો છે અને તેને ઉત્તેજન ખૂબ મળ્યું છે. આ વિધાન બરાબર લાગતું નથી. સંશોધનને લગતી સામાન્ય બાબતો પરત્વે જરા શાંતિપૂર્વક વિચાર કરીએ તો ઉપરની વાતને સમર્થન મળે છે ખરું? યુદ્ધ યા એવી અન્ય કોઈ કટોકટીના પ્રસંગની અસર માનવીના જીવનના દરેક ક્ષેત્રમાં ઉથલપાથલ કરી મૂકે છે. આપણો દેશ યુદ્ધમાં સક્રિય નહોતો છતાં એની અસરથી આપણે ક્યાં અજાણ્યા છીએ? વિજ્ઞાનની બાબતમાં પણ એમ જ થાય છે. શુદ્ધ વિજ્ઞાન અને વ્યવહારિક શોધખોળ વચ્ચેનું સમતોલ પ્રમાણ યુદ્ધસમય પૂરતું તો સચવાઈ રહેતું નથી. આ અનિવાર્ય છે. આધુનિક યુદ્ધની પરિસ્થિતિમાં આમ જ થવાનું — સરકારી કાબૂ હોય કે નહીં. સફળ યુદ્ધસંચાલન માટે તાત્કાલિક જરૂરનાં કાર્યો હાથ ધરવા સરકાર પોતાના શ્રેષ્ઠ વૈજ્ઞાનિક સંશોધનકારોને રોકી લે એટલે બીજું શું થાય? યુદ્ધ એટલે ભંડોળ ઉપર જીવવાનું. આ વસ્તુ એકલા વિજ્ઞાન માટે જ નહીં; પરંતુ અન્ય ક્ષેત્રોમાં પણ એટલી જ લાગુ પડે છે. વિજ્ઞાનનું શુદ્ધ સંશોધન વસ્તુતઃ લાંબી મુદતનું રોકાણ છે. વિજ્ઞાનનાં સત્યોનો અભ્યાસ કરવા ખાતર તેનું કાર્ય હાથ ધરવામાં આવે છે. તેમાં થતી શોધોની તાત્કાલિક ઉપયોગિતાને શુદ્ધ વિજ્ઞાનના અભ્યાસ પરત્વે સંબંધ નથી. શુદ્ધ વિજ્ઞાની તેનો અભ્યાસ જિજ્ઞાસા ખાતર જ કરે છે. સમાજ તરફથી તેને ટેકો આપવાનો દાવો એટલા માટે કરવામાં આવે છે કે જ્ઞાન સમાજોપયોગી ધ્યેય છે. તે ઉત્તેજનને પાત્ર છે — માનવીના જીવન-ના પ્રશ્નોનો તે બુદ્ધિપૂર્વક ઉકેલ આણે છે એટલા ખાતર શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધન મોટા પ્રમાણમાં છેવટે ઉપયોગી નીવડે છે. પરંતુ આ ઉપયોગિતા તેનો કાંઈ ખાસ મુદ્દો નથી, એટલું જ નહીં પણ તેને મુદ્દો ગણવો એ પણ બરાબર નથી. પરમાણુ-બોમ્બ યુદ્ધમાં શોધાયો નહોતો એ ચોક્કસ છે. પરંતુ યુદ્ધને લીધે તે કાર્યમાં ઝડપ આવી એ નિર્વિવાદિત છે. સામાન્ય સંજોગોમાં એ કાર્ય પાર ઉતારવા વર્ષો લાગત. યુદ્ધની પરિસ્થિતિમાં પુષ્કળ પૈસો પાણીની માફક ખર્ચી એ બનાવટ જલદી પાર પાડવામાં આવી. સંશોધનનો અર્થ કાંઈક નવું બતાવી આપો એમ કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખિલવણીને વિઘાતક છે.

પરમાણુબોમ્બનો ઇતિહાસ ૧૮૯૫માં રોન્ટજનની ક્ષ-કિરણોની શોધથી શરૂ થાય છે. ક્ષ-કિરણો આપે એવા કુદરતી પદાર્થોની શોધ આરંભાઈ. રેડિયો-એક્ટીવીટીની શોધ થઈ. પછી લોર્ડ રૂથરફર્ડની પરમાણુ અંગેની શોધો આવી. પરમાણુ-રચનાને લગતી આ શોધો બુનિયાદી હતી. આ પરમાણુઓ અવિભાજ્ય છે એવી માન્યતા ચાલુ હતી. વીસમી સદીની શરૂઆત પછી સંશોધને પુરવાર કરી બતાવ્યું કે પરમાણુમાં મધ્યવર્તી અંશ – જેને ન્યુક્લીઅસ (nucleus) કહેવાય છે અને તેને ફરતાં

વિદ્યુતકણો( electrons )નાં બનેલાં પડો આવેલાં છે. પરમાણુમાં ફેરફાર કરવો હોય તો ન્યુકલીઅસમાં ફેરફાર કરવો જોઈએ. ન્યુકલીઅસમાં ભંગાણ પાડી શકાય તો નવું પરમાણુ ઉત્પન્ન કરી શકાય. આ કાર્ય માટે જરૂરી સાધનો—હથિયારોના અભાવે પ્રગતિ શિથિલ રહી. આ સાધન અમેરિકાના પ્રોફેસર લોરેન્સની સાયક્લોટ્રોનની શોધે પૂરું પાડયું. આ બધાંને કીર્તિકળશ ચડાવી મહાન શોધ ઓટો હાન અને સ્ટ્રાસ માનની હતી. તેઓએ શોધી કાઢ્યું કે યુરેનિયમ પરમાણુની એક જાતને બે સરખા ભાગે તોડી શકાય છે. આ ભંગાણ વખતે ખૂબ શક્તિ છૂટે છે, એટલું જ નહીં પણ આ ક્રિયા સળંગ ચાલુ રહે છે. એક વખત ક્રિયા ચાલુ કરી એટલે વિશેષ કરવાનું રહેતું નથી. આ થયો પરમાણુ બોમ્બની રચનાનો મુખ્ય સિદ્ધાંત. તેના બધાય મુદ્દા વિશે સંશોધન દ્વારા માહિતી એકઠી થઈ હતી. તેનો વ્યવહારુ ઉપયોગ યુદ્ધને લીધે ઝડપી બન્યો.

આ તો મુખ્ય શોધની વાત થઈ. તેમના ઉપયોગ વિશે ટૂંકું સૂચન કર્યું; પરંતુ આ ઉપરાંત આપણને સીધી રીતે સ્પર્શતી બીજી નાની મોટી અનેક શોધોનો ઉલ્લેખ કરી શકાય. વિજ્ઞાનનું આ જમા પાસું છે. માનવીની જિંદગીને બચાવવામાં અત્યંત ઉપયોગી પુરવાર થયેલ સલ્ફા ઔષધો, પેનિસીલીન, ડી. ડી. ટી, સ્ટ્રેપ્ટો-માઈસીન અને એવી બીજી શોધોનો ઉલ્લેખ જ પૂરતો થશે—સ્થળમર્યાદાને ધ્યાનમાં રાખી. એ સ્પષ્ટ છે કે વિજ્ઞાનની વ્યવસ્થામાં પરિવર્તન ચાલી રહ્યું છે એ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી. પ્રત્યેક દેશની સરકાર પોતાના દેશમાં વિજ્ઞાન પરત્વેની જવાબદારીઓ ઉપર કાબૂ લેવા લાગી છે. આજે વિજ્ઞાનનું બેવડું રૂપાંતર થઈ રહ્યું છે. એક તો યુદ્ધના ગિયરમાંથી નીકળી શાંતિકાળને અનુરૂપ થવાનું અને બીજું, ખાનગીમાંથી નીકળી સરકારના કાબૂમાં જવાનું.

* * *

જૂના જમાનામાં વિજ્ઞાનનું સંશોધનકાર્ય કરનાર વ્યક્તિઓ જુદા જુદા પ્રદેશોમાં વિખેરાયેલી પડી હતી. મુસાફરીનાં સાધનો આજના જેટલાં વિપુલ અને સગવડભર્યા નહોતાં એટલે અરસપરસ પોતાના કામની જાણ કરવા અને અરસ-પરસ સંબંધ સાચવવા વિજ્ઞાનનાં પ્રકાશનો સાધનરૂપ હતાં. તેઓ એક બીજાનાં પરિણામો આ રીતે જાણી શકતા. સંશોધનમાં રસ લેનાર પોતાનું કામ શરૂ કરતાં પહેલાં અન્યત્ર ચાલતા યા થઈ ગયેલા કાર્યથી આ પ્રકાશનો દ્વારા માહિતગાર રહેતો અને પોતાના કાર્યની પ્રગતિ બીજાંઓને જણાવી શકતો. વિજ્ઞાનપ્રકાશનોનું મુખ્ય-કાર્ય પ્રાપ્ત થયેલ નવીન જ્ઞાનને લગતી માહિતી સૌને પહોંચાડવાનું હતું અને હજી પણ છે.

અમુક વિષયમાં સંશોધનનું કામ કરનારને પ્રગટ થયેલી બધી વિગતોને લગતી માહિતીની જરૂર પડે: બાકી તો મોટા ભાગના અન્યોને માટે તેની રૂપરેખાની માહિતી જાણવી એટલું બસ થાય. આ રીતે વિજ્ઞાનના પ્રકાશનોનું કાર્ય અત્યાર સુધી ચાલ્યું આવે છે. આજે લગભગ તેત્રીસ હજાર પ્રકાશનો દ્વારા વિજ્ઞાનની બધી શાખાઓને લગતું સંશોધનકાર્ય પ્રગટ થાય છે. નિષ્ણાતો અને વિદ્વાનો સિવાય ભાગ્યે જ કોઈ તેને હાથ લગાડે છે. સંશોધનખાતાંઓના પુસ્તકાલયો સિવાય આ પ્રકાશનો જનતામાંથી કોઈ પણ વાચક ભાગ્યે જ વાંચે છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓ એટલી બધી ખેડાવા લાગી છે કે સંશોધન ખૂબ પ્રગતિ કરી રહ્યું છે. પરિણામે આ પ્રકાશનો એક અટપટો પ્રશ્ન બની રહ્યો છે. અત્યારે જે પ્રકાશનો બહાર પડે છે તેમાં મૂળભૂત ફેરફારો કરી વિજ્ઞાન-પ્રકાશનોની પુનર્રચના કરવાની જરૂર છે, એટલું જ નહીં પણ આ પ્રશ્ન બીજા છેડેથી પણ ઉકેલ માગે છે. પ્રત્યેક વૈજ્ઞાનિકને પોતાના કામ અંગે આવશ્યક પારિભાષિક માહિતી મળે એટલું જ જોવાનું નથી, પણ આજના વિજ્ઞાનયુગમાં સામાન્ય જનતાને વિજ્ઞાનની ઉપયોગી માહિતી જનતાસુલભ ભાષામાં મળતી રહે એવી ગોઠવણની આવશ્યકતા છે. આ દૃષ્ટિએ વૈજ્ઞાનિક પ્રકાશનોનો આખો પ્રશ્ન ખૂબ વિચારણા માગે છે. ટૂંકમાં વિજ્ઞાનના પ્રૌઢશિક્ષણનો એ પ્રશ્ન બની જાય છે.

અત્યારે પ્રગટ થતાં સંખ્યાબંધ પ્રકાશનો તે તે વિષયના નિષ્ણાતોને ઉપયોગી નીવડે છે: વૈજ્ઞાનિકો અરસપરસ પોતપોતાના કાર્ય સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરે એ સંબંધી કાંઈ ખાસ કહેવાનું નથી. પરંતુ જો એ જ્ઞાન વૈજ્ઞાનિકોના વાડા પૂરતું બંધિયાર બની જાય તો તેનો લાભ જનતાને નિષિદ્ધ થાય છે. એટલે સાથોસાથ વિજ્ઞાનની સાચી સમજ આપણા જીવનનો અંશ બને એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેમાં જ વિજ્ઞાનનું સાફલ્ય છે. વિજ્ઞાનનું અધૂરું અને અવળું જ્ઞાન આપણી આજની જંગલિયાતને માટે જવાબદાર છે. કેળવણીની સુધારણા માટે વિજ્ઞાનની સાચી સમજ પાયારૂપ છે. વિજ્ઞાન આપણા જીવનને કેવી રીતે સ્પર્શે છે તેમ જ આજનું વિજ્ઞાન શું કરી રહ્યું છે એ જનતાને સમજાય એ પણ એટલું જ અગત્યનું છે. આ કાર્ય છાપાંઓ, રેડિયો અને સિનેમા દ્વારા થઈ શકે. પરંતુ અત્યારની આપણા દેશની સ્થિતિમાં એ ભયસ્થાનો બની રહે એમ લાગે છે. 'ઉલમાંથી ચૂલમાં' જેવું થઈ ન જાય એ જોવાનું રહે છે. ઉપરાંત, લોકભોગ્ય ભાષામાં લખેલાં વિજ્ઞાનનાં પુસ્તકો અને પ્રકાશનો વડે જનતાને આ દિશામાં કેળવી શકાય. ટૂંકમાં, વિજ્ઞાનનું સામાન્ય જ્ઞાન આપવાનો પ્રશ્ન આપણી સમક્ષ ઊભો થાય છે. લોક-વિજ્ઞાનના ક્ષેત્રમાં ઉપયોગી થાય એવાં પ્રકાશનો અતિ જૂજ છે. આપણી ભાષામાં જેમ આવાં પુસ્તકોની તંગી છે તેમ હિન્દની અન્ય ભાષાઓમાં પણ આવું સાહિત્ય

અલ્પ છે. ગુજરાતી સાહિત્યમાં કામ કરતી આપણી સંસ્થાઓએ વૈજ્ઞાનિક સાહિત્યનો આ પ્રશ્ન દેશના હિત ખાતર ઉપાડી લેવો જોઈએ. એ માટે સમય પાકી ગયો છે.

## ૩. ગૃહવિજ્ઞાન

ડૉ. લીલા શાહ

આજનો અદ્યતન યુગ રોકેટનો-વૈજ્ઞાનિક યુગ છે. વૈજ્ઞાનિક પ્રગતિએ આપણું સમગ્રજીવન પલટી નાખ્યું છે. આપણી જીવનદૃષ્ટિ, મૂલ્યાંકનો, આદર્શો, મહેચ્છાઓ, રહેણીકરણી બદલાઈ ગયાં છે. ખેતીપ્રધાન દેશનું સાદું અને સરળ ગ્રામજીવન આજે રહ્યું નથી. આપણા દેશે પણ ઔદ્યોગીકરણ તરફ પ્રયાણ કર્યું છે ને લોકશાહી અપનાવી છે. ઔદ્યોગીકરણે અને લોકશાહીએ ગામડાંની વસ્તી શહેરમાં આણી છે. સંયુક્ત કૌટુંબિક પ્રથાને તોડી વિભક્ત કૌટુંબિક પ્રથાને મહત્ત્વ અપાતું જાય છે. ખેતીપ્રધાન દેશમાં ઘર એ ઉત્પાદન કેન્દ્ર હતું, તે હવે ઉત્પાદન કેન્દ્રને બદલે ખરીદીનું કેન્દ્ર બને છે. ઘરમાં નાનાં મોટાં વડીલની આજ્ઞા નીચે ઘરના સભ્ય તરીકે રહેવાને બદલે હવે વ્યક્તિવાદના જમાનામાં 'વ્યક્તિ' તરીકેના હક્કોનું પ્રતિપાદન કરે છે. ઘરમાં દરેક વ્યક્તિને પોતાના આદર્શો અને ધ્યેયો સાધવા પ્રયત્ન કરવો છે. પોતાની રીતે પોતાનું જીવન જીવવું છે. અને પોતાનાં બાળકોનો ઉછેર પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ કરવો છે.

આપણા રોજિંદા જીવન પર પણ વૈજ્ઞાનિક પ્રગતિએ અસર કરી છે. આપણા ખોરાકમાં, પહેરવેશમાં, રહેઠાણમાં, વપરાશની ચીજોમાં પણ વિજ્ઞાને પ્રવેશ કર્યો છે. આજે ગૃહિણી પોતાનાં બાળકોને અને કુટુંબીજનોને જમાડતી વખતે એકલી વાનગીના સ્વાદનો જ વિચાર કરતી નથી પણ પોતાનાં બાળકોનું અને કુટુંબીજનોનું સ્વાસ્થ્ય જળવાય અને તંદુરસ્તી વધે તે માટે અને તેમના શારીરિક વિકાસાર્થે કયાં પૌષ્ટિક તત્ત્વોની ખોરાકમાં અગત્ય છે, એ પૌષ્ટિક તત્ત્વો ક્યાંથી મળશે તેનો વિચાર પણ શિક્ષિત ગૃહિણીઓ કરતી થઈ છે; શિક્ષિત ગૃહિણીઓ સમજતી થઈ છે કે તેમનું કર્તવ્ય તેમનાં બાળકો અને કુટુંબીજનોના શારીરિક, માનસિક, સામાજિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વિકાસ સાધવા માટેના પ્રયત્નોમાં છે; આધુનિક ગૃહિણીને આ મહત્ત્વની ફરજ બજાવવા માટે પત્ની, માતા, શિક્ષક, માનસશાસ્ત્રી, અર્થશાસ્ત્રી, સામાજિક કાર્યકર, યોજક, સંયોજક, મૂળ તરીકે પણ કામ કરવાનું હોય છે. આ વિધવિધ જાતની ફરજો બજાવવા માટે ગૃહિણીને ગૃહવિજ્ઞાનના

જ્ઞાનની જરૂર પડે છે. આજની ગૃહિણીને ગઈકાલની અભણ ગૃહિણીની જેમ પતિ પ્રત્યે એકલો આદરભાવ ને ભક્તિભાવ રાખીને બેસી રહેવું પાલવે એમ નથી. કારણ કે આજના યુવકોને પત્નીનો એકલો ભક્તિભાવ પરવડતો નથી. તેમને જોઈએ છે પત્નીનો સાથ અને મૈત્રી. તેમની જોડે રમતગમતમાં ભાગ લઈ શકે, તેમનાં છોકરાંને આધુનિક ઢબે કેળવણી આપે, તેમનું ઘર સુશોભિત અને સુવ્યવસ્થિત રીતે ચલાવી શકે; તેમ જ પોતાનાં કુટુંબીજનોને સુખ અને શાંતિ અર્પે, એવી પત્ની તેમને જોઈએ છે. આજની ગૃહિણીને પોતાના જીવનનું સાફલ્ય સાધવું હોય તો તેને **ઘંટી અને ખુરશી** બન્ને પર બેસતાં આવડવું જોઈએ; જૂના વખતની પત્ની ઘંટી પર બેસી જાણતી અને ઘરકામ કરી જાણતી,પણ બહારની પ્રવૃત્તિઓમાં ભાગ ન લઈ શકતી; તેથી ઘણા પુરુષોને પોતાની પત્નીમાં ઊણપો દેખાતી. આજની ભણેલી યુવતીઓને ઘરકામ પ્રત્યે સૂગ હોય છે તે પણ તેમને પાલવતું નથી, કારણ ઊંડે ઊંડે પુરુષોની ભાવના તો એ જ હોય છે કે સ્ત્રી તેનું ઘર અને બાળકો સાચવે; એટલે આજની અદ્યતન નારીને પ્રેમાળ પત્ની, સુશિક્ષિત માતા અને કાર્યદક્ષ ગૃહિણીનો ભાગ ભજવવો પડે છે. તેને માટે તેને જૂના અને નવા આદર્શ અપનાવવા પડે છે; ને જરૂરી એવું ગૃહવિજ્ઞાનનું જ્ઞાન કૌટુંબિકજનોના સુખાર્થે અને લાભાર્થે મેળવવું પડે છે. ગૃહિણીએ નવી દૃષ્ટિ કેળવવી પડે છે અને ગૃહવિજ્ઞાનના જ્ઞાનનો ઉપયોગ રોજિંદા જીવનમાં કરવો પડે છે. દા. ત.

**ખોરાક અને પૌષ્ટિક તત્ત્વો** :— આજ સુધી ગૃહિણી ફક્ત રસોઈ કરતાં જ શીખતી; તે ગુજરાતી હોય તો ગુજરાતી રીત પ્રમાણે મહિનાઓ, વર્ષો સુધી એકધારી ગુજરાતી વાનગીઓ જ પીરસતી; પણ આજે આપણા જીવનનાં અનેક ક્ષેત્રે, વિવિધતાએ આપણું મન આકર્ષ્યું છે તેમ રોજની વાનગીમાં પણ એકવિધતા કંટાળો ઉપજાવે તો નવાઈ નહિ. આથી ગૃહવિજ્ઞાનની વિદ્યાર્થિનીઓને 'ખોરાક અને પૌષ્ટિકતત્ત્વો'નો વિષય ચાર દૃષ્ટિકોણથી શિખવવામાં આવે છે.

(૧) આપણાં શરીરને કયાં પૌષ્ટિક તત્ત્વોની જરૂરિયાત છે? (સમતોલ ખોરાક).

(૨) આ પૌષ્ટિક તત્ત્વો કયા ખોરાકમાંથી મળે છે?

(૩) રોજિંદા ખોરાકમાં વિવિધતા અને આકર્ષક પીરસણ.

(૪) આપણી ખાવાની ટેવોમાં સુધારો—સામાજિક કે ધાર્મિક પૂર્વગ્રહ પ્રત્યે વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવી.

(૫) અછતવાળી ચીજોને બદલે મળતી ચીજોનો ઉપયોગ. (દા. ત. ચોખા ન મળે તો ચોખાને બદલે બીજી ચીજોનો ઉપયોગ.)

આપણા દેશનો એક અગત્યનો પ્રશ્ન એ અનાજની અછતનો છે. આપણી વસ્તી દિનપ્રતિદિન વધતી જાય છે ને કુદરતના કોપને કારણે પણ પૂરતું

અનાજ આપણે ત્યાં ઊગતું નથી. આપણા દેશના લોકોને ચોખા ખાવાની ખૂબ જ ટેવ છે. ભાત વિના ચાલે જ નહિ—ચોખાની અછત હોય ત્યારે ગમે તે ભોગે ચોખા ઘરમાં લાવવાના પ્રયત્નો આપણે કરતા હોઈએ છીએ; પણ શિક્ષિત ગૃહિણી માને કે આપણાં શરીરને ચોખાની નહિ પણ Starchની જરૂર છે, ને તે Starch આપણે બીજી જગ્યાએથી પણ મેળવી શકીએ. શક્કરિયાં, બટાટા, ટોપીઓકો વગેરે પણ ચોખાની ગરજ સારી શકે. આપણા લોકોમાં અમુક ચીજો માટે પણ ઘણા પૂર્વગ્રહો બંધાઈ ગયેલા હોય છે. દા. ત. ગાજર આપણે ખાતાં હોતાં નથી. ગાજર એ ઘોડાનો કે મુસલમાનોનો ખોરાક. પૌષ્ટિકદૃષ્ટિએ ગાજરમાં વિટામિન 'એ' હોય છે. વિટામિન 'એ' આંખનું તેજ વધારે છે. વળી રોગને શરીરમાં પ્રવેશતાં પણ અટકાવે છે. ગાજર મોસમમાં ખૂબ જ સરસ ને સસ્તાં મળતાં હોય છે. ગાજરનો ઉપયોગ વિવિધ રીતે થઈ શકે છે. ગાજરનું અથાણું, હલવો, રાયતું, શાક, કચુંબર, વગેરે બનાવી શકાય.

**સમતોલ ખોરાક :—** સમતોલ ખોરાકની વાત આપણે કરીએ છીએ ત્યારે ઘણાં લોકોની દલીલ હોય છે કે આપણા ગરીબ દેશને આ ના પોષાય. પણ ગૃહિણીને જો ખબર હોય તો ઘણી રીતે સમતોલ ખોરાક ઓછા ખર્ચે પણ આપી શકાય. દા. ત. વિટામિન 'સી' નારંગીમાં, ટામેટામાં, આંબળામાં વગેરેમાં મળે છે; આપણામાંના ઘણાને નારંગી ના પોષાય, પણ આંબળાનો ઉપયોગ તો જરૂર આપણે વધારી શકીએ. આપણાં ઘણાં બાળકોને ભાજીનું શાક ભાવતું હોતું નથી. ભાજીમાં લોહ હોય છે. બાળકને નાનપણથી જ બધી જાતનાં શાકભાજી ખાવાની ટેવ પાડવી જોઈએ. આપણે ધાર્મિક પૂર્વગ્રહને લીધે પણ અમુક જાતનો પૌષ્ટિક ખોરાક લેતાં હોતાં નથી. દા. ત. ફણગાવેલાં કઠોળ ખૂબ જ સારાં હોય છે. આપણે બાળકને કપડાં પણ પરદેશની નકલ કરી પહેરાવતાં હોઈએ છીએ. ઉનાળામાં, બંધ-કોલરવાળાં કપડાં, બાળકોને વિટામિન 'ડી', જે સૂર્યના તડકામાંથી મળે છે તેમાંથી વંચિત રાખીએ છીએ. નાનાં બાળકને વિટામિન 'ડી'ની ખાસ જરૂર હોય છે. જો એને સવારના સૂર્યના તડકામાં એવી રીતે સુવાડીએ જેથી એની આંખ ઉપર સીધાં સૂર્યનાં કિરણો ન પડે તો તેમને વિટામિન 'ડી' કુદરતી રીતે મળી રહે. બાળકને વિટામિન 'ડી' સાથે કેલ્શિયમની જરૂર હોય છે. બાળકને માતાના દૂધમાંથી કેલ્શિયમ જો ના મળે તો તેના દાંતમાંથી બાળકને મળશે. કુદરતે બાળકની જરૂરિયાતને પ્રથમ સ્થાન આપ્યું છે. જો માતાનો ખોરાક સમતોલ નહિ હોય ને તેમાંથી કેલ્શિયમ ઓછું હશે તો તેના દાંત વહેલા પડી જશે.

આપણે રસોઈ કરીએ છીએ ત્યારે વરાળ નીકળી જવા દઈએ છીએ તેથી તથા શાકભાજીમાં વધુ પાણી નાખી રસો બાળી નાખવાથી તેનાં પૌષ્ટિક તત્ત્વોનો

નાશ થાય છે. ગૃહવિજ્ઞાનની વિદ્યાર્થિનીઓને રસોઈ ફક્ત ગુજરાતી રીતે જ નહિ કરતાં મદ્રાસી, પંજાબી, બંગાળી, મહારાષ્ટ્રીયન એમ જુદી જુદી રીતે શિખવવામાં આવે છે. તેથી એક જ વાનગી જુદી જુદી રીતે બનાવીને રોજિંદા-ખોરાકમાં વૈવિધ્ય લાવી શકાય છે. આપણે ત્યાં જમીનમાં અમુક શાકભાજી તથા ફળો થતાં હોય છે. તેનો સંગ્રહ (canning) કેવી રીતે કરવો તે પણ શિખ-વવામાં આવે છે. કેરી, જામફળ, વગેરેનાં Jems, Jelly, ટામેટાની ચટણી વગેરે પણ શિખવવામાં આવે છે. લીંબુ ઉનાળામાં ખૂબ મોંઘાં મળે છે. એનું શરબત ઉનાળામાં ખૂબ જ સારું લાગે છે. શિયાળામાં લીંબુના શરબતના બાટલા બનાવી રાખ્યા હોય તો ગૃહિણી ઘણો ખર્ચ બચાવી શકે છે.

બાળઉછેર : આપણાં દાદીમા અને ઘણાં મુરબ્બીઓ કહે છે કે હવે આ બાળમાનસને તેના ઉછેરની વાત આવી, અમારા જમાનામાં આવું કાંઈ નહોતું; છતાં અમે તમને ઉછેર્યાં કે નહિ? પણ એ જમાનો જુદો હતો. ખેતીપ્રધાન દેશમાં આપણાં પાડોશીઓ, આપણાં સગાં કે જ્ઞાતિનાં હતાં, તેથી આપણી રહેણીકરણી, ધર્મ, આદર્શ એક હતાં. આજે શહેરમાં આપણો પાડોશી, ખ્રિસ્તી કે પારસી, મુસલ-માન કે શીખ, પંજાબી કે મદ્રાસી હોઈ શકે. તેમનાં મંતવ્યો, આદર્શો જુદાં હોઈ તેમની અસર આપણાં બાળકો પર થતી હોય છે. વળી સિનેમા, નાટક, રેડિયો, માસિકો, ચોપડીઓની અસર પણ બાળકો પર પહેલાંના જમાના કરતાં વધુ હોય છે. વળી, આપણે બાળકો પ્રત્યેનું આપણું વલણ બદલ્યું છે. આપણે બાળકને એક કુટુંબના સભ્ય તરીકે નહિ પણ તેના અલાયદા વ્યક્તિત્વનો સ્વીકાર કરીને તેને એક 'વ્યક્તિ' તરીકે અપનાવીએ છીએ. તેના વ્યકિતત્વનો સર્વાંગી વિકાસ થાય એ માટે પ્રયત્નો કરીએ છીએ. પહેલાં માબાપ બાળકનો ઉછેર પોતાની મહેચ્છાઓ પાર પાડવા—પોતાની રીતે કરતાં. હવે કેળવણીકારો અને માનસશાસ્ત્રી-ઓના મત પ્રમાણે, બાળક 'માટી' નથી કે માબાપ કુંભારની જેમ ગમે તેમ એનો આકાર આપી શકે. માબાપે તો બાળકની અંદરની શક્તિઓ વિકસાવવા માટે જોગવાઈ કરવાની હોય છે અને બાળકમાં જે કાંઈ શક્તિ હોય તેને ખિલવવા માટે પ્રોત્સાહન આપવાનું હોય છે. બાળકના એકલા બૌદ્ધિક વિકાસ પર જ ખુશ ન થતાં તેનો શારીરિક, માનસિક, સામાજિક, સાંસ્કૃતિક અને શૈક્ષણિક વિકાસ થાય તે પર લક્ષ આપવાનું છે. આ નવા દૃષ્ટિકોણને લીધે માતાએ "બાળ-ઉછેર"નો અને "બાળવિકાસ"નો અભ્યાસ કરવો જરૂરી છે, બાળકની શિશુકાળની અવસ્થાથી તે યુવાવસ્થા સુધીમાં તેની કઈ કઈ ખાસિયતો છે, તેનાં કયાં કયાં લક્ષણો અને જરૂરિયાતો છે તે ધ્યાનમાં રાખી તેને માતાએ માર્ગદર્શન કરવાનું હોય છે. વળી "બાળક" માતા અને પિતા બંનેનું છે; માટે તેના

ઉછેરમાં પણ બંનેના સાથ અને સહકારની જરૂરિયાત છે તે સમજવું પણ ખૂબ જ અગત્યનું છે. માતા નાનાં બાળક પ્રત્યે ધ્યાન આપતી હોય ને મોટા બાળકને એમ લાગે છે કે હવે તેના પ્રત્યે દુર્લક્ષ સેવાય છે તો તેવા સમયે પિતા મોટા બાળકને કામ પરથી આવીને, પોતાની પાસે બેસાડીને, પોતાના કામમાં તેનો સાથ શોધીને કે રજાના દિવસે તેને બહાર સાથે લઈ જઈને મોટા બાળક પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવી શકે; જેથી મોટું બાળક નાનાં બાળક પ્રત્યે ખોટી અદેખાઈ ના કરે. બાળકો માબાપનું ધ્યાન ખેંચવા માટે ને તેમનો પ્રેમ સંપાદન કરવા માટે અનેક જાતની તરકીબો રચતાં હોય છે. દા. ત. અંગૂઠો ચૂસવો, નખ કરડવા, તોતડું બોલવું, પથારી બગાડવી વગેરે બાળકની અનિશ્ચિંતતા અને પ્રેમનો અભાવ સૂચવતાં હોય છે. બાળકને સુખી, સંતોષી, આનંદી ને હસમુખો બનાવવા માટે માબાપના બન્નેના જીવનમાં સંવાદિતાની જરૂરિયાત હોય છે. માબાપનું વિસંવાદી જીવન પણ બાળકને કજિયાખોર ને કલહી બનાવે છે; માબાપની આત્મીયતા બાળકના ઉત્કર્ષ માટે અતિ અગત્યની છે. ને તેની સમજ માટે માબાપને બાળમાનસના અભ્યાસની જરૂરિયાત ઊભી થાય છે.

**કપડાં ને તેની સંભાળ:** આજ સુધી આપણે મોટે ભાગે ખાદી પહેરતાં હતાં. એટલે ખાદીની સંભાળ કેમ લેવી તે ખબર હતી. આજે ખાદીને બદલે બજારમાં સુતરાઉ, ગરમ, મીલનું, હાથવણાટનું, નાયલોન, વીલોન, જ્યોર્જેટ, અવરગંડી—એમ અનેક જાતનાં કપડાં મળે છે. એ બધાંની સંભાળ કેમ રાખવી તે જાણવું પણ ઘણું જરૂરી છે. નાયલોનની સાડી નવી લાવીએ ને તેને ગરમ ઈસ્ત્રીથી ઈસ્ત્રી કરીએ તો તે બળી જ જવાની. પૈસા નાહકના વેડફાઈ જવાના. કપડાં ઉપર ડાઘા પડે તો તેને કેવી રીતે કાઢવા, તેની ધોલાઈ કેવી રીતે કરવી, તેની ઋતુવાર સાચવણી કેમ કરવી તે વિશેનું જ્ઞાન આજની ગૃહિણીને ઘણું જરૂરી છે.

**ખરીદી:** આજનું ઘર ઉત્પાદન કેન્દ્ર મટીને ખરીદીનું કેન્દ્ર બન્યું છે. ગૃહિણી જ મોટે ભાગે ખરીદી કરતી હોય છે. તો ગૃહિણીને ખરીદી ક્યારે કરવી, ક્યાંથી કરવી, કેટલી કરવી વગેરે જાણવું અગત્યનું છે. સ્ત્રી પાંચશેરિયા માર્કેટમાંથી બટાટા, સુરણ વગેરે લાવી શકે અથવા મોસમ વખતે અનાજ ખરીદીને તેનો સંગ્રહ કરી રાખે તો જરૂર પૈસા બચાવી શકે. પણ જો સ્ત્રી શહેરની બહાર રહેતી હોય ને રોજનું શાકભાજી શહેરમાં ખરીદવા જાય તો ઘણી વખત તે શાકભાજી સોંઘાં પડવાને બદલે મોંઘા જ પડે છે. બસનું ભાડું, પોતાનો સમય અને શક્તિ ખર્ચાય ને ગૃહિણી થાકી જાય તો છોકરાં શાળાએથી ઘેર આવે કે પતિ કામ પરથી આવે ત્યારે જો સ્ત્રી કંટાળેલી ને થાકેલી હોય તો બાળકનું ને પતિનું ભાવભીનું સ્વાગત ના કરી શકે; તેથી શાકના પૈસા બચાવેલા

નકામા ગણાય. આમ સ્ત્રીએ ફક્ત કિંમતનો અર્થ એકલા પૈસામાં જ નહિ પણ પોતાના સમય અને શક્તિના અર્થમાં પણ ઘટાડવો રહ્યો.

કુટુંબીજનોની માંગની જરૂરિયાત ઉપર પણ ખરીદી આધાર રાખે છે. દા. ત. કોલેજમાં જતા યુવકને રેડિયો ખરીદવાનું મન હોય પણ બાપને નોકરી પર દૂર સુધી જવાનું હોય ને પોતાનાથી અશક્તિને લીધે સાઈકલ દૂર સુધી ચલાવી ન શકાતી હોય તો ગૃહિણીએ રેડિયો ન ખરીદતાં પિતાને સ્કુટર કે મોટર સાઈકલ ખરીદી આપવાં જોઈએ. કારણ કે પિતાની શક્તિ સાચવી રાખવાની દરેક કુટુંબીજનની ફરજ થઈ પડે છે. ખરીદી જીવનનાં મૂલ્યાંકનો અને કુટુંબીજનોની જરૂરિયાતો પ્રમાણે થવી જોઈએ.

રહેઠાણને ‘ ઘર ’ બનાવવું એ સહેલી વાત નથી. મોટા બંગલાઓમાં કદાચ સુખ કે શાંતિ ના હોય અને નાની બે ઓરડીમાં રહેતું કુટુંબ કદાચ કલ્લોલ પણ કરતું હોય. ગૃહિણીની આવડત, કળા, સ્વભાવ, કામ લેવાની કુશળતા, કુટુંબીજનોનો પ્રેમ સંપાદન કરવાની શક્તિ—આ બધા પર ઘરના આનંદ અને ઉલ્લાસનો આધાર રહેલો હોય છે. ગૃહવિજ્ઞાનનું જ્ઞાન ગૃહિણીને પોતાની ફરજો બજાવવા માટે સુસજ્જ—તૈયાર કરે છે એટલું જ નહિ પણ જે બહેનોને ઘરની બહાર કામ કરવું છે તેને પણ તેની યોગ્યતા માટે તાલીમ આપે છે.

બહેનો બી. એ. કે બી. એસસી. થાય તો તેમને માટે નોકરીની પસંદગીનું ક્ષેત્ર ખૂબ જ સંકુચિત બને છે. તેમને શિક્ષણક્ષેત્રે કે કારકુનીનું કામ મળે છે, પણ ગૃહવિજ્ઞાન લઈને પાસ થનારી બહેનોને શાળા ને કોલેજોમાં તો કામ મળે છે પણ તે ઉપરાંત તેમને Foods & Nutrition પ્રયોગ શાળામાં Nutritionist તરીકે કે હોસ્ટેલ કે હોસ્પિટલમાં ડાયેટીશયન તરીકે, બાલવાડીના સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે કે બાળમાનસશાસ્ત્રીના નિષ્ણાત તરીકે કે ગૃહવ્યવસ્થાના નિષ્ણાત તરીકે કોઈ મોટી સંસ્થામાં નોકરી મળે કે Interior Decorator તરીકે કે Textile & clothing Dept. માં કે Dairy માં નોકરી મળી રહે છે. જે બહેનો બહાર કામ કરતી હોય છે તેમને પણ ઘરની જવાબદારી તો લેવી પડે છે. એટલે પણ તેમને ગૃહવિજ્ઞાનના જ્ઞાનની જરૂર છે.

આજે અમેરિકા જેવા દેશમાં દર વર્ષે લગભગ ૪૦૦૦૦ બહેનો આ વિષય લઈને સ્નાતક થાય છે, કારણ કે ત્યાંના લોકો સમજતા થયા કે આ વિષય લેવાથી ગૃહિણી આડકતરી રીતે કમાતી જ હોય છે. ગૃહિણી કરકસર કરીને ઘર ચલાવે, કુટુંબીજનોનું ને બાળકોનું સ્વાસ્થ્ય સાચવે, તેમનું જીવન સુખી અને સંતોષી બનાવે અને ફુરસદના સમયે સામાજિક સેવા કરે અને ભાવિ સુદૃઢ નાગરિક બનાવે તો એનાથી વધુ કઈ કમાણી હોઈ શકે?

ઉછેરમાં પણ બંનેના સાથ અને સહકારની જરૂરિયાત છે તે સમજવું પણ ખૂબ જ અગત્યનું છે. માતા નાનાં બાળક પ્રત્યે ધ્યાન આપતી હોય ને મોટા બાળકને એમ લાગે છે કે હવે તેના પ્રત્યે દુર્લક્ષ સેવાય છે તો તેવા સમયે પિતા મોટા બાળકને કામ પરથી આવીને, પોતાની પાસે બેસાડીને, પોતાના કામમાં તેનો સાથ શોધીને કે રજાના દિવસે તેને બહાર સાથે લઈ જઈને મોટા બાળક પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવી શકે; જેથી મોટું બાળક નાનાં બાળક પ્રત્યે ખોટી અદેખાઈ ના કરે. બાળકો માબાપનું ધ્યાન ખેંચવા માટે ને તેમનો પ્રેમ સંપાદન કરવા માટે અનેક જાતની તરકીબો રચતાં હોય છે. દા. ત. અંગૂઠો ચૂસવો, નખ કરડવા, તોતડું બોલવું, પથારી બગાડવી વગેરે બાળકની અનિશ્ચિંતતા અને પ્રેમનો અભાવ સૂચવતાં હોય છે. બાળકને સુખી, સંતોષી, આનંદી ને હસમુખો બનાવવા માટે માબાપના બન્નેના જીવનમાં સંવાદિતાની જરૂરિયાત હોય છે. માબાપનું વિસંવાદી જીવન પણ બાળકને કજિયાખોર ને કલહી બનાવે છે; માબાપની આત્મીયતા બાળકના ઉત્કર્ષ માટે અતિ અગત્યની છે. ને તેની સમજ માટે માબાપને બાળમાનસના અભ્યાસની જરૂરિયાત ઊભી થાય છે.

**કપડાં ને તેની સંભાળ:** આજ સુધી આપણે મોટે ભાગે ખાદી પહેરતાં હતાં. એટલે ખાદીની સંભાળ કેમ લેવી તે ખબર હતી. આજે ખાદીને બદલે બજારમાં સુતરાઉ, ગરમ, મીલનું, હાથવણાટનું, નાયલોન, વીલોન, જ્યોર્જેટ, અવરગંડી—એમ અનેક જાતનાં કપડાં મળે છે. એ બધાંની સંભાળ કેમ રાખવી તે જાણવું પણ ઘણું જરૂરી છે. નાયલોનની સાડી નવી લાવીએ ને તેને ગરમ ઈસ્ત્રીથી ઈસ્ત્રી કરીએ તો તે બળી જ જવાની. પૈસા નાહકના વેડફાઈ જવાના. કપડાં ઉપર ડાઘા પડે તો તેને કેવી રીતે કાઢવા, તેની ધોલાઈ કેવી રીતે કરવી, તેની ઋતુવાર સાચવણી કેમ કરવી તે વિશેનું જ્ઞાન આજની ગૃહિણીને ઘણું જરૂરી છે.

**ખરીદી:** આજનું ઘર ઉત્પાદન કેન્દ્ર મટીને ખરીદીનું કેન્દ્ર બન્યું છે. ગૃહિણી જ મોટે ભાગે ખરીદી કરતી હોય છે. તો ગૃહિણીને ખરીદી ક્યારે કરવી, ક્યાંથી કરવી, કેટલી કરવી વગેરે જાણવું અગત્યનું છે. સ્ત્રી પાંચશેરિયા માર્કેટમાંથી બટાટા, સુરણ વગેરે લાવી શકે અથવા મોસમ વખતે અનાજ ખરીદીને તેનો સંગ્રહ કરી રાખે તો જરૂર પૈસા બચાવી શકે. પણ જો સ્ત્રી શહેરની બહાર રહેતી હોય ને રોજનું શાકભાજી શહેરમાં ખરીદવા જાય તો ઘણી વખત તે શાકભાજી સોંઘાં પડવાને બદલે મોંઘા જ પડે છે. બસનું ભાડું, પોતાનો સમય અને શક્તિ ખર્ચાય ને ગૃહિણી થાકી જાય તો છોકરાં શાળાએથી ઘેર આવે કે પતિ કામ પરથી આવે ત્યારે જો સ્ત્રી કંટાળેલી ને થાકેલી હોય તો બાળકનું ને પતિનું ભાવભીનું સ્વાગત ના કરી શકે; તેથી શાકના પૈસા બચાવેલા

નકામા ગણાય. આમ સ્ત્રીએ ફક્ત કિંમતનો અર્થ એકલા પૈસામાં જ નહિ પણ પોતાના સમય અને શક્તિના અર્થમાં પણ ઘટાડવો રહ્યો.

કુટુંબીજનોની માંગની જરૂરિયાત ઉપર પણ ખરીદી આધાર રાખે છે. દા. ત. કોલેજમાં જતા યુવકને રેડિયો ખરીદવાનું મન હોય પણ બાપને નોકરી પર દૂર સુધી જવાનું હોય ને પોતાનાથી અશક્તિને લીધે સાઈકલ દૂર સુધી ચલાવી ન શકાતી હોય તો ગૃહિણીએ રેડિયો ન ખરીદતાં પિતાને સ્કુટર કે મોટર સાઈકલ ખરીદી આપવાં જોઈએ. કારણ કે પિતાની શક્તિ સાચવી રાખવાની દરેક કુટુંબીજનની ફરજ થઈ પડે છે. ખરીદી જીવનનાં મૂલ્યાંકનો અને કુટુંબીજનોની જરૂરિયાતો પ્રમાણે થવી જોઈએ.

રહેઠાણને ‘ઘર’ બનાવવું એ સહેલી વાત નથી. મોટા બંગલાઓમાં કદાચ સુખ કે શાંતિ ના હોય અને નાની બે ઓરડીમાં રહેતું કુટુંબ કદાચ કલ્લોલ પણ કરતું હોય. ગૃહિણીની આવડત, કળા, સ્વભાવ, કામ લેવાની કુશળતા, કુટુંબીજનોનો પ્રેમ સંપાદન કરવાની શક્તિ—આ બધા પર ઘરના આનંદ અને ઉલ્લાસનો આધાર રહેલો હોય છે. ગૃહવિજ્ઞાનનું જ્ઞાન ગૃહિણીને પોતાની ફરજો બજાવવા માટે સુસજ્જ—તૈયાર કરે છે એટલું જ નહિ પણ જે બહેનોને ઘરની બહાર કામ કરવું છે તેને પણ તેની યોગ્યતા માટે તાલીમ આપે છે.

બહેનો બી. એ. કે બી. એસસી. થાય તો તેમને માટે નોકરીની પસંદગીનું ક્ષેત્ર ખૂબ જ સંકુચિત બને છે. તેમને શિક્ષણક્ષેત્રે કે કારકુનીનું કામ મળે છે, પણ ગૃહવિજ્ઞાન લઈને પાસ થનારી બહેનોને શાળા ને કોલેજોમાં તો કામ મળે છે પણ તે ઉપરાંત તેમને Foods & Nutrition પ્રયોગ શાળામાં Nutritionist તરીકે કે હોસ્ટેલ કે હોસ્પિટલમાં ડાયેટીશયન તરીકે, બાલવાડીના સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે કે બાળમાનસશાસ્ત્રીના નિષ્ણાત તરીકે કે ગૃહવ્યવસ્થાના નિષ્ણાત તરીકે કોઈ મોટી સંસ્થામાં નોકરી મળે કે Interior Decorator તરીકે કે Textile & clothing Dept. માં કે Dairy માં નોકરી મળી રહે છે. જે બહેનો બહાર કામ કરતી હોય છે તેમને પણ ઘરની જવાબદારી તો લેવી પડે છે. એટલે પણ તેમને ગૃહવિજ્ઞાનના જ્ઞાનની જરૂર છે.

આજે અમેરિકા જેવા દેશમાં દર વર્ષે લગભગ ૪૦૦૦૦ બહેનો આ વિષય લઈને સ્નાતક થાય છે, કારણ કે ત્યાંના લોકો સમજતા થયા કે આ વિષય લેવાથી ગૃહિણી આડકતરી રીતે કમાની જ હોય છે. ગૃહિણી કરકસર કરીને ઘર ચલાવે, કુટુંબીજનોનું ને બાળકોનું સ્વાસ્થ્ય સાચવે, તેમનું જીવન સુખી અને સંતોષી બનાવે અને ફુરસદના સમયે સામાજિક સેવા કરે અને ભાવિ સુદૃઢ નાગરિક બનાવે તો એનાથી વધુ કઈ કમાણી હોઈ શકે?

# ૫. પત્રકારત્વ વિભાગ

## ૧. વર્તમાનપત્રો અને ઉદ્યોગદૃષ્ટિ

### ચૂનીલાલ વર્ધમાન શાહ

એક કાળે પત્રકારત્વને સેવાકાર્યની તુલામાં બેસાડવામાં આવતું, અને તેથી મોટે ભાગે દેશસેવા કે વિદ્યાસેવા બજાવતી નાની-મોટી સંસ્થાઓ દ્વારા સામયિકો તથા સાપ્તાહિકોનું પ્રકાશન થતું હતું. જનતામાં શિક્ષણનો પ્રકાશ પ્રસારવાનો અને જાગૃતિની ઉષ્મા આણવાનો તે કાળે તેનો પવિત્ર હેતુ મનાતો. પછી વર્તમાન-પત્રો વધ્યાં, તેમનું કાર્યક્ષેત્ર વિસ્તર્યું, તેમની સાધનો સંબંધી જરૂરિયાતો વધી અને તેમની ઉપયોગિતા પણ વધી એટલે તે વ્યવસાયકોટિમાં આવ્યું. ઘણાં વર્ષો સુધી પત્રકારત્વ એક પવિત્ર વ્યસાય તરીકે મનાયું અને તેમાં તેની પ્રતિષ્ઠા વધી, સેવા અને વ્યવસાયનું તે સુંદર મિશ્રણ મનાયું. અંધેરીની સાહિત્ય પરિષદના પત્ર-કારત્વ વિભાગમાંના મારા વ્યાખ્યાનમાં મેં એ સંબંધે જણાવ્યું હતું:

"પત્રકારત્વ કેવળ સ્વાર્થરહિત ધર્મવૃત્તિનો આવિષ્કાર નથી. એ એક વ્યવસાય છે અને તેને પણ પોતાના નિભાવ માટે ધન જોઈએ છે. ધર્મનાં મઠ-મંદિર ખેતી દ્વારા ધન મેળવે, મકાનોનું ભાડું લઈને આવક કરે, પણ દારૂનું પીઠું ખોલીને આવક ન કરે; એ જ રીતે ઘરાકો મેળવવાને પત્રકાર પોતાના પત્રની ઉત્તમ સજાવટ કરે, જાહેરાતો છાપીને પૈસા લે, પુસ્તકો બહાર પાડીને કમાણી કરે, પરંતુ તે જુગારને કે ઠગાઈને ઉત્તેજન મળે એવા ધંધામાંથી ધન ન મેળવે, નિંદાવર્ષણથી કે ખોટાં ગુણગાનથી લાંચ ન લે......ઈંગ્લંડમાં પણ પત્રકારત્વને ધર્મસંસ્થાના સંચાલન જેવો પવિત્ર વ્યવસાય માનવામાં આવે છે. એ બજારુ ધંધાદારી તો જરૂર નથી. બજારુ ધંધાદારીની દૃષ્ટિ નફા ઉપર ચોંટેલી હોય છે. તેથી ઘરાકને લાભ થશે કે હાનિ, કિંવા ઘરાકને ખર્ચેલાં નાણાંનો વાજબી બદલો મળશે કે નહિ તે કશું જોવા તેની દૃષ્ટિ રોકાતી નથી. ધર્મસંસ્થા અને પત્રકારત્વ તે જોવા થોભે છે, તેથી જ બેઉ સાચી રીતે ધર્માનુસાર વર્તે છે, એમ માનવામાં વાંધો નથી. કેવળ સ્વાર્થ કે લોભને વશ થયા વિના કોઈ માણસ નિર્વાહના સાધનનો ઉપયોગ કરીને કોઈ લોકહિતકારક વ્યવસાય જ્યાં સુધી ચલાવે છે, ત્યાં સુધી તેના નિર્વાહનું સાધન પવિત્ર છે એમાં શંકા નથી."

આ વિચારો દર્શાવ્યા પછી વીતેલાં વર્ષોનો ગાળો મોટો ન લેખાય તેવો છે, છતાં તે દરમિયાન અનેક જાહેર ક્ષેત્રોમાં ક્રાન્તિ આવી છે તેમ પત્રકારત્વમાં પણ બન્યું છે. એનું ક્ષેત્ર વિશાળ થયું છે, કામગીરી વધી છે, પ્રભાવ વધ્યો છે, ઉપયોગિતા વધી છે અને વ્યવસાય-દૃષ્ટિને સ્થાને ઉદ્યોગ-દૃષ્ટિ આવી છે.

કોઈ પણ દેશમાં તેનો કોઈ પણ ઉદ્યોગ લોકોને જોઈતી વસ્તુ બનાવીને પૂરી પાડવાના હેતુવાળો હોય છે. તે હેતુ પૂરો પાડવાને વસ્તુના ઉત્પાદન પાછળ થતું ખર્ચ વગેરે તેનો ઉપયોગ કરનાર ઘરાકો પાસેથી મેળવવાનું હોય છે. એ દૃષ્ટિએ જેમ હરકોઈ ઉદ્યોગનો હેતુ પવિત્ર છે તેમ તેનું સંચાલન પણ પવિત્ર મનાય છે. પરંતુ ઉદ્યોગો વસ્તુતઃ એવા પવિત્ર ધોરણે ચલાવાતા નથી. તેના સંચાલન પાછળ અનેક હિત-દૃષ્ટિઓ વળગી પડે છે, એટલે લોકોપયોગિતાની દૃષ્ટિએ કોઈ ઉદ્યોગ એકસરખો રહે તોપણ સંચાલનની દૃષ્ટિએ તેમાં વિકાર પેસવા લાગે છે. વ્યવસાય-દૃષ્ટિ પરિવર્તન પામીને નફો મેળવવા માટે ઉદ્યોગનું કારખાનું ચલાવવાની દૃષ્ટિનું રૂપ જ્યારે ધારણ કરે છે, ત્યારે તેના સંચાલનમાં વિકારને પ્રવેશ કરાવનારાં અનેક બાકોરાં રચાય છે.

યંત્રયુગ આગળ વધતો જાય તેમ તેમ ગૃહઉદ્યોગો પણ મોટા ઉદ્યોગો બને તેમાં નવાઈ નથી. મોટાં કાર્યાલયો અને મોટાં કારખાનાં, મોટી મૂડીના રોકાણની તથા લેવડદેવડની જરૂરિયાત, સેંકડો ને હજારો કામદારો દ્વારા ચાલતું કામકાજ, એવું બધું બીજા ઉદ્યોગોની જેમ વર્તમાનપત્રના ઉદ્યોગમાં પણ સ્વાભાવિક છે, પણ એ ગણના ઇષ્ટ નથી લાગતી. ખાંડ, કાપડ કે રેયોનના ઉદ્યોગપતિના પેઘડામાં વર્તમાનપત્ર ચલાવવાનો ઉદ્યોગ પગ ઘાલવા જાય તો તેનું પરિણામ પત્રકારત્વને કલંક લગાડનારું આવે. નફો વધુ મેળવવા કે ઉત્પાદન ખર્ચ ઓછું કરવાને કાવાદાવા, બીજા ઉદ્યોગપતિઓ કરે તેવા કાવાદાવા, પત્ર-કારત્વના ક્ષેત્રમાં ચાલે, તો દેશની શિક્ષણસાધનાની તથા સંસ્કારપ્રચારની પ્રવૃત્તિનું પતન થયું લેખાય.

વર્તમાનપત્રોના નિભાવ માટે પત્રકારોએ સારી પેઠે ઘરાકી ધરાવવી જોઈએ, તે માટે પત્રની સજાવટ, ઉપયોગિતા અને આકર્ષણ વધારવાં જોઈએ તથા ઇતર પત્રોની હરીફાઈ સામે ટકી રહેવા મથવું જોઈએ. આ માટે બીજા ઉદ્યોગોમાં જેવું વેપારની રીતો—અપરીતોને સ્થાન છે તેવું વર્તમાનપત્રોના ફેલાવા માટે પણ છે. પત્રકારો વાચનનું ઊંડાણ કે સમાચારની તાત્વિકતાને ભોગે વાચનનું પહોળાણ કે સમાચારની રોમાંચકતાને વધારે છે. જુદા જુદા વિષયોનાં અને ક્ષેત્રોનાં સામાયિકોનાં અંગો પણ વર્તમાનપત્રમાં સમાવી લેવાનો દેખાવ કરે છે અને વાચકોને આકર્ષવા માટેની હરીફાઈમાં ઊતરે છે. કોઈ વૈદ્ય એક

# ૫. પત્રકારત્વ વિભાગ

## ૧. વર્તમાનપત્રો અને ઉદ્યોગદૃષ્ટિ

ચૂનીલાલ વર્ધમાન શાહ

એક કાળે પત્રકારત્વને સેવાકાર્યની તુલામાં બેસાડવામાં આવતું, અને તેથી મોટે ભાગે દેશસેવા કે વિદ્યાસેવા બજાવતી નાની-મોટી સંસ્થાઓ દ્વારા સામયિકો તથા સાપ્તાહિકોનું પ્રકાશન થતું હતું. જનતામાં શિક્ષણનો પ્રકાશ પ્રસારવાનો અને જાગૃતિની ઉષ્મા આણવાનો તે કાળે તેનો પવિત્ર હેતુ મનાતો. પછી વર્તમાનપત્રો વધ્યાં, તેમનું કાર્યક્ષેત્ર વિસ્તર્યું, તેમની સાધનો સંબંધી જરૂરિયાતો વધી અને તેમની ઉપયોગિતા પણ વધી એટલે તે વ્યવસાયકોટિમાં આવ્યું. ઘણાં વર્ષો સુધી પત્રકારત્વ એક પવિત્ર વ્યસાય તરીકે મનાયું અને તેમાં તેની પ્રતિષ્ઠા વધી, સેવા અને વ્યવસાયનું તે સુંદર મિશ્રણ મનાયું. અંધેરીની સાહિત્ય પરિષદના પત્રકારત્વ વિભાગમાંના મારા વ્યાખ્યાનમાં મેં એ સંબંધે જણાવ્યું હતું:

"પત્રકારત્વ કેવળ સ્વાર્થરહિત ધર્મવૃત્તિનો આવિષ્કાર નથી. એ એક વ્યવસાય છે અને તેને પણ પોતાના નિભાવ માટે ધન જોઈએ છે. ધર્મનાં મઠ-મંદિર ખેતી દ્વારા ધન મેળવે, મકાનોનું ભાડું લઈને આવક કરે, પણ દારૂનું પીઠું ખોલીને આવક ન કરે; એ જ રીતે ઘરાકો મેળવવાને પત્રકાર પોતાના પત્રની ઉત્તમ સજાવટ કરે, જાહેરાતો છાપીને પૈસા લે, પુસ્તકો બહાર પાડીને કમાણી કરે, પરંતુ તે જુગારને કે ઠગાઈને ઉત્તેજન મળે એવા ધંધામાંથી ધન ન મેળવે, નિંદાવર્ણણથી કે ખોટાં ગુણગાનથી લાંચ ન લે......ઈંગ્લંડમાં પણ પત્રકારત્વને ધર્મસંસ્થાના સંચાલન જેવો પવિત્ર વ્યવસાય માનવામાં આવે છે. એ બજારુ ધંધાદારી તો જરૂર નથી. બજારુ ધંધાદારીની દૃષ્ટિ નફા ઉપર ચોંટેલી હોય છે. તેથી ઘરાકને લાભ થશે કે હાનિ, કિંવા ઘરાકને ખર્ચેલાં નાણાંનો વાજબી બદલો મળશે કે નહિ તે કશું જોવા તેની દૃષ્ટિ રોકાતી નથી. ધર્મસંસ્થા અને પત્રકારત્વ તે જોવા થોભે છે, તેથી જ બેઉ સાચી રીતે ધર્માનુસાર વર્તે છે, એમ માનવામાં વાંધો નથી. કેવળ સ્વાર્થ કે લોભને વશ થયા વિના કોઈ માણસ નિર્વાહના સાધનનો ઉપયોગ કરીને કોઈ લોકહિતકારક વ્યવસાય જ્યાં સુધી ચલાવે છે, ત્યાં સુધી તેના નિર્વાહનું સાધન પવિત્ર છે એમાં શંકા નથી."

આ વિચારો દર્શાવ્યા પછી વીતેલાં વર્ષોનો ગાળો મોટો ન લેખાય તેવો છે, છતાં તે દરમિયાન અનેક જાહેર ક્ષેત્રોમાં ક્રાન્તિ આવી છે તેમ પત્રકારત્વમાં પણ બન્યું છે. એનું ક્ષેત્ર વિશાળ થયું છે, કામગીરી વધી છે, પ્રભાવ વધ્યો છે, ઉપયોગિતા વધી છે અને વ્યવસાય-દૃષ્ટિને સ્થાને ઉદ્યોગ-દૃષ્ટિ આવી છે.

કોઈ પણ દેશમાં તેનો કોઈ પણ ઉદ્યોગ લોકોને જોઈતી વસ્તુ બનાવીને પૂરી પાડવાના હેતુવાળો હોય છે. તે હેતુ પૂરો પાડવાને વસ્તુના ઉત્પાદન પાછળ થતું ખર્ચ વગેરે તેનો ઉપયોગ કરનાર ઘરાકો પાસેથી મેળવવાનું હોય છે. એ દૃષ્ટિએ જેમ હરકોઈ ઉદ્યોગનો હેતુ પવિત્ર છે તેમ તેનું સંચાલન પણ પવિત્ર મનાય છે. પરંતુ ઉદ્યોગો વસ્તુતઃ એવા પવિત્ર ધોરણે ચલાવાતા નથી. તેના સંચાલન પાછળ અનેક હિત-દૃષ્ટિઓ વળગી પડે છે, એટલે લોકોપયોગિતાની દૃષ્ટિએ કોઈ ઉદ્યોગ એકસરખો રહે તોપણ સંચાલનની દૃષ્ટિએ તેમાં વિકાર પેસવા લાગે છે. વ્યવસાય-દૃષ્ટિ પરિવર્તન પામીને નફો મેળવવા માટે ઉદ્યોગનું કારખાનું ચલાવવાની દૃષ્ટિનું રૂપ જ્યારે ધારણ કરે છે, ત્યારે તેના સંચાલનમાં વિકારને પ્રવેશ કરાવનારાં અનેક બાકોરાં રચાય છે.

યંત્રયુગ આગળ વધતો જાય તેમ તેમ ગૃહઉદ્યોગો પણ મોટા ઉદ્યોગો બને તેમાં નવાઈ નથી. મોટાં કાર્યાલયો અને મોટાં કારખાનાં, મોટી મૂડીના રોકાણની તથા લેવડદેવડની જરૂરિયાત, સેંકડો ને હજારો કામદારો દ્વારા ચાલતું કામકાજ, એવું બધું બીજા ઉદ્યોગોની જેમ વર્તમાનપત્રના ઉદ્યોગમાં પણ સ્વાભાવિક છે, પણ એ ગણના ઇષ્ટ નથી લાગતી. ખાંડ, કાપડ કે રેયોનના ઉદ્યોગપતિના પેઘડામાં વર્તમાનપત્ર ચલાવવાનો ઉદ્યોગ પગ ઘાલવા જાય તો તેનું પરિણામ પત્રકારત્વને કલંક લગાડનારું આવે. નફો વધુ મેળવવા કે ઉત્પાદન ખર્ચ ઓછું કરવાને કાવાદાવા, બીજા ઉદ્યોગપતિઓ કરે તેવા કાવાદાવા, પત્ર-કારત્વના ક્ષેત્રમાં ચાલે, તો દેશની શિક્ષણસાધનાની તથા સંસ્કારપ્રચારની પ્રવૃત્તિનું પતન થયું લેખાય.

વર્તમાનપત્રોના નિભાવ માટે પત્રકારોએ સારી પેઠે ઘરાકી ધરાવવી જોઈએ, તે માટે પત્રની સજાવટ, ઉપયોગિતા અને આકર્ષણ વધારવાં જોઈએ તથા ઇતર પત્રોની હરીફાઈ સામે ટકી રહેવા મથવું જોઈએ. આ માટે બીજા ઉદ્યોગોમાં જેવું વેપારની રીતો—અપરીતોને સ્થાન છે તેવું વર્તમાનપત્રોના ફેલાવા માટે પણ છે. પત્રકારો વાચનનું ઊંડાણ કે સમાચારની તાત્વિકતાને ભોગે વાચનનું પહોળાણ કે સમાચારની રોમાંચકતાને વધારે છે. જુદા જુદા વિષયોનાં અને ક્ષેત્રોનાં સામાયિકોનાં અંગો પણ વર્તમાનપત્રમાં સમાવી લેવાનો દેખાવ કરે છે અને વાચકોને આકર્ષવા માટેની હરીફાઈમાં ઊતરે છે. કોઈ વૈદ્ય એક

# ૫. પત્રકારત્વ વિભાગ

## ૧. વર્તમાનપત્રો અને ઉદ્યોગદૃષ્ટિ

### ચૂનીલાલ વર્ધમાન શાહ

એક કાળે પત્રકારત્વને સેવાકાર્યની તુલામાં બેસાડવામાં આવતું, અને તેથી મોટે ભાગે દેશસેવા કે વિદ્યાસેવા બજાવતી નાની-મોટી સંસ્થાઓ દ્વારા સામયિકો તથા સાપ્તાહિકોનું પ્રકાશન થતું હતું. જનતામાં શિક્ષણનો પ્રકાશ પ્રસારવાનો અને જાગૃતિની ઉષ્મા આણવાનો તે કાળે તેનો પવિત્ર હેતુ મનાતો. પછી વર્તમાન-પત્રો વધ્યાં, તેમનું કાર્યક્ષેત્ર વિસ્તર્યું, તેમની સાધનો સંબંધી જરૂરિયાતો વધી અને તેમની *ઉપયોગિતા પણ વધી એટલે તે વ્યવસાયકોટિમાં આવ્યું.* ઘણાં વર્ષો સુધી પત્રકારત્વ એક પવિત્ર વ્યસાય તરીકે મનાયું અને તેમાં તેની પ્રતિષ્ઠા વધી, સેવા અને વ્યવસાયનું તે સુંદર મિશ્રણ મનાયું. અંધેરીની સાહિત્ય પરિષદના પત્ર-કારત્વ વિભાગમાંના મારા વ્યાખ્યાનમાં મેં એ સંબંધે જણાવ્યું હતું:

“પત્રકારત્વ કેવળ સ્વાર્થરહિત ધર્મવૃત્તિનો આવિષ્કાર નથી. એ એક વ્યવસાય છે અને તેને પણ પોતાના નિભાવ માટે ધન જોઈએ છે. ધર્મનાં મઠ-મંદિર ખેતી દ્વારા ધન મેળવે, મકાનોનું ભાડું લઈને આવક કરે, પણ દારૂનું પીઠું ખોલીને આવક ન કરે; એ જ રીતે ઘરાકો મેળવવાને પત્રકાર પોતાના પત્રની ઉત્તમ સજાવટ કરે, જાહેરાતો છાપીને પૈસા લે, પુસ્તકો બહાર પાડીને કમાણી કરે, પરંતુ તે જુગારને કે ઠગાઈને ઉત્તેજન મળે એવા ધંધામાંથી ધન ન મેળવે, નિંદાવર્ષણથી કે ખોટાં ગુણગાનથી લાંચ ન લે......ઈંગ્લંડમાં પણ પત્રકારત્વને ધર્મસંસ્થાના સંચાલન જેવો પવિત્ર વ્યવસાય માનવામાં આવે છે. એ બજારુ ધંધાદારી તો જરૂર નથી. બજારુ ધંધાદારીની દૃષ્ટિ નફા ઉપર ચોંટેલી હોય છે. તેથી ઘરાકને લાભ થશે કે હાનિ, કિંવા ઘરાકને ખર્ચેલાં નાણાંનો વાજબી બદલો મળશે કે નહિ તે કશું જોવા તેની દૃષ્ટિ રોકાતી નથી. ધર્મસંસ્થા અને પત્રકારત્વ તે જોવા થોભે છે, તેથી જ બેઉ સાચી રીતે ધર્માનુસાર વર્તે છે, એમ માનવામાં વાંધો નથી. કેવળ સ્વાર્થ કે લોભને વશ થયા વિના કોઈ માણસ નિર્વાહના સાધનનો ઉપયોગ કરીને કોઈ લોકહિતકારક વ્યવસાય જ્યાં સુધી ચલાવે છે, ત્યાં સુધી તેના નિર્વાહનું સાધન પવિત્ર છે એમાં શંકા નથી.”

આ વિચારો દર્શાવ્યા પછી વીતેલાં વર્ષોનો ગાળો મોટો ન લેખાય તેવો છે, છતાં તે દરમિયાન અનેક જાહેર ક્ષેત્રોમાં ક્રાન્તિ આવી છે તેમ પત્રકારત્વમાં પણ બન્યું છે. એનું ક્ષેત્ર વિશાળ થયું છે, કામગીરી વધી છે, પ્રભાવ વધ્યો છે, ઉપયોગિતા વધી છે અને વ્યવસાય-દૃષ્ટિને સ્થાને ઉદ્યોગ-દૃષ્ટિ આવી છે.

કોઈ પણ દેશમાં તેનો કોઈ પણ ઉદ્યોગ લોકોને જોઈતી વસ્તુ બનાવીને પૂરી પાડવાના હેતુવાળો હોય છે. તે હેતુ પૂરો પાડવાને વસ્તુના ઉત્પાદન પાછળ થતું ખર્ચ વગેરે તેનો ઉપયોગ કરનાર ઘરાકો પાસેથી મેળવવાનું હોય છે. એ દૃષ્ટિએ જેમ હરકોઈ ઉદ્યોગનો હેતુ પવિત્ર છે તેમ તેનું સંચાલન પણ પવિત્ર મનાય છે. પરંતુ ઉદ્યોગો વસ્તુતઃ એવા પવિત્ર ધોરણે ચલાવાતા નથી. તેના સંચાલન પાછળ અનેક હિત-દૃષ્ટિઓ વળગી પડે છે, એટલે લોકોપયોગિતાની દૃષ્ટિએ કોઈ ઉદ્યોગ એકસરખો રહે તોપણ સંચાલનની દૃષ્ટિએ તેમાં વિકાર પેસવા લાગે છે. વ્યવસાય-દૃષ્ટિ પરિવર્તન પામીને નફો મેળવવા માટે ઉદ્યોગનું કારખાનું ચલાવવાની દૃષ્ટિનું રૂપ જ્યારે ધારણ કરે છે, ત્યારે તેના સંચાલનમાં વિકારને પ્રવેશ કરાવનારાં અનેક બાકોરાં રચાય છે.

યંત્રયુગ આગળ વધતો જાય તેમ તેમ ગૃહઉદ્યોગો પણ મોટા ઉદ્યોગો બને તેમાં નવાઈ નથી. મોટાં કાર્યાલયો અને મોટાં કારખાનાં, મોટી મૂડીના રોકાણની તથા લેવડદેવડની જરૂરિયાત, સેંકડો ને હજારો કામદારો દ્વારા ચાલતું કામકાજ, એવું બધું બીજા ઉદ્યોગોની જેમ વર્તમાનપત્રના ઉદ્યોગમાં પણ સ્વાભાવિક છે, પણ એ ગણના ઇષ્ટ નથી લાગતી. ખાંડ, કાપડ કે રેયોનના ઉદ્યોગપતિના પેધડામાં વર્તમાનપત્ર ચલાવવાનો ઉદ્યોગ પગ ઘાલવા જાય તો તેનું પરિણામ પત્રકારત્વને કલંક લગાડનારું આવે. નફો વધુ મેળવવા કે ઉત્પાદન ખર્ચ ઓછું કરવાને કાવાદાવા, બીજા ઉદ્યોગપતિઓ કરે તેવા કાવાદાવા, પત્ર-કારત્વના ક્ષેત્રમાં ચાલે, તો દેશની શિક્ષણસાધનાની તથા સંસ્કારપ્રચારની પ્રવૃત્તિનું પતન થયું લેખાય.

વર્તમાનપત્રોના નિભાવ માટે પત્રકારોએ સારી પેઠે ઘરાકી ધરાવવી જોઈએ, તે માટે પત્રની સજાવટ, ઉપયોગિતા અને આકર્ષણ વધારવાં જોઈએ તથા ઇતર પત્રોની હરીફાઈ સામે ટકી રહેવા મથવું જોઈએ. આ માટે બીજા ઉદ્યોગોમાં જેવું વેપારની રીતો—અપરીતોને સ્થાન છે તેવું વર્તમાનપત્રોના ફેલાવા માટે પણ છે. પત્રકારો વાચનનું ઊંડાણ કે સમાચારની તાત્ત્વિકતાને ભોગે વાચનનું પહોળાણ કે સમાચારની રોમાંચકતાને વધારે છે. જુદા જુદા વિષયોનાં અને ક્ષેત્રોનાં સામાયિકોનાં અંગો પણ વર્તમાનપત્રમાં સમાવી લેવાનો દેખાવ કરે છે અને વાચકોને આકર્ષવા માટેની હરીફાઈમાં ઊતરે છે. કોઈ વૈદ્ય એ

દવાને અનેક રોગો ઉપર રામબાણ ઈલાજ તરીકે જાહેર કરે તે પ્રકારની આ રીત કહેવાય. આપણાં મૂળે નાના કદનાં વર્તમાનપત્રોનાં વાસ્તવિક ને જરૂરી અંગો તેથી સંકોચાય છે અને લોભામણાં આકર્ષણો પાછળ જગ્યાનો વ્યય થાય છે. વેપારીવૃત્તિના આવિષ્કારનું આ ચિહ્ન લેખાય. વર્તમાનપત્રોની શબ્દવ્યૂહોની ઇનામી હરીફાઈઓ પણ ઘરાકી વધારવાની અપરીતોમાંની એક લેખાય.

ઘરાકી ઉપરાંતની વર્તમાનપત્રોની આવકનું બીજું સાધન જાહેરાતોનું છે. એની આવક વધારવાને જાહેરાતો વધુ પ્રમાણમાં મેળવવાના યત્નો કરાય કે હરીફાઈ થાય તે સ્વાભાવિક લેખાય. પરંતુ જે કેવળ પ્રચાર માટે કે વ્યક્તિગત હિત માટેનું લખાણ હોય, વાસ્તવિક જાહેરાત ન હોય, તેવાં લખાણો કે ચિત્રો જાહેરાત માટેનો દર લઈ પ્રસિદ્ધ કરવાની અને એ પ્રકારે આવક વધારવાની રીત વાચકોને ભુલાવો ખવડાવનારી બને છે. તેથી વાચકોની કુસેવા નીપજે છે. આ અને બીજી કેટલીય રીતે વર્તમાનપત્રોનાં કોલમોનો ઉપયોગ વ્યક્તિગત સ્વાર્થ માટે જ્યારે કરવામાં આવે છે ત્યારે તેનું મૂલ્ય ચૂકવવાનો નિયમ છડેચોક ચાલે છે. પવિત્ર પત્રકારત્વ આવું કરવાની રજા ન આપે; તે જાહેરાતોને જાહેરાત તરીકે પ્રસિદ્ધ કરે, પણ તંત્રીની પસંદગીના લેખને નામે તેને સ્થાન આપવાની ના કહે. એમ નથી થતું ત્યારે વાચકોને વિમાગ દોરવાનું અપ્રામાણિકપણું પત્રકારત્વમાં પ્રવેશ કરે છે.

આવું બધું બને છે કારણ કે વર્તમાનપત્રોને દેશમાંના ઉદ્યોગની કોટિમાં લેખાઈ જીવવું પડે છે. ઉદ્યોગનાં બધાં લક્ષણો તેને વળગે છે. તેને જથ્થાબંધ માલ ઉત્પન્ન કરી તેનો નિકાલ કરવાનો હોય છે. તેને મૂડીનો નફો કે શેરોનું ડિવિડન્ડ ચૂકવવું પડે છે. યંત્રોનો ઘસારો, કામદારોનાં પગાર-ભથ્થાં તથા હક્કોનાં લ્હેણાં અને સરકારના કર ભરવા પડે છે અને બીજી અનેક આર્થિક જવાબ-દારીઓને પહોંચી વળવું પડે છે. તેને વધુને વધુ નાણાં જોઈએ છે અને જ્યારે ગજા ઉપરાંત જવાબદારીઓ આવી પડે છે ત્યારે માંડ માંડ સપાટીની ઉપર માથું રાખી જીવતા વેપારીની માફક મૂંઝવણ ભોગવવી પડે છે. સિદ્ધાંતને વળગી રહી પોતાની માન્યતા મુજબના સાચા માર્ગે ચાલ્યા જતા પત્રકારને આવી સ્થિતિમાં કોઈ મૂડીદાર વેપારી કે ઉદ્યોગપતિનો આશરો શોધવો પડે છે. દેશનાં અનેક પત્રો આ રીતે પત્રકારોના હાથમાંથી મૂડીદારો, વેપારીઓ તથા સટ્ટો ખેલનારાઓના હાથમાં જઈ પડ્યાં છે. ચાલુ પરિસ્થિતિમાં તે બનવાજોગ પણ છે, જોકે તે અનિષ્ટ છે.

બીજા દેશોમાં વર્તમાનપત્રનું પ્રકાશન મોટા ઉદ્યોગની ગણના હેઠળ આવતું હોય, તોપણ હિંદમાં તો એ ઊછરતી દશા ભોગવતો વ્યવસાય છે. તેમાં મોટા ઉદ્યોગનાં લક્ષણો પ્રકટવાથી જે લાભ-હાનિ થવાનાં હોય તેનો ગંભીર રીતે વિચાર ચલાવવો જોઈએ છે. અત્યારે તેની ઉપર કર-વેરાના, સંચાલન માટેના કાયદાના તથા બીજાં નિયંત્રણોના જે બોજા નાખવામાં આવ્યા છે તેની હેઠળ વર્તમાનપત્રો ગૂંગળામણ ભોગવી રહ્યાં છે. અંગ્રેજી ભાષાનાં વર્તમાનપત્રો કરતાં ભારતીય ભાષાઓનાં વર્તમાનપત્રો વધુ પ્રમાણમાં ગૂંગળામણ અનુભવે છે. સરકારની ઉદ્યોગદૃષ્ટિ કાપડની બાબતમાં ખાદી, હાથવણાટનું કાપડ અને મીલોમાં તૈયાર થતું કાપડ એવો તુલનાત્મક ભેદ રાખે છે અને જરૂરી રક્ષણ આપે છે; પણ વર્તમાન-પત્રોમાં તો લાખોના ફેલાવાવાળાં અંગ્રેજી પત્રોને અને બે-પાંચ હજારના ફેલાવા-વાળાં પત્રો તથા સામાયિકોને સરકારી કાયદો એક લાકડીએ હાંકે છે. તેમને કોઈ પ્રકારનું રક્ષણ મળતું નથી. આપણે ત્યાં સારાં નવાં પત્રો જન્મે છે છતાં ઊછરી શકતાં નથી અને જૂનાં સારાં પત્રો પણ લથડતાં જોવામાં આવે છે તે માટે ઉદ્યોગદૃષ્ટિથી લદાતી વધુ પડતી જવાબદારીઓ કારણીભૂત છે.

કાપડમાં વપરાતા ઝીણા-જાડા સૂતરના તારની સંખ્યાના પ્રમાણમાં તેના ઉત્પાદનનું ખર્ચ તથા નફાનું પ્રમાણ નક્કી કરીને સરકાર તેની વેચાણ કિંમત નક્કી કરે છે, એ રીતે વર્તમાનપત્રનાં પાનાંની સંખ્યાને આધારે તેની વેચાણ કિંમત નક્કી કરવાનું ધોરણ વિચિત્ર લાગે છે. વર્તમાનપત્રના મૂલ્યાંકન માટે, તેમાં વપ-રાતા કાગળનું વજન એ મુખ્ય બાબત ન હોઈ શકે. પત્રમાંની વાચનસામગ્રી, તેની તાત્ત્વિકતા અને તેનું સંપાદન પત્રનું વાસ્તવિક મૂલ્ય આંકી શકે. કાગળ-બીબાં-શાહીની સમાનતાથી વર્તમાનપત્રની તાત્ત્વિકતાની પણ સમાનતા માની લઈ શકાય નહિ. પત્રની વાચનસામગ્રી તૈયાર કરતા તંત્રી-સંપાદક-કાર્યકરોની યોગ્યતા અને ખંત પત્રની મૂલ્યવત્તાનું પ્રમાણ આંકવા માટે લક્ષમાં લેવા જેવી વસ્તુ છે. એ વસ્તુને ગણતરીમાં લીધા સિવાય કાગળ-છપાઈ ઉપરથી તેનું મૂલ્ય નક્કી કરવાનું ધોરણ કિંવા સરાસરીકરણ ઉદ્યોગદૃષ્ટિએ સંપડાવેલું દૂષણ લેખાવું જોઈએ. એ ધોરણ ફરજિયાત થવાથી માંહોમાંહેની અયોગ્ય હરીફાઈ અટકી જશે એમ ભલે માનવામાં આવતું હોય, પરંતુ તેનું પરિણામ પત્રને વિશેષ વાચનક્ષમ બનાવવાની પત્રકારની ઈચ્છા ઉપર ઠંડું પાણી રેડી પત્રના ઉત્પાદન ખર્ચને ઓછું કરવાની વૃત્તિને ઉત્તેજિત કરનારું નીવડશે. બીજી રીતે જોતાં પાનાંની સંખ્યાને આધારે નક્કી થતી કિંમત, વર્તમાનપત્રની મૂલ્યવત્તા જાણે પસ્તીના વજન ઉપરથી અંકાતી ન હોય, એવી હીન ભાવનાને વાચક-ઉત્પાદક બેઉના ચિત્તમાં ઉપજાવે છે.

વર્તમાનપત્ર છાપવા માટે છાપખાનું જોઈએ અને છાપખાનું એ કારખાનું થયું, એટલે તેને કારખાનાનો કાયદો તથા કામદારોને લગતો કાયદો લાગુ પડે એ સમજી શકાય તેવું છે. પણ તંત્રીવિભાગની વિશિષ્ટ ગણના હોવી જોઈએ. તંત્રીથી માંડી પ્રૂફ-રીડર સુધીના કર્મચારીઓના વેતનનું ધોરણ અને તેમની પાયરીઓ નક્કી કરવાનો સરકારનો યત્ન વિચિત્ર લાગે છે. પત્રકારત્વના વ્યવસાય તરફ ઊંચી કેળવણી લીધેલા જુવાનો બહુ આકર્ષાતા નથી, તેમને આકર્ષવા માટે સારાં વેતન મળવાં જોઈએ એ પ્રશ્ન અગત્યનો છે. સરકારી તંત્રમાં પગારનાં બાંધેલાં ધોરણો ને પાયરીઓને લીધે ઓછી લાયકાતવાળા અને બેઠાખાઉ વૃત્તિના માણસોની ભરતી બહુ અંશે થવા પામે છે. લાયકાતમાં કે કાર્યકુશળતામાં આગળ વધ્યા વિના ધોરણ મુજબનો પગારવધારો અને પાયરીનું ચડિયાતાપણું મેળવ્યા કરવું એમાં તેઓ નોકરીની સાર્થકતા માને છે. ઉપર્યુક્ત ધોરણથી આવો અનુભવ વર્તમાનપત્રોના ક્ષેત્રમાં પણ થવા પામે તો આશ્ચર્ય નહિ ઊપજે. કોઈ પણ કાર્યકરને માટે આજીવિકા પૂરતા વેતનનો ઓછામાં ઓછો દર નક્કી કરવામાં આવે અને ક્રમેક્રમે તેને આગળ વધારવામાં આવે તે સમજી શકાય તેવું ધોરણ છે. પરંતુ જેવી રીતે કાપડની મીલમાં શાળ ચલાવનાર કારીગર અમુક સમયના અનુભવ પછી જોબર બને ને પછી આગળ વધી હેડ જોબર બને તેવું પત્રકારના વ્યવસાયમાં શક્ય નથી. પ્રૂફ-રીડર રિપોર્ટર કે ઉપતંત્રી બની શકે અને રિપોર્ટિંગ કરી જાણનાર, સહતંત્રી કે તંત્રી બનવો જ જોઈએ એવું કોઈ ધોરણ સ્થાપી શકાતું નથી. કોર્ટનો કારકુન ધોરણ મુજબ પાયરી ચડીને શિરસ્તેદાર કે મામલતદાર બની શકે, પણ આ વ્યવસાયમાં ઊંડેરી શક્તિ કે આવડત વિના કેવળ પગાર ને પાયરીના યાંત્રિક ધોરણે ઊંચે ચડાવીને કોઈ કાર્યકરને જવાબદારીવાળી જગ્યા પર નિયુક્ત કરી શકાતો નથી. સરકારે કેળવણી ખાતામાં અમુક અમુક પરીક્ષાઓ પસાર કરનારને યંત્રવત્ ઊંચે ચડાવવાની પદ્ધતિ અંગીકાર છે, તેથી એ ક્ષેત્રમાં શિક્ષકોની કાર્યક્ષમતા અને તાત્ત્વિક કામગીરી ઊતરતી બનવા લાગી છે, તેવું જ આ ક્ષેત્રમાં બનવાનો અને ગુણવત્તામાં ચડે તેવા પત્રકારો તૈયાર થવામાં શિથિલતા આવવાનો સંભવ છે. આ પ્રકારનું નિયંત્રણ પત્રકારત્વના ક્ષેત્રમાં લાદવામાં આવે તેમાં નથી પત્રકારત્વનું હિત કે નથી વ્યવસાયી પત્રકારોનું હિત. તેથી પત્રકારો ઉચ્ચ પ્રકારની કાર્યક્ષમતા બતાવી શકે નહિ કે ઉચ્ચ લક્ષ્ય સાધવાની તમન્ના તેમનામાં જાગે નહિ.

ભારતમાં વર્તમાનપત્રો વધે છે અને વધતાં રહેશે, પણ તે એક પવિત્ર વ્યવસાય તરીકે જ આબાદી ભોગવે, તેમાં ઉદ્યોગદૃષ્ટિનું પ્રાધાન્ય ન રહે એ જરૂરી વસ્તુ છે. બીજા ઉદ્યોગોની સરખામણીમાં એ ઉદ્યોગમાં પડનારાઓને પણ નફો-

નાણાં કે પગારો મળવા જોઈએ એ દૃષ્ટિ પણ ઈષ્ટ નથી. પત્રકારત્વનું સાચું મૂલ્યાંકન કરતાં ડૅન સીટ્ઝ કહે છે કે,

A newspaper produced by eager brains and willing hands is much more precious to mankind than any money its sale brings to the producer.

પત્રકારત્વને આજે સંચાલકો આવક વધારવા તથા વધુ નફો તારવવાને ઉદ્યોગદૃષ્ટિએ જોઈ રહ્યા છે. સરકાર ઉદ્યોગદૃષ્ટિએ તેના પર વધુ નિયમનો તથા નિયંત્રણો લાદી રહી છે અને તેની પાસેથી કર દ્વારા વધુ આવક કરવાની વૃત્તિ બતાવી રહી છે. ત્રીજી દિશાએ એ વ્યવસાયમાં જોડાયેલાઓ પોતાની કાર્યક્ષમતાની વૃદ્ધિ દ્વારા વધુ લાભ મેળવવાને બદલે કાયદા દ્વારા વધુ લાભો મેળવવાની દૃષ્ટિ ધરાવતા બને છે. આ રીતે પત્રકારત્વ ઉપર ઉદ્યોગદૃષ્ટિ ત્રણ દિશામાં અનિષ્ટ અસર નિપજાવી રહી છે. ચોથી દિશા વાચકોની છે. વાચકો પત્રકારત્વ ઉપર ચોક્કસ પ્રકારની શ્રદ્ધાથી જુએ છે. દેશમાં કેળવણી વધતી જાય છે, વર્તમાનપત્રોના વાચકો વધતા જાય છે, તેમનો પ્રચાર વધતો જાય છે અને નાનાં ગામો સુધી પત્રોનું વાચન વિસ્તરી રહ્યું છે. વાચકોનો મોટો ભાગ છાપામાં છપાયેલી વાતને બહુધા સાચી અને હિતકારક વસ્તુરૂપ સમજે છે. છાપામાં છપાયું હોય તે ખોટું કે અનિષ્ટ હોય નહિ એમ માનનારો વાચકવર્ગ, પૂરી સમજદારીથી છાપાં વાંચનારાઓના વર્ગ કરતાં ઘણો મોટો છે. એ વાચકવર્ગની શ્રદ્ધા ઇતર ઉદ્યોગો સાથે સંકળાયેલી અવરીતિઓ તથા ઊણપોના અનુભવને પરિણામે, જો પત્રકારત્વ તરફ પણ શંકાની દૃષ્ટિએ જોવા લાગશે તો, ઉદ્યોગદૃષ્ટિ એમની શ્રદ્ધા પર પાણી ફેરવશે અને વર્તમાનપત્રોની પ્રતિષ્ઠા તથા લાગવગ જનતામાંથી ઘટી જશે. એટલા માટે પત્રકારત્વને એ હીન સ્થિતિમાં સરી પડતું અટકાવવાની જરૂર છે.

આ કાર્ય પત્રકારોએ પોતે કરવું જોઈએ, અગર તો સરકારે કાયદા દ્વારા કરવું જોઈએ. દેશનાં અંગ્રેજી તથા ભારતીય ભાષાઓનાં બધાં વર્તમાનપત્રોનું સંચાલન જુદાં જુદાં પબ્લિક ટ્રસ્ટો દ્વારા થવું જરૂરી છે. તેમ થશે તો અનેક અનિષ્ટ અસરોથી મુક્ત રહી તે હીનતામાં સરી જતું બચશે. એ ભારતનો નાનો-મોટો ઉદ્યોગ મનાય કે પત્રકારોને માટે પ્રામાણિક આજીવિકાનું સાધન પૂરું પાડનારો વ્યવસાય મનાય, ગમે તે નામે તે ઓળખાય, પરંતુ જે શિક્ષણ, સેવા તથા સંસ્કૃતિપ્રચારની પ્રવૃત્તિઓને વરેલું એ કાર્યક્ષેત્ર છે, તેની પવિત્રતા સુદૃઢ રહેવામાં જ તેના અસ્તિત્વનું સાર્થક્ય છે.

# ૨. અખબારી સ્વાતંત્ર્ય

## કપિલરાય મ. મહેતા

કોઈ પણ દેશની પ્રજા માટે ચતુર્વિધ સ્વાતંત્ર્ય એ તેના મૂળભૂત અધિકારો છે અને તેમાં અખબારી સ્વાતંત્ર્ય ખૂબ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. જગતના લોકશાહી દેશોમાં આજે તો અખબારી સ્વાતંત્ર્યનો સિદ્ધાંતમાં સ્વીકાર થયેલો જ છે. છતાં, જ્યારથી પહેલું અખબાર પ્રગટ થયું ત્યારથી માંડીને આજ સુધી આ સ્વાતંત્ર્યની સીમાઓ પર પત્રકારો અને સરકારો તેમ જ બીજાં બળો વચ્ચે એક પ્રકારનો ગજગ્રાહ ચાલતો જ રહ્યો છે. ત્રણ-સાડાત્રણ સૈકા સુધી સતત ચાલતા રહેલા આ ગજગ્રાહમાં જગતના બાણું દેશોમાં સેંકડો ભાષાઓમાં પ્રગટ થતાં હજારો દૈનિકો અને દૈનિકો કરતાં સાત-આઠ ગણી સંખ્યામાં પ્રગટ થતાં સાપ્તાહિકો એક કે બીજી રીતે ભાગ લેતાં રહ્યાં છે. આ લાંબા ગજગ્રાહનો ઇતિહાસ રોમાંચક છે. કેમ કે જનતાની સ્વતંત્રતાની તમન્નાનું એનાં દરેક પાસાંમાં પ્રતિબિંબ ઝિલાયેલું છે, જુદા જુદા જમાનામાં ઊભા થયેલા જુદા જુદા વાદો અને પરિબળો વચ્ચેનો ગજગ્રાહ પણ એમાં જ પ્રતિબિંબિત થયેલો છે. અખબારી સ્વાતંત્ર્યની આવી લડતોને લોકસ્વાતંત્ર્ય સાથે પણ સીધો સંબંધ છે એ કહેવાની જરૂર નથી.

ખરું જોતાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય, અબાધિત સ્વાતંત્ર્ય એ તો કેવળ સૈદ્ધાંતિક ખ્યાલ જ રહ્યો છે. કોઈ પણ વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્ર અબાધિત સ્વાતંત્ર્ય ભોગવી શકે જ નહીં. સ્વાતંત્ર્યની અનેક મર્યાદાઓ હોય છે અને તે સ્વીકારવી પડે છે. આવી મર્યાદાઓમાં શારીરિક મર્યાદા, સામાજિક મર્યાદા, આર્થિક મર્યાદા, રાજકીય મર્યાદા, આપમેળે સ્વીકારેલી મર્યાદા વગેરેનો સમાવેશ થાય છે. બીજાના અધિકારો પણ આવી મર્યાદા મૂકવાનું કામ કરે છે. સ્વતંત્ર સમાજમાં દરેક વર્ગને, વ્યક્તિને અને હિતોને સ્વતંત્રતા હોય તેથી તેઓ એકબીજાનું સ્વાતંત્ર્ય અમુક અંશે મર્યાદિત બનાવે જ છે. અખબારી સ્વાતંત્ર્યનું પણ આમ જ છે. સંપૂર્ણ સ્વાતંત્ર્ય એ સૈદ્ધાંતિક ખ્યાલ બની રહે છે; કેમ કે સમાજહિતમાં, અને વ્યક્તિના વાજબી રક્ષણાર્થે ઘડાયેલા કાયદાઓ અને આપમેળે સ્વીકારાયેલી મર્યાદાઓ દ્વારા સ્વાતંત્ર્ય પર અમુક અંકુશ આવે જ છે. સંમતિપૂર્વક સ્વીકારાયેલી મર્યાદાઓ અંકુશરૂપ નથી લાગતી, પરંતુ કાયદાઓ અને તેનાં ઘટાવાતા અર્થોનો અંકુશ કઠે છે — ભલે એ કાયદાઓ લોકપ્રતિનિધિ ધારાગૃહોએ ઘડેલા હોય તોપણ એ કઠે તો છે જ.

અખબારી સ્વાતંત્ર્ય સામે સત્તાસ્થાને બેઠેલાએ હમેશાં કતરાતી નજરે જોયું છે અને જ્યારે લાગ આવે ત્યારે એ સ્વાતંત્ર્યની સીમાઓ સંકોચવાની ફરજ પડે એવી યુક્તિઓ દેશેદેશમાં કરવામાં આવી છે. અખબારો તરીકે આજે તો આપણે સમૃદ્ધ દૈનિકો અને સાપ્તાહિકોની જ ગણના કરીએ છીએ. પણ જ્યારે છાપકામ પહેલવહેલું શકય બન્યું ત્યારે અખબાર તરીકે ઓળખાતી પત્રિકાઓ મોટેભાગે અનિયતકાલિક હતી અને પછી માસિકના રૂપે નિયતકાલિક થયેલી. તે કાળમાં પણ સત્તા અને પત્રકાર વચ્ચે ગજગ્રાહ શરૂ થઈ ચૂકેલો. બ્રિટન અને અમેરિકામાં પણ લોકશાહીના આરંભકાળથી આ ગજગ્રાહ ચાલતો રહ્યો છે.

બ્રિટનમાં છેક ૧૬૮૦ની સાલમાં સરકારે વર્તમાનપત્રો અને છાપખાનાં માટે પરવાના લેવાની પ્રથા શરૂ કરી હતી. તે વખતે શરૂ થયેલાં વર્તમાનપત્રો આજનાં દૈનિકોની તુલનામાં તદ્દન નાનાં અને મર્યાદિત સમાચારો આપનારાં હતા. છતાં રોબર્ટ-લ-એસ્ટ્રેન્જ નામના પ્રેસ લાયસન્સરે તે વખતે લખેલું કે, "વર્તમાન-પત્ર લોકસમૂહને તેમના ઉપરીઓ(રાજકર્તાઓ)નાં પગલાં અને વિચારણાઓ અંગે વધુ પડતા વાકેફ બનાવે છે અને તેમને એક જાતની ચળ ઊપડે છે એટલું જ નહિ પણ સરકારના કામમાં માથું મારી દખલગીરી કરવાનો જાણે અધિકાર મળી ગયો હોય એવો ભ્રામક ખ્યાલ પણ ઊભો થાય છે." આ મંતવ્ય વર્તમાનપત્રો સામે સત્તાધીશો કેવી નજરે જોતા એનો સરસ ખ્યાલ આપે છે. સરકારના કામથી કે વિચારણાથી જનતા વાકેફ બને તે પણ તે વખતે સત્તાસ્થાને બેઠેલાને રૂચતું નહોતું.

અમેરિકા જેવા લોકશાહી દેશમાં ૧૮મી સદીના આરંભે એવી જ સ્થિતિ હતી. વર્જિનિયાના ગવર્નરે પોતાના અહેવાલમાં જણાવેલું કે, "સદ્ભાગ્યે મારા રાજ્યમાં છાપખાનાં એટલાં સંગઠિત (અને પ્રભાવશાળી) નથી કે જે રાજ્ય સરકાર માટે કનડગતરૂપ થાય. હું ઈચ્છું છું કે આવતા ૧૦૦ વરસમાં પણ એવું સંગઠન જામવા દેવામાં નહિ આવે." વર્તમાનપત્રો અંગે સરકારોનું આવું વલણ પ્રથમથી જ રહ્યું છે અને લોકશાહીનો વિકાસ થતાં એ વલણની સખ્તાઈ ઓછી થઈ હોવા છતાં અખબારી સ્વાતંત્ર્ય આદર્શ કક્ષાએ પહોંચાડી શકાયું છે એમ કહી શકાય તેમ નથી.

અખબારી સ્વાતંત્ર્ય પર અંકુશો લાદનારાં બળોમાં આપણે મુખ્યત્વે સરકારની ગણના કરીએ છીએ. સરકારી અંકુશોનો જ પહેલો વિચાર આવે છે. પણ ખરેખર એકલા સરકારી અંકુશો જ અખબારી સ્વાતંત્ર્યને મર્યાદિત કરે છે એવું નથી. બીજાં પણ બળો અને તત્ત્વો છે અને તેમાં રાજકીય પક્ષો, આર્થિક અને ઔદ્યોગિક બળો, સામાજિક તત્ત્વો, જાહેરખબરો આપનારાઓ અને ચોક્કસ

વર્ગહિતો વગેરેનો સમાવેશ થાય છે. આ બધાં બળો દુનિયાભરના બધા દેશોમાં અંકુશરૂપ અથવા નડતરરૂપ થાય છે જ. બીજી તરફ વત્તી-ઓછી શક્તિથી અખબારી સ્વાતંત્ર્યને સંપૂર્ણપણે વિકસાવવામાં અખબારી સ્વાતંત્ર્ય વધુ ને વધુ ભોગવવા વર્તમાનપત્રો પણ સતત પ્રયત્નશીલ રહ્યાં છે.

ભારતમાં અખબારી સ્વાતંત્ર્યને રૂંધવાના સરકારી પ્રયાસોનો ઈતિહાસ બહુ લાંબો છે. ભારતમાં બ્રિટિશ શાસન છેક ૧૯૪૭ સુધી હતું. એટલે પહેલું વર્તમાન-પત્ર ભારતમાં પ્રગટ થયું ત્યારથી માંડી બીજા મહાયુદ્ધના અંત સુધીનાં ૧૬૫ વરસો દરમિયાન સરકાર અને વર્તમાનપત્રોનો ઉગ્ર ગજગ્રાહ ચાલતો જ રહ્યો હતો. રાષ્ટ્રવાદી ભાવનાને વાચા તો મળતી હતી, પણ છાપેલા શબ્દરૂપે જ્યારે એ ભાવના બહાર આવવા લાગી, કંપની સરકારનાં પગલાંની ટીકાઓ થવા માંડી ત્યારે પ્રથમ અખબારના પ્રકાશનથી જ ઇસ્ટ ઇંડિયા કંપનીના ભારતમાંના સત્તા-ધીશો અખબારી સ્વાતંત્ર્યને રૂંધવા દરેક રીતે પ્રયાસ કરતા રહ્યા હતા. ઈ. સ. ૧૭૮૦માં કલકત્તામાં, ૧૭૮૫માં મદ્રાસમાં અને ૧૭૮૯માં મુંબઈમાં પ્રથમ વર્ત-માનપત્રો પ્રગટ થવાં શરૂ થયાં હતાં. તે વખતે એ માસિકો હતાં અને નાના કદનાં એ 'ઇંડિયા ગેઝેટ,' 'મદ્રાસ કુરિયર', અને 'બોમ્બે હરેલ્ડ' તે જમાનામાં પણ દસ આનાથી એક રૂપિયાની કિંમતે વેચાતાં. તે વખતનાં આવાં માસિકોનો ફેલાવો ૧૫૦ નકલથી ૭૦૦ નકલ સુધી જ પહોંચેલો; છતાં કંપની સરકાર તેમના ઉપર ચાંપતી નજર રાખતી. એ માસિક વર્તમાનપત્રોના સ્થાપકો અને તંત્રીઓ અંગ્રેજો હતા. અંગ્રેજો કંપની સરકારની રજા વિના ભારતમાં વસી શકતા નહિ એટલે જ્યારે કોઈ તંત્રીનાં લખાણોથી કંપની સરકાર નારાજ થતી ત્યારે એ અંગ્રેજ તંત્રીનો ભારતમાં રહેવાનો પરવાનો રદ કરી તેને દેશનિકાલ કરી ઇંગ્લંડ પાછો મોકલી આપતી! આવું પહેલાં પચીસ વરસમાં ઘણી વાર બનેલું. લોર્ડ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ તરીકે આવ્યા પછી તેણે કંઈક ઉદારનીતિ બતાવી અને નવાં વર્તમાનપત્રો પણ બંગાળ, મદ્રાસ અને મુંબઈ પ્રાંતોમાં પ્રગટ થવા માંડયાં. પણ ૧૮૨૩માં જહૉન એડમ્સ આવ્યા અને તેઓ પોતે "ભારતીય વર્તમાનપત્રોના દુશ્મન" હોવાનું જ કહેતા તેથી તેમણે એક અંકુશધારો અમલમાં મૂકયો. આ ધારાને પરિણામે કેટલાંક વર્તમાનપત્રોને બંધ થવાની ફરજ પડી. એ જ ધારાના આધારે મુંબઈના ગવર્નર શ્રી એલ્ફિન્સ્ટન — જેઓ કેળવણી અને બીજી બાબતોમાં ઉદાર મત ધરાવતા હતા તેમણે — 'મુંબઈ ગેઝેટ' — તંત્રી મિ. સી. જે. ફેરને દેશનિકાલ કર્યા. મિ. એલ્ફિન્સ્ટને તે વખતે કહેલું કે, "માત્ર લોકોના આનંદ ખાતર વર્તમાનપત્રો પૂરાં પાડવા માટે થઈને હું આખા સામ્રાજ્યને જોખમમાં મૂકવાનું જરૂરી માનતો નથી."

બંગાળમાં રાજા રામમોહન રાય અને બીજાઓએ એડમ્સ રેગ્યુલેશન સામે વિરોધ કર્યો હતો. અને સર વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ તરીકે આવ્યા, ત્યારે તેમની ઉદાર દૃષ્ટિ વર્તમાનપત્રોને પણ વધુ પડતી કનડગતમાંથી બચાવનારી નીવડી. ત્યાર પછી સર ચાર્લ્સ મેટકાફ આવ્યા અને તેમણે બેન્ટિકથી પણ આગળ જઈ એડમ્સ રેગ્યુલેશન પાછું ખેંચી લઈને વાતાવરણ સુધાર્યું. ૧૮૩૫–'૩૬થી ૧૮૫૭ સુધી આવી સ્થિતિ રહી પણ ૧૮૫૭ના પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ (જેની બ્રિટિશ ઇતિહાસકારોએ 'સિપાહી-બળવા' નામથી ઓળખાવ્યું છે તે) ફાટી નીકળતાં સરકાર ચોંકી ઊઠી. તરત જ ૧૮૫૭નો ૧૫મો કાયદો વટહુકમથી અમલી બન્યો અને તેમાં એડમ્સ રેગ્યુલેશનને પુનર્જીવન મળ્યું. પરિણામ એ આવ્યું કે ૩૬ વર્તમાનપત્રોમાંથી ૨૯ને બંધ થવાનો વારો આવ્યો!

બ્રિટિશ પાર્લમેન્ટે ભારતનું શાસન હાથમાં લીધું ત્યાર પછી મહારાણી વિક્ટોરિયાના શાસનકાળમાં બ્રિટન પોતે પણ અખબારી સ્વાતંત્ર્યની બાબતમાં વિકાસ સાધી રહ્યું હતું, તેથી ભારતમાં પણ અંકુશના કાયદાઓ વ્યવસ્થિત બનાવીને ધારાપોથી પર એવી રીતે મૂકવામાં આવ્યા કે જેથી સરકાર ધારે ત્યારે જામીનગીરીઓ વગેરે માગી શકે, જપ્ત કરી શકે કે સંચાલકોને કોઈને કોઈ કલમો હેઠળ સજા કરી શકે. તે સિવાય અખબારોને સમાચારો અને અભિપ્રાયોની દેખીતી છૂટ રહે. પણ રાજદ્રોહ જેવી પ્રવૃત્તિ ચાલવા દેવાય તેમ નહોતી; તેથી ૧૮૭૦માં પહેલી વાર ઇંડિયન પીનલ કોડમાં ૧૨૪ (અ) કલમ રાજદ્રોહ સામે પગલાં લેવા ઉમેરવામાં આવી અને એ કલમના વધુમાં વધુ વિશાળ અર્થો કરીને દેશના અનેક રાષ્ટ્રવાદી નેતાઓ સામે કામ ચલાવી અખબારી સ્વાતંત્ર્ય પર ફટકા મારવામાં આવ્યા હતા એ જાણીતો ઇતિહાસ છે. ઘણાં વરસો પછી લોકમાન્ય ટિળક મહારાજને અને મહાત્મા ગાંધીજીને અનુક્રમે 'કેસરી' અને 'યંગ ઇંડિયા'ના તંત્રીઓ તરીકે એ જ કલમ હેઠળ લાંબી સજાઓ કરવામાં આવી હતી.

આ કલમ ઈ. પી. કોડમાં ઉમેરાયા પછી ૧૮૭૮માં બ્રિટિશ પાર્લમેન્ટમાં "દેશી ભાષાઓનાં વર્તમાનપત્રો" માટે ખાસ કાયદો કરવામાં આવ્યો. એ દ્વારા અંગ્રેજી સિવાયની ભારતની કોઈ પણ ભાષામાં પ્રગટ થતાં વર્તમાનપત્રોનાં લખાણો પૂર્વતપાસ (Pre-censorship) માટે રજૂ કરવાની ફરજ પાડી શકાતી. અમૃતબજાર નામના ગામમાં શરૂ થયેલું પણ પછી કલકત્તામાં આવેલું અને ત્યાંથી પ્રગટ થતું 'અમૃતબજાર પત્રિકા' વર્તમાનપત્ર બંગાળીમાં પ્રગટ થતું હતું તેને આ કાયદાના ઝપાટામાંથી બચાવવા રાતોરાત જ અંગ્રેજી વર્તમાનપત્ર બનાવી દઈ ગવર્નર જનરલને થાપ આપવામાં આવી હતી એ બનાવ પત્રકારત્વના

ઈતિહાસમાં મશહૂર છે. સ્વાતંત્ર્ય જાળવવા માટેની વર્તમાનપત્રોની લડતમાં એ નોંધપાત્ર છે.

વર્તમાનપત્રોનો વિકાસ થતો ગયો અને રાષ્ટ્રવાદની અભિવ્યક્તિ વધતી ગઈ તેમ તેમ સરકારે પોતાના શસ્ત્રાગારમાં નવા અંકુશોના કાયદાઓનાં શસ્ત્રો વધારવા માંડયાં. ૧૮૮૯માં 'ઓફિશિયલ સિક્રેટ્સ એક્ટ' પસાર કરી સરકારી કચેરીઓનાં ખાનગી કાગળિયાંને, યોજનાઓને, વહીવટીતંત્રનાં કેટલાંક પગલાંને રક્ષણ આપવાનો પ્રયાસ થયો. ત્યાર પછી ૧૮૯૮માં ભાગલાનીતિને ટેકો મળે તે માટે ઈંડિયન પીનલ કોડમાં ૧૫૩ (અ) કલમ ઉમેરવામાં આવી અને વર્ગો કે કોમો વચ્ચે ધિક્કારની લાગણી ફેલાવનારાં મનાય એવાં લખાણો માટે વર્તમાનપત્રો સામે પગલાં લેવાની જોગવાઈ સરકારે કરી. ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૦૮મી કલમ હેઠળ વર્તમાનપત્રો પાસે ૧૨૪ અ અને ૧૫૩ અ કલમોના ગુન્હાસર જામીનગીરીઓ માગવાનું પણ શરૂ થયું.

રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ત્યારે થઈ ચૂકી હતી અને દેશના આગેવાનો તે વખતે વિનીત હતા. અને માત્ર વિનંતીઓ થતી હતી, છતાં સરકાર સાવધાન બની હતી. ૧૮૯૭માં જૂનની ૧૫મીએ 'કેસરી'માં એક કાવ્ય છપાયું. તેમાં દુકાળ અંગેની સરકારની બેદરકારી ચીંધતાં "શિવાજી હોત તો આવું ચલાવી લેત?" એવો ઉપાલંભ હતો. એથી રાજદ્રોહ થતો હતો એમ કહીને લોકમાન્ય ટિળકને સરકારે ૧૨૪ અ કલમ હેઠળ સજા કરી. તે વખતે રાષ્ટ્રમાં સ્થળે સ્થળે રાષ્ટ્રવાદી આગેવાનોએ વર્તમાનપત્રો પ્રગટ કરવા માંડયાં હતાં, પણ તેમાં સાફસાફ વાતો જોશીલી ભાષામાં લખાતી થઈ નહોતી. એની શરૂઆત બંગભંગના આંદોલન પહેલાં, છપ્પનિયા દુકાળ વખતે, અને તે પછીનાં વર્ષોમાં થઈ.

સરકાર પાસે અખબારી સ્વાતંત્ર્યને રૂંધવાનાં શસ્ત્રો તો હતાં જ અને તેનો ઉપયોગ પણ થતો રહેતો હતો. પણ બંગભંગનું આંદોલન ખૂબ જોશમાં ઉપડયું અને ત્રાસવાદી પ્રવૃત્તિઓ પણ વધી તેથી ૧૯૦૮માં ન્યૂઝપેપર્સ (ઇન્સાઈટમેન્ટ ટુ ઓફેન્સીસ) એક્ટ પસાર કરવામાં આવ્યો અને હિંસક ગુન્હાઓની ઉશ્કેરણી કરાય છે એવા બહાના હેઠળ બંગાળમાં ૯ તંત્રીઓને સજા થઈ અને સાત છાપખાનાં જપ્ત કરવામાં આવેલાં. ૧૯૧૦માં ઈંડિયા પ્રેસ એક્ટ પસાર થયો એ પણ નવાં બંધનો લાદતો હતો.

રાષ્ટ્રવાદી લડતે હવે જોર પકડયું હતું અને બ્રિટિશ સરકાર સામે ટીકાઓ વધતી જતી હતી. વિનંતીયુગ પૂરો થઈ ૧૯૦૬–'૦૭થી ટિળકયુગ – એટલે માગણીયુગ શરૂ થયો હતો. સરકાર અને વર્તમાનપત્રોનો ગજગ્રાહ પણ વધુ ઉગ્ર બનતો જતો હતો. તંત્રી તરીકે લોકમાન્યને ફરી રાજદ્રોહના આરોપસર સજા થઈ હતી.

અને માંડલેમાં દેશનિકાલ કર્યા હતા. લાલા લજપતરાયને પણ તંત્રી તરીકે સજા કરવામાં આવી હતી.

એટલામાં ૧૯૧૪ના ઑગસ્ટમાં પ્રથમ મહાયુદ્ધ શરૂ થયું. અઠવાડિયામાં જ બ્રિટિશ સરકારે ભારતમાં વટહુકમ બહાર પાડી વર્તમાનપત્રો ઉપર યુદ્ધને નામે અંકુશ મૂકયો. યુદ્ધ પૂરું થયું ત્યાં સુધીમાં કેટલાક દમનકારી હુકમો વર્તમાન-પત્રો પર છૂટયા હતા. પણ ૧૯૧૯માં 'બૉમ્બે ક્રૉનિક્લ'ના તંત્રી શ્રી બેન્જામીન ગાય હોર્નીમેનને રાતોરાત પકડી દેશનિકાલ કરવામાં આવ્યા એ અખબારી સ્વાતંત્ર્યના દમનનો સહુથી સનસનાટીભર્યો બનાવ હતો.

રોલેટ એક્ટ, જલિયાંવાલાની કતલ, પંજાબનું દમન વગેરે તો ઈતિહાસ-પ્રસિદ્ધ છે. એ આંદોલન દરમ્યાન ઘણાં વર્તમાનપત્રો સામે પગલાં લેવાયાં હતાં. મહાત્મા ગાંધીજીએ અસહકારનું આંદોલન ૧૯૨૦ પછી શરૂ કર્યું અને રાષ્ટ્રની સ્વરાજની લડત આરંભાઈ તે પછી ૧૯૨૨માં ગાંધીજીને રાજદ્રોહની કલમ હેઠળ 'યંગ ઈન્ડિયા'માંના તેમના અગ્રલેખ 'Shaking the mane' માટે છ વરસની સજા કરવામાં આવી હતી, તે પછી દેશબંધુ દાસ, લાલા લજપતરાય વગેરેને પણ તેમનાં તંત્રીપદ હેઠળનાં દૈનિકો Forward અને Peopleમાંનાં લખાણો માટે સજાઓ થઈ હતી. બૉમ્બે ક્રૉનિકલે એક મૅજિસ્ટ્રેટની ટીકા કરી તે માટે તેની રૂ. ૧,૫૦૦ની જામીનગીરી જપ્ત કરાઈ હતી. આ દરમ્યાન વળી રાજાઓને રક્ષણ આપવા માટે ૧૯૨૨માં 'ઈંડિયન સ્ટેટ્સ પ્રોટેકશન એક્ટ' પણ પસાર કરવામાં આવ્યો હતો. અખબારોનો પોતાના સ્વાતંત્ર્ય માટેનો ગજગ્રાહ જોર પકડતો ગયો હતો. લખાણો તીખાં અને જોશીલાં બન્યાં હતાં. રાષ્ટ્રીય જાગૃતિ ઘણી વધી હતી. ૧૯૦૮ અને ૧૯૧૦ના કાયદા બ્રિટનના મજૂરશાસન દરમ્યાન ૧૯૨૧માં પાછા ખેંચાયા હતા, સુધારા અપાયા હતા પણ તેમાં કંઈ કસ નહોતો. રાષ્ટ્રવાદી વર્તમાનપત્રોનો ફેલાવો વધ્યો હતો, લોકોમાં પણ સામનો કરવાની તાકાત પ્રગટી હતી.

અને . . . ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મીએ મહેતલ પૂરી થતાં લાહોર કૉંગ્રેસમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર થયો. ૧૯૩૦ના માર્ચમાં દાંડીકૂચ શરૂ થઈ. તે પછી મે મહિનાથી લોર્ડ ઇરવીને વટહુકમો કાઢવા માંડયા. તેમાં બીજા જ વટહુકમમાં અખબારી સ્વાતંત્ર્યના દમનની કલમો હતી. જામીનગીરીઓ તો લગભગ બધાં રાષ્ટ્રવાદી વર્તમાનપત્રો પાસે મંગાઈ અને તેમાં ગુજરાતી વર્તમાન-પત્રોમાં 'પ્રજાબંધુ', 'ગુજરાતી પંચ' વગેરે અમદાવાદનાં સાપ્તાહિકો અને મુંબઈનાં દૈનિકો તેમ જ 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકનો પણ સમાવેશ થયો હતો.

૧૯૩૧ની સંધિ થોડા મહિના ટકી અને ગાંધીજી બીજી ગોળમેજી પરિષદ-માંથી પાછા ફર્યા ત્યાં જ નવા વાઈસરોય લોર્ડ વિલિંગ્ડને છાપો માર્યો. વટહુકમોની હારમાળા પ્રગટી અને અખબારી સ્વાતંત્ર્ય પર કડક અંકુશો આવ્યા. બધા પ્રાંતોનાં રાષ્ટ્રવાદી વર્તમાનપત્રો મોટી જામીનગીરીઓ ભરીને પણ બહાદુરીથી સરકાર સામે ઝૂઝયાં. કેટલાંકને બંધ પણ થવું પડેલું. ઘણા તંત્રીઓને જેલવાસ વેઠવો પડયો. ૧૯૩૪ના આરંભ સુધી એ સ્થિતિ રહી, પછી હળવી બની.

થોડાં વરસ ગજગ્રાહ નરમ બન્યા પછી ૧૯૩૯માં બીજું યુદ્ધ ફાટી નીકળતાં 'ડીફેન્સ ઓફ ઈંડિયા રૂલ્સ' અમલી બન્યા. તેની ૪૧મી કલમ વર્ત-માનપત્રો માટે લટકતી તલવાર સમી હતી. એ કલમ હેઠળ વિશ્વયુદ્ધને લગતા સમાચારો અંગે તો ઠીક પણ ભારતમાં રાષ્ટ્રવાદી લાગણી અને યુદ્ધપ્રયાસ વિરોધી લાગણી અંગેનાં લખાણો અંગે પણ અસંખ્ય ફરમાનો છૂટતાં. ૧૯૪૨ની 'હિંદ છોડો' લડતે આની પરાકાષ્ટા સર્જી. વર્તમાનપત્રો પર કડક નિયમનો લદાયાં અને ઑગસ્ટની ૧૬મી તારીખ અને ૧૭મી તારીખ એ બે દિવસોમાં ભારત-ભરમાં કુલ ૯૩ રાષ્ટ્રવાદી વર્તમાનપત્રોએ સરકારી દમનના વિરોધમાં પ્રકાશન મોકૂફ રાખ્યું. દમનથી ગૂંગળામણ એટલી બધી વધી હતી કે પ્રામાણિક રીતે અભિપ્રાય દર્શાવવાનું કે સ્વતંત્ર રીતે સમાચારો લખવાનું શકય જ રહ્યું નહોતું. પ્રકાશન–મોકૂફીનાં આ જલદ પગલાંથી સરકાર છેવટે નમી અને અખબારી સલાહકાર સમિતિની રચના દરેક પ્રાંતમાં થઈ, વર્તમાનપત્રો સામે સીધાં પગલાં નહિ લેતાં આ સમિતિઓની સમક્ષ સરકાર ફરિયાદ રજૂ કરે એવી કબૂલાત થઈ, તેથી બધાં વર્તમાનપત્રોએ નવેમ્બર, ૧૯૪૨માં પ્રકાશનની પુનઃ શરૂઆત કરી. ૧૯૪૨–'૪૫ની આખરી લડત દરમ્યાન વર્તમાનપત્રોની સતામણી જિલ્લા અધિકારીઓ તો ખૂબ જ કરતા રહ્યા હતા અને સંખ્યાબંધ તંત્રીઓને જેલમાં મોકલવામાં આવ્યા હતા. જડતીઓ, ફરમાનો, પૂર્વતપાસના હુકમો વગેરે બધું રોજિંદું બન્યું હતું. લડતની ઉગ્રતા શમતી ગઈ અને યુદ્ધમાં સાથી રાજ્યોનો વિજય થયો તેથી દમન પણ ઘટી ગયું. પગલાં પાછાં ખેંચાયાં અને ૧૯૪૫ પછી અખબારી સ્વાતંત્ર્યનો નવો યુગ શરૂ થયો.

સ્વતંત્ર ભારતમાં તો બંધારણે જ ચતુર્વિધ સ્વાતંત્ર્યના અધિકાર સ્વીકારેલા છે અને બંધારણની ૧૩મી અને ૧૯મી કલમો દ્વારા અખબારી સ્વાતંત્ર્યની પણ બાંહેધરી મળેલી છે. આમ છતાં કેટલાક કાયદાઓ, બદનક્ષીની કલમ, અદા-લતના તિરસ્કારની કલમ, ધારાગૃહોના વિશેષાધિકારના નિયમો વગેરે દ્વારા અખબારી સ્વાતંત્ર્ય પર અમુક અંશે આડકતરાં બંધનો છે ખરાં.

આવા આડકતરા અંકુશોમાં કાયદાની કેટલીક કલમોનો અંકુશ, પોલિસ અને અદાલતના નિયમોનો અંકુશ વગેરે ગણાવી શકાય. અખબારી કાગળ (ન્યૂસ-પ્રિન્ટ)ના આયાત પરવાના, છાપકામની યંત્રસામગ્રીના આયાત પરવાના વગેરેના સરકારી અંકુશો પણ અખબારી સ્વાતંત્ર્યમાં વિઘ્નરૂપ બને એમ કેટલાક માને છે. એક અમેરિકન અધિકારીએ એવો પ્રશ્ન જ મને પૂછેલો કે "ભારત સરકાર વર્તમાનપત્રોના કાગળ બાબત પરવાનાનો અંકુશ ધરાવે છે તેની પાછળ બીજા પરોક્ષ અંકુશો તો આવતા નથી ને?" પરંતુ આયાત પરવાનાના અંકુશો કેટલાંક વર્તમાનપત્રોના સંચાલકોને કદાચ વધુ પડતી માગણીઓ કે આંકડાની સત્ય નહિ એવી રજૂઆતો કરવા કે લાગવગની ચાવીઓ ફેરવવા પ્રેરતા હોય એ સંભવિત છે—તે સિવાય એની પાછળ બીજા કશો જ સીધો કે આડકતરો અંકુશ હોતો નથી. વર્તમાનપત્રોની નીતિ પર તેની કશી જ અસર નથી. વિરોધી મંતવ્યના વર્તમાનપત્રોને પણ તેમની જરૂર મુજબનો કાગળ અને ફેલાવાના આધારે સર-કારી જાહેરખબરો મળતાં જ રહે છે એ તેનો પુરાવો છે.

અત્યાર સુધી તો આપણે અખબારી સ્વાતંત્ર્ય પરના સરકારી અંકુશોના ઇતિહાસનું વિહંગાવલોકન કર્યું. સામાન્ય રીતે આ અંકુશો જ અખબારી સ્વા-તંત્ર્યમાં વિઘ્નરૂપ હોય છે એવો સામાન્ય ખ્યાલ છે. લોકશાહીમાં સ્વતંત્ર વર્તમાન-પત્રો એ રાજ્યનો ચોથો સ્તંભ કહેવાય છે—ધારાકીય, વહીવટી અને ન્યાયતંત્રના સ્વરૂપે ત્રણ સ્તંભ ઉપરાંત લોકમતનો આ ચોથો સ્તંભ છે. વર્તમાનપત્રો લોક-શાહીમાં રાજકીય પક્ષોને ચઢાવી કે પછાડી શકે છે, સત્તાને સ્થાપી કે ઊથાપી શકે છે એમ કહેવાય છે, પરંતુ એમની સાચી શક્તિ પ્રગટ થવા સામે અનેક સીધાં કે આડકતરાં વિઘ્નો અને રૂકાવટો હોય છે ખરાં. અખબારી સ્વાતંત્ર્યને આડકતરી રીતે પૂર્ણપણે પ્રગટ નહિ થવા દેનારાં તત્ત્વો અંગે લોકશાહી સમાજ-રચનામાં વધુ ગંભીરતાથી વિચાર થવો ઘટે છે.

પહેલો આડકતરો અંકુશ એ વર્તમાનપત્રોનું પ્રકાશન 'મિશન' મટી જઈને વ્યવસાય અને ઉદ્યોગ બન્યું એ છે. પહેલાં રાષ્ટ્રવાદી આગેવાનો જ પ્રાંતેપ્રાંતમાં વર્તમાનપત્રોના સ્થાપકો અને તંત્રીઓ હતા. સિદ્ધાંત ખાતર ફના થવાની તેમનામાં તમન્ના હતી. તે વખતે સારા સમૃદ્ધ વર્તમાનપત્રના પ્રકાશન માટે લાખેક રૂપિયા-ની મૂડીનું રોકાણ પૂરતું થતું, તેથી બહુ બહુ તો તેટલું જોખમ ખેડવા સુધી હિંમત કરાતી. પણ બીજા વિશ્વયુદ્ધના સમયથી વર્તમાનપત્ર—ખાસ કરીને દૈનિકો—નું પ્રકાશન મોટું મૂડીરોકાણ માગે છે, રોજના વ્યવહાર માટે મોટી રકમનું રોકાણ જરૂરી બન્યું છે તેથી તેમાં નાણાં રોકનારાએ વર્તમાનપત્રને 'મિશન' નહિ પણ

વ્યવસાય કે વેપાર માનવો પડે છે. સ્વરાજ મળતાં પ્રજામાં દેશભક્તિનો ઊભરો શમી ગયો; બીજી તરફ બધા આગેવાન રાષ્ટ્રવાદી નેતાઓ સત્તાસ્થાને જઈ બેઠા. વર્તમાનપત્રો મૂડી રોકી શકે તેવાના હાથમાં આવ્યાં. આની અસર વર્તમાનપત્રો સમૃદ્ધ થવામાં થઈ ખરી, પણ તેમના આગ્રહો મોળા પડયા. વ્યાપારી વ્યવહારૂ દૃષ્ટિ વધી. વળી રાષ્ટ્રના જ ચુંટાયેલા પ્રતિનિધિઓની સરકાર રચાતાં સરકાર સાથે હક્કો માટે લડવાનું રહ્યું નહિ. મોટા મૂડી-રોકાણને કારણે તેનું વળતર મેળવવું આવશ્યક બન્યું. વર્તમાનપત્ર મોટો નફો ન કરે પણ બે પાસાં સરખાં કરી ભવિષ્યના વિકાસ માટે થોડું બચાવી શકે એ પણ જરૂરી મનાયું તેથી વેપારી દૃષ્ટિ સંચાલનમાં સામેલ થઈ. વ્યવહારૂપણાને કારણે જુસ્સો દબાયો. વળી પક્ષવ્યવસ્થા લોકશાહીમાં સ્વાભાવિક હોઈ અને કોંગ્રેસ સત્તામાં આવતાં કોંગ્રેસપક્ષે ઢળતાં રહેલાં વર્તમાનપત્રોને પણ ગમ ખાવાની ટેવ પાડવી ઇષ્ટ લાગવા માંડી. આમાં પણ કેટલેક અંશે વ્યવહારૂ બુદ્ધિએ ભાગ ભજવ્યો છે. આમ બધાના સરવાળે વર્તમાનપત્રોનાં સાહસ, સ્પષ્ટ વકતૃત્વ અને સ્વાતંત્ર્ય ઉપર વેપારનીતિનો એક પ્રકારનો અદૃશ્ય – આડકતરો અંકુશ રહે છે.

સદ્‌ભાગ્યે આપણા દેશમાં અને ખાસ કરીને ગુજરાતી ભાષામાં સીધી રીતે રાજકીય પક્ષોના જ નાણાંકીય કે વહીવટી અંકુશ હેઠળ હોય તેવાં વર્તમાનપત્રો નહિવત્ છે. તેથી રાજકીય પક્ષોનો અંકુશ પક્ષના વાજિત્રો પર જેવો હોય તેવો તો નથી જ. બીજો કોઈ શક્તિશાળી પક્ષ હજી દેશમાં નહિ હોવાથી ઘણાંખરાં વર્તમાનપત્રો કોંગ્રેસને ટેકો આપનારાં છે, પણ તેઓ પક્ષનાં વાજિત્ર નથી, પક્ષથી સ્વતંત્ર છે તેથી સરકારની અને કોંગ્રેસ પક્ષની જરૂર પડયે ટીકાઓ પણ કરે છે, વિરોધ પણ કરે છે, વિરોધી લોકમતનો પડઘો પણ પાડે છે અને એ રીતે પક્ષનાં સામાન્ય રીતે ટેકેદાર હોવા છતાં પૂરતું સ્વાતંત્ર્ય ભોગવે છે. સરકારી કે રાજકીય સીધા અંકુશો નથી પણ વિવેકદૃષ્ટિથી આપમેળે બધાં વર્તમાનપત્રોએ સ્વીકારેલા કેટલાક અંકુશો છે. રાષ્ટ્રનું એકંદર હિત વિચારીને એ અંકુશો સહુએ સ્વીકાર્યા છે એટલે તેમાં સ્વાતંત્ર્યનો લોપ થતો નથી.

પરંતુ વર્તમાનપત્રોએ પગભર રહેવા માટે જાહેરખબરોની આવક પર આધાર રાખવો પડે છે; અને જાહેરખબરો એ સામાન્ય અને ઓછા ફેલાવાવાળાં પ્રાદેશિક ભાષાઓનાં વર્તમાનપત્રોનો આર્થિક આધાર હોઈ એ તરફના કેટલાક આડકતરા અંકુશો પ્રવેશી જાય છે ખરા. ભારત સરકારે સ્વ. ન્યાયમૂર્તિ શ્રી રાજાધ્યક્ષના અધ્યક્ષપણા હેઠળ નીમેલા પ્રેસ કમિશને પોતાના અતિ વિસ્તૃત અહેવાલમાં આની ચર્ચા કરી છે અને વર્તમાનપત્રોને ફેલાવા દ્વારા સારી આવક મળે

તો જાહેરખબરો આપનારા મોટા ઉદ્યોગોની આડકતરી લાગવગો, અખબારી સ્વાતંત્ર્યનું ક્યારેક રૂંધન કરે છે તેમાંથી વર્તમાનપત્રો છૂટે અને વધુ સ્વતંત્ર થાય એવો અભિપ્રાય પણ દર્શાવ્યો છે. જાહેરખબર આપનારાઓ વર્તમાનપત્રની નીતિ ઉપર નોંધપાત્ર અંકુશ ધરાવતા હોય એવો દાખલો કવચિત્ જ જોવા મળે, પણ કેટલીક વાર સમાચારોની રજૂઆતમાં અને અભિપ્રાય સ્પષ્ટ રીતે આપવામાં એમની લાગવગની અસર પહોંચે છે ખરી! મોટી જાહેરખબરો આપનારાની લાગવગને કારણે અમુક સમાચારો ન પ્રગટ થાય, દબાઈ જાય, એવું બને છે; તેમ જાહેર જનતાને બીનજરૂરી લાગે તેવું કેટલુંક પ્રગટ પણ થાય છે. જાહેરખબર કરનારી કંપનીઓને લગતા સમાચારોથી માંડી કંપનીઓના સંચાલકો કે અધિકારીઓનાં સગાંસંબંધીઓના પરદેશગમન, મરણ કે સામાજિક પ્રસંગોના સમાચારો વર્તમાનપત્રોમાં દેખા દે છે. આમાં વાંધાજનક ગેરવાજબીપણું નથી એમ કદાચ દલીલ થઈ શકે, પણ પત્રકારત્વના શુદ્ધ સ્વરૂપ સાથે એમાંનું ઘણું સુસંગત નથી એમ તો કહેવું જોઈએ. જેમ જેમ સારી કક્ષાનાં વર્તમાનપત્રોનો ફેલાવો વધતો જાય છે તેમ તેમ કેટલાક પ્રકારનાં દબાણો અને ધંધાર્થી લાગવગ સામેના પ્રતિકારની શક્તિ અને વૃત્તિ બંને વધતાં જાય છે એ પણ અહીં નોંધવું જરૂરી છે. મોટો ફેલાવો આપોઆપ જવાબદારીનું ભાન વધારતો જાય છે, અને બીનજરૂરી સમાચાર, પ્રશસ્તિ લખાણો કે તસ્વીરો પ્રગટ કરવાનું ઘટતું જાય છે. જાહેરખબરો જતી કરવાની હિંમત પણ તેઓ બતાવી શકે છે.

વર્તમાનપત્રોના સંચાલકો અને તંત્રીઓ પણ સમાજનાં અંગરૂપ હોઈને અંગત સંબંધો કે ગમા-અણગમા તેમને પણ હોય અને તેના પરિણામે વર્તમાનપત્રોમાં કોઈ વાર એની અસર દેખાય છે. જગતભરમાં બધે આ સ્થિતિ છે અને તે ટાળી શકાઈ નથી; પણ વર્તમાનપત્ર વ્યક્તિઓ કરતાં નિરાળું અને ઘણું મોટું છે, અંગત પ્રસિદ્ધિ માટે તેનો ઉપયોગ અંગત માલિકી હોય તોપણ ન થાય અથવા અંગત સંબંધોની અસર તેનાં લખાણો, સમાચારો પર ન પહોંચવી જોઈએ એ સ્થિતિએ પહોંચવાની જરૂર તો છે જ. કેમ કે આડકતરી રીતે અખબારી સ્વાતંત્ર્ય ઉપર પણ તેની અસર પહોંચે છે.

અખબારી સ્વાતંત્ર્ય અને નિરંકુશતા વચ્ચે બહુ મહત્ત્વનો તફાવત છે. ગમે તે છાપી મારવાની નીતિ સ્વાતંત્ર્યને નામે ખપાવી શકાય નહિ. 'પીળા પત્રકારત્વ' તરીકે ઓળખાતો વર્તમાનપત્રોનો પ્રકાર તો સ્વાતંત્ર્યના નહિ, પણ નિરંકુશ સ્વચ્છંદના નમૂના જેવો છે. એની પાછળ હીન હેતુ પણ રહેલા હોય છે. સ્વેચ્છાએ સ્વીકારેલા વિવેકનો અભાવ જ્યાં જ્યાં દેખાય છે ત્યાં ત્યાં સાચા પ્રકારના

અખબારી સ્વાતંત્ર્યની કુસેવા થાય છે. એવા સ્વચ્છંદને રાજ્યે કે સમાજે અંકુશમાં રાખવાનાં પગલાં લેવાં જરૂરી પણ છે; કેમ કે તેમાં રાજ્ય અને સમાજનું અહિત થતું અટકાવવાનો પ્રશ્ન સમાયેલો છે. સ્વાતંત્ર્યનો દુરૂપયોગ સાચી રીતે થતા સ્વાતંત્ર્યના ઉપયોગને પણ અંતરાયરૂપ બને છે. બીજી તરફ સ્વચ્છંદને અંકુશમાં રાખવા યોજાયેલા ઉપાયો પેલી નિરંકુશતાના પ્રહારોથી ડરનારને હાથે ખોટી રીતે વપરાઈને સાચા સ્વાતંત્ર્યનું દમન કરે એવું પણ બને છે. અંકુશનું શસ્ત્ર એક વાર હાથમાં આપ્યા પછી તે ક્યાં વપરાશે, તેનો ઉપયોગ તદ્દન યોગ્ય રીતે જ થશે કે કેમ એવી બાંહેધરી કોઈ આપી શકતું નથી. ન્યાયની અદાલતો દુરૂપયોગને પડકારી શકે છે એ જ સાચા પીડિતો માટેનો આધાર છે. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી વર્તમાનપત્રોના સ્વાતંત્ર્યમાં જરૂર વધારો થયો છે અને તેની સાથે ચેડાં કરવાની જૂના વખતના જિલ્લા અધિકારીઓની ટેવ આજે દેખાતી નથી. ઊલટું વર્તમાનપત્રોનું લોકશાહીમાં મહત્ત્વ સમજાયું છે તેથી તેમને વિશ્વાસમાં લેવા પ્રયત્ન થાય છે અને માન પણ અપાય છે. વર્તમાનપત્રોની શક્તિ સમજાઈ હોવાથી તેમની ખુશામત કરવાની વૃત્તિ અધિકારીઓ અને ધંધાદારી બંને વર્ગોમાં પ્રવેશી પત્રકારોને કે વર્તમાનપત્રોને નવો કેફ ચઢાવનારી ન બને તે સામે સાવધાન થવાની જરૂર ઊલટી ઊભી થતી જણાય છે.

અખબારી સ્વાતંત્ર્ય અને ધોરણ પરનો એક આડકતરો અંકુશ જરા ઝીણવટથી જોઈએ તો અખબારોની માંહોમાંહેની આર્થિક હરીફાઈમાંથી તેમ જ લોકપ્રિયતા મેળવવાની મથામણમાંથી જન્મે એવો ભય રહે છે. ઓછાં લોકપ્રિય અખબારો પત્રનો ફેલાવો વધારવા માટે લોકરંજન માટે હલકી કોટિનાં અંગો ઉમેરે કે વિસ્તારે અને ફેલાવો મેળવવા મથે તેથી એમનું ધોરણ ઊતરે એ એક દોષ પ્રવેશે; અને તેવાં પત્રો લોકમતનો વંટોળ જોઈ તેની તરફ પીઠ ફેરવે અને સામે પડી સાચું કહેવામાં ભય પામે એ સ્વાભાવિક હોય તોપણ સરવાળે એ અખબારી સ્વાતંત્ર્ય પર આડકતરા અંકુશરૂપ નીવડે. લોકશાહીમાં આવા પ્રસંગો ઊભા થાય છે જ. વર્તમાનપત્ર પ્રામાણિક અને નીડર હોય તો તે સરકાર સામે જેમ લોકોનો મત ભારપૂર્વક રજૂ કરી શકે તેમ લોકમતને ખોટે રસ્તે વળી જતો રોકવા અને સાચી રીતે ઘડવા માટે પણ નીડરતાથી વર્તે એ જરૂરનું છે. એવી નીડરતા જેમ સ્વરાજ માટેના કે સામેના બીજા સરકાર આંદોલનમાં વર્તમાનપત્ર બતાવે તે વખણાય, તેમ સમાજહિતમાં ન હોય તેવાં લોકવલણોની સામે સાવધાનીનો સૂર કાઢવાની નીડરતાની, વિવેકશીલ વાચકોએ કદર કરવી ઘટે. એવી કદર થયાનો અનુભવ વર્તમાનપત્રોને પરદેશોમાં અને ભારતમાં પણ થયો છે ખરો, પણ વિશાળ લોકસમુદાયની વિવેકબુદ્ધિ એટલી કેળવાય નહિ ત્યાં સુધી, લોકપ્રિયતા મેળવવા

મથતાં કે લોકપ્રિય વર્તમાનપત્રોના લોકપ્રિયતા ગુમાવી બેસવાના ભયથી અખબારી સ્વાતંત્ર્ય ગૂંગળાતું રહે એવો સંભવ તો છે.

અખબારી સ્વાતંત્ર્યને ખરું પીઠબળ સ્વતંત્ર સમાજ જ આપી શકે. સમાજનાં પરિબળોનું પ્રતિબિંબ વર્તમાનપત્રોમાં પડતું જ રહે છે. તેની નિર્બળ-તાઓ એમની ઉપર પણ અસર કરતી રહે છે. કાયદાના કે બીજાં તત્ત્વોના અંકુશો હોય કે ન હોય તોપણ અખબારી સ્વાતંત્ર્ય છેવટે તો રાષ્ટ્રીય ચારિત્ર્ય, સમાજની વિવેકબુદ્ધિ અને હમેશાં સારાં તત્ત્વોની સરસાઈ સમાજમાં રહે તેના પર જ આધારિત રહેવાનું. એ બધું જો હશે, સમાજની હવા જો તંદુરસ્ત હશે, તો વર્ત-માનપત્રનું સંચાલન પણ એક પવિત્ર અને ગંભીર જવાબદારી બની રહેશે અને વર્તમાનપત્રો સાચું સ્વાતંત્ર્ય ભોગવી, અખબારી સ્વાતંત્ર્ય અને સમાજનાં વિવિધ અંગોનું સ્વાતંત્ર્ય જાળવી, સાચી રીતે લોકશાહીસમાજના ચોથા સ્તંભનું ગૌરવ પ્રાપ્ત કરી શકશે.

# ગુજરાત સાહિત્ય પરિષદ

## ૨૦ મું સંમેલન

# હેવાલ

## ખંડ ૪ : નિબંધોનો સંક્ષેપ

૧

# સાહિત્યવિભાગ

## ૧. વલ્લભ ભટ્ટનો 'આનંદનો ગરબો'

**મંજુલાલ ર. મજમુદાર**

૧. વલ્લભ ભટ્ટ મેવાડાનો પરંપરામાન્ય જીવનકાળ: સં. ૧૬૯૬ થી સં. ૧૮૦૭. એટલે આયુષ્ય ૧૧૧ વર્ષનું મનાય છે.

૨. માત્ર તેર વર્ષની વયે તેમની શ્રેષ્ઠ રચના કહી શકાય એવો 'આનંદનો ગરબો' કોઈ પરમહંસની કૃપાથી તેમણે રચ્યો એવો સાંપ્રદાયિકોનો મત છે.

૩. પરંતુ વલ્લભ ભટ્ટની રચનાઓ—જેમાં રચના સંવતનો સ્પષ્ટ ઉલ્લેખ છે તે બધી, તેમના જીવનના ઉત્તરાર્ધમાં રચાયેલી છે: મોટે ભાગે સં. ૧૭૫૦ પછી જ.

૪. કવિ શામળ ભટ્ટ (સં. ૧૭૪૦–૧૮૧૮) તેમના ખરેખરા સમકાલીન છે.

૫. વલ્લભ ભટ્ટની રચનાસંવતના ઉલ્લેખવાળી કૃતિઓ જોઈએ:

(ક) 'કળિકાળ'ના ગરબામાં ૧૭૮૭ થી ૧૭૮૯નો ઉલ્લેખ.

(ખ) 'ધનુષ્યધારીનો ગરબો' કવિએ સં. ૧૭૯૨માં રચ્યો.

(ગ) 'કાલિકા ચાંપાનેર કલશસ્થાપન'ના ગરબાની રચ્યા સાલ સંદિગ્ધ.

આ સિવાય, જેનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી છતાં વલ્લભભક્તો માને છે એવી બે સંવતનો ઉલ્લેખ અહીં કરીએ

'શ્રીચક્ર'ના ગરબાની રચના સં. ૧૭૩૨માં તેમણે કરી હતી એમ મનાય છે: વલ્લભ ભટ્ટના સમકાલીન કોઈ વૈરોચન વૈશ્યને વલ્લભ ભટ્ટે સં. ૧૭૫૨માં બહુચરમાતાની પૂજા બતાવવાથી તેને શાંતિ તથા સંપત્તિ મળ્યાં—એ પ્રસંગનો ગરબો, વડનગરના નાગર કવિ યદુરામે આશરે સં. ૧૮૨૫ પછી ગરબો રચ્યો છે—તે તેમનું બહિર્પ્રમાણ છે.

એકંદરે 'આનંદનો ગરબો' સં. ૧૭૯૦માં જ રચાયાનું માનવું એ હકીકતથી પુષ્ટ વસ્તુ છે.

૬. આ ગરબો શંકરાચાર્યની 'સૌંદર્ય લહરી'ના ભાગરૂપ 'આનંદલહરી' ઉપરથી સ્ફુર્યો હોવાનો વલ્લભ ભટ્ટનો જ ઉલ્લેખ છે.

૭. 'ગરબા છંદ' સંબંધી નોંધ ઈષ્ટ છે: કવિ નર્મદે સને ૧૮૬૫માં 'કવિચરિત્ર'માં વલ્લભ ભટ્ટની કવિતાને મૂલવી છે: તેમાં, "તેમની કવિતાનો થડકો વીરરસ વિષય લખવાનો હોય તેવો છે'—એ ઉલ્લેખ કદાચ ગરબા છંદને ઉદ્દેશીને હોય એવો સંભવ છે.

વાસ્તવમાં 'ગરબા છંદ' એ પિંગળનો 'રોળાવૃત્ત' જ છે. તેનું બીજું નામ 'કાવ્ય છંદ' છે. તેમાંથી જ એ નીપજ્યો જણાય છે. છપ્પયના પૂર્વાર્ધમાં જે ચાર ચરણ આવે છે તે રોળાનાં હોય છે. તેમાં સહેજ ફેરફાર કરતાં આ ગરબા છંદ નીપજ્યો છે.

નર્મદે 'આ તે શા તુજ હાલ, સૂરત! સોનાની મૂરત' આ છંદ 'આનંદના ગરબા'થી પ્રેરાયો જણાય છે.

## ૨. આપણી ભાષાઓમાં ચલણી અંગ્રેજી શબ્દો

કેશવરામ કા. શાસ્ત્રી

૧. એકબીજા ભાષાભાષીઓ એકબીજાના સંપર્કમાં આવતાં એકબીજાની ભાષામાંથી ઉછીના શબ્દો લે છે. ઋગ્વેદની ભાષામાં એવા દ્રાવિડી ભાષાઓના શબ્દો મળે છે. પ્રાકૃત ભાષાઓમાં મોટા ભાગના દૃશ્ય શબ્દો. પણ એવા શબ્દો જ છે.

૨. ગુજરાતી ભાષાને મુસ્લિમ રાજ્યકાળમાં અરબી-ફારસી શબ્દો આ રીતે મળ્યા. 'ઉર્દૂ' ભાષાની ઉત્પત્તિ જ એવા વ્યવહારનું પરિણામ.

૩. પોર્ચુગીઝો આવતાં એમની સાથેના વ્યવહારથી ગુજરાતી ભાષાને કેટલાક પોર્ચુગીઝ શબ્દો મળ્યા.

૪. ૧૮૫૭ના બળવા પછી અંગ્રેજો સાર્વભૌમ સત્તાધીશો બન્યા, યુનિવર્સિટીઓ સ્થપાઈ. એમાંથી અંગ્રેજી માધ્યમને કારણે અનેક ગ્રેજ્યુએટો નીકળ્યા. રાજ્યની તેમ જ મહત્ત્વના બીજા વ્યવહારની નિયામક અંગ્રેજી ભાષા બની. પરિણામે આપણી ભાષાઓમાં અનેક અંગ્રેજી શબ્દો ચલણી બનતા ગયા.

૫. આવા અંગ્રેજી શબ્દોના ત્રણ પ્રકાર જોવામાં આવે છે:

(૧) તદ્દન સ્વાભાવિક શા બની ચૂકેલા, (૨) રાજકારણીય વગેરે વ્યવહારોથી મળેલા વિશિષ્ટ શબ્દો, અને (૩) વિભિન્ન શાસ્ત્રોના અને વ્યવહારના મહત્ત્વના શબ્દો. આવા જે શબ્દો ચલણી બની ચૂક્યા હોય તેવાઓને સ્થાનચ્યુત કરવાની જરૂર ન ગણાય.

# ૩. રસતત્ત્વ

ચૈતન્યબાળા દિવેટિયા

સૃષ્ટિની સંજીવની કલા તે રસતત્ત્વ. જે રસતત્ત્વના આધારે જીવમાત્રનું ચેતનતત્ત્વ સૃષ્ટિના વિકાસક્રમમાં રસરૂપ થઈ કાર્યમાં પરિણમે છે.

પ્રત્યેક ચેતનામાં રસતત્ત્વ રમી રહ્યું છે પરન્તુ તે પિછાનવાને માનવીને સમય નથી.

ઝાડપાન, ફળફૂલ, પશુપક્ષી કે મનુષ્ય સર્વના દેહની વૃદ્ધિ રસતત્ત્વને અંગે જ થાય છે. શરીરના અણુએ અણુમાં વ્યાપી રહેલો રસ પ્રત્યેક જીવનની વૃદ્ધિના પ્રેરકરૂપ છે. આ રસતત્ત્વ સ્થૂળદેહના તેમ જ સૂક્ષ્મદેહના પણ પોષકરૂપ છે.

ચેતનામય જીવન જીવવાની શક્તિ મનુષ્યમાં છે.

રસવિહીન માનવીનું જીવન નિરર્થક છે.

જેમ જેમ બાહ્ય રસ લુપ્ત થતો જાય તેમ તેમ આંતરરસનો વિકાસ થતો જાય. આંતરરસે વધુ શુદ્ધ, નિર્મળ અને દિવ્ય બનતાં જીવનતત્ત્વ વિકસિત અને આનંદિત થતું જાય. આમ રસતત્ત્વ માનવીના જીવનની મુખ્ય દોરી છે. રસતત્ત્વની પિછાન મનુષ્યજીવનને અજવાળે છે.

વિશ્વમાં મનુષ્ય એ પરમાત્માની સર્વોત્કૃષ્ટ કૃતિ છે. આત્મા, શરીર અને મન મનુષ્યને મળ્યાં છે. આત્મા અને શરીર ઉભયનો સંબંધ મન વડે થયેલો છે. મન અત્યંત સૂક્ષ્મ છે. આત્માની પ્રેરણા પ્રમાણે તે શરીરને જીવનમય કરે છે તેમ જ આત્માનું વિરોધી થઈ સ્વચ્છંદ વિહાર પણ કરે છે. તે આકાશ તત્ત્વરૂપ છે. આત્મા પરમેશ્વરનો અંશ હોઈ પરમેશ્વરસ્વરૂપ (ચૈતન્યમય) છે. મન તથા શરીર બંનેનું અસ્તિત્વ તે વડે છે. શરીરનું સંરક્ષણ મન કરે છે. મનનો ધર્મ પ્રકાશ અને પ્રકાશ એ જ જીવનનો હેતુ છે. મનને (પ્રકાશને) સ્થિર કરવાની કળા એ મૃત્યુનો જય કરવાની કળા છે. રસસિદ્ધોનો રસ એ શુદ્ધ જીવનમય પ્રકાશ છે. તેને ગ્રહણ કરનાર મૃત્યુને જીતી શકે છે.

વિશ્વમાં સર્વત્ર વિલસી રહેલા, અણુએ અણુમાં વ્યાપી રહેલા—રસના જ્ઞાતા—વિધાતા—ને યોગીજનોએ યોગેશ્વર શ્રીકૃષ્ણના રૂપે સાકાર કર્યા છે; જેને રસેશ કહે છે, તે પોતે જ રસરૂપ છે. સૃષ્ટિનો રાસ રમવામાં પૂર્ણ આનંદ સ્વરૂપે પ્રકટ થયા તે રાસેશ. જેને रसो वै सः સ્વરૂપે સમજવાનો પ્રયત્ન જીવનમાં રાત્રિદિવસ ચાલ્યા જ કરશે. એ અલૌકિક રસતત્ત્વ સર્વત્ર વિલસી રહેલું છતાં નીરખી શકાય નહિ, સમજી શકાય નહિ, વર્ણવી શકાય નહિ, માત્ર અલ્પઅંશે અનુભવી શકાય એટલું જ.

## ૪. ગુજરાતી રંગભૂમિ

### રમણિકલાલ જયચંદભાઈ દલાલ

ગુજરાતના સુવર્ણકાળમાં, રામલીલા અને ભવાઈ આમજનોને માટે, અને ભદ્રવર્ગ માટે સંસ્કૃત નાટકો હતાં. ગુજરાતી રંગભૂમિના પ્રારંભકાળે રણછોડભાઈ ઉદયરામે નાટક તખતા પર રજૂ કર્યું. ત્યાર પછી વાઘજી આશારામ અને ડાહ્યાભાઈ ધોળશાજીએ પણ ઠીક ફાળો આપ્યો. અંગ્રેજ સિવિલિયનો, પારસી અને મહારાષ્ટ્રીઓએ અંગ્રેજી ઢબનાં નાટકો ભજવવાની પ્રવૃત્તિ કરી. આ પ્રયાસોમાં પારસી રંગભૂમિના પ્રયત્નો નોંધપાત્ર ગણાય.

ગુજરાતી નાટક મંડળીઓમાં શ્રી દેશી સમાજ, શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક મંડળી નોંધપાત્ર ગણાય તેમ જ વ્યવસાયી રંગભૂમિ સાથે ગાઢ રીતે સંકળાયેલા અને તેને વિકસાવનારા લેખકોમાં કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદભાઈ શાહ, રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ, શ્રી મૂલશંકર મૂલાણી, કવિ નાટ્યકાર શ્રી મણિલાલ દ્વિવેદીનાં નામો સ્મરણીય છે.

## ૫. બ. ક. ઠા.ની કાવ્યભાવના

### નરોત્તમ વાળંદ

૧. બ. ક. ઠા. ની ખરબચડી શૈલી, વિચારપ્રાધાન્ય, અગેયતા અને સળંગતાનો આગ્રહ એ યુગબળનું કારણ છે. નાનાલાલ યુગની માંદલી લાગણીઓવાળી કવિતાના અતિરેક સામે બ. ક. ઠા. એ લાલબત્તી ધરવા વિચારપ્રધાન કવિતાનો આગ્રહ રાખ્યો.

૨. 'વિચાર'ના આગ્રહ પાછળ ઊર્મિનો નિષેધ નથી. કાવ્ય ઊર્મિવત્ ભલે હોય પણ ઊર્મિધ્વંશ ન થવું જોઈએ એટલું જ તેમણે જણાવ્યું હતું. બ. ક. ઠા. એ પોતે ઘણાં સુંદર ઊર્મિકાવ્યો લખ્યાં છે.

૩. 'વિચાર'ને તેઓ કવિની પ્રતિભાના અંશ તરીકે એટલે કે 'દર્શન' કે 'ચિંતન' રૂપે ગણે છે.

૪. કવિતા અને સંગીત એ બન્ને ભિન્ન ભિન્ન કળાઓ છે એમ તેમણે જણાવ્યું. કાવ્યમાં સંગીત અનિવાર્ય કે આવશ્યક તત્ત્વ નથી એમ કહીને કવિતામાંથી સંગીતનો છેદ ઉડાડી મૂક્યો. એ રીતે કવિતાને સંગીતની દાસી થવામાંથી ઉગારી લીધી.

૫. અગેયતાને કારણે બ. ક. ઠા.એ બ્લૅંક વર્સના જેવું પ્રવાહી પદ્ય વપરાશમાં લીધું. સળંગતાના આગ્રહે યતિભંગ, શ્રુતિભંગ અને પ્રાસભંગ કરવાને પ્રેરાયા. સંસ્કૃત સુગેય છંદોને બદલે પ્રવાહી અલ્પગેય પૃથ્વીછંદ ઉપયોગમાં લીધો.

૬. બ. ક. ઠા.ની નવીન વિચારસરણી એ જૂની વિચારસરણીને અનુસરવાની અશક્તિનું ચિહ્ન નથી. તેમણે પાડેલી કેડી આગળ જતાં રાજમાર્ગ બની. તેમના અંધ અનુયાયીઓએ તેમની ભાવનાને વિકૃત કરી,-છતાં એકંદરે તો લાભ થયો છે. બ. ક. ઠા. ને હાથે ગુજરાતી કવિતાનો પુનર્જન્મ થયો છે, અને તે 'દ્વિજ' સ્વરૂપે સંસ્કારાઈ છે.

## ૬. ગુજરાતી ભાષાનું પહેલું બાળ-નાટક

**નટવરલાલ માળવી**

૧. ખરું જોતાં એક નાટક નહિ, છ સાત નાટકનું ઝૂમખું સને ૧૮૨૪માં પ્રકટ થયેલી 'બાળમિત્ર' નામની ચોપડીમાંથી મળે છે.

૨. એ ચોપડીની પ્રકાશન સાલ માટે થોડો પાઠફેર મળે છે, પણ સને ૧૮૨૪ સાલ સિદ્ધ થઈ શકે છે.

૩. બરક્વિન નામના ફ્રેંચ ગ્રંથકારની એવા જ નામવાળી ફ્રેંચ ચોપડીના એવા જ નામવાળા અંગ્રેજી તરજુમા પરથી, એ જ નામનો મરાઠી તરજુમો થયો ને તેનો એ જ નામે ગુજરાતી તરજુમો, કોઈ મહારાષ્ટ્રીય ગૃહસ્થે કર્યો. ચોપડી શાળાઓમાં ભણાવાતી હતી.

૪. નાટકો ઘણાં સારાં છે, પણ દૃષ્ટિ બાળબોધક, શિક્ષણાત્મક જ છે. રચનામાં કૌશલ ઘણું, અવારનવાર કળાનાં છાંટણાં પણ ખરાં જ. તેનું રૂપાંતર પણ સારું, ભાષાંતર ઘણું ખરાબ, ઘણું અણગુજરાતી, મરાઠીની ભારોભાર છાપવાળું છે, અને કેળવણીખાતાએ તેને કેમ ચાલવા દીધું એ પ્રશ્ન ઊભો કરે તેવું છે. સને ૧૮૯૮માં તેની આવૃત્તિ નીકળી છે, અને તે પછી કેટલાંક વર્ષ સુધી શાળાઓમાં ચલાણી રહી છે—કદાચ ૧૯૦૪માં ક્રૉવર્નટન સિરીઝ થઈ ત્યાં સુધી.

૫. બધાં નાટકોમાં ઔદાક્ષિણ્ય યુરોપી ઢબનું દેખાય છે, પણ રજવાડી નાટકોમાં રૂપાંતર બરાબર બેસતું થાય છે. પણ બધાં સ્ત્રીપાત્રો ઉત્તમ, ભલાં, મીઠાં, પ્રભાવશાળી છે. કિશોરપાત્રોમાં જ ખલપણું છે. વડીલપાત્રો ઘણુંખરું સારાં છે. શેઠિયા, ઉમરાવ આદિમાં અસલી અમીરી ખાનદાની દોલેદિલી ચીતરેલી છે.

૬. પ્રવેશોનું બંધારણ બરાબર નથી. શુદ્ધ શિક્ષણદૃષ્ટિ ભારોભાર, એટલે કૃત્રિમતા છે, પણ વસ્તુવિધાન બહુ ચાતુર્યસભર છે, મનોહર વાસ્તવિકતા નથી.

૭. ભાષા બહુ જ નઠારી, રૂઢપ્રયોગોથી તદ્દન જ વંચિત, બહુ જ મરાઠી છાપવાળી, વ્યાકરણની અપાર ભૂલોવાળી, અણગુજરાતી છે.

૮. પ્રસ્તાવનામાં પણ ગુજરાતી ભાષા માટે અનુચિત ઈશારા છે.

૯. બાળકો માટે નાટક હોઈ શકે કે હોવાં જોઈએ—શ્રાવ્ય અગર દૃશ્ય એવો પહેલવહેલો ખ્યાલ ગુજરાતી પ્રજાને આ પુસ્તકે જ આપ્યો એમ કહેવું પડશે, તેથી આ ઝૂમખું આદિ-ગુજરાતી બાળનાટક તરીકે લેખવું રહ્યું.

૧૦. એ નાટકોને એની એ જ વસ્તુસંકલના પર નવેસર લખી, જરા સમારી, ભજવવા યોગ્ય બનાવવાનું શકય છે, ઇષ્ટ પણ છે.

## ૭. સાહિત્યનું અણવિકસિત રહેલું અંગ : રોજનીશી

મહેન્દ્ર પંડયા

ગુજરાતી સાહિત્યમાં રોજનીશીની બાબતમાં આપણે સંશોધન, સર્જન કરવાનું બાકી છે, કારણ કે 'મહાદેવભાઈની ડાયરી', 'નરસિંહરાવની રોજનીશી', 'સૌ. કનુબહેન દવેની નોંધપોથી' જેવાં પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ હશે.

અત્યારે જીવન ઘણું ગૂંચવાડાભર્યું, ત્વરિત અને પરિવર્તનશીલ બન્યું છે અને માનવસ્વભાવ ભુલકણો હોઈ સમયની સરિતાના વહેણ સાથે પોતાનો ભૂતકાળ સ્મરણપટ પરથી ભૂંસાવા દે છે; રાજકીય, સામાજિક વગેરે ક્ષેત્રોમાં મૂળભૂત પરિવર્તનો થવા માંડયાં છે જેની વિગતવાર નોંધ ઐતિહાસિક પુસ્તકો, વૃત્તપત્રો નહિ લઈ શકે અને જેને સામાન્ય માનસ ચિરકાળ માટે નહિ સંભારી શકે. આ સર્વ માટે તો દિનપ્રતિદિન રખાતી, બિનજવાબદાર, ખાનગી ડાયરી જ ઉચિત છે. એનાં પૃષ્ઠોમાંથી ઉદ્‌ભવે છે સમકાલીન ચિત્ર ઉપરાંત લેખકનું વ્યક્તિત્વ અને તેમાં નોંધાયેલાં સ્ત્રીપુરુષોનાં પાત્રો. નોંધપોથી આત્મકથા, પત્રો, નિબંધો કરતાં વધુ નિકટની છે કારણ તે સામાન્ય રીતે આમજનતાને ચરણે ધરાવા નથી લખાતી, પણ 'હૈયાની વાતડી' કહેવા માટે, વિચારવિસ્તાર કરવા માટે એક સાધન બની રહેવા, યોજાઈ હોય છે. સત્યપણું અને વ્યક્તિત્વ અંગે પૂર્ણ રીતે ખીલી શકે છે. અંગ્રેજી સાહિત્યમાં પીપ્સ, એવેલીન, ટેનિસન, બાયરન, ફ્રાન્ઝ કાફ્કા વગેરેએ ડાયરીઓ લખી છે અને સમય તથા આત્મવ્યક્તિત્વ પર પ્રકાશ પાથર્યો છે. મહાદેવભાઈની ડાયરીએ ગાંધીજી, સરદાર પટેલ, લેખક પોતે

વગેરે ઉપરાંત સત્યાગ્રહની ચળવળના સમયના ભારતનો ઈતિહાસ દૃષ્ટિ આગળ આણ્યો છે; નરસિંહરાવે રાખેલી ૪૩ વર્ષની રોજનીશી આપણને કવિ, ભાષાશાસ્ત્રી, સમીક્ષકની કેટકેટલી નિકટ લઈ જાય છે! માટે આપણે 'ડાયરી'નું ગૌરવ પિછાણીએ અને ઉચિત એવું સ્થાન તેને આપી, વધુ ડાયરીઓ લખાય અથવા શોધાય એવાં સ્તુત્ય પગલાં લઈ, આપણું ઋણ અદા કરીએ. આપણે યાદ રાખીએ કે ડાયરી ૩૬૫ પાનાની નિર્જીવ અને નાનીસૂની વસ્તુ નથી; એ તો બંધુ અને સખા છે, જીવનસાથી છે; વિશ્રંભસ્થાન છે; સમકાલીન દર્પણ છે; વ્યક્તિત્વનું (આપણું, અન્યનું) પ્રતિબિંબ છે; જીવનચરિત્ર માટેનું અમૂલ્ય સાધન છે.

## ૮. વડોદરાના કલાદીપ

### મૂળજીભાઈ પી. શાહ

મહાકવિ પ્રેમાનંદ જેવા જ બીજા એક સમર્થ કવિ વડોદરાને સાંપડ્યા હતા અને તે સ્વ. છોટાલાલ ન. ભટ્ટ. ૧૮૫૦માં મહેમદાવાદમાં એમનો જન્મ. અલીન્દ્રા એમનું વતન.

અભ્યાસની તીવ્ર જિજ્ઞાસા હોવા છતાં સામાન્ય સ્થિતિને કારણે ટ્રેનિંગ કૉલેજની પરીક્ષા પસાર કરી તેઓ ભરૂચ જિલ્લામાં શિક્ષક તરીકે જોડાયા હતા.

નાનપણથી જ તેઓ સંસ્કૃતના સારા અભ્યાસી હતા. કવિતા, નાટક, વ્યાકરણ, વૈદક, જ્યોતિષ વગેરે વિષયોમાં તેમને ભારે રસ.

વડોદરા રાજ્યમાં શિક્ષક તરીકે જોડાતાં રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાના સંપર્કમાં આવતાં પ્રાચીન કાવ્યમાળામાં પ્રગટ થતા ગ્રંથોની ટીકા લખવાનું કાર્ય તેમને સોંપાયું જ્યાં એમની વિવેચક તરીકેની શક્તિઓનો વિદ્વાનોને સારો પરિચય થયો.

એમના મૌલિક સર્જનમાં 'શાંતિસુધા' મહાકાવ્ય અને 'રસશાસ્ત્ર' જેવાં અનેક અણમૂલ મૌલિક સર્જનોનો સમાવેશ થાય છે. તે ઉપરાંત તેમણે સંસ્કૃત સાહિત્યની અનેક કૃતિઓનાં ભાષાંતરો પણ કર્યાં છે. 'કેળવણી' ત્રૈમાસિકના કુશળ સંપાદક તરીકે પણ એમણે પોતાની સેવા આપી હતી.

એમણે નાટકલેખનની પ્રવૃત્તિ પણ હાથ ધરી હતી, જે વિષેની વિગતો આ નિબંધમાં આપવામાં આવી છે. પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયેલાં ત્રણે નાટકોના કર્તા પ્રેમાનંદ નથી પણ અભિનવ પ્રેમાનંદ છોટાલાલ છે એ વાત હવે તો લગભગ સર્વમાન્ય થઈ પડી છે. એ ઉપરાંત એમણે સ્વ. નાથાશંકર શાસ્ત્રીની નાટ્યસંસ્થા માટે સંસ્કૃત ઉપરથી 'ચંડ કૌશિક' અને 'પ્રિયદર્શિકા'ને ગુજરાતી

રંગભૂમિ પર ઉતાર્યાં હતાં. આ કૃતિઓ સિવાય 'મલયસુંદરી', 'રાધાવિલાસ', 'ગોપીચંદ' ને 'સૂર્યપ્રભા' નાટકો પણ એ સંસ્થા માટે એમણે રચ્યાં હતાં. 'કાપલતા' અથવા 'દુરાગ્રહનો ફાર્સ' નામનું એકાંગી નાટક એમણે રચ્યું હતું પણ તે ભજવાયું ન હતું. એમની સાહિત્ય ઉપાસનાની કદર કરી વડોદરાના શ્રીમંત સયાજીરાવ મહારાજે એમને કલાદીપના બહુમાનથી નવાજ્યા હતા.

ઈ. સ. ૧૯૩૭માં એમનો સ્વર્ગવાસ થયો હતો..

# ૯. ગુજરાતી ભક્તિસાહિત્યમાં સ્વામીનારાયણીય કવિઓનો ફાળો

ભૂપતરાય વ. દવે

અઢારમી સદીના ઉત્તરાર્ધમાં જન્મી ઓગણીસમી સદીના પૂર્વાર્ધ સુધી ચાલુ રહેલા કેટલાક સ્વામીનારાયણીય કવિઓનો ગુજરાતી સાહિત્યમાં નોંધપાત્ર ફાળો છે. આ કવિઓમાં મુખ્યત્વે મુક્તાનંદ, શ્રી બ્રહ્માનંદ, નિષ્કુલાનંદ વગેરેનાં નામો નોંધપાત્ર ગણાય.

સ્વામીનારાયણ સંપ્રદાયની અસર કવીશ્વર દલપતરામ તથા કવિ શ્રી નાનાલાલમાં પણ જણાય છે.

આધુનિક યુગમાં સંપ્રદાયના લેખકોને હાથે પદ્ય કરતાં ગદ્યનું ખેડાણ વિશેષ થયેલું દેખાય છે. શ્રી સહજાનંદ સ્વામીનો ઉપદેશ તેમના શિષ્યોએ પ્રજાને ગળે ઝટ ઊતરે તેમ કેટલીક વાર વાર્તા રૂપે પણ રજૂ કર્યો છે. શ્રી સહજાનંદના પત્રો પણ 'શ્રીજીની પ્રસાદીના પત્રો' તરીકે પ્રસિદ્ધ થયા છે. સ્વામી શ્રી સહજાનંદ વિશે શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળાએ લખેલું નાનકડું પુસ્તક આ સંદર્ભમાં નોંધપાત્ર છે.

# ઈતિહાસ-પુરાતત્ત્વવિભાગ

## ૧. રામ અને કૃષ્ણ વચ્ચેનું સમયાંતર

ડોલરરાય રં. માંકડ

સામાન્ય રીતે રામને ત્રેતાના અંતમાં મુકાય છે અને શ્રીકૃષ્ણને દ્વાપરના અંતમાં મુકાય છે એટલે અનુશ્રુતિ પ્રમાણે બંને વચ્ચે એક યુગનું અંતર છે. મારા પુરાણિક ક્રૉનોલૉજી નામના પુસ્તકમાં એક યુગના મેં એક હજાર વર્ષ ગણ્યાં છે છતાં વંશાવળીઓના અભ્યાસ ઉપરથી આ બંનેની વચ્ચે લગભગ પાંચસોએક વરસોનું અંતર હોય એમ મેં કહ્યું છે. તે પછીના મારા અભ્યાસ પરથી મને લાગ્યું છે કે આ બંને વચ્ચે લગભગ સોએક વરસનું જ અંતર હતું. નીચેની વ્યક્તિઓ રામ અને કૃષ્ણ બંનેના સમય સાથે સંકળાયેલી છે એમ બતાવીને ઉપરની વાત સાબિત કરવાનો મેં અહીં પ્રયત્ન કર્યો છે—ભરદ્વાજ-દ્રોણ, વસિષ્ઠ, દ્વૈપાયન, જરાસંધ, કવષ ઐલૂપ, શંખણ, દ્વિવિદવાનર, મૈન્દ, નરકાસુર, પરશુરામ, ભીષ્મ, હનુમાન, ઘોર આંગિરસ, માર્કણ્ડેય, નૃગ, મુચૂકુન્દ, મયાસુર, નારદ.

## ૨. ગુજરાતના ઇતિહાસ માટે ફારસી ભાષામાં મળતી સામગ્રી

છોટુભાઈ રણછોડજી નાયક

ગુજરાતના ઈતિહાસમાં મુસલમાની યુગ ઘણો મહત્ત્વનો છે. તે સમયની રાજભાષા ફારસી હોવાથી તે ભાષામાં સમાયેલી સાધનસામગ્રીની મદદથી તે સમયનો આધારભૂત ઈતિહાસ તૈયાર થઈ શકે. એ અંગેની ગ્રંથસ્થ સામગ્રીમાં ઈતિહાસ, વ્યવહાર, ચરિત્રો, નોંધપોથીઓ વગેરેનો સમાવેશ થાય છે.

આ નિબંધમાં એ પ્રકારોની મળતી સામગ્રીનો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## ૩. અમીર ખુસરો કૃત ‘દવલરાની વ ખિઝ્રખાન’

છોટુભાઈ રણછોડજી નાયક

અમીર ખુસરો નામનો એક મહાન ફારસી શાયર સુલતાન અલાઉદ્દીન ખલ્જીના દરબારમાં હતો. તેણે ‘દવલરાની વ ખિઝ્રખાન’ નામનું એક મહાકાવ્ય ફારસી ભાષામાં રચ્યું છે. તેમાં તેણે ગુજરાતના રજપૂત રાજા રાય કર્ણ

ઉપર સુલતાન અલાઉદ્દીનના સરદાર ઉલુગખાને જીત મેળવી તે દરમ્યાન તેની રાણી કવલાદી તેના હાથમાં આવ્યાનો બનાવ વર્ણવ્યો છે. તે પછી આગળ ઉપર કવલાદીની વિનંતીથી તેની દીકરી દેવલદીને સુલતાને મેળવ્યાની વિગત છે.

આ નિબંધમાં મહાકાવ્યમાં આવતી કેટલીક બાબતોની અસંબદ્ધતા બતાવવામાં આવી છે. તે ઉપરાંત અમીર ખુસરોએ શાયરની બાનીમાં પ્રેમકિસ્સા તરીકે જે કંઈ કહ્યું છે તે અને બનાવોની ગૂંથણી જે રીતે કરી છે તે ટૂંકમાં જણાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; જેથી વાચકોને તે વિશે પૂરો ખ્યાલ આવે અને તે સાથે દેવલદી યા દવલરાની બાબતમાં ઇતિહાસની દૃષ્ટિએ જે કંઈ તથ્ય હોય તેનું માપ કાઢવાનું સંશોધકો માટે આસાન બને.

## ૪. જયાશ્રય મંગલરસરાજનું એક અપ્રસિદ્ધ દાનશાસન

હરિપ્રસાદ શાસ્ત્રી

તાજેતરમાં કચ્છમાંથી એક અપ્રસિદ્ધ તામ્રપત્ર-લેખ મળ્યો છે, જેમાં ચાલુક્ય કુલના જયાશ્રય મંગલરસરાજે આપેલા એક દાનશાસનની હકીકત આવે છે. દાન શ્રીપુરાદિ વિષયોમાં આવેલાં ચાર ગામોનું છે અને દાન લેનાર બ્રાહ્મણ કાંચીપુરનો શ્રીધરગુપ્ત છે. દાનની મિતિ શકકાલના વર્ષ ૬૫૩ (ઈ. સ. ૭૩૧)ની છે. આ દાનશાસનનું સ્થળ શ્રીપુર હોઈ, એ આ વર્ષના વલસાડવાળા દાનશાસનથી ભિન્ન છે.

દક્ષિણ ગુજરાતના ચાલુક્ય રાજવંશમાં ધરાશ્રય જયસિંહવર્માનો ઉત્તરાધિકારી પહેલાં જયાશ્રય શીલાદિત્ય અને પછી અવનિજનાશ્રય પુલકેશી થયો હતો. જ્યારે જયસિંહવર્માનો વચેટ પુત્ર જયાશ્રય મંગલરસ તો ઉત્તર કોંકણમાં સત્તા ધરાવતો હતો એવી ડૉ. મિરાશીની કલ્પના અંગે આ દાનશાસન સંગીન પુરાવાનું સમર્થન પૂરું પાડે છે.

## ૫. સૂર્ય અને નવગ્રહોનું મૂર્તિવિધાન

કાંતિ સોમપુરા

પ્રસ્તુત નિબંધમાં વૈદિક તેમ જ પૌરાણિક પરંપરા તથા મૂર્તિવિધાનને લગતા ગ્રંથો-પ્રકરણોના આધારે ગ્રહમંડળના પ્રમુખ અધિષ્ઠાતા સૂર્ય તથા સોમમંગલાદિ ગ્રહોની ચર્ચા કરી છે.

વૈદિક સૂર્યનાં વિવિધ શક્તિદ્યોતક પાંચ સ્વરૂપો, આદિત્યોની ઉત્પત્તિ વિશેની પૌરાણિક પરંપરા, માન્યતા તથા સૂર્યનું તેમાં સ્થાન; ભારતમાં સૂર્યપૂજના

વૈદિક ને ઉત્તરકાલીન બે તબક્કાનું ટૂંક નિરસન કરવામાં આવ્યું છે. ભારતનાં સુપ્રસિદ્ધ સૂર્યમંદિરો વિશેની રસપ્રદ માહિતી રજૂ કરી છે. તદુપરાંત ઉત્તર અને દક્ષિણ ભારતીય લક્ષણોને અનુરૂપ આદિત્ય (સૂર્ય) મૂર્તિના મૂર્તિવિધાનને લગતી ચર્ચા કરી છે. તેમાં વસ્ત્રાભૂષણો, આયુધો, વાહનો, પ્રતિહારો, પરિવારદેવો વગેરેને લગતા વિવિધ મતો પુરાણો, આગમગ્રંથો તથા મૂર્તિશાસ્ત્રના આધારે ટાંક્યા છે તથા આ વિધાનોનું સાર્થક્ય પ્રાપ્ત સૂર્યમૂર્તિઓના આધારે તપાસ્યું છે. ગુજરાતનાં સૂર્યમંદિરો ને સૂર્યમૂર્તિઓના ઉલ્લેખો કર્યા છે.

ગ્રહોનો વિષય જ્યોતિષનો છે, છતાં તેમના મૂર્તિવિધાનને લગતું અનોખું પ્રકરણ પુરાણો, આગમો ને મૂર્તિશાસ્ત્રગ્રંથોએ નિરૂપ્યું છે. તે પરથી તેમના સર્વમાન્ય લક્ષણો તારવી બતાવ્યાં છે તથા ગ્રહોનાં લક્ષણો, વસ્ત્રાભૂષણો, વાહનો, પ્રતીકો, ચિહ્નો, દિશાસ્થાનો વગેરેને લગતી ચર્ચા કરી છે. જ્યાં જરૂર જણાઈ ત્યાં કોષ્ટકો પ્રયોજ્યાં છે. તદ્વિષયક હિંદુ તથા જૈન પરંપરાનો નિર્દેશ કર્યો છે.

## ૬. વરાહપૂજાની ઐતિહાસિકતાઓ

કનૈયાલાલ ભાઈશંકર દવે

ભારતીય સંસ્કૃતિમાં મૂર્તિપૂજા પ્રાગ્-ઐતિહાસિક કાલથી ઊતરી આવી હોવાનું મનાય છે. મૂર્તિપૂજામાં શિવ અને વિષ્ણુની અર્ચનાએ મુખ્ય ભાગ ભજવ્યો છે. મૂર્તિપૂજાનો ઉત્તરોત્તર વિકાસ થતાં, શિવની વિવિધ પ્રતિમાઓ અને વિષ્ણુના અનેકવિધ ભેદો-ચરિત્રાત્મક સ્વરૂપો અસ્તિત્વમાં આવતાં તેની પૂજા તત્કાલીન સમાજે દાખલ કરી. આમ લોકમાન્યતા અને શ્રદ્ધાના અનુબંધ ઉપર વૈષ્ણવ પ્રતિમાઓનું વૈવિધ્ય પ્રજામાં ઓતપ્રોત થતાં, વિષ્ણુના કેટલાક અવતારો રામ, કૃષ્ણ, બલરામ, અને વરાહ, નૃસિંહ વગેરેની પ્રતીકોપાસનાઓનાં વિધિવિધાનો રચાયાં. જોકે રામ અને કૃષ્ણની પૂજાએ તો સારાયે ભારતમાં પૂર્વકાળથી અદ્યાપિ પર્યંત મુખ્ય ભાગ ભજવ્યો છે, છતાં તેમના બીજા અવતારો વરાહ તથા નૃસિંહની મૂર્તિપૂજાનો પણ ઠીક ઠીક પ્રવાહ ભારતમાં પ્રાચીનકાળથી વહેતો હોવાનું પ્રાપ્ત મંદિરો અને પ્રાચીન પ્રતિમાઓ ઉપરથી જાણવા મળે છે. નિબંધમાં ભારતે સ્વીકારેલ વરાહપૂજાની તાત્ત્વિક અન્વેષણા કરતાં તેના ઐતિહાસિક ઉલ્લેખો, પ્રાચીન પ્રતિમા શિલ્પો, અને રૂપભેદોની વિસ્તૃત વિચારણા કરવામાં રજૂ આવી છે. તદુપરાંત ગુજરાતનાં વરાહ મંદિરો અને નૃવરાહ તથા આદિવરાહનાં અનન્ય મૂર્તિ શિલ્પોનો આછોઘેરો પરિચય આપવામાં આવ્યો છે. આથી ભારત અને ગુજરાતમાં હિંદુ સંસ્કૃતિની દૃષ્ટિએ વરાહપૂજાએ સારો એવો ભાગ ભજવ્યો હોવાનું જાણી શકાય છે.

# ૭. શ્રી દ્વારકાધીશનું ત્રૈલોક્ય-સુંદર મંદિર

જયંતીલાલ જ. ઠક્કર

શ્રીકૃષ્ણે વસાવેલી દ્વારકાનો ભૂમિ-પ્રદેશ આજે દ્વારકા જ્યાં વસ્યું છે તે અને તેની આજુબાજુનો વિસ્તાર છે, તેવું અનેક સમર્થનો વડે સિદ્ધ થઈ શકે છે.

દ્વારકામાં દ્વારકાધીશનું મુખ્ય મંદિર 'ત્રૈલોક્ય-સુંદર મંદિર' તરીકે સુવિખ્યાત છે. લોકો તેને 'જગત મંદિર' તરીકે પણ જાણે છે.

આ મંદિરની રચના કોણે કરી? ક્યારે કરી? અહીંયાં શા માટે કરી? એ પ્રશ્નો આજ દિન સુધી અણઉકેલ રહ્યા છે.

ઉપલબ્ધ ઇતિહાસને આધારે જાણી શકાય છે કે આ મંદિર હાલ જે સ્વરૂપમાં વિદ્યમાન છે તે તેની ત્રીજી ચોથી આવૃત્તિનું સ્વરૂપ હોય! અને આ સ્વરૂપને નીરખી આ મંદિર ઈ. સ. ની આઠમી સદી કરતાં અધિક જૂનું હોઈ શકે નહિ એવું માનવા-મનાવવામાં આવે છે.

પરંતુ પુરાણો, ઈતિહાસ અને પુરાતત્ત્વ દૃષ્ટિથી વિચાર કરતાં આ મંદિર ઈ. સ. પહેલાંની કોઈ સદીમાં નિર્માણ થયું હોય તેવું પુરવાર કરી શકાય એમ છે.

આ મંદિરમાં આજ સુધી અદૃષ્ટ અને અવાચ્ય રહેલા એક શિલાલેખને લેખકે શોધી કાઢયો છે, જેની નકલ નિબંધ સાથે સામેલ છે. આ શિલાલેખની લિપિ અને અનુવાદ આ મંદિરની પ્રાચીનતાને સિદ્ધ કરવામાં સફળ નીવડે તેમ છે એટલું જ નહિ પણ આ શિલાલેખમાં એક એવી પણ આકૃતિ છે કે જેને સુવાચ્ય બનાવવામાં આવે તો આ ભૂમિના પુરાતત્ત્વ સંશોધન કાર્યમાં પણ ઉપયોગી નીવડે.

પુરાણો, ઈતિહાસ, અને પુરાતત્ત્વને આધારે ત્રૈલાક્ય-સુંદર મંદિરનો નિર્માણ કાળ ઈ. સ. પૂર્વે ચોથા સૈકાના અંત અને ત્રીજા સૈકાના આરંભની આજુબાજુમાં હોય એમ અનુમાન થઈ શકે છે.

મંદિરની આજની આવૃત્તિ તો ઈ. સ.ની આઠમી સદીના આરબોના આક્રમણ વડે મંદિર જમીનદોસ્ત થયા પછી મંદિરના પુર્નનિર્માણ-પુનરુદ્ધાર સહિતની આવૃત્તિ છે.

# ૮. સૌરાષ્ટ્રની આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓનો કાલાનુક્રમ

પી. પી. પંડ્યા

સૌરાષ્ટ્રનો પ્રાગ્-ઈતિહાસ તેમ જ આદ્યઈતિહાસ પૌરાણિક વાર્તાઓ અને દંતકથાઓથી છવાયેલ છે. સ્કંદપુરાણ, ગર્ગસંહિતા, મહાભારત વગેરે ગ્રંથોમાં સૌરાષ્ટ્રનાં આદ્યસ્થાનો—પ્રભાસ પાટણ અને દ્વારકાનો ઉલ્લેખ છે. પરંતુ આ નગરોનાં સ્થાન તેમ જ રચના સંબંધી નિર્ણયાત્મક માહિતી ઉપલબ્ધ થતી નથી.

સૌરાષ્ટ્રના આ અંધકારમય યુગ પર પ્રકાશ ફેંકવા લેખકે સૌરાષ્ટ્રના પ્રાચીન ટીંબાઓનું સંશોધન શરૂ કર્યું. આ સંશોધન-પ્રવાસ દરમિયાન હડપ્પા સંસ્કૃતિ તેમ જ તેની અસર દર્શાવતા ૬૫ ટીંબાઓ સંશોધવામાં આવ્યા. તે સંસ્કૃતિની અનુકાલીન સંસ્કૃતિઓના અવશેષો પણ આ ટીંબાઓમાંથી પ્રાપ્ત થયા.

આમરા, લાખાબાવળ, પ્રભાસ પાટણ, પીઠડિયા, આટકોટ, મોટી ધરાઈ અને રોઝડીના ખોદકામથી સૌરાષ્ટ્રની આદ્ય-સંસ્કૃતિઓ પર પ્રકાશ પડે છે.

સૌરાષ્ટ્રમાં હડપ્પા સંસ્કૃતિનો પ્રવેશ સિંધમાં થયેલા સંસ્કૃતિના વિનાશકાળે થયો હોય એમ જણાય છે. આથી સૌરાષ્ટ્રની હડપ્પા સંસ્કૃતિનો સમય ઈ. સ. પૂ. ૧૫૦૦ની આસપાસ હોય તેમ જણાય છે.

પ્રભાસ પાટણના ખોદકામમાંથી સારી રીતે પકવેલાં લાલ, ભૂરા, રાખોડિયા રંગનાં વાસણ મળે છે, જેની ઉપર કાંઠાની નીચે બે આડી લીટીઓ વચ્ચે જામલી રંગની વિવિધ રેખાકૃતિઓ દોરેલ હોય છે. તેને 'પ્રભાસ વાસણ' (Prabhas ware)નું નામ આપવામાં આવેલ છે. આ વાસણો સાથે હડપ્પા સંસ્કૃતિના અંત સમયનાં વાસણો ઉપલબ્ધ થાય છે. આ વાસણો રંગપુરની દ્વિતીય ब અને क (II B, C) સંસ્કૃતિનાં વાસણો સાથે મળતાં આવે છે. લોથલ તેમ જ રોઝડીના ઉપલા થરોમાંથી પ્રભાસ વાસણના થોડા નમૂના મળે છે.

આ સંસ્કૃતિના થર પછી ચમકતી લાલ સપાટીવાળાં અને કાળા રંગની વિવિધ રેખાકૃતિઓથી ઓપતાં વાસણો પ્રાપ્ત થાય છે. આ સમય પછી કાળી અને રાતી સપાટીવાળાં વાસણો મળે છે. એની સાથે મૌર્યકાલનાં ઉત્તર પ્રદેશીય કાળાં ચળકતાં (N. B. P.) વાસણો પ્રાપ્ત થાય છે. આથી સૌરાષ્ટ્રની આદ્ય સંસ્કૃતિઓનો પ્રાચીન ઐતિહાસિક સંસ્કૃતિ સાથેનો કાલક્રમ સંકળાઈ જાય છે.

આમ આ વિવિધકાલનાં વાસણો સૌરાષ્ટ્રની પ્રાચીન સંસ્કૃતિઓનો ઈ. સ. ૧૪૦૦થી ઈ. સ. પૂ. ૨૦૦ સુધીનો ક્રમબદ્ધ ઈતિહાસ રજૂ કરે છે.

લેખકે કરેલું આ સંશોધન સૌરાષ્ટ્રના અંધકારમય આદ્ય ઈતિહાસ પર પ્રથમ પ્રકાશ ફેંકે છે અને ભારતના આદ્ય ઐતિહાસિક સંશોધનમાં મહત્ત્વનું પ્રકરણ ઉમેરે છે.

## ૯. સિંધુતટની સંસ્કૃતિનો કાલક્રમ

ઉમાકાન્ત પ્રે. શાહ અને રમણલાલ ના. મહેતા

આ લેખમાં સિંધુ નદીની ખીણની હડપ્પા સંસ્કૃતિના કાલનિર્ણયના જુદા જુદા અભિપ્રાયોની ચર્ચા કરી છે અને એના પરથી સંસ્કૃતિનો કાલ નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે. ગુજરાતમાં આ સંસ્કૃતિનું અવતરણ ક્યારે થયું તેની ચર્ચા કરીને ઈ. સ. પૂર્વેની ત્રીજી સહસ્રાબ્દી અથવા બીજી સહસ્રાબ્દીમાં ગુજરાતમાં આ સંસ્કૃતિની શરૂઆત થઈ હોય અને ઈ. સ. પૂર્વેની પ્રથમ સહસ્રાબ્દી સુધી તેના કેટલાક અંશો ચાલુ રહ્યા હોય એમ દર્શાવવા માટે વિગતો આપી છે.

## ૧૦. શિલાલેખોમાં થયેલું દર્ભાવતીના દુર્ગનું નિરૂપણ

રમેશકાંત ગો. પરીખ

૧. દર્ભાવતી (ડભોઈ)નો કિલ્લો ગુજરાતના પ્રાચીન દુર્ગોમાં સુપ્રસિદ્ધ છે.

૨. એનું નિરૂપણ કેટલાક સ્થાનિક શિલાલેખોમાં કરવામાં આવ્યું છે.

(૧) વૈદ્યનાથ મહાદેવનું મંદિર બંધાવનાર રાજા તરીકે વિશલદેવની કવિ સોમેશ્વરે કરેલી પ્રશસ્તિનો લેખ હાલ હીરા દરવાજે છે તે.

(૨) વિક્રમ સંવત ૧૩૪૪નો લેખ મહુડી દરવાજે આવેલો છે તે.

(૩) ઈ. સ. ૧૭૩૪નો (વિ. સં. ૧૭૯૦) હાલ હીરા દરવાજે આવેલો મરાઠી ભાષામાં લખાયેલો લેખ મહારાજા દામાજીરાવ ગાયકવાડની પ્રશસ્તિ વિશે છે, જેમાં દર્ભાવતીના દુર્ગનું વિગતે નિરૂપણ કરેલું છે.

૩. આ ઉપરાંત કિલ્લાના કેટલાક છૂટક પથ્થરો પર સલાટોનાં નામ નજરે પડે છે.

૪. શહેરની મધ્યમાં આવેલા તળાવના કાંઠા પર હિ. સ. ૧૦૪૫ (ઈ. સ. ૧૬૩૫)નો એક ફારસી લેખ અને એની નીચે હિ. સ. ૧૦૫૪ વિ. સં. ૧૭૦૧ (ઈ.સ. ૧૬૪૪)નો એક ગુજરાતી લેખ છે. પરંતુ તેમાં દુર્ગનું વર્ણન ન હોઈ અહીં પ્રસ્તુત નથી.

૫. આ ઉપલબ્ધ લેખો પરથી દર્ભાવતીના દુર્ગની રચના વિષે તેમ જ એની અંદર આવેલાં જુદાં જુદાં સ્થાનકો વિષે વિપુલ માહિતી મળે છે.

૬. પરંતુ એમાં સિદ્ધરાજ જયસિંહને તેમ જ હીરા કડિયાને લગતી અનુશ્રુતિને સમર્થન મળતું નથી.

# ૧૧. નૌકાયુદ્ધનું એક અપ્રકટ શિલ્પ

### મંજુલાલ ર. મજમુદાર

૧. ભારતવર્ષના દ્વીપકલ્પની બન્ને બાજુએ સાગર આવેલો છે. તેમાં પશ્ચિમની સાગરપટ્ટી પ્રાચીન કાળથી વિદેશોમાં પણ જાણીતી છે. વેદકાળના 'પણિઓ' કદાચ ફિનિશિયન વેપારીઓ હોય એવું અનુમાન કરવામાં આવે છે.

૨. 'ગુજરાતનું વહાણવટું' એ સંબંધી શોધપૂર્ણ લેખ—શ્રી રત્નમણિરાવનો તથા શ્રી 'સુકાની'નો—જાણીતા છે. તે ઉપરથી ગુજરાતના સાગરખેડુઓનો ઈતિહાસ જાણવા મળ્યો છે.

૩. સ્મરણચિહ્નો—સ્મરણ-સ્તમ્ભો—'ખાંભીઓ'—માં અનેકાનેક સંકેતો કોતરવામાં આવે છે. તેવા એક વહાણનો પાળિયો દ્વારકા પાસેના આરંભડા ગામમાંથી પ્રાપ્ત થયો છે. તેવા બે પાળિયા ડૉ. હીરાણંદ શાસ્ત્રીએ સને ૧૯૩૫માં પ્રકટ કર્યા છે.

૪. ભૂજના ફર્ગ્યુસન મ્યૂઝિયમમાં એક મોટો ફલક છે જે ત્રણ વર્ષ ઉપર મારા જોવામાં આવ્યો હતો. તેમાં નૌકાયુદ્ધનું આલેખન છે. સૈંધવોનો સાગર પ્રવાસ, તેમનાં તામ્રપત્રોમાં 'મીન'નું સાંકેતિક આલેખન—એ બધું કચ્છ અને સૌરાષ્ટ્ર સાથેની નિકટતા સ્થાપવા પૂરતું છે. આ શિલ્પ તેની પરંપરાનું જણાય છે.

૫. પ્રસ્તુત શિલ્પ વહાણનાં શિલ્પોમાં નોંધપાત્ર છે. આપણી લોકકથાઓ વગેરેમાં આવતાં વહાણનાં વર્ણનો અભ્યાસ કરવા જેવાં છે.

# ૧૨. મોગલ સમયનાં સોરઠ સરકારનાં થાણાં

### કેશવલાલ હિં. કામદાર

જ્યારે બ્રિટિશ અધિકારીઓએ કાઠિયાવાડનું રાજ્યતંત્ર હાથ કર્યું ત્યારે પ્રથમ તો તેમણે પોલીસ બંદોબસ્ત કરવાનો હતો, કારણ કે સુલેહશાંતિ સિવાય કાઠિયાવાડ પ્રદેશની પ્રગતિ અશક્ય હતી. એ માટે બ્રિટિશ અમલદારોએ સ્થાનિક સરકારની મદદથી સૌરાષ્ટ્રમાં મોગલાઈ સમયનાં ખાસ કરીને, ઔરંગઝેબના અમલનાં છેલ્લાં વર્ષોમાં જે થાણાં હતાં તેમની એક યાદી તૈયાર કરાવી. એ કાઠિયાવાડ ગૅઝેટિયરને છેલ્લે પાને આપવામાં આવી છે. ગાયકવાડ સરકારે અને પેશવા સરકારોએ આ થાણાંઓની યાદીમાં ફેરફાર કરેલો. મરાઠાઓ પછી આવ્યા અંગ્રેજો. તેમણે અનુકૂળતા પ્રમાણે કેટલાંક થાણાં રદ કર્યાં, જ્યારે કેટલાંક નવાં થાણાં નાખ્યાં. આ નવાં થાણાંનો બંદોબસ્ત કરવા કાઠિયાવાડ પોલિટિકલ

એજન્સી તરફથી થાણાદારો નામના અમલદારો નિમાતા હતા. એ વ્યવસ્થા ઈ. સ. ૧૯૪૭–૪૮ સુધી ટકી રહી હતી. બ્રિટિશોનાં નંખાયેલાં કેટલાંક થાણાંઓનો વહીવટ થોડાક સમય માટે ગાયકવાડ સરકારે સંભાળેલો. વડોદરા રાજ્યના ગૅઝેટિયર અધિકારી તરીકે મારે આ થાણાંઓનો બન્દોબસ્ત જોવો પડ્યો હતો. આ તમામ થાણાંઓને, સૌરાષ્ટ્રનું એકમ થતાં, રદ કરવામાં આવ્યાં છે; છતાં થાણાંની વિશેષતા હજુ પણ જોઈ શકાય છે. આપણે સ્વતંત્ર થયા એટલે એવું તો સમજવું જોઈએ નહીં કે પ્રાગ્-બ્રિટિશ સમયના ઈતિહાસને આપણે જાણવો જોઈએ નહિ. આવાં થાણાંઓ માટે સમગ્ર સોરઠ સરકાર એટલે કાઠિયાવાડ માટે ત્રણ વિભાગો રાખવામાં આવ્યા હતા: (૧) સોરઠ (૨) ઈસ્લામનગર – જામનગર (૩) ઝાલાવાડ પ્રાંત. સોરઠ વિભાગ માટે કુલ ૬૪ થાણાં હતાં, અને તેમાં અત્યારના ગોહિલવાડ પ્રાંતનો તથા હાલાર પ્રાંતના કેટલાક વિભાગોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ સોરઠ વિભાગમાં હળવદ – મોહમ્મદનગર – જેવા ઝાલાવાડ પ્રદેશનો પણ સમાવેશ થયો હતો. બીજા જામનગર – ઈસ્લામનગર – વિભાગ માટે કુલ આઠ થાણાં હતાં. એ આઠ થાણાં ઉપરાંત ખંભાળિયાની રાજધાનીમાં રાજ્ય કરતા સચાથી નામના પ્રદેશનાં કેટલાંક થાણાને આ ઈસ્લામનગરના વિભાગમાં અંતર્ગત કરવામાં આવ્યા હતાં. છેલ્લો, ત્રીજો વિભાગ ઝાલાવાડ પ્રાંતનો હતો. તે માટે મોગલ બાદશાહોએ માત્ર ત્રણ થાણાંઓ રાખ્યાં હતાં. કારણ એ હતું કે આ વિભાગનો ઘણોખરો ભાગ એ સમયે અત્યારના ગોહેલવાડ પ્રાંતમાં અંતર્ગત થયેલો હતો, અને થોડો પ્રદેશ અમદાવાદ જિલ્લામાં એટલે અસલ ગુજરાત-સરકારમાં અંતર્ગત થયેલો હતો.

## ૧૩. હેમચંદ્રાચાર્ય

**ચિમનલાલ ભા. શેઠ**

હેમચંદ્રાચાર્યનો જન્મ, જન્મભૂમિ, માતાપિતા વગેરે – સોમપ્રભાચાર્ય, પ્રભાચંદ્ર, મેરુતુંગાચાર્ય, ચરિત્રસુંદર, જિનમંડનગણિ વગેરે લેખકોના હેમસૂરિની દીક્ષા વિષેના અહેવાલો અને તેની સમાલોચના – હેમસૂરિનો વિદ્યાભ્યાસ – તેમને આપવામાં આવેલી આચાર્ય પદવી.

જયસિંહદેવ અથવા સિદ્ધરાજ સાથેનો હેમસૂરિનો સંબંધ – પ્રભાવક ચરિત્ર, ચતુર્વિંશતિ પ્રબન્ધ, પ્રબન્ધચિન્તામણિ, કુમારપાલપ્રબંધ વગેરે ગ્રંથોના અહેવાલો અને તેની સમીક્ષા.

કુમારપાળ અને હેમસૂરિ – તેમનો પરિચય ક્યારે થયો તે સંબંધી હકીકત – હેમસૂરિના ઉપદેશથી કુમારપાલે કરેલાં કાર્યો – અમારિઘોષણા, દારૂબંધી વગેરે.

હેમસૂરિના ઉપદેશથી લોકોને થયેલો લાભ.

હેમસૂરિની સાહિત્યસેવા – મૂલ્યાંકન.

# ૧૪. 'અપરાજિતપૃચ્છા'નો રચનાકાળ

**મણિલાલ વોરા**

વિશ્વકર્મા વિરચિત 'અપરાજિતપૃચ્છા' નાગર સ્થાપત્યપરંપરાનો બહુમૂલ્ય ગ્રંથ છે. ઉત્ક્રાંતિક્રમમાં બહુ વિકાસ પામેલ મંદિરોની, ખાસ કરીને ગુજરાતનાં મંદિરોની વાસ્તુપ્રથાનું એમાં વિવરણ છે, જે ઠીક ગુજરાતના વાસ્તુ ચેજ્ઞો અનુસરે છે.

આ ગ્રંથના સંપાદક શ્રી પોપટલાલ માંકડે એનો રચનાકાળ આંતરિક પ્રમાણો લઈને બારમી શતાબ્દી ગણેલ છે. ગ્રંથમાં કહેલ વસ્તુવિધાનની તત્કાલીન ગુજરાતનાં ચૌલુક્ય મંદિરાવશેષો સાથે તુલના કરતાં શ્રી માંકડના એ નિર્ણયને અનુમોદન મળવા સાથે એ સદીના ઉત્તરાર્ધમાં જ આ ગ્રંથ રચાયો હોવાનું સ્પષ્ટ ભાસે છે.

'અપરાજિતપૃચ્છા' એ શ્રી વિશ્વકર્માને તેના માનસપુત્ર અપરાજિતે પૂછેલા પ્રશ્નોનું વિવરણ છે. વિશ્વકર્મા અને તેના શિષ્ય જય, વિજય અને સિદ્ધાર્થના સંવાદોરૂપ રચાયેલા 'જયપૃચ્છા', વિજયપૃચ્છા' અને 'સિદ્ધાર્થપૃચ્છા'ની જેમ જ પ્રાચીન ભારતીય પદ્ધતિ અનુસાર આ ગ્રંથનું પણ નામાભિધાન થયેલ લાગે છે.

અગિયારમી શતાબ્દીમાં વાસ્તુકલા પ્રાયોગિક દશામાં હતી, ત્યારે વાસ્તુનિયમોના સૂત્રાત્મક ગ્રંથની રચના થવા સંભવ ઓછી છે. બારમી શતાબ્દીમાં એ કળા ચરમ સીમાએ પહોંચી હોય તેમ એ કાળનાં મંદિરો જોતાં જણાય છે. ત્યાર પછીની સદીઓમાં કંડાર્યકામની કક્ષા ઊતરતી જતી લાગે છે. ગ્રંથમાં દેવાલયનિર્માણની અને તેનાં અંગ-ઉપાંગોની વિશદ છણાવટ છે. વાસ્તુનું વ્યવહારજ્ઞાન નિ:શંક જ શાસ્ત્રઘટનનું પુરોગામી છે.

'સમરાંગણ સૂત્રધાર'માં શિખરો અને વિતાનવિધાનની ચર્ચા કરતાં 'અપરાજિતપૃચ્છા'માં એની ચર્ચા વધારે વિકસિત, ભવ્ય અને કલ્પનાશીલ છે. હેમાદ્રિ પોતાના 'ચતુર્વર્ગચિંતામણિ'માં 'અપરાજિતપૃચ્છા'નો નિર્દેશ કરે છે. એથી નક્કી થાય છે કે 'અપરાજિતપૃચ્છા' બારમી શતાબ્દીમાં રચાયો હોય.

## ૨૦

'અપરાજિતપૃચ્છા' માંહેની પ્રાસાદની પીઠ અને મંડોવરનાં અંગ-ઉપાંગોની સૂક્ષ્મ વિગતો બારમી સદીનાં મંદિરો જ બતાવે છે.

અશ્વથર, મેરુ પ્રકારના પ્રાસાદો અને દિક્‌પાલની ગ્રંથમાં કહેલ વિગતો બારમી શતાબ્દીમાંથી જોવામાં આવી છે.

વિતાનવિધાનની ગ્રંથસ્થ ચર્ચા, વાસ્તુકલા અને તેનું છંદજ્ઞાન ચરમ સીમાએ પહોંચ્યાં હોય એ કાળ બતાવે છે. 'સમરાંગણ સૂત્રધાર' કરતાં પાછળના તબક્કાનો સમય લાગે છે. શ્રી માંકડે રચનાકાળ-નિર્ણય માટેનાં કારણો સ્થાપત્યના દૃષ્ટિકોણથી રજૂ કર્યાં નથી, તે અહીં તત્કાલીન સ્થાપત્યના નિરીક્ષણના પ્રકાશે નક્કી કરી રચનાકાળને વધારે સાંકડી મર્યાદામાં લાવી, બારમી શતાબ્દીના ઉત્તરાર્ધને 'અપરાજિતપૃચ્છા'નો સાંભવિત રચનાકાળ ગણીએ છીએ.

## ૩

# તત્ત્વજ્ઞાનવિભાગ

## ૧. તત્ત્વજ્ઞાનનું વિજ્ઞાન

પોપટલાલ ગો. શાહ

તત્ત્વજ્ઞાનના વિષયો વિજ્ઞાનથી જુદા હોઈ શકે પણ તેની પદ્ધત્તિની મૌલિકતા વિજ્ઞાનની પદ્ધતિથી જુદી હોઈ શકે નહિ. તત્ત્વજ્ઞાન પણ વિજ્ઞાનની પદ્ધતિ અને વૃત્તિ અપનાવતું જાય છે તેટલે અંશે તેની સફળતા અને ઉપયોગિતા વધતી જાય છે એ દર્શાવવાનો આ લેખનો ઉદ્દેશ છે.

વિજ્ઞાનની વિશિષ્ટતા ફક્ત જ્ઞાનના પ્રકારમાં કે વિષયની વિવિધતામાં રહેલી છે એમ નથી. મનુષ્યની બુદ્ધિથી ગ્રાહ્ય એવા સર્વ વિષયો વિજ્ઞાનનું ક્ષેત્ર છે. અને તેમાં તત્ત્વજ્ઞાન અને આત્મવિદ્યા પણ આવે છે. વિજ્ઞાનની સત્ય શોધવાની તીવ્ર ઝંખનાને કારણે સાધારણ મનુષ્યો કે તત્ત્વજ્ઞાનીઓને અસંભવિત લાગતી ઘટનાઓ વિજ્ઞાનના વિકાસની સાથે સત્ય થતી લાગે છે. તેમ છતાં કેટલાક કહેવાતા તત્ત્વજ્ઞાનીઓ તરફથી વિજ્ઞાનનું ઘણું અલ્પમાન થાય છે, પરન્તુ વિજ્ઞાનની પદ્ધતિ તત્ત્વજ્ઞાનના વિચારો કે તેમની પ્રણાલિકાને લાગુ પડી શકે જ નહિ એ તત્ત્વજ્ઞાનીઓનો વિચાર હવે નિર્બળ થતો જાય છે એ એક શુભ ચિહ્ન છે. આત્મજ્ઞાનના વિષયમાં ગૂઢવાદની મીમાંસા હવે પ્રયોગાત્મક રીતે ચર્ચાય છે. યોગની પદ્ધતિને પ્રયોગાત્મક રીતે સમજવાને લોનાવલામાં પ્રયોગશાલા સ્થપાઈ છે. ડ્યૂક યુનિવર્સિટી જેવી સંસ્થાઓ આત્મજ્ઞાનના પ્રદેશમાં તત્ત્વજ્ઞાનીઓને પ્રયોગાત્મક પદ્ધતિ સમજતા કરી રહી છે. આ પરથી આશા રાખી શકાય કે એક દિવસે જ્ઞાનમાત્રની પદ્ધતિ એક જ પ્રણાલિકા, વૃત્તિ અને મૌલિક પ્રયોગાત્મક સિદ્ધાંતો ઉપર રચાશે. અને તત્ત્વચિંતકો પણ વૈજ્ઞાનિક પદ્ધતિ સ્વીકારશે.

## ૨. સાંખ્યદર્શન

પ. ગુ. માનુ

આ નિબંધ બે ખંડમાં વહેંચી નાખેલ છે. પ્રથમ ખંડમાં તત્ત્વજ્ઞાનનો અર્થ, તત્ત્વના સ્વરૂપનો વિચાર, તે અલૌકિક તત્ત્વનું ‘દર્શન’ થઈ શકે છે કે કેમ? અને જો ‘હા’ તો તેની રીત, તત્ત્વજ્ઞાનની જીવનમાં જરૂર, સાંખ્યદર્શનની પ્રણાલી,

તે આસ્તિક દર્શન છે કે નાસ્તિક દર્શન અને સેશ્વર તથા નિરીશ્વર સાંખ્ય એમ બે વિભાગો કેમ પડ્યા વગેરે વિષયોની ચર્ચા કરી છે.

દ્વિતીય ખંડમાં (૧) સાંખ્યદર્શનનો ઉદ્દેશ, (૨) પ્રકૃતિ, (૩) પુરુષ, (૪) પ્રકૃતિનાં નોખાં નોખાં કાર્યો, (૫) મોક્ષ મેળવવાનો સાધનક્રમ અને (૬) જ્ઞાન, એમ 'સાંખ્યદર્શન'ને જ લગતા પ્રશ્નોની છણાવટ કરી છે.

**સાંખ્યદર્શન:** આ દર્શનની માન્યતા મુજબ તદ્દન વિપરીત ગુણધર્મવાળાં (૧) પુરુષ અને (૨) પ્રકૃતિ એ બે તત્ત્વો છે. જડપરિણામી, ત્રિગુણ, વિભુ અને નિત્ય છે. જ્યારે પુરુષ ચેતન, અપરિણામી, અત્રિગુણ, વિભુ અને નિત્ય છે. પુરુષ અને પ્રકૃતિનો 'સંયોગ' થતાં પ્રકૃતિના ગુણોની સામ્યાવસ્થામાં ક્ષોભ થાય છે અને પ્રકૃતિનું પહેલું કાર્ય મહત્ત્વ પ્રસવે છે, જેમાંથી અહંકાર પ્રસવે છે. આખી સૃષ્ટિના સ્થૂલ સૂક્ષ્મ ભોગો, ભોગનાં સાધનો, ભોગાધિકરણ અને ભોગનાં સ્થાનો પૈકી બુદ્ધિ સિવાયના બધા અહંકાર અને તેનાં કાર્યો છે. બુદ્ધિનું કાર્ય નિશ્ચય કરવાનું હોવા ઉપરાંત ધર્મ, અધર્મ વગેરે 'સંસ્કાર'ને ગોઠવી રાખવાનું પણ છે. આ સંસ્કારોથી પર જવાથી સાધક મુક્ત બને છે. આ માટેનું એકમાત્ર સાધન 'જ્ઞાન' છે. પુરુષને પોતે પ્રકૃતિથી ભિન્ન છે અને અજ્ઞાનથી પ્રકૃતિના ગુણો પોતા પર ઓઢી રહ્યો હતો એમ સમજાશે એટલે દુઃખની આત્યંતિક અને અનેકાન્તિક નિવૃત્તિ થતાં તે 'મોક્ષ' પદને પામશે.

## ૩. અદ્વૈતવાદની આવશ્યકતા

**નાગરદાસ કાશીરામ બાંભણિયા**

જગતમાં ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ પ્રમાણે બે શક્તિઓ નજરે ચડે છે. પરંતુ સર્વત્ર તે પરિમિત પ્રમાણમાં માલૂમ પડે છે. અપરિમિત શક્તિનો તો આપણને ખ્યાલ જ છે. તેમ છતાંયે આવો ખ્યાલ ક્યાંથી? આવી અપરિમિત શક્તિ કોની પાસે હશે? એવા એવા પ્રશ્નો તો ઊંડે ઊંડે આપણા મનમાં જાગે છે. અને ઈશ્વરનું અસ્તિત્વ માન્યાથી જ આ આન્તર ભૂખ ભાંગે. હવે અપરિમિત શક્તિશાળી સર્વસમર્થ ઈશ્વર જગદાદિ સરજવા માટે બીજા પદાર્થ પર આધાર રાખતા હોય, તો પછી તે પરાધીન અને અસમર્થ બની જાય. માટે ઈશ્વરનું ઈશ્વરત્વ એટલે સર્વસામર્થ્ય કાયમ રાખવા આપણે ઈશ્વરને અદ્વૈત માનવો જ પડે.

તે આસ્તિક દર્શન છે કે નાસ્તિક દર્શન અને સેશ્વર તથા નિરીશ્વર સાંખ્ય એમ બે વિભાગો કેમ પડયા વગેરે વિષયોની ચર્ચા કરી છે.

દ્વિતીય ખંડમાં (૧) સાંખ્યદર્શનનો ઉદ્દેશ, (૨) પ્રકૃતિ, (૩) પુરુષ, (૪) પ્રકૃતિનાં નોખાં નોખાં કાર્યો, (૫) મોક્ષ મેળવવાનો સાધનક્રમ અને (૬) જ્ઞાન, એમ 'સાંખ્યદર્શન'ને જ લગતા પ્રશ્નોની છણાવટ કરી છે.

**સાંખ્યદર્શન:** આ દર્શનની માન્યતા મુજબ તદ્દન વિપરીત ગુણધર્મવાળાં (૧) પુરુષ અને (૨) પ્રકૃતિ એ બે તત્ત્વો છે. જડપરિણામી, ત્રિગુણ, વિભુ અને નિત્ય છે. જ્યારે પુરુષ ચેતન, અપરિણામી, અત્રિગુણ, વિભુ અને નિત્ય છે. પુરુષ અને પ્રકૃતિનો 'સંયોગ' થતાં પ્રકૃતિના ગુણોની સામ્યાવસ્થામાં ક્ષોભ થાય છે અને પ્રકૃતિનું પહેલું કાર્ય મહત્ત્વ પ્રસવે છે, જેમાંથી અહંકાર પ્રસવે છે. આખી સૃષ્ટિના સ્થૂલ સૂક્ષ્મ ભોગો, ભોગનાં સાધનો, ભોગાધિકરણ અને ભોગનાં સ્થાનો પૈકી બુદ્ધિ સિવાયના બધા અહંકાર અને તેનાં કાર્યો છે. બુદ્ધિનું કાર્ય નિશ્ચય કરવાનું હોવા ઉપરાંત ધર્મ, અધર્મ વગેરે 'સંસ્કાર'ને ગોઠવી રાખવાનું પણ છે. આ સંસ્કારોથી પર જવાથી સાધક મુક્ત બને છે. આ માટેનું એકમાત્ર સાધન 'જ્ઞાન' છે. પુરુષને પોતે પ્રકૃતિથી ભિન્ન છે અને અજ્ઞાનથી પ્રકૃતિના ગુણો પોતા પર ઓઢી રહ્યો હતો એમ સમજાશે એટલે દુઃખની આત્યંતિક અને અનેકાન્તિક નિવૃત્તિ થતાં તે 'મોક્ષ' પદને પામશે.

## ૩. અદ્વૈતવાદની આવશ્યકતા

**નાગરદાસ કાશીરામ બાંઝણિયા**

જગતમાં ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ પ્રમાણે બે શક્તિઓ નજરે ચડે છે. પરંતુ સર્વત્ર તે પરિમિત પ્રમાણમાં માલૂમ પડે છે. અપરિમિત શક્તિનો તો આપણને ખ્યાલ જ છે. તેમ છતાંયે આવો ખ્યાલ ક્યાંથી? આવી અપરિમિત શક્તિ કોની પાસે હશે? એવાં એવા પ્રશ્નો તો ઊંડે ઊંડે આપણા મનમાં જાગે છે. અને ઈશ્વરનું અસ્તિત્વ માન્યાથી જ આ આન્તર ભૂખ ભાંગે. હવે અપરિમિત શક્તિશાળી સર્વસમર્થ ઈશ્વર જગદાદિ સરજવા માટે બીજા પદાર્થ પર આધાર રાખતા હોય, તો પછી તે પરાધીન અને અસમર્થ બની જાય. માટે ઈશ્વરનું ઈશ્વરત્વ એટલે સર્વસામર્થ્ય કાયમ રાખવા આપણે ઈશ્વરને અદ્વૈત માનવો જ પડે.

# ૨. ગુજરાતની ક્ષારીય જમીનો

રસિકલાલ કેશવલાલ શાહ અને જયકૃષ્ણ ચંપકપ્રસાદ વોરા

દુનિયાના અનેક પ્રદેશોમાં ક્ષારીય જમીનો પથરાયેલી છે. ગુજરાતમાં ક્ષારીય જમીનોનું પ્રમાણ ઘણું વધારે છે. એકલા અમદાવાદ જિલ્લામાં લગભગ સવા બે લાખ એકર જમીન ક્ષારીય છે.-એવી જમીનો મુખ્યત્વે શુષ્ક પ્રદેશોમાં આવેલી હોય છે; અહીં વાર્ષિક સરાસરી ઉષ્ણતામાન ઘણાં હોય છે અને વાર્ષિક સરાસરી વરસાદ ઘણો ઓછો હોય છે. ઉત્તર ગુજરાતમાં કચ્છનું નાનું રણ અને તેની આસપાસનો પ્રદેશ, ભાલ-નળકાંઠાનો પ્રદેશ, ભાવનગરની આસ-પાસની દરિયાકિનારાની જમીનો, સુરત પાસેનો દરિયાકિનારાનો પ્રદેશ, ખંભાત નજીકનો પ્રદેશ આવી ખારી જમીનોથી ભરપૂર છે.

ક્ષારીય જમીનો વનસ્પતિને પોષણ આપે તેવા અનુકૂળ સંજોગોથી વિમુક્ત હોય છે તેથી આ પ્રદેશોમાં વનસ્પતિનો અભાવ હોય છે. કેટલીક જગ્યાઓએ પાણીનો પણ અભાવ હોય છે. તેથી આ પ્રકારની ક્ષારીય જમીનોનો સતત અભ્યાસ જરૂરી છે.

હાલમાં ભાવનગરથી દશ માઈલ દૂર અને વલ્લભીપુર (વળા)થી પંદર માઈલ દૂર સવાઈનગર પાસે આવી ક્ષારીય જમીનોને સુધારવાનું કાર્ય નેધરલૅન્ડની સરકાર તરફથી પોતાના ખર્ચે શરૂ કરવામાં આવ્યું છે. આ કામથી પાંચ વર્ષને અંતે પાંચ હજાર એકર ક્ષારીય જમીનો ખેતીને લાયક બનશે. ત્યાર પછી તેવી જ બીજી પિસ્તાળીસ હજાર એકર જમીન ઉપર આ પ્રયોગ શરૂ કરવામાં આવશે.

અહીં અપનાવવામાં આવેલી પદ્ધતિ અથવા તેનાથી જુદી પદ્ધતિથી કચ્છના નાના રણની તેમ જ ભાલ-નળકાંઠાની જમીનો સુધારી શકાય તેવી છે.

આ ક્ષેત્રમાં રશિયા, અમેરિકા અને નેધરલૅન્ડમાં થયેલું કાર્ય બેનમૂન ઉદાહરણ સમાન છે. ભારતમાં પણ અનેક ક્ષેત્રે કામ કરતા વૈજ્ઞાનિકો ક્ષારીય જમીનની સુધારણામાં રસપૂર્વક કામ કરે તો હાલમાં છે તે જમીનોમાં બીજી વીસ લાખ એકર જમીનો ખેતીના ઉપયોગમાં લાવી શકાય તેવી છે.

# ૩. પાણી બહારની માછલી

મહાદેવ શિવરામ દુભળે

માછલી વિશેની સામાન્ય માન્યતા—પાણી બહાર તે જીવી શકે નહિ—પણ જળ બહાર આવ્યા સિવાય જીવી શકે જ નહિ તેવો પ્રકાર—જળ કે હવાને અનુકૂળ થવાની તેમની શક્તિ.

શરીરના અમુક ભાગોનો શ્વસન માટે ઉપયોગ દા. ત. ઝાલરો, ત્વચા અને આંતરડાં અને કે અથવા વિશિષ્ટ સહાયક અંગો—અંગ સુકાઈ ન જાય માટે શ્લેષ્મ થરનું આવરણ—લોહીમાં હિમોગ્લોબીનનું સામાન્ય માછલીના લોહીમાં હોય તે કરતાં વધારે પ્રમાણ—હવામાં શરીર ટેકવવા માટે તેમ જ પ્રચલન માટે અનુકૂળતા.

હવા-શ્વસનનું કારણ. કુદરતમાં મળતી પરિસ્થિતિનો જીવવા માટે લાભ ઉઠાવી વિકાસ સાધવાની દિશા તરફ પ્રયાણ.

## ૪. ભારતીય કુટુંબ અંગે અભ્યાસની અમુક સમસ્યાઓ

એ. એ. ખત્રી

પશ્ચિમના દેશોમાં કુટુંબને અંગે થયેલા સંશોધનની સરખામણીમાં ભારતમાં કુટુંબસંસ્થાનો અભ્યાસ અને સંશોધન બહુ જ અલ્પ કહી શકાય. જે પણ સંશોધન થયું છે તે મહદંશે કુટુંબસંસ્થાના ઐતિહાસિક વિકાસના દૃષ્ટિબિંદુથી થયું છે જ્યારે કુટુંબની અન્યોન્ય વ્યક્તિઓના આરસપરસના સંબંધો અને વ્યક્તિત્વ-વિકાસ ઉપર ભાર દેવાયો નથી. અમેરિકામાં થયેલાં અમુક સંશોધનોનો ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવ્યો છે. સિદ્ધાંત, કલ્પનાની ચકાસણી, સમાજશાસ્ત્ર, નૃવંશશાસ્ત્ર અને બીજાં સામાજિક શાસ્ત્રોના નિષ્ણાતોનો સંશોધન માટે સહકાર અને નવલકથા અને બીજા સાહિત્યનું વૈજ્ઞાનિક ઢબે પૃથક્કરણ—એવી સંશોધનની આધુનિક પદ્ધતિઓની ઉપયોગિતા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

## ૫. આપણા જગતની રચના અને ગતિ સંબંધી ગણિત

ડાહ્યાભાઈ મો. પટેલ

૧. ટૉલેમી (ગ્રીક, ઈ. સ. ૧૦૦–૧૬૮) ભૂમિતિકાર અને ખગોળશાસ્ત્રી. તેના ગણિત પ્રમાણે પૃથ્વી જગતનું કેન્દ્ર છે અને સૂર્ય અને ગ્રહો પૃથ્વીની આજુબાજુ વર્તુલોમાં ભ્રમણ કરે છે—જાણે કે તે ગ્રહગણનું એક પ્રકારનું નાચગીત ન હોય અને તે જાણે સૃષ્ટિની પૂર્ણતાનો ખ્યાલ ન આપતું હોય? સાત ગ્રહો અને તેમની ચાલની 'એપિસાઈકલ થિયરી'.

૨. ૧૩૦૦ વર્ષ પછી ટૉલેમીનું બ્યાન ખરું ન લાગ્યું અને કૉપર્નિકસે (જર્મન, ઈ. સ. ૧૪૭૩–૧૫૪૩) પોતાની નવી 'હીલિયોસેન્ટ્રિક થિયરી' આપી. તે પ્રમાણે સૂર્ય આપણા જગતનું કેન્દ્ર છે કારણ કે તેનું કદ, વજન

ઘણાં છે. તે આપણને ગરમી અને તેજ આપે છે. આથી આપણને જીવન નિભાવતાં વરસાદ અને ખોરાક મળે છે. પૃથ્વી, સૂર્યને તેના સ્થાનમાં રાખવામાં બહુ જ ઓછી મદદકર્તા છે પણ સૂર્ય તો, પૃથ્વી એકલીને જ નહિ પરંતુ બધા ગ્રહોને પોતાના ગુરુત્વાકર્ષણથી તેમની ગતિકક્ષામાં રાખે છે.

સૂર્ય કેન્દ્રમાં, અને તેની આજુબાજુ, ગ્રહમાર્ગો, વર્તુલોમાં ટૉલેમીના ક્રમમાં (System'માં) સાત ગ્રહો અને કૉપર્નિકસના ક્રમમાં છ જ. છ અને સાત ગુહ્ય સંખ્યાઓ છે અને તેથી ખ્રિસ્તી ધર્મમાં 'ભગવાને સૃષ્ટિને છ દિવસમાં ઉત્પન્ન કરી અને સાતમે દિવસે આરામ લીધો' તેમ કહ્યું છે. સાતમો રવિવાર અને તહેવાર.

આ ક્રમ પ્રમાણે ગ્રહોનું સ્થાન બરોબર નક્કી થઈ શકતું ન હતું કારણ કે ગ્રહો સૂર્યની આજુબાજુ વર્તુલ માર્ગમાં ફરે છે તેવું કહેવું હતું પરંતુ ખરી રીતે તો ગ્રહો 'ઉપવલય' (Eclips) માર્ગમાં ફરે છે. પરંતુ, આ ક્રમે, એટલું તો ટૉલેમી વિરોધી ચોક્કસ ભાન આપ્યું કે સૂર્ય પૃથ્વીની આજુબાજુ નહિ પરંતુ પૃથ્વી સૂર્યની આજુબાજુ ભ્રમણ કરે છે. (પૃથ્વીમાતા નહિ તેમ જ તેના પર રહેતો મનુષ્ય કેન્દ્ર નથી પણ સૂર્ય જ – Sun – કેન્દ્ર છે.)

૩. ત્યાર બાદ કેપલરનાં (જર્મન, ૧૫૭૧–૧૬૩૦) ડેન્માર્કના ટાયકો-બ્રાહે નામના ખગોળશાસ્ત્રીની મદદથી કરાયેલાં ગ્રહોની કક્ષાના રાતદિન ગતિ-સ્થાનનાં આજીવન બારીક નિરીક્ષણોથી નીચે પ્રમાણે નક્કી કરાયું:

(અ) પૃથ્વી તેમ જ ગ્રહો સૂર્યની આજુબાજુ જુદી જુદી ઉપવલય કક્ષામાં ફરે છે.

(બ) સૂર્ય અને ગ્રહ વચ્ચેનું અંતર, ભ્રમણમાં, સરખાં ક્ષેત્રફળ સરખા સમયમાં કાપે છે.

(ક) આખા પરિભ્રમણના સમયનો વર્ગ લઈએ અને તેને માર્ગના મુખ્ય લાંબામાં લાંબા અક્ષના ઘનથી ભાગીએ તો બધા ગ્રહ માટે આ ગુણોત્તર (Ratio) અચલ છે. ($T^2/a^3$=Constant)

(ડ) સૂર્ય ગ્રહના ઉપવલય કેન્દ્રમાં રહેતો નથી પણ નાભિમાં રહે છે. આને લીધે સૂર્ય અને ગ્રહોના આકર્ષણનો કાયદો 'Inverse Squre Law' હોય તેમ મનાયું પણ સાબિત થયું નહિ.

૪. આ પછી ન્યૂટને (અંગ્રેજ, ઈ. સ. ૧૬૪૨–૧૭૨૭) જે કેમ્બ્રિજ ટ્રિનિટી કૉલેજમાં ભણતો વિદ્યાર્થી હતો અને પછી ફેલો થયા બાદ 'યુનિવર્સલ લૉ ઑફ ગ્રેવિટેશન' Inverse Squreનો લઈ, ઉપર પ્રમાણે જ ગ્રહોની

ગતિ સૂર્યની આજુબાજુ થાય જ તેવું તેના કૅલ્કયુલસ અને ભૂમિતિના ગણિતથી ચોક્કસ રીતે સાબિત કર્યું. અણુએ આણુ, પૃથ્વી, ગ્રહો, તારા, તારામંડળોની સૃષ્ટિને આવરી લેતો આ જ ગતિકાયદો છે તેવું તેણે તેમના ગતિમાર્ગની મદદ લઈ ગણિતથી સાબિત કર્યું.

૫. ત્યાર બાદ ૩૦૦ વર્ષ પછી આઈન્સ્ટાઈને (યહૂદી, ઈ. સ. ૧૮૭૯–૧૯૫૭) આ સૃષ્ટિક્રમ વિકાસમાં પોતાની થિયરી ઑફ રીલેટિવિટીથી નવો પ્રકાશ પાડયો.

ન્યૂટન અને તેના આગલા સમયના ગણિતશાસ્ત્રીઓ જે અવકાશ અને વખતને અમાપ અને શાશ્વત પણ નિરાળા ગણાતા હતા તે તેમણે નકાર્યું. વળી દ્રવ્ય અને શક્તિ જેવી જુદાઈ સ્વીકારાઈ હતી તે પણ નકાર્યું. તેના ક્રમમાં.

(અ) 'ઈથર' જેવો તદ્દન અગોચર શાન્ત સમુદ્ર છે જ નહિ જેમાં આપણે બધા રહીએ છીએ અને ગતિ કરીએ છીએ.

(બ) દ્રવ્યનાશમાંથી શક્તિ અને શક્તિનાશમાંથી દ્રવ્ય બની શકે છે. બન્નેનું જુદાપણું નથી.

(ક) પૂરેપૂરો અખંડ આરામ અસંભવિત છે.

(ડ) અખંડ નિરાળો સમય છે જ નહિ.

આઈન્સ્ટાઈનની 'સ્પેશિયલ' અને 'જનરલ' 'થિયરી ઑફ રીલેટિવિટી' જાણીતી છે.

કુદરતની આખર ગુપ્તતા શી છે તે કહેવું ઘણું કઠિન છે—કંઈક અસંભવિત જ લાગે છે તેમ તેનું કહેવું છે.

વળી અલગ અલગ નિરીક્ષકો માટે કોઈ કાયદાની ગણિત ચોક્કસતા છે. (Invariants)

અવકાશ અને સમય એકબીજાથી નિરાળાં નથી પરંતુ નરમાદા માફક એકબીજા સાથે સેળભેળ થઈ ગયેલાં છે.

દ્રવ્યવાળું જગત અને દ્રવ્ય વગરનું જગત (Flat and curved Space-Time)

(૧) આઈન્સ્ટાઈનનો સિલિન્ડ્રિકલ સ્પેસ ટાઈમ' વાદ. (Sylendrical Space-Timve.

(૨) ડી સીટરનો 'સ્ફેરીકલ સ્પેસ ટાઈમ'વાદ (Spherical Space-Time) બ્રહ્માંડની ત્રિજ્યા વગેરે.

૬. બ્રહ્માની સૃષ્ટિ સંબંધી હિંદુ તત્ત્વજ્ઞાનનું થોડુંક બયાન.

# ૫

# પત્રકારિત્વવિભાગ

## ૧. ગુજરાતી વર્તમાન પત્રોમાં માહિતીની રજૂઆત

યશવંત શુકલ

વર્તમાનપત્રોનો મૂળ ઉદ્દેશ જ વૃત્ત કહેતાં સમાચાર કે માહિતી આપવાનો છે. આ માહિતીની પસંદગીનાં ધોરણો, પસંદ કરેલી માહિતીનું તારતમ્ય, માહિતીની રજૂઆત એ જેમ વ્યવસાયગત કસબ સૂચવે છે તે જ પ્રમાણે એ વ્યવસાયગત નીતિ પણ સૂચવે છે. વર્તમાનપત્રોનો વ્યવસાય આપણે ત્યાં પશ્ચિમમાંથી આયાત થયેલો હોવાથી કસબની બાબતમાં હજી સુધી પશ્ચિમને આપણે ગુરુ ગણીને ચાલ્યા છીએ. પણ નીતિ બાબતમાં મૌલિકતા દાખવવાનો આપણે માટે પૂરેપૂરો અવકાશ હોવા છતાં આપણાં પત્રો મૌલિકતા માટે આગ્રહ રાખતાં જણાતાં નથી.

ગુજરાતી વર્તમાનપત્રોએ ભાષા, રજૂઆત વગેરે બાબતમાં ઘણો વિકાસ સાધ્યો હોવા છતાં માહિતી એકત્ર કરવાથી માંડી માહિતીની રજૂઆત કરવા સુધીની પ્રક્રિયાઓમાં તારતમ્ય, વિવેક, અભ્યાસ, સત્યનિષ્ઠા અને સંક્ષેપ—એટલા ગુણો જોઈએ તેટલા પ્રમાણમાં તેઓ પ્રગટ કરતાં નથી. માહિતીને વિકૃત કરવી, સમાચારના પાઠને અપેક્ષિત ન હોય તેવાં મથાળાં બાંધવાં, પ્રજાને ઉપયોગી માહિતીથી વંચિત રાખીને કૌતુક સતેજ કરવા ઉપર ધ્યાન એકાગ્ર કરવું, પક્ષિલ, છેતરામણા, ક્ષુલ્લક અભિપ્રાયો માહિતીની ભેગાભેગા હેતુપૂર્વક આપવા એ પ્રવૃત્તિઓ વર્તમાનપત્રોની માહિતીની બાબતમાં પ્રજાને સતત શંકામાં રાખે છે.

---